## ☐ નાથાલાલ જોશી

સાવનની મેઘમાલાથી આકાશ છવાયું છે.
વારંવાર વીજળી ચમકે છે.
વર્ષાની ધારા અવિરત ચાલુ છે.
શ્યામ - ઘનથી ઘનશ્યામની સ્ફૂર્તિ થાય છે.
દામિનીથી રાધિકાની સ્મૃતિ જાગે છે.
મેઘવર્ષાથી પ્રેમની ધારા પુષ્ટ થાય છે.
બપૈયાનો પિયુ પિયુ ટહુકો માધવ માટે અધીર કરે છે.
પર્વત ગિરિરાજનું અને નદી યમુનાનું ભાવોદ્દીપન કરે છે.
હે શ્યામ ! હે રાધિકે ! મારા અંતરને
નવવૃંદાવન બનાવોને !
એની નિકુંજોમાં નિત્ય - વિહાર કરોને !

## કેટકેટલું રહી ગયું ! □ જયન્ત પાઠક

પથ્થર પર જનમારો આખો વસ્તર મેલાં ધોયાં;
ઘાટ વટીને ઘડીક આંખે ખળખળ જળ ના જોયાં -
કેટકેટલી વહી ગઈ રે નદીઓ !

પગોથિયાં ગણતાં, કેડે પગ વાંકાચૂંકા વળતાં,
આંખો મીંચી વચવચમાં પોરો ખાવાને ઢળતાં -
ડુંગરા કેટકેટલા રહી ગયા અણદીઠા !

ટોળામાં અટવાયો, ઘૂમ્યો મેળામાં રઘવાયો,
ઉતાવળાં ચખ-ચરણે ઘરની વાટે ઝટ ખેંચાયો -
ચ્હેરા કેટકેટલા ચૂકી ગયો ખટમીઠા !

આદિથી તે અંત લગી બસ ગતિ ગતિ ને ગતિ
ગોળ ગોળ ઘાણી ને છેવટ એક જ અથ ને ઇતિ -
કેટકેટલી વહી ગઈ રે સદીઓ !

## ગઝલ □ મેઘબિંદુ

સાંજે ફરું છું રોજ તારી યાદમાં.
દીવો કરું છું રોજ તારી યાદમાં.

ક્યારેક તો મળવા મને તું આવશે
દરિયે તરું છું રોજ તારી યાદમાં.

મારી ખબર અંધારને પૂછી જુઓ
ડૂસકાં ભરું છું રોજ તારી યાદમાં.

આશક ભલે શરાબનો, પીધા વગર
પાછો ફરું છું રોજ તારી યાદમાં.

તારી ખબર એને હશે બસ એટલે
ફૂલો ધરું છું રોજ તારી યાદમાં.

## ગઝલ □ હેમેન શાહ

એક ગંગા દરેક જન્મતા ઝરણમાં છે,
પ્હાડને કોતરી જવાની વેતરણમાં છે.

હું ગઈ કાલને અતિક્રમી શકું જ નહીં,
આ સ્થિતિથી વિશેષ શું કશું મરણમાં છે?

ના સમય પણ સતત પ્રવાહ જાળવી શકતો,
ક્યાં વહી જાય છે એ વેળ જે સ્મરણમાં છે.

જે અકસ્માતમાં ગુમાયું છે શું એમાંનુ
આંકડાશાસ્ત્રના કોઈ સમીકરણમાં છે?

હું છું ઊભો, નિરાકરણ થશે - ની આશામાં,
કોણ ચાલ્યું વધુ? વિવાદ બે ચરણમાં છે.

કામધંધે જતાં ખભો ટપારી ફૂલ ખરે,
ને પૂછે, "ક્યારનો તું શા વશીકરણમાં છે?"

## ગઝલ □ હેમેન શાહ

સોનેરી અક્ષરોનું એ નામ વ્યર્થ છે,
ભૂતકાળમાં જવાનો વ્યાયામ વ્યર્થ છે.

છે પાન ડાયરીનું પણ આમ વ્યર્થ છે,
એનો વહેણ સામે સંગ્રામ વ્યર્થ છે.

પામી શકાય માત્ર ગહન ચેતના વડે,
ઢગલો આ અવયવોનો સરંજામ વ્યર્થ છે...

ખોબો કરી શરીરનો, ઝીલી શકો - ઝીલો :
જો છે ગઝલ સુરા, તો ઇતર જામ વ્યર્થ છે.

સુરખાબ દરિયાપારથી આવ્યાં જવાબમાં,
માન્યું'તું આપણે કે પૈગામ વ્યર્થ છે!

## પાંખોનું રૂપ □ પ્રફુલ્લ પંડ્યા

પંખી બનીને તને ઊડવું ગમે છે
તો પાંખોનું રૂપ તને આપું
આવ સખી આવ તને ખુલ્લું આકાશ દઈ
ખુલ્લા આકાશમાં હું માપું...
ફૂલોને અડકયાની વાત તારા હોઠ ઉપર
આવે એ દિવસોની વાત છે!
ઝુમ્મરના ઝાંખા પ્રકાશમાં આળોટતી
મઘમઘતી આ મુલાકાત છે!
રેશમનાં સપનાંઓ જાગે છે સ્પર્શ બની
એને તે નામ શું હું આપું?
તારા અવાજની કાચી લીલાશ
મારી નસનસમાં ઘૂંટાતી હોય
[illegible]તી હોય સાવ મળવાની વાત
ત્યારે ઈચ્છાઓ લૂંટાતી હોય
એવું જો હોય તો જે બીજું ના હોય
એને માટે શું કામ જીવ ઉતાપું?

## ઊંટ □ લલિત ત્રિવેદી

ઊંટની લયબદ્ધ ગ્રીવાની
આશંકા લઉં છું

એકદા પારિજાતોમાં જન્મેલાં
મારાં પગલાં
ઘૂંટે છે રેતીના રસ્તા.

મારો પડછાયો
લંબાઈ... લં...બા...ઈ...ને
મને છાંયડો કરવા મથે છે.

ક્યારે સંભળાશે
મારા પેટમાં મને
ઊંટના પાણીનો ગડગડ અવાજ?

## ફિનિક્સની ભૂમિ □ મકરન્દ દવે

મારા સદા સહજ પૂર્ણ સમાધિ યોગે
    આવો તમે જગત-વ્યાપી ઉપાધિ-યોગ,
મારી હશે અચળ અંતરમગ્ન શાંતિ
    એમાં ભરો સકળ જોગ અને વિજોગ.

રંગે ભરી વિવિધ ફૂલ-બિછાત નીચે
    કાળી નદી કલપતી વહી જાય ઝેરી,
એમાં તું ડૂબ, હજુ ડૂબ તું ચિત્ત મારા
    ધોરી નસે અગન-ધાર વહો નમેરી.

ભૂકંપથી નગરની સહુ ભગ્ન ધ્વસ્ત
    ઊભી થતી નવલ રૂપ ધરી હવેલી,
કિંતુ ગઈ સ્વજનની, અહીંથી નનામી
    એ કાજ કોઈ ફરી ઊઘડતી શું ડેલી?

આ અંધકાર અતિ ઘટ્ટ, અભેદ્ય, ઘોર
    ક્યાંયે નહીં લઘુક લેશ ઉજાસ-બારી,
સર્વે અમે જનમટીપ તણા શું કેદી?
    જંજીર શ્વાસ તણી શું બજતી અમારી?

સામે ફિનિક્સ તણી ડુંગરમાળ લાગે
    અંગાર, આ અધજલી શું ચિતાની ભૂમિ?
જાણે અહીં કઠિન કંટકબાગ માથે
    કોઈ રહ્યું સતત દેવહુમા ઝઝૂમી.

મારી જ ચાંચ મહીં કાષ્ઠ - તૃણો ગ્રહીને
    મારે ચિતા ખડકવી રહી રોજ મારી,
જો પાંખને ઝપટ અગ્નિશિખા જલાવું
    તો મુક્તિનું ગગન પામું વ્યથા વિદારી.

આ ભૂમિ કે અગ્નિ તણી પરીક્ષા,
આ ભૂમિ કે ભવ્ય [illegible] દીક્ષા.

## મન થાય છે □ જયન્ત પાઠક

કહે છે કે
કોઇ પ્રેમાન્ધ રાજકુમારે
વહેમને વશ થઈને
જીવતી ચણી લીધી છે રાણીને - પ્રિયતમાને
અહીં, આ દીવાલમાં -
કઠોર પથ્થર પર એક કોમળ ટકોરો મારી લેવાનું મન થાય છે
કહે છે કે
સ્વર્ગે સંચરેલા સ્વામી પાછળ
અંગમાંથી અગ્નિ પ્રગટાવી
બળી મરી જે વીરાંગના
તે બિરાજે છે અહીં સતીમાતાની દેરીમાં -
ઓઢાડેલી ભડકા જેવી ચૂંદડીને જરા અડકી જોવાનું મન થાય છે
કહે છે કે
વાવમાં આ, વણઝારાએ સંતાડયું છે ધન
વર્ષોની વાત -
ઊગી ગયાં છે ઉપર
અંધકારનાં ગાઢાં ઊંડાં વન
પગોથિયાં પર ડાંગ પછાડું છું, ને
ભીતર પોઢેલા નાગને ફેણ ઊંચકવાનું મન થાય છે

□ રુમિ
(પર્શિયન)
એને 'આ' કે 'તે' કહેશો નહીં
હું જાણું છું કે પ્રેમમાં શબ્દ કહીકહીને શું કહી શકે ?
ભાષા એ તો માત્ર ચપટીક ધૂળ છે
એના શ્વાસ માત્રથી એ ઊડી જશે.

## બે ગીતો □ હરીન્દ્ર દવે

૧

વનભૂમિની વાટ પે મીરાં
  શ્યામ સુન્દરનું નામ ભૂલી ગઈ,
વેણમાં ઓસાણ લેશ નહીં,
  ને નેણમાં છબી એ જ ઝૂલી ગઈ.

મ્હેકતાં કોઈ ફૂલને પૂછયું
  નામ તને એ યાદ ?
ગોધણની રજ ઊડતી, એને
  સ્હેજ કરી લે સાદ;
હૈડે ઘૂંટયું નામ સાચવવા આંખને
  દીધું, આંખ ખૂલી ગઈ.

વાયરે આવી કાનમાં કહ્યું
  કંઈ ન આવે ખ્યાલે,
આભ ઝૂકીને સાનમાં કહે
  વીસરી જતી વ્હાલે;
એક કદંબના ખ્યાલમાં મીરાં,
  કેમ રે આખી કુંજગલી ગઈ!

### □ સાકાનોઇ □ અનુ : સુ. દ.

(જાપાનીઝ)

તમે મનોમન હસતા નહીં
વાદળ પસાર થતું હોય ત્યારે
લીલાછમ પર્વતની જેમ
લોકો જાણી જશે કે
આપણને એકમેક માટે પ્રેમ.

### □ કાસા □ અનુ : સુ. દ.

(જાપાનીઝ)

મને સપનું આવ્યું કે
હું મારી જ સામે તલવાર લઈને ઊભી છું
આનો અર્થ શો
એટલો જ કે હું તને થોડાક જ સમયમાં મળીશ.

દૂરના મલકથી આવી એક વાદળી
ને વરસે ચોધારે મારા ચોકમાં,
ભીની માટીએ એની મ્હેક દીધી છલકાવી
ઝરમરતી વાત લોકલોકમાં,
એ તો વરસે ચોધારે મારા ચોકમાં.

નભથી ઊતરતી રંગવાદળીના ઠમકારે
વ્હાલમનો બાગ આ વસંતી,
ઓચ્છવના વાયરાથી દુનિયા તરબોળ
પ્હેલા વરસાદે સાગરમાં ભરતી,
વીજ નવસર સલોનીની ડોકમાં
એ તો વરસે ચોધારે મારા ચોકમાં.

ચૈતરમાં પાઠવી કંકોતરી, ને આણાં એનાં
જેઠના આ ચડતી બપોરમાં,
લૂદાઝી આરતને ભીંજવતી મોસમ આ
મલકે છે વરસાદી તોરમાં,
નેણ નીરખે છે કોને ગગનગોખમાં?
એ તો વરસે ચોધારે મારા ચોકમાં.

પગની મેંદીએ રંગ્યાં તરુવરનાં પાન
રૂપાઝાંઝરના સૂર મઢ્યા હેલીએ,
નયણાં ઊઘડયાં ને વીજ ઝબકી, ઓ જગદંબા,
તારી છાયામાં રાસ ખેલીએ,
લીધો પગનો ઠેકો, તું હવે રોક માં,
એ તો વરસે ચોધારે મારા ચોકમાં.

☐ સુ. દ

વિદાયવેળા :
નહીં હોય શબ્દ.
વિદાયવેળા :
કેવળ અશબ્દ.

કવિતા

## આતંક □ ચૈતન્ય

કાંટાળા તાર પર
પ્રભાતી પવન માણતું
બુલબુલ
પોતાનામાં મસ્ત હતું
તદ્દન નજીક ઝૂમતા
લીમડાની ઊંચી ડાળેથી
લ્હેરાતો કોયલનો ટહુકો
વાતાવરણને
મદમસ્ત કરી રહ્યો હતો.
અચાનક... ક્યાંકથી...
સમડીએ હુમલો કર્યો,
ટહુકા પર !
કોયલના ચિત્કારથી
હવા થંભી ગઈ,
બુલબુલ સ્તબ્ધ થયું,
પાંખોને પક્ષાઘાત થયો !
અને વાતાવરણમાં ઊતરી
સ્મશાન-શાંતિ !

## □ હિતોમારો □ અનુ : સુ. દ.

(જાપાનીઝ)

જે લોકો મારા પછી જન્મ્યા છે
એ લોકો કદીયે આ પ્રેમને
પંથે પ્રવાસ ન કરે

## □ હોરીકાવા □ અનુ : સુ. દ.

(જાપાનીઝ)

શું એ મને હંમેશ પ્રેમ કરશે ?
હું એનું હૃદય વાંચી શકતી નથી
આજની સવારે મારા વિચારો
વેરવિખેર છે
મારા કાળા વાળની જેમ.

## ग़ज़ल □ सूर्यभानु गुप्त

ऐसे खिलते हैं फूल फागुन में,
लोग करते हैं भूल फागुन में.

धूप पानी में यूं उतरती है,
टूटते हैं उसूल फागुन में.

कोई मिलता है और होते हैं,
सारे सपने वसूल फागुन में.

चोर वाहर दिलों के आते हैं,
जुर्म करने क़ुबूल फागुन में.

एक चेहरे के बाद लगते हैं,
सारे चेहरे फ़ुज़ूल फागुन में.

चाँदनी रातभर बिछाती है,
बिस्तरों पर बबूल फागुन में.

भूले-बिसरे हुए ज़मानों की,
साफ़ होती है धूल फागुन में.

□ કિશોર શાહ

સવારે સૂર્યપૂજા કરતાં કરતાં સૂર્યમય થયો.
સૂર્યનાં કિરણો પાસે ને પાસે આવતાં ગયાં
મને લાગ્યું કે મારા તરફ તેઓ હાથ લંબાવે છે.
મેં પણ હાથ લંબાવ્યો. જમણો હાથ.
કિરણો વક્ર થયાં
એમણે કહ્યું
"જમણો નહીં ડાબો હાથ આપ."
મેં કહ્યું "કેમ? શા માટે ડાબો હાથ?
અમે તો હંમેશાં જમણો હાથ જ બધાને આપીએ છીએ."
સૂર્ય ખડખડાટ હસી પડયો.
હસતાં હસતાં એ લાલચોળ થઈ ગયો.
ઘેરા અવાજે એણે મને કહ્યું
"જમણા હાથનું બહુ થયું. તમે જમણા હાથને બધું જ સોંપ્યું
ડાબા હાથને ફક્ત સમય
જો ઘડિયાળ તો તારે ડાબે હાથે છે
સમય સાથે મારો નાતો છે
મને તો ડાબો હાથ ખપે.
મેં કમને ડાબો હાથ લંબાવ્યો
સૂર્યે હાથ પકડયો
અને મારો ડાબો હાથ મારાથી છૂટીને ચાલી નીકળ્યો.
મેં પૂછયું: "આ શું? મારો હાથ કેમ લઈ જાઓ છો?"
સૂર્ય કહે, "મેં તારો હાથ નથી લીધો. સમય લીધો છે."
તારી પાસે મને આપવા બીજું કશુંય નથી
હું અવાક્ થઈ ગયો.
સૂર્ય હસતો રહ્યો, તપતો રહ્યો.
એનો તાપ સહન ન થતાં હું ઢળી પડયો.
જ્યારે હોશમાં આવ્યો ત્યારે જોયું

તો અંધારાં ઊતરી ચૂક્યાં હતાં
મારા બન્ને હાથ સાબૂત હતા
ડાબે હાથે ઘડિયાળ હતી
પણ એના કાંટા કોઈએ કાઢી લીધા હતા.

## વાતચીત મારી જાત સાથે

(અમેરિકન)

□ ડેવિડ ઈગ્નાતોવ □ સુરેશ દલાલ

મારા કવિ હોવા વિશે વૃક્ષોએ રસ દાખવ્યો જ નથી, ઊભાં રહ્યાં છે અંતર રાખીને. હું એટલી તો અપેક્ષા રાખું કે એ લોકો પાંદડાં ઉગાડવા સિવાય કંશુક નવું શીખવાનો પ્રયત્ન કરે, આજ લગીમાં એ જૂનાંપુરાણાં થઈ ગયાં છે, અને આમ પણ આવું તો બીજા અનેકોએ કર્યું છે. શું આ વૃક્ષોને જાણવાની એટલી પણ દરકાર નથી કે સો વરસમાં તેઓ શું કરવાના છે? હમણાં એ લોકો કોનાં જેવાં લાગે છે, કઈ રીતે ઊભાં છે,
એમનાં નામ શું છે? ક્યાં છે અને શિયાળા અને ઉનાળામાં
ખરેખર શું કરે છે? બહેરાં, મૂગાં અને જેવાં છે તેમાં જ સુખ માનતાં. સુખી પણ નહીં, હંમેશ મુજબ જેમ ચાલે છે એમ ચાલવા દેવા ઇચ્છતાં. ઈચ્છતાંયે નહીં, આપમેળે જે કંઈ આવે તેટલું જ કરતાં. એમને મન હું કદાચ મરેલો હોઈશ
કે વૃક્ષ

લાંબા પ્રવાસેથી પાછા ફર્યા પછી ઘરમાં હોઉં તેમ વૃક્ષો વચ્ચે રહેવું. હું મારા પગથી ખોદું છું એક જગા દફનાવા માટેની.

## વિષમકાલ □ ધીરુ મોદી

બાળપણમાં જ્યારે
રંગોની ખૂબ અછત રહેતી હતી ત્યારે
ભાંગેલી પીંછીથી
કાગળના એક નાનકડા ટુકડા પર
મેં આકાશ બનાવી કાઢ્યું હતું:
એમાં પંખીઓ કિલ્લોલ કરતાં ઊડતાં હતાં.
સૂરજ અને ચંદ્રને મેં એમાં ઊગતા જોયા હતા.
હવે આજે
ખૂબ ખૂબ મથું છું તોય હું
એવું મજાનું પહેલાંનું આકાશ
બનાવી શકતો નથી.

મને લાગે છે કે
પછીનાં બધાં જ વર્ષો
મેં મને પોતાને બનાવવામાં જ ખરચી નાખ્યાં છે!

## ગીત □ 'પ્રણય' જામનગરી

આંખોમાં તૃણ ઊગી નીકળ્યાં સીમ ભરીને ખાસ્સાં
ઘાસ ઉપર બેસી ઉકેલું ખિસકોલીની ભાષા.

અડવાણા પગ લીલો દરિયો પ્હેરી લીલું ચાલે
છાતી વચ્ચે આભ ભરીને કલરવ જેવું મ્હાલે
લીલા જળની તળાવડી, પંખી આંખોના પ્યાસા.

આ છેડેથી ઓ છેડે લગ આંખ મીંચીને દોડે
પગને જાણે પાંખ ફૂટી કે! જાય મારતે ઘોડે
પિંજર છોડી પોપટ ઉડે, તોડીને સહુ ફાંસા.

## સ્વર્ગેથી વિદાય □ ડૉ. ગોરખ પાંડેય □ જયેન્દ્ર ત્રિવેદી

[હિન્દીના એક યુવા - કવિ અને માર્ક્સવાદી ચિંતક ડૉ. ગોરખ પાંડેયે ૧૯૮૯ના જાન્યુઆરીમાં આત્મહત્યા કરી. 'સ્વર્ગેથી વિદાય' એ એમની અંતિમ અપ્રકાશિત કવિતાઓમાં ધ્યાન ખેંચે તેવી છે. રવીન્દ્રનાથની કવિતા 'સ્વર્ગ થેકે વિદાય' ઉપરથી શીર્ષક પ્રભાવિત છે. વિવિધ દર્શનોના પ્રકાંડ પંડિત ગોરખ પાંડેયની માર્ક્સ- દર્શનમાં અપાર શ્રદ્ધા હતી.]

ભાઈઓ અને બહેનો !
હવે અહીં આલીશાન ઈમારત
બંધાઈને તૈયાર થઈ ગઈ છે
હવે આપ સૌ અહીંથી જઈ શકો છો.

તમારા બાવડાંનું બધું બળ ખર્ચીને
તમે અહીંની જમીન ખોદી
ઊંડો પાયો નાખ્યો
એમ કરવા જતાં
ખાડામાં, ઈમારતના પાયામાં
તમારા કેટલાક સાથીઓ અચાનક
દટાઈ પણ ગયા
પણ તમે સૌએ હિંમતપૂર્વક
એ પરિસ્થિતિનો પણ સામનો કર્યો
પત્થરિયા ઇરાદાઓથી
લોખંડી સંકલ્પોથી
કલ્પનાની રેતી સિમેંટમાં ભેળવીને
ઈંટ ઉપર ઈંટ ચણીને
તમે અતૂટ કિલ્લા જેવી દીવાલો ઊભી કરી
અને અગાશી તો એવી બનાવી કે
જરાક હાથ ઊંચો કરો અને આકાશ હાથમાં !
વાદળોને તો મુઠ્ઠીમાં પકડી શકાય
અને બારીઓ કાંઈ બનાવી છે ભાઈ, બારીઓ.

જાણે ક્ષિતિજનો તાગ લેતી આંખો
અને દરવાજાઓ - શાનદાર સ્વાગત !
તમારા બાહુઓએ, ક્યાંક મજબૂત
અને ક્યાંક નાજુક પણ સેંકડો વર્ષ સુધી
કાંકરીય ન ખરે એવી હવેલી ઊભી કરી દીધી
અને બનાવ્યા બાગ - બગીચા,
લીલીછમ લૉન, ફૂલનાં કૂંડાં,
નાનકડાં ઝરણાં અને મજાની તળાવડી
ઓરડે ઓરડે કાશ્મીરી ગાલીચા પાથર્યા તમે
અને ડગલે ને પગલે જાદુઈ ફાનસોની
રંગબેરંગી રોશનીની રમતો
ગરમી વખતે ઠંડક અને
ઠંડી પડે ત્યારે હૂંફાળી ગરમીની
વ્યવસ્થા બરાબર કરી દીધી તમે
સંગીત અને નૃત્યના સાજ-સરંજામ
યોગ્ય જગ્યાએ ગોઠવી દીધા તમે
ગણ્યા ગણાય નહીં એટલા પ્યાલા - પ્યાલીઓ
જાતભાતના ગ્લાસ અને બોટલો
અને ભાતભાતનાં પીણાં
ટૂંકમાં કહીએ તો ભાઈ તમે
સુખ-સુવિધાનું એક અનુપમ
ગમગતું સ્વર્ગ જ ધરતી પર
ભું કરી દીધું !

આ કાળજાતોડ મહેનત અને
આ કાળજીભરી માવજત માટે
તમને જેટલાં અભિનંદન આપીએ એટલાં ઓછાં છે
પણ બધું પૂરું થઈ ગયું
હવે તમે જઈ શકો છો !

ના, એ ન પૂછો કે ક્યાં જઈએ ?
એ તમારો અંગત સવાલ છે
જ્યાં જવું હોય ત્યાં જાઓને
ઉપર આકાશ છે અને નીચે ધરતી છે
અને હા, આ સામે અંધારામાં
તમે જે ઝૂંપડાં ઊભાં કરી દીધાં છે
એ ખાલી કરતાં જજો.
પછી તમતમારે જ્યાં જવું હોય ત્યાં જાઓને
કશી રોકટોક નથી
તમે સંપૂર્ણ સ્વતંત્ર છો
અમારી જવાબદારી હવે પૂરી થઈ ગઈ
હવે એક મિનિટ માટે પણ
તમારું અહીં રોકાવું યોગ્ય ન ગણાય.
લાટસાહેબ પધારવાના છે
સાથે હશે વિદેશી મહેમાનો
રૂપરૂપના અંબાર જેવી પરીઓ
અને મોટા મોટા અમલદારો
પશ્ચિમી સંગીતની ધૂનો પર
ઉન્માદક નાચ-ગાન શરૂ થશે
પ્યાલીઓ છલકાશે અહીં
ભલા હવે તમારી શી જરૂર છે અહીં ?
અને લાટસાહેબની નજર તમારા પર પડી તો ?
આ ગંદાં - ગોબરાં - ગંધાતાં કપડાં,
સાહેબ લોકો સાથે કેમ બોલવું, હાથ જોડવા
માથું નમાવવું તમને એ બધી સભ્યતા
આવડે નહીં જરાય
એમની અભિરુચિને કેટલો આઘાત લાગે
અને અમારું તો પછી નાક જ કપાયને ?
એ વાત સાચી કે આ મહેલની કલા-કારીગરી

## જાતને ઓગાળી નાખવી પડી

લોહી-પસીનો વહેવડાવવો પડયો
હાડકાં તમારાં ઘસાઈ ઘસાઈને
થઈ ગયાં ક્ષીણ
પણ બદલામાં તમને મજૂરી ચૂકવી છે ને ?
મ્હોં-મીઠું કરાવ્યું છે ને ?
અભિનંદનનો વરસાદ નથી વરસાવ્યો ? આથી વધુ તમને જોઈએ શું ?

કેમ, સાંભળતા નથી ?
ચહેરાના ભાવ કેમ બદલાય છે ?
હં, આ વિશાળ હવેલી છોડીને
જવાનો જીવ નથી ચાલતો ને ?
મોહ તો થાય જ ભાઈ,
પણ એનો અર્થ એ તો નહીંને કે
જે કંઈ તમારા હાથ બનાવે
તે બધું તમારી માલિકીનું જ થઈ જાય ?
એમ વિચારીએ તો આ આખી દુનિયા
તમારી જ થઈ જાય ને ?
પછી, અમારું, માલિકોનું શું થાય ?
જુઓ, બરાબર સમજી લ્યો,
માલિક માલિક જ રહેવાનાં અને
મજૂર મજૂર જ
તમારે કામ કરતા રહેવાનું
અમારે ફળ ભોગવતાં રહેવાનું
તમારે સ્વર્ગ બનાવ્યા કરવાના
અમારે એમા લહેર કરવાની
તમે તમારી મહેનતનું વધુ ફળ માગો છો ?
પણ એ તો તમારા પૂર્વ જન્મનાં કર્મો પર આધાર રાખે છે
હવે ધર્મનું શરણ લેજો
તો આવતા ભવે તમનેય સ્વર્ગ મળશે !

હવે અત્યારે તમે અહીંથી જઈ શકો છો.
શું ? તમે અહીંથી હવે જવા જ નથી માગતા ?
અહીં જ રહેવા માગો છો ?
આ આલીશાન ઇમારતમાં ?
આ ગાલીચા તમે બનાવ્યા છે એટલે
તેના પર પગલાં પાડવાનો અધિકાર તમારો થઈ ગયો ?
ભાઈ, લાલચનીય હદ હોય છે હો !
આ તો સરાસર અન્યાય કહેવાય !
કાયદો અને વ્યવસ્થા પર સીધેસીધું આક્રમણ કહેવાય !
જુઓ, બીજાની મિલ્કત પચાવી પાડવી અને
આમ દુનિયાની રીતરસમ ઉલટાવી નાખવી
એ તો મૂળભૂત અપરાધ છે હો !
પણ અમે એવો કળજગ આવવા જ ન દઈએ ને ?
જુઓ દોસ્તો, આ કાંઈ ભાઈબંધીનો વહેવાર નથી.
માનવતાની વાત તો કરશો જ નહીં.
આ તો ખુલ્લી લડાઈ છે, જીવન-મરણનો પ્રશ્ન છે.
જોકે અમને ખુના-મરકી, દંગા-ફસાદ બિલકુલ પસંદ નથી,
ઊલટું, અમને તો અમન-ચૈન, સુખસુવિધા જ પસંદ છે.
પણ જો પછી તમે અમને લાચાર દશામાં મૂકી દેશો
તો અમારે નાછૂટકે કાયદાને શરણે જવું પડશે,
પછી ભલે પોલીસ બોલાવવી પડે કે ફોજ.
તમે રચેલા આ સ્વર્ગમાં રહેવાની તમારી
ઈચ્છાને અમારે કચડી જ નાખવી પડશે.
હજુ સમજો તો સારું.
જાઓ, તમારી દુનિયામાં,
ત્યાં સંધિવાથી દુ:ખતાં ગોઠણો,
ઉજ્જડ આંખો, આંધીઓ, અંધારાં
અને ડુસકીઓ, ગુલામી અને અભાવો
દીવાલ વગરની ઝૂંપડપટ્ટીવાળું

મૃત્યુ તમારી રાહ જોતું હોય તોયે
તમારું સ્થાન ત્યાં જ છે, માટે ભાઈઓ,
ચૂપચાપ ત્યાં ચાલ્યા જવામાં જ તમારી ભલાઈ છે.
આવજો હો, ભાઈઓ.
વખત આવ્યે પાઈ-પૈસો જોઈતો હોય તો જરૂર આવજો.
આ તમારું જ ઘર છે.
ફંડફાળામાં અમે પણ અમારાથી બનતી
રકમ નોંધાવીએ જ છીએ.
ભગવાન સૌનો છે ને ભાઈ !
એ આવજો, લ્યો ત્યારે રામરામ !

□ **રમણીક સોમેશ્વર**

કારણ મારી ભીતર છે, ને હું કારણ શોધું છું.
ક્યાં શોધું છું ઉપચારો, હું હૈયાધારણ શોધું છું.

ટેબલ ઉપર પુસ્તક માફક આમ હથેળી ફેલાવી
વિખરાયેલાં પૃષ્ઠોમાંથી મારું પ્રકરણ શોધું છું.

મારી આગળ - પાછળ મબલખ સંવેદન ઘેરાયાં છે.
ભીતરના સંવેદન સાથે મારું સગપણ શોધું છું

વિરાટના ઝૂલે ઝૂલું એવો હળવો થઈ જાવાને
હું મારા અસ્તિત્વ વિશે કેવળ રજકણ શોધું છું.

જ્યારે જ્યારે ભીંજાવાને મન આ તલપાપડ થાતું
કાગળની હોડીમાં તરતું મારું બચપણ શોધું છું.

# આવો !

અમે રે સૂકું રૂનું પૂમડું,
　　તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દોને તારેતારને,
　　વીંધો અમને વ્હાલા, આરંપાર :
　　આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે સૂના ઘરનું જાળિયું,
　　તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલા ભોગળ - આગળા,
　　ભરો લખ લખ અદીઠા અંબાર :
　　આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે ઊધઈ-ખાધું ઈંધણું,
　　તમે ધખધખ ધૂણીના અંગાર :
પડેપડ પ્રજાળો વ્હાલા, વેગથી
　　આપો અમને અગનના શણગાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

— મકરન્દ દવે

'આવો !' શીર્ષક સૂચક છે. એથીય વિશેષ સૂચક છે આશ્ચર્યચિહ્ન. ઈશ્વર આવે એનાથી વિશેષ આશ્ચર્ય, એનાથી મોટો ચમત્કાર, એનાથી અલૌકિક અજાયબી, એના જેવો પરમ વિસ્મય બીજો કયો હોઈ શકે ? આ કાવ્યમાં ઈશ્વરને આમંત્રણ છે, આજીજી છે, કાલાવાલા છે. ઈશ્વર વિના આપણે કેટલા બધા અને કેટલી હદે નિરાધાર છીએ, નકામા છીએ એની વાત છે. ઈશ્વર જ આપણા અસ્તિત્વને અર્થ આપી શકે છે. ઈશ્વર જ આપણા જીવનને સાર્થક કરી શકે એમ છે. ઈશ્વર જ આપણા જીવનને મઘમઘતું કરી દે છે. ઈશ્વર જ આપણા આગળા ખોલી શકે છે અને આપણને તેજોમય કરી શકે છે. ઈશ્વર જ આપણને શણગારી શકે છે એટલે કે ઈશ્વર જ આપણને

સૌન્દર્ય આપી શકે છે. સુવાસ, તેજ અને સૌન્દર્યનું પ્રયાગ પરમેશ્વર જ રચી શકે છે.

પ્રારંભમાં અને અંતરાએ અંતરાએ આવતો ઉપાડ 'અમે રે' મહત્ત્વનો છે. એકની વાત નથી આપણા સૌની વાત છે. એટલે કે ઈશ્વર વિનાના માણસ જાતની વાત છે. આ 'રે માં એક પ્રકારની લાચારી છે. અને 'આવો, રે આવો'માં વિનંતી છે, આરઝૂ છે, કાકલૂદી છે. અને 'જીવણ' સંબોધનમાં તમે અમારા આધાર છો, અધિષ્ઠાતા છો. તમે અમારું જીવન છો. તમે અમારું સારસર્વસ્વ છો.

ઇશ્વર વિનાના આપણે સુક્કા રૂના પૂમડા જેવા, સૂના ઘરના જાળિયા જેવા, ઊધઈ ખાતા ઈંધણ જેવા - ઇશ્વર વિના આપણે સૂકા, આપણે સૂના અને આપણે કોહવાઈ ગયેલા. પણ આવા આપણે હોઈએ છતાંય ઇશ્વર જો ઉદારતાથી આવે તો આખું જીવન બદલાઇ જાય. ઇશ્વર તો રંગીલા રસદાર અત્તર જેવા, તેજના અવતાર જેવા, ધૂણીના અંગાર જેવા. અમે કશું કરી શકીએ એમ નથી. તમે આવો. અમારા તારેતારને તરબોળી દ્યો. અમને વીંધી નાખો. અમારા આગળાને ભેદી નાખો. અમારા પડેપડને પ્રજાળી નાખો. તમે આવો અને જે કંઈ કરો તે ચમત્કાર. તમે આવશો અને આખું ચૈતન્ય બદલાઈ જશે. તમારે અમારા અહમ્‌ને બાળવાનો છે અને તમે અંગાર છો. અગ્નિનો શણગાર પહેરાવવાને સમર્થ છો.

આ સાથે બીજું એક ગીત પણ જોવા જેવું છે :

મારા અવગુણને ઓળંગી હરિવર આવજો રે;
મારી કાંટાની છાબડીએ ફૂલો લાવજોરે.

આંખોની સામે મ્હેકે છે મેઘધનુષની વેલ,
રંગબેરંગી પાંદડીઓમાં પરવાળાના મહેલ;
આ જેલ - મહેલના ખેલ સદાયે ટાળજો રે.

આંખોની પછવાડે ઊભા મેલાઘેલા પ્હાડ;
અંધકારને વીંધે એવો ઝંખું છું ઉઘાડ;
મારા પ્હાડને કાયમને માટે પાડજો રે;

મારા અવગુણને ઓળંગી હરિવર આવજો રે;
મારી કાંટાની છાબડીએ ફૂલો લાવજો રે.

# કેટલાંક કાવ્યો :

## રાજેન્દ્ર શાહ, નલિન રાવળ, જગદીશ જોષી, પન્ના નાયક

□ સંપા. : સુરેશ દલાલ

સુરેશ દલાલે ગુજરાત સાહિત્ય અકાદમીનાં પ્રકાશનોમાં આ ચાર સંગ્રહોનાં સંપાદનો આપ્યાં. આ પહેલાં પણ બીજા કેટલાક સંગ્રહો 'કેટલાંક કાવ્યો' શ્રેણીમાં પ્રગટ થઈ ચૂક્યા છે.

કાવ્યસંગ્રહો એક વાર પ્રગટ થયા પછી એની બીજી ત્રીજી આવૃત્તિઓ ભાગ્યે જ થતી હોય છે. તેથી થોડાં વર્ષો પહેલાં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહો પછી ઉપલબ્ધ પણ ન થાય એવી પરિસ્થિતિ પણ નિર્માણ થાય છે. ત્યારે કવિઓના બધા સંગ્રહોમાંથી ઉત્તમ કાવ્યો પસંદ કરીને આ રીતે સંચયો પ્રગટ થાય એ અનિવાર્ય છે. સુરેશ દલાલના સંપાદન ને માર્ગદર્શન હેઠળ સાહિત્ય અકાદમીએ 'કેટલાંક કાવ્યો'ની શ્રેણીમાં જુદા જુદા કવિઓનાં ઉત્તમ કાવ્યો પ્રગટ કરવાનું કામ શરૂ કર્યું છે તે માટે બંનેને અભિનંદન ઘટે છે.

રાજેન્દ્ર શાહ : અનુગાંધી યુગના એટલે કે સુન્દરમ્-ઉમાશંકર પછીની પેઢીના અગ્રગણ્ય કવિ. ગાંધીયુગીન ભાવનાઓની બોલબાલા હતી, તેના ઉત્તર કાળમાં કાવ્યસર્જનમાં એનાથી લગભગ અસ્પૃષ્ટ રહીને રાજેન્દ્ર શાહે 'ધ્વનિ' (ઈ. સ. ૧૯૫૧) સંગ્રહમાં સૌંદર્યલક્ષી કાવ્યો આપીને સૌનું ધ્યાન ખેંચ્યું હતું. ત્યારથી આજ સુધી તેમનું કાવ્યલેખન થતું રહ્યું છે. એમના કાવ્યસંગ્રહોનાં શીર્ષકો પણ એમની કવિતાના નિરાળાપણાનો સંકેત કરે છે. ધ્વનિ, આંદોલન, શ્રુતિ, શાંત કોલાહલ, ચિત્રણા, ક્ષણ જે ચિરંતન, નિરુદ્દેશે –વગેરે શીર્ષકો કવિતા પ્રત્યેના એમના અભિગમનો ખ્યાલ આપે છે, તો એમાંનાં કાવ્યો કવિતા અને જીવન બંને પ્રત્યેના એમના અભિગમને સ્પષ્ટ કરે છે. આ સંદર્ભે, પુસ્તકની વિવેચનાત્મક પ્રસ્તાવનામાં સુરેશ દલાલે લીધેલી નોંધ ધ્યાનપાત્ર છે : "રાજેન્દ્રની કવિતા માટે આપણે નિ:સંકોચપણે કહી શકીએ એમ છીએ કે કાવ્ય દ્વારા પ્રગટ થતી એમની દૃષ્ટિ જીવનની સપાટીને સ્પર્શતી નથી. અનુભૂતિના ઊંડાણમાં જઈને એ મોતી બહાર લઈ આવે છે. એમનું ભ્રમણ ભલે 'નિરુદ્દેશે' કે 'મુગ્ધ' હોય, પણ દૃષ્ટિ ગંભીર છે. 'દૃષ્ટિના પદ્મને' લીધે તો એમનું કાવ્યસરોવર શોભી રહ્યું છે. ચિંતનનાં કૂણાં કિરણો કાવ્યસરોવરને વધારે તેજસ્વી બનાવે છે. સૂઝભરી શબ્દપસંદગીને લીધે ઔચિત્ય જળવાય છે. મુલાયમ શબ્દોમાં પણ વાચકહૃદયને જકડી રાખવાનું બળ છે. આ કવિ માત્ર સુંવાળા શબ્દો જ વાપરીને રહી નથી જતા પણ એ શબ્દો પાસેથી ધાર્યું કામ કઢાવે છે. એ શબ્દો જેટલી આસાનીથી મધુર વાતાવરણ જમાવી શકે છે એટલી જ આસાનીથી કાવ્યનો ધ્વનિ પ્રકટાવી

શકે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે આ કવિ શબ્દોનાં મધુર આભૂષણોથી કાવ્યનો દેહ સજાવે છે પણ કાવ્યના સૂક્ષ્મ અને સાચા રૂપને (દર્શનને) વિસ્મર્યા વિના."

રાજેન્દ્ર શાહના વિપુલ કાવ્યસર્જનમાંથી કેટલાંક ઉત્તમ કાવ્યો અહીં સંચિત કર્યાં છે તે રાજેન્દ્રનાં બીજાં કાવ્યો વાંચવા જરૂર પ્રેરશે. કેટલાક અંશ જોઈએ :

**ઝલમલ ઝલમલ નદીજલ-લહરી, પવન વહે પણ મલમલ,**
**પૂરવ ગગનને અરુણ કિરણ મૃદુ વિકસત રક્ત કમલદલ.**

**ગહન નિધિ હું, મોજું યે હું, હું વળી ઘનવર્ષણ,**
**અભિનવ સ્વરૂપે પામું હું, સદૈવ વિસર્જન.**

**હું અર્ધ પાંપણ ઢળેલ દૃગો ભરીને**
**છાયા-પ્રકાશમય વિશ્વ લહું લલામ.**
**છાયા, પ્રકાશ;**
**જલ, વાયસ;**
**શ્વેત, શ્યામ !**

(સંપા. : સુરેશ દલાલ, કેટલાંક કાવ્યો : રાજેન્દ્ર શાહ, ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃષ્ઠ : ૭૬, કિં. રૂ. ૧૦.૦૦)

**નલિન રાવળ :** 'ઉદ્‌ગાર' સંગ્રહ ઈ. સ. ૧૯૬૨ માં અને પછી દસ વર્ષે 'અવકાશ' સંગ્રહ ઈ. સ. ૧૯૭૨ માં પ્રગટ થયા પછી એમનાં કાવ્યોમાંથી ચૂંટેલાં કાવ્યોનો આ સંગ્રહ પ્રગટ થાય છે. રાજેન્દ્ર-નિરંજન પછીની પેઢીના આ કવિની કલમ આરંભમાં નિરંજનને પગલે જતી દેખાતી હતી, પણ પછી એમનો નિજી અવાજ પ્રગટયો છે. એમણે ગીતો લખ્યાં છે, સૉનિટ લખ્યાં છે, છંદોબદ્ધ કાવ્યો લખ્યાં છે, અછાંદસ લખ્યું. વિષય દૃષ્ટિએ જોઈએ તો એમાં વૃદ્ધાવસ્થા વિશેનાં કાવ્યો છે, કવિ અને કવિતા વિશેનાં કાવ્યો છે, પ્રકૃતિકાવ્યો છે, તો વ્યક્તિકાવ્યો પણ છે. પ્રકૃતિકાવ્યોમાં પ્રકૃતિમાં સાંજ, પરોઢ વગેરે સમયનાં વર્ણનાત્મક કાવ્યો છે. તથા વાતી લૂ, વરસાદ વગેરે પ્રાકૃતિક ઘટનાનાં કાવ્યો પણ છે. તો બિલાડી, કૂકડો, સિંહ, પંખી આદિ પ્રાણીસંદર્ભે કાવ્યો છે. આ કવિને જેમ પ્રકૃતિનાં દૃશ્યોમાં રસ છે, તેમ કાવ્યના મુદ્રિત આકૃતિ દૃશ્યમાં પણ એટલો જ રસ છે, તે અહીં 'નિહાળું', 'એક નેત્રમાં.... અન્ય નેત્રમાં' વગેરે કાવ્યોમાં જોઈ શકાય છે. હૃદયના સરી જતા નાજુક ભાવની એમની અભિવ્યક્તિ જુઓ :

**કોયલના ટહુકાએ ધીરે વન આખાને વાત કરી,**
**ફૂલની ફોરમ આછી ઓઢીને આ રસ્તે લઈ પરી ગઈ.**

એમાં
હાલી શાળાની કો છાયા
એમાં
સવારનો નાનો નાનો તડકો
એમાં
લીલું-પીળું ફ્રોક પ્હેરી રેશમી કો પંખી,
પંખી
બોલી-ચાલી-હસી-નાચી અણજાણ્યું ગીત ગાઈ
ઊડી જાય..... ઊડી જાય.... ઊડી જાય....

ને આ પદાવલિમાં આકારાન્ત, ઈકારાન્તની પુનરુક્તિ અને ભાવાનુરૂપ વર્ણોની પુનરુક્તિથી સિદ્ધ થતાં લય ને વાક્છટા જુઓ :

મારા સુંવાળા વાળ
આજે રૂખડા
સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા
અહીં તહીં જરી ફરકી રહ્યા
જાડી કશી બેડોળ કૈં રે દોરડા જેવી ડઠર
મારી નસો સૌ સામટી ઊપસી રહી
(જેની મહીં વેગે વહેતાં મત્ત મારા રક્તમાં શત સૂર્યની ઉષ્મા હતી)....

(સંપા. : સુરેશ દલાલ, કેટલાંક કાવ્યો : નલિન રાવળ, ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃષ્ઠ ૬૮, કિં. રૂ. ૧૦.૦૦)

જગદીશ જોષી : ગ્રામ-અનુભૂતિના કવિ, વિષાદના કવિ, નિરાશાના કવિ, મુખ્યત્વે નિજી ભાવના કવિ, ગીત-ગઝલ-છંદ-અછાંદસ લખ્યું છે. છેતાલીસ વર્ષની વયે અવસાન પામ્યા, ત્યાં સુધીમાં એમના 'આકાશ' અને 'વમળનાં વન' સંગ્રહો પ્રગટ થયા હતા. તે પછી ઈ. સ. ૧૯૭૯ માં સુરેશ દલાલે એમનાં લાંબાં કાવ્યોનો 'મોન્ટા કોલાજ' સંગ્રહ, ઓક્તાવિયો પાઝના કાવ્યનો અનુવાદ 'સૂર્યઘટિકાયંત્ર' અને કાવ્યાસ્વાદનો સંગ્રહ શિવજીભાઈ આશરે 'એકાંતની સભા' પ્રગટ કર્યા.

જગદીશ જોષીએ કાવ્યો લખવાનો આરંભ મોડો કર્યો અને અવસાન વહેલા પામ્યા. પણ સમકાલીન ગુજરાતી કાવ્યવિશ્વમાં ઓછા વૈપુલ્યેય નિજી અવાજ મૂકી ગયા.

અંકુરાતા પ્રેમની અનુભૂતિ આલેખતા આ ગીતનાં કેવાં તાજગીભર્યાં કલ્પનો છે :

નાનકડી શેરીને છેલકડી પહેરાવો એવી આ ડેલી એક લાગશે

અણિયાળી મોજડીમાં ચમક્યો સૂરજ :
એમાં પાલવ સફાળો મારો જાગશે.

તો પ્રેમના વિષાદની વાત એકદમ સીધી સોંસરવી પ્રશ્નાર્થ પંક્તિઓમાં કે વિધાનોમાં વ્યક્ત થઈ છે :

ધારો કે એક સાંજ આપણે મળ્યાં અને આપણે હળ્યાં પણ આખા આ આયખાનું શું?
ખુલ્લી આ આંખ અને કોરી કિતાબ એને ફરીફરી કેમ કરી વાંચશું?

સાવ અજાણ્યાં થઈ અચાનક
આમ, લોકમાં મળવું :
'અહો! કેમ છો?, એમ પૂછીને
ક્યાંક, વાટમાં વળવું--
---જાણે નથી આપણો નાતો :
આપણો પ્રેમ : વિરહની વાતો.

ભાવ પ્રેમનો હોય કે વિષાદનો હોય, એ કાવ્યરૂપે આકારિત થઈને પ્રગટે છે એનો જ આનંદ.

(સંપા. : સુરેશ દલાલ, કેટલાંક કાવ્યો : જગદીશ જોષી, ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃષ્ઠ ૬૨, કિં. રૂ. ૧૦.૦૦)

પન્ના નાયક : કવિ એટલે કવિ. પુરુષ કવિ અને આ સ્ત્રીકવિ એવા કૃતક ભાગલા કાવ્યસર્જનમાં કે કોઈ પણ કલામાં ન હોય. આપણે ત્યાં જ નહીં, પરદેશમાં પણ મોટે ભાગે સ્ત્રીસર્જકોની કાવ્ય-રચનાઓને કન્ફેશનલ કહીને તેને એક મર્યાદામાં મૂકી દેવામાં આવે છે. કોઈને કદાચ આ વિધાન વિવાદાસ્પદ લાગે, -- જગતના બધા જ કવિઓની કવિતા ક્યાંક ને ક્યાંક તો અંગત અનુભૂતિમાંથી જ આવિર્ભાવ પામતી હશે ને? આપણે કોઈના અંગત જીવનને જાણવા માટે તો કવિતા વાંચતા નથી. અંગત ભાવનું કાવ્યમાં રૂપાંતર થયું છે કે નહીં એ જ આપણો પ્રશ્ન હોય---જવાબમાં જો કાવ્ય મળતું હોય તો પછી એ અંગત અનુભૂતિ છે કે અન્ય એનું મહત્ત્વ રહેતું નથી.

'પ્રવેશ' સંગ્રહથી પન્ના નાયકે ઈ. સ. ૧૯૭૫ માં કાવ્યક્ષેત્રે પ્રવેશ કર્યા પછી 'ફિલાડેલ્ફિયા' (ઈ. સ. ૧૯૮૦) અને 'નિસ્બત' (ઈ. સ. ૧૯૮૪) સંગ્રહો આપ્યા ને 'અરસપરસ' પ્રગટ થયો છે.

પ્રસ્તુત સંચયમાં પન્નાની કવિતાની તાસીર પ્રગટ થાય છે. પન્ના મુખ્યત્વે ગદ્યકાવ્યો લખે છે ને ક્યારેક જ ગીત પણ લખે છે. ભાષાની સરળતા, ઉચિત કલ્પન-પ્રતીકો પણ દુર્બોધતા નહીં, ફિલાડેલ્ફિયામાં રહે છે તેથી ત્યાંનાં પ્રકૃતિતત્ત્વોનો અંગત અનુભૂતિના આવિષ્કારમાં પશ્ચાદ્‌ભૂરૂપે સામ્યવૈષમ્યે વિનિયોગ અને મુખ્યત્વે વિષાદ ને ખાલીપણાનો ભાવ પ્રગટ થાય

# *The Word*



The sage said: We are all books
In the great Library of God.
(He was a bookish person).

One asked: Does He ever
Take us out?
We spend our years as a tale that is told.

The sage said: His will be done
In the Library as it is Elsewhere.

One asked: But perhaps
He is only interested in first editions,
Not in reprints, abridgements, strip cartoo
Or other adaptations?

The sage said: His love speaks volumes.
He is a speed reader. He is no respecter
Of Bestseller lists.
He suffers the little magazines to come unto Him.

Some hoped their jackets would be clean
And well pressed when the call was heard,
Their loins girded about and their lights burning.

God thought: I wrote all the books,
Now they expect Me to read them.

D. J. ENRIGHT



# *Cat*

Unfussy lodger, she knows what she wants and gets it:
Food, cushions, fires, the run of the garden.
I, her night porter in the small hours
Don't bother to grumble, grimly let her in.
to that coldness she purrs assent,
Eats her fill and outwits me,
Plays hide and seek in the dark house.

Only at times, by chance meeting the gaze
Of her amber eyes that can rest on me
As on a beech-bole, on bracken or meadow grass
I'm moved to celebrate the years between us,
The farness and the nearess:
My fingers graze her head.
To that fondness she purrs assent.

MICHAEL HAMBURGER



# *Song in Space*

When man first flew beyond the sky
He looked back into the world's blue eye.
Man said: What makes your eye so blue?
Earth said: The tears in the oceans do.
Why are the seas so full of tears?
Because I've wept so many thousand years.
Why do you weep as you dance through a space?
Because I am the Mother of the Human Race.

ADRIAN MITCHELL

# *Foreigner*

These winds bully me:

I am to lie down in a ditch<br>
quiet under the thrashing nettles<br>
and pull the mud up to my chin.

Not that I would submit so<br>
to one voice only;<br>
but by the voices of these several winds<br>
merged into a flowing fringe of tones<br>
that swirl and comb over the hills<br>
I am compelled.

I shall lie sound-proofed in the mud,<br>
a huge caddis-fly larva,<br>
a face floating upon Egyptian unguents<br>
in a runnel at the bottom of England.

FLEUR ADCOCK



છે, જેમાં ક્યારેક સમકાલીન સમાજ ને કુટુંબજીવન પણ છતાં થઈ જાય છે. અંગત લાગણીના આલેખનની કેટલીક કૃતિઓ બહુ નબળી પડી જાય છે, તે એની મોટી મર્યાદા છે, પણ એનું કારણ એ લાગણી અંગત છે એ નહીં, પણ એનું કાવ્યમાં રૂપાંતર કરવામાં કવિની કલમ જરા પાછી પડી છે એ છે; ને આવું તો બિનઅંગત ભાવની કૃતિમાં પણ ને કોઈ પણ કવિની કૃતિમાં બનતું જ હોય છે. અંગત સંવેદનના આલેખનને જ કારણે નિર્માણ થતી મર્યાદા એ છે કે તેમાં ભાવવૈવિધ્યનો અભાવ ને પુનરાવર્તન થયા કરે છે. પન્નાની કવિતામાં આવાં તાજગીભર્યાં અલંકાર-કલ્પના મળે છે ને ઉત્તમ કૃતિઓ સર્જાય છે તે જ માણીએ :

તરફડાટ એટલે....?
તમે કહેશો
જલ બહાર આણેલા
કોઈ મીનને પૂછી જુઓ !
પણ
ઘૂઘવતા ઊદધિની ભીતર
જે
કોરું કોરું તરફડે
એને
તમે શું કહેશો ?

વરસતો વરસાદ મુશળધાર
હું તો ખુલ્લી બારી....
મારી આંખોમાં ઊગે છે
લીલાંછમ ઘાસનાં આકાશ.

એકવિધતામાંથી છૂટવા માટે પન્નાએ બિનઅંગત ભાવોના આલેખન તરફ વળવું રહ્યું.

-- અશોક શાહ

(સંપા. : સુરેશ દલાલ, કેટલાંક કાવ્યો : પન્ના નાયક, ૧૯૯૦, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃષ્ઠ : ૪૮, કિં. રૂ. ૧૦.૦૦)

## શબ્દને રસ્તે

હું લખવા માગતી નથી
સ્ત્રી કે પુરુષ વિશે
પશુ કે પંખી વિશે
આકાશ કે ધરતી વિશે
        મારે
        લખવું છે
        માત્ર
આકાશ ને ધરતી વચ્ચે
        લટકતી
એક એક શહેરના ખંડેરમાં
        અરધા ધરબાયેલા
અવશેષોમાંથી ઊઠતી
બૂમ બૂમ બુમરાણ વિશે

આ છે સર્જકની સભાનતા. જે કલમ ઊંચકતાં પહેલાં પોતાનો માર્ગ નક્કી કરી લે છે. એને પરિણામે માર્ગ ચીલો નથી બનતો અને સર્જાતી કૃતિઓ એ પરંપરાના ખભા પર લદાયેલો બોજો નથી બનતી. નીતા રામૈયાનો 'શબ્દને રસ્તે' કાવ્યસંગ્રહ એમની આવી પ્રયોગલક્ષિતાની પ્રતીતિ કરાવે છે. આ સંગ્રહ કંઈ કેટલાય રંગો લઈને આપણી સમક્ષ આવે છે. એમાં અંગત અનુભૂતિનાં કાવ્યો છે, નારી સ્વાતંત્ર્યવાદી કાવ્યો છે. કવિતા વિશેનાં કાવ્યો છે અને નગરજીવનની વિષમતાના રંગો દર્શાવતાં કાવ્યો પણ છે.

અંગત અનુભૂતિનાં કાવ્યોમાં સ્વજનોના મૃત્યુનો આઘાત હૈયું વલોવી નાખે છે પણ એને શબ્દોમાં વ્યક્ત કરતાં કવયિત્રી વાચાળ નથી બનતાં. તૂટેલી દોસ્તીનો વલોપાત છે પણ દોસ્ત કરતાં દોસ્તીનું માહાત્મ્ય જ વધુ ગાય છે. વેદનાની જેમ અંગત અનુભૂતિનું બીજું રૂપ છે પ્રિયજનનું સાન્નિધ્ય. સાયુજ્યથી અનુભવાતી પરિતૃપ્તિ અનેક કાવ્યોમાં પ્રતિબિંબિત થઈ છે.

"પીળી પીળી રેતીના આ દરિયા વચ્ચે
કૂણી લીલી વેલ લચે છે અને મચે છે
છાનીછાની રટણાની આ દિવસરાતની ધૂન
                ધૂન તે અહો ! આપણે."

આની પરિણતિ ક્યારેક મુગ્ધતાને પણ દર્શાવે છે.

"મારામાં રહેલ બાળક
શોધે છે

ભરવરસાદમાં
ઢીંગલીનું રજવાડી રૂપ."

નારી-સ્વાતંત્ર્યવાદી વિચારધારા પણ અહીં જુદા જુદા મિજાજમાં પ્રગટ થઈ છે. કવિતા વિષે પણ કાવ્યો રચ્યાં છે.

"ક્યારેક
કવિતા લખુ છું
કંકુ વીંટીની
રમત રમતી હોઉં તેમ."

પરંતુ નીતા જાણે છે કે આવી કવિતાઓ 'ક્યારેક' જ લખાતી હોય છે.

નગરજીવનનાં કાવ્યોમાં મુંબઈથી માંડીને વાનકુવર એમની કવિતામાં વિષય બન્યાં છે. જેમાં તીવ્ર સંઘર્ષ વચ્ચે જીવતો, પીસાતો માનવી છે, એની સમસ્યાઓ છે, પણ ક્યાંય શહેરને ધિક્કારનારું તત્ત્વ જોવા મળતું નથી. બલ્કે આડખીલી, અવરોધોને દૂર કરી આગળ વધવાની તમન્ના જોવા મળે છે. શહેરી માનસની ગતિવિધિનો એક જુદો જ નકશો અહીં મળે છે.

સામાજિક ચેતના, દેશદાઝ તથા વાસ્તવજીવનનાં ચિત્રો સર્જતાં કાવ્યોમાં શબ્દો જાણે તેજાબમાં ઝબકોળાઈને આવ્યા હોય એવા આકરા છે.

"ભાષાનો
પ્રજાનો
પ્રાંતનો ધરમનો
આ ભૂમિનો
ખરો ચહેરો ક્યારેય ભળ્યો છે ?
...
–સાચું કહો બોલો–
તમે ચાહો છો આ રૂડી-રૂપાળી મનુષ્યજાતને !



એમના શબ્દોના ચાબખાએ 'જારના દાણાને મોતીના ભાવે ખપાવનાર' બોદા કવિઓને પણ છોડયા નથી. ગાજર, મૂળા ને કાકડીના વધઘટ થયા કરતા ભાવની અને એને લીધે માણસનાં હાડકાંમાં રગરગતા તાવની એમને ફિકર છે. 'લિલામ'માં કવિના જીવનની કારમી અવસ્થા જોવા મળે છે.

આ સંગ્રહનાં કેટલાંક કાવ્યો ભાષાકર્મને લીધે નોંધપાત્ર બન્યાં છે. જેમાં 'ત્રીજી આંખનું જંતરમંતર' ખાસ ધ્યાન છે. વાઘની આંખ થઈને કે સાપની ગતિથી આવતા પ્રેમનું નવું દર્શન, 'રંગ દરિયો જી રે'માં લયની

તરંગલીલા, 'ચીબલા નાકવાળો ઢીચકો વર્તમાન' જેવા પ્રયોગોમાં તળપદી ભાષાનો લહેકો... આમ આ સંગ્રહને માણવાની અનેક બારીઓ આપણી સામે ખૂલી જાય છે. 'શબ્દને રસ્તે'માં 'રસ્તા'ના સંદર્ભો વિવિધ અર્થછાયા લઈને આવે છે.

"મારા પગમાંથી ફૂટે
તે રસ્તો મને ખપે."

× × ×

"સામનો કરવાની
શક્તિ હોય તો
શબ્દનો રસ્તો જડે"

'શબ્દને રસ્તે' જતાં થોડીક શબ્દરમત થઈ જાય તો પણ માફ. નીના રામૈયાનો આ બીજો કાવ્યસંગ્રહ. એમના પ્રથમ કાવ્ય સંગ્રહ 'ધમાચકડી'ને ગુજરાતી સાહિત્ય પરિષદે પુરસ્કૃત કર્યો. આ સંગ્રહમાં પણ એક બિનધાસ્ત ખુમારી છે.

"કવિતા સાથે દિલબાજી ખેલી લે
-કંઈ નહીં તો એકવાર-"

-નલિની માડગાંવકર

[નીના રામૈયા, 'શબ્દને રસ્તે', ૧૯૮૯, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૮૬, કિંમત રૂ. ૨૦/-]

## શ્રદ્ધાંજલિ □ ઘનશ્યામ અગ્રવાલ

□ ઉષા પટેલ

(હિન્દી)

કોઈ મૃતાત્માની
શાંતિ માટે
જ્યારે રાખ્યું
બે મિનિટનું મૌન,
ત્યારે બધા જીવાત્માઓ
વિચારી રહ્યા હતા,
ક્યારે બે મિનિટ પૂરી થાય.

□ સુરેશ દલાલ

મિત્રો,
મારી સાથે
મહેરબાની કરી
ભૂતકાળની વાત ન કરો.
કબ્રસ્તાનમાંથી મડદાં
ઊભાં કરવાની મને ટેવ નથી.
મહેફિલ મડદાંઓથી રચાતી નથી,
માણસોથી રચાય છે.
મડદાંઓ બોલી નથી શકતાં, ગાઈ નથી
શકતાં.
એમની પાસે મૌન હોય છે,
પણ એ મૌન -
જેમાંથી એકાદ ઝરણું પણ ન વહી શકે
એવું
પથ્થરિયું મૌન હોય છે.
મને માણસો સાથે પણ
ગોઠવી ગોઠવીને વાત કરવાનું ફાવતું
નથી,
તો ખોદી કાઢેલાં મડદાંઓ સાથે
કઇ રીતે મારો મેળ પાડી શકું ?
ગઇ કાલ એ પણ
મારે માટે મડદું છે.
રાત પડે અને ગઈ કાલના
છેલ્લા શ્વાસ ઘૂંટાતા હોય ત્યારે
એની પાસેથી આઘો ખસીને
એક ખૂણામાં ઊભો રહું છું -
આંસુ સાર્યા વિના

અને ફૂલ મૂકું છું.
પ્રાર્થના કરું છું અને મનોમન કહું છું :
વીતી ગઈ તે વાત
આવી રહ્યું એ પ્રભાત
અને બાકી રહી તે જાત
ને જાત રહી એ ઝિંદાબાદ
અને ઝિંદાબાદ એટલે જલસો,
એટલે હરીભરી મહેફિલ.

□

ઊઘડતા અજવાળામાં હું ચિત્ર જોઉં છું,
વિચિત્ર જોઉં છું
અને ચિત્ર અને વિચિત્રને
ટીકાટિપ્પણ વિના
સ્વીકારી લઉં છુ.
ન્યાય તોળવાની આદત
મેં મને પાડી નથી.
મારી આંખ સામે
એક સ્થપતિ ઊભો છે -
વિધાતાની અદાથી.
એક વિશાળ મકાનની બહાર
લોખંડી સીડી છે.
એના પોલાદી પંજાએ
સીડીના કઠેડાને પકડયો છે.
એના સ્મિતની મૂંગી સંમતિથી
હું મકાનમાં પ્રવેશ કરું છું
અને એક અડધા કપાયેલા થાંભલા પર
એક લાકડાનું પાટિયું છે અને

ડેકોરેશનનો એક ભાગ હોય એમ
એક મોટી માછલી મૂકી છે
જળ વિના એ તરફડતી નથી
મને એની સ્વસ્થતા ગમે છે
કદાચ આ જ સ્વસ્થતા
એને ગતિ કરવા પ્રેરશે
અને ક્યારેક ફરી પાછી આ માછલી
મહાસાગરમાં તરતી થઇ જશે.
આ કોઇ જ્યોતિષીની આગાહી નથી,
પણ આશાવાદ છે.
વીતી ગઇ તે વાત
આવી રહ્યું એ પ્રભાત
અને બાકી રહી તે જાત
ને જાત રહી એ ઝિંદાબાદ
અને ઝિંદાબાદ એટલે જલસો
એટલે હરીભરી મહેફિલ.

□

મને કાચનાં મકાનો ગમે છે
અને ગમે છે પારદર્શક કાચ જેવા
માણસો
નાનાં નાનાં મકાનોની
ભીતરી મોટાઇ ગમે છે,
પણ મોટાં દેખાતાં મકાનોની
દરિદ્રતા મને કંઠે છે.
સાંઇબાબાએ કહેલી વાત યાદ આવે છે,
તાળું તમારી પાસે છે
અને ચાવી પણ તમારી પાસે છે

અથવા આ પતંગિયાં જેવી ક્ષણો
- એનું જતન કરવામાં માનું છું.
આ જતન એટલે
વીતી ગઈ તે વાત
આવી રહ્યું એ પ્રભાત
અને બાકી રહી તે જાત
ને જાત રહી એ ઝિંદાબાદ
અને ઝિંદાબાદ એટલે જલસો,
એટલે હરીભરી મહેફિલ.

**હાઈકુ □ ગ્યુન્થર ક્લીંગ □ શકુંતલા મહેતા**

ભૂતકાળનું ગીત...
અનંત આનંદ
સાથે લાવે છે વસંતને

o

એક નાજુક ધુમ્મસ...
રકતરંગી સૂર્યમાંથી
આમ દિવસ શરૂ થાય છે.

o

ચેસનટનાં પાંદડાં
મારા અંગૂઠા જેટલા જ મોટા
પણ જીવનસભર.

મારી બારી બહાર
હું જોઉં છું ખીણનો ખળભળાટ
વસંતના તોફાન નીચેથી

o

વાસ્તવિકતાની પ્રકૃતિ
ફરી ફરીને પાછું
વસ્તુઓનું નાવિન્ય

# ધોધમાર વરસાદ □ ચાર્લ્સ વૉટ્સ □ નીના રામૈયા

(કૅનેડિયન)

ધોધમાર વરસાદ
તૂટી પડતો, ભારે, ગરમ દિવસે
ઝળૂંબ્યા કરતો, સૂર્યતેજમાં ઉષ્ણ,
સવારે લગાતાર
(અને પછી છૂટોછવાયો) ટપટપારો મશીનની
બુઠ્ઠી ધાતુનો રસ્તા ઉપર બપોરે
અને સાંજ પહેલાં - - રહસ્યમય
ભૂરો પ્રકાશ અને સૂર્યાસ્તનો
તેજસ્વી પિત્તળિયો ઉજાસ
ધસમસતો- - મોટાં
કાળાં વાદળાં અને વરસાદ
મોટાં ટીપાં વરસી પડતાં
હાઈ-સ્કૂલની કાંકરિયાળી
પગથારે, અને ગડગડાટ
ઉપર ક્યાંય, વાદળાંનીયે ઉપર - -
જ્યુડી કહે છે આ છે અસ્સલ ઘાસપ્રદેશના વાવાઝોડા જેવો
પણ હું (મને યાદ છે કે ઝબકારો
અને ધણધણાટી અચાનક તૂટી પડતા
તોપગોળાની જેમ અથવા એક જ્વાળા કોઈ સભાગૃહની
બારીએ ત્રીસ વરસ અગાઉ મિસુરીમાં)
ભીંજાઈ જાઉં છું
બ્રાઉનીના મંડપ નીચેથી બહાર આવી
વરસાદમાં ડાંફ઼ ભરતાં
અને હવે તેની ધાર ગળે છે
બારીના ચોકઠામાંથી અને બારીએ ટાંગેલી પડદાની પટ્ટીમાંથી

અને બહાર તે ચળાઈને નીકળે છે
શેરીના દીવાના કિરણ અને ઉજાસમાંથી
ઝળહળતી શેરીને અને ઉજાસને દૃશ્યમાન કરે છે અંધકારમાં.
અને પ્રિય, આ તો છે ધોધમાર વરસાદ,
ચેતવણી વિના વરસી પડતો, આમ તો આખો દિવસ વરસ્યે રાખ્યું
છતાંય આ છે તો ધોધમાર વરસાદ
હું તને કહું છું તારા ચહેરા સામું જોતાં અને તારા ગાલે
અને કપાળે અને આંખે અને તારા હોઠ ઉપર
તને ચુંબન કરતાં અને તું મને ચુંબન કરે છે
ધોધમાર, આ જ તો છે ધોધમાર વરસાદ.

□ રુમિ
(પર્શિયન)
આ વસંત નથી : છે કોઈ અન્ય મોસમ
સંગોપિત સાયુજ્ય આપણી આંખને તરતી કરે છે
આપણાં તમામ વૃક્ષોની ડાળીઓ વરસાદમાં નર્તન કરે છે
પ્રત્યેક, પોતાના રહસ્યમય કારણે.

□ સુરેશ દલાલ

ચ્હેરા ઉપર કરચલી ને કરચલીમાં કાળ
સંતાકૂકડી ભલે રમે; પણ માથે ધોળો વાળ.

ધોળા વાળની ગૂંચ છાતીમાં : કાબરચીતરી મૂછ :
મરણ આવ્યું કેટલે ? એ જઈ ઘડપણને પૂછ.

સાંધાઓમાં દમે દુ:ખ ને પગમાં પીડા - પ્હાડ :
આંખો સામે ઊભાં રહ્યાં છે પીળાં પીળાં ઝાડ.

એક દિવસ તો ચૂંથાઇ જાશે ઝાડ ઉપરનો માળો :
કઠિયારો તો ક્યાંક ઊભો છે રંગે રૂપે કાળો.

## સૂર્યને માટે □ શ્રીકાંત વર્મા □ નૂતન જાની

(હિંદી)

ગહન અંધકારમાં,
બેઠી છે તું !

ચૂલાની રાખથી
બધાં સ્વપ્નો શેષ થયાં.
બાળકોનાં હીબકાં
ભીંત પર ચડતી
ગરોળી જેમ.

બજારોના સોદા જેવી
જીવનની ક્ષણો
તારી પાસેથી સ્વેદ-મુદ્રા લઈ
સમયે તોલી દીધી.
વાસી શાકભાજી જેવી
વાસી આ ક્ષણ !!

દિવસ જો તારે માટે
માથાકૂટિયો સમય છે;
રાત કોઈક વાસણ પર
ઘસાયેલી રાખ છે.
તું પતિના ખોળામાં
વધૂ નથી, વધ્ય છે.
શ્વાસ પણ વિવશતા,
ઉચ્છ્વાસ પણ વિવશતા છે.

બાળકો નથી ચાલતાં
ચાલે છે પ્રશ્નાર્થચિન્હ !
જીવનનાં પ્રશ્નાર્થચિન્હ !
આંગણનાં પ્રશ્નાર્થચિન્હ !

પરંતુ તું નિરુત્તર છે.
જિંદગી નિરુત્તર છે.

પ્રાણ ! ઊઠો, ઊઠો, ઊઠો !
પડવું અનિવાર્ય નથી
ઊઠવું અનિવાર્ય છે.

બાળકોનાં હીબકાં
શ્વાસની પ્રત્યંચામાંથી
તીરની જેમ છૂટશે.
બાળકોના પોકારોની
કૂંચીથી
નવા યુગનાં દ્વાર ખૂલી જશે.
બાળકોના શબ્દ
સમયનાં ખેતરોને
હળ બનીને ખેડશે.
બાળકો, મેલી-ઘેલી સદીઓને
આંસુથી
ધોઈ નાખશે, ધોઈ નાખશે.
ઓ પીડિત આત્મા !
હજી એક આત્માને
ધુમ્મસમાં જન્મ આપો-
સૂર્યને માટે.

## આવશે દિવસો એ કવિતાઓના

(રશિયન)

□ મરિના ત્સ્વેતાયાવા

□ સુરેશ દલાલ

આવશે દિવસો એ કવિતાઓના
જે મેં નાની ઉમ્મરમાં લખી હતી
હું કવિ છું-
ત્યારે તો મને પોતાને પણ આ ખબર નહોતી
આવશે દિવસો રૉકેટના અંગારા
અને ફુવારામાંથી ઊડતા છાંટા જેવી કવિતાઓના.

તડકા અને આળસના નશામાં ઝૂમતા
મંદિરમાં ઘૂસી આવેલા શિશુ દેવદૂતો જેવી
યૌવન અને મૃત્યુની
જે વંચાઈ નથી
આવશે દિવસો એ કવિતાઓના.

દુકાનોની ધૂળમાં વીખરાયેલા
ખરીદનારાની ઉપેક્ષાના શિકાર
મોંઘા શરાબની જેમ
મારી કવિતાઓના પણ દિવસો આવશે.

□ મિચિત્સુના (કમાન્ડરનાં માતા)

□ અનુ : સુ. દ.

(જાપાનીઝ)

તમને કોઈ ખ્યાલ છે ખરો
કે એકલાં એકલાં સૂતાં સૂતાં
ડૂસકાં ભરતાં ભરતાં
રાત લાંબો સમય કઈ રીતે ટકી શકે ?

## નદીને □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ
(હિંદી)

(૧)

આખી બપોર
હું તારા કિનારા પર ફરતો રહયો
એ જાણ્યા વગર કે તું કયાંથી આવી છે
અને કોને મળવા જઇ રહી છે
તારી કેટલી સીમા છે.
મને કેવળ તે લહેરો સારી લાગતી રહી
જે તારામાં ઊઠતી રહી
તડકામાં ચમકતી, ખિલખિલાટ કરતી
માછલીઓની જેમ ડૂબકી ખાતી,
સરકતી
એકધારું આ કુતૂહલ મારામાં રહ્યું ન
કે અંજલિમાં ભરતાં જ
તે લહેરાતું રૂપ ક્યાં ચાલ્યું જાય છે
આખી બપોર -
હું તારી નવશેકી રેતીમાં બેસી રહ્યો
જેનું એક સ્તર ખસેડતાં જ ઠંડક
મળતી
જેને તું હસતી, ખિલખિલાટ કરતી
એક એક લહેરથી લાવતી પાથરતી,
લાવતી પાથરતી...
આખી બપોર -
હું એ છીપલાંથી રમતો રહયો
જે તારી રેતીમાં પડયા હતા
રેતીમાં લખતો રહ્યો ઊંડે અને ઊંડે
અને જોતો રહ્યો કે કેટલી સફાઇથી

## □ મિનામોટો નો મુનેમુકી □ (આપાનસ) અનુ : સુ. દ.
(જાપાનીઝ)

પ્હાડ પરના ગામમાં
પવનથી પર્ણો મર્મરે છે.
રાતના ઊંડાણમાં, હરણ
સ્વપ્નોની ધારની પાર આક્રંદે છે.

ધીમે ધીમે દરેક લખાણ ભૂંસાઇ જાય છે.

હવે સાંજ થઇ રહી છે
હું હમણાં ચાલ્યો જઇશ
એ જાણ્યા વગર કે તને પણ ખબર છે
કે કોઈ તારા કિનારે ફરતો રહ્યો
રેતીમાં બેસી રહ્યો
છીપલાંથી રમતો રહ્યો
પોતાનું લખેલું ભૂંસાતું દેખતો રહ્યો.

(૨)

જેટલું પાણી
અંજલિમાં તારામાંથી લઇ શકું છું
મારે માટે તું એટલી જ છે.
એનાથી જ મારી તરસ છિપાવું છું
એનાથી જ મારી અંદર ઊગતા સૂર્યને
અર્ઘ્ય ચઢાવું છું.
અને દરેક વખતે ખાલી અંજલિ
આંખો અને માથાને અડાડીને
અનભવું છું
હું તને
        મારી અંદર
            વહેતી જોઉં છું.

(૩)

આ એકાન્તમાં
કપડાં ઉતારીને
કૂદી પડીશ હું
તારા લહેરાતા જળમાં.
નિર્મળ દેહ
વધારે નિર્મળ થઇ જશે.
પછી આપણે બંને
એકબીજાને છોડીને ચાલ્યા જઇશું.

□ મિનામોટો નો મુનેમુકી □ (અપાનસ) અનુ : સુ. દ.

(જાપાનીઝ)
ફૂલો પણ વહી ગયા અને મનુષ્યની
આંખો પણ અદૃશ્ય થઇ.
મારા પ્હાડ પરના ગામમાં
એકલતા ઊગતી હોય એવું મને લાગે છે.

## ફરી □ મફત ઓઝા

તારો સ્પર્શ
મને ચોમાસા પછી ફૂટી નીકળેલાં
વનોમાં
વહેતો કરે છે પવનની જેમ -

પથ્થરોને પાંખો ફૂટી છે આજે
ઝરણાં વાદળ બની વહે છે પૂર્વથી
પશ્ચિમમાં
સૂરજ - આકાશ - ક્ષિતિજ બધું
એકાકાર
મારી આસપાસ ઊઘડે છે એક જ રંગ
તેય આસમાની

પંખીઓ ક્યાં છે ?
ટહૂકાઓ કૂંપળ થઇ ફૂટે છે ડાળીએ
ડાળીએ
થડ પાસે કીડિયારું ઊભરાયું છે
ભેજ ક્યાંથી હોય મારામાં ?!

હું ઢેફું
કણકણ થઇ વેરાઉં છું અશ્વની ખરી
અડી ના અડી ત્યાં
ઝાકળ છલોછલ
ચાસ પર ચાસ મારા પર....
હવે તારા સ્પર્શની પ્રતીક્ષા કરે છે ફરી -

□ આરિવારા નો નારીહિરા □ અનુ : સુ. દ.
(જાપાનીઝ)
આ ચંદ્ર નથી
કે નથી આ
અન્ય વસંતોની વસંત,
અને હું એકલી છું
છતાંય હતી એવી ને એવી જ.

□ હિતોમારો □ અનુ. : સુ. દ.
(જાપાનીઝ)
આપણી પથારી પાસે
આપણા ખંડમાં
હું ઘરે બેઠી છું
તારા તકિયા તરફ તાકતી.

## શુભ ઘડી □ ભગવતીકુમાર શર્મા

હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી
મંગળ વેળા વરતી પૂરણ માણવી...

હરિને સ્મરવાનું મહૂરત ન નીકળે
રુદિયે હરિ સાંભર્યા તે પળ ઝળહળે
હોઠે હોય ભલે વજ્જર - સાંકળો
આતમ બોલે, આતમરામ સાંભળે,

હરિની પદ્મ-અંકિત પગલી પરમાણવી
હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી...

ચન્દન મ્હોર્યાનું હોય નહીં ટીપાણું
તત્ત્વ ગ્રહીને ત્યજી દેવું ટૂંપાણું
રાતના અંધારાની કરવી શું રાવ રે ?
પાંદડું સળવળયે સમજવું મોં સૂઝણું

વ્હાલોજી આવ્યાની ઢૂંકડી વધામણી
હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી...

## ભયોભયો □ ભગવતીકુમાર શર્મા

હરિ હવે પ્રગટ થાય તો ભયોભયો,
રુદિયેથી શબદ નીસરે 'જયો જયો !'

અલપઝલપ તોયે ઝળહળની ઝાંખી
હવે હાજરાહજૂર, નહિ અટકળની ઝાંખી
પંખુડીઓમાં પણ પુદ્ગળની ઝાંખી
સમ્મુખ સુંદર, નહિ પોકળની ઝાંખી.

હરિ હવે નિકટ થાય કે થયો થયો
હરિ હવે પ્રગટ થાય તો ભયોભયો...

આ પળ મળતામાં તૂટે જુગના ઘેરા
એક વ્રજમાં વૈકુંઠ વસે ઝાઝેરાં
માયાને પરપંચ બસૂરા - બહેરાં
બજે વાંસળી જ્યમ જમુનાકી લ્હેરાં

હરિ હવે ધન્ય દાસ થયો દયો દયો
હરિ હવે પ્રગટ થાય તો ભયોભયો...

## હરિ માગું □ ભગવતીકુમાર શર્મા

હરિ માગું, હરિ માગું,
બીજું કાંઈ ન માગું.
જરી જાચું, જરી જાચું,
ઝાઝું કાંઈ ન જાચું...

કીડીને તો ભલો કોળિયો કણનો,
કચડી નાખે લોભ નકી સો મણનો.
સાત જનમની હૈયાધારણ દઈ દે
પ્રેમીઓને પલકારો પાંપણનો.

જીવતરની ધરી માગું,
બીજું કાંઈ ન માગું... હરિ માગું.

ટચલી આંગળીનો સદ્ધર આધાર,
પડે પાત્રમાં મેઘો મૂશળધાર.
જીભલડી પર કોટિ શબ્દ છો રમતા,
નોખો સૌમાં રામનામ ઉદ્‌ગાર.

ફરી માગું, ફરી માગું,
બીજું કાંઈ ન માગું... હરિ માગું

## જમુનાજળ બોલાવે

□ ભગવતીકુમાર શર્મા

મુંને જમુનાજળ બોલાવે
વહેતા ખળખળ બોલાવે...

મરવું તો જળમાં ડૂબી
જળમાં જળ જમુનાનીર
છબછબિયાં તે શું કરવાં ?
જમુનાજળ બડાં ગંભીર.

મુંને જળ પળપળ બોલાવે,
મુંને જમુનાજળ બોલાવે...

શિર પર જો હરિ હશે તો
જમુનાજી દેશે મારગ
ગોકુળના જ્યાં સીમાડા
જમુના વિસ્તરશે ત્યાં લગ.

મુંને જળ નિર્મળ બોલાવે,
મુંને જમુનાજળ બોલાવે...

# THREE POEMS

□ HARINDRA DAVE □ Tr. NITA RAMAIYA

## 1.

## LOST

It was fantasy which was the fact of my life, lost,
It was honour I enjoyed among the crazy, lost !

I may re-attain ill-fame quite easily though
It was a certain somethime personal emotion, lost !

The count of time might have been forgotten now,
It was the long leisure time to count stars, lost !

Charmed neither by life nor am I craving for death,
It was the relishable notion of death itself, lost !

Such, this much is the tale of your wink-long love,
It was a bit of love I was in with the world, lost !

## 2.

## IT'S THE RAINY SEASON

Come, it's the rainy season, let's go raining,
Whether there are seas or mirages, let's go thirsting.

They say, all are scared of the land of death,
We've no work there, yet come on, let's start going.

We aren't attached as to feel tied to a place,
Many ask for the way, come then, let's keep moving.

So desolate the land is, what's to be done,
Let's build a city there, and just start living.

It's fun teasing a man keeping beats of a song,
Music of wailing is touched upon, yet let's go laughing.

5.

## REMINDED ME OF YOU

The green leaf that I saw reminded me of you,
As if I was caught in the first cloud burst, Ram,
The grass-blade that sprouted reminded me of you.

The bird Cooing somewhere reminded me of you,
As if the sky opened up in the midst of monsoon, Ram,
The star blinking up there reminded me of you.

The pitcher that spilled over a little reminded me of you,
As if it is the ocean breaking off all shores, Ram,
The moonlight flowing all over reminded me of you.

Someone halting at my courtyard reminded me of you,
As if much tumult emerged among all foot-sounds, Ram,
The step just up-lifted now reminded me of you.

## રુદિયે રહેજો રે □ ભગવતીકુમાર શર્મા

હરિ, મારે રુદિયે રહેજો રે
દુઃખ જે હું દઉં તે સહેજો રે!

વારે વારે કરીશ કાલાવાલા
માગું તે દેવું જોશે વ્હાલા!
તમે વેદમંત્રોના સુણનારા,
વેણ મારાં વેઠી લેજો કાલાં.

હરિ, મુંને કાંઈ ન કહેજોરે,
તમે મારી આંખથી વહેજો રે!...

હરિ, હવે આપણે સરખેસરખા
હરિ, તમે મેહ તો હુંયે બરખા.
હરિ, તમે સૂરજ તો હું સોમ,
હરિ, તમે અક્ષર તો હું ૐ

હરિ, મુંને જીરવી લેજો રે
હરિ, મુંને દરશન દેજો રે!

## 'ધૂલ ઉડાતી મૌટરોં કે બોજ સે...'

□ આદિલ મન્સૂરી

ધૂલ ઉડાતી મૌટરોં કે બોજ સે
કુચલી હુઈ સડકોં કી આહેં
સફ્ બ સફ્ બૈઠે હુવે ટૂટે મકાનોંકી કરાહેં
બિજલી કે ખમ્બોંકી
પિછલી રાતકે ખ્વાબોંકી મુતલાશી નિગાહૈં
કબ્રસે નિકલી હુઈ લાશોંકે વેહશી કહકહોંસે
ગૂંજતે બાઝારકે ઘાયલ નઝારે
જિસ્મમેં તેહલીલ હોતે ચાંદ તારે
ઓસમેં ભીગે હુવે
ફૂલોંકી કમસિન મુસ્કુરાહટ
દૂર ઉફક કે બંદ દરવાઝે કે પીછે
ખૂનમેં લિથડે હુવે
સૂરજ કી આહટ

o

સફ્ બ સફ્ = હારબંધ. કરાહેં = ચિત્કાર
તેહલીલ હોતે = ઓગળતા ઉફક = ક્ષિતિજ

□ મુરાસાકી શિકિબુ □ અનુ: સુ. દ.
(જાપાનીઝ)

કોઇક પસાર થાય છે
અને હું વિસ્મયું છું
કે કદાચ એ હોય,
મધરાતનો ચંદ્ર
વાદળથી ઢંકાઇ જાય છે.

□ દિલીપ મોદી

મારે બદલે તું હસી લે
તો
તારે બદલે રડી લેવાનું હું
વધુ પસંદ કરીશ....
મારા રુદનમાં તારું હાસ્ય
સમાયેલું છે.
તારા હાસ્યમાં મારું રુદન
છુપાયેલું છે.

કવિતા એપ્રિલ ૧૯૯૦ના અંકમાં સાંપ્રત કવિતાનો નકશો જોવા મળે છે, પરંતુ તેમાંથી એક ગમતું ગામ શોધી કાઢવાનું મને સોંપવામાં આવ્યું ત્યારે મારી કલમ થોડી આનાકાની કરે છે, કારણકે દરેક કૃતિ પોતપોતાના આકારમાં મને સુંદર લાગે છે. પ્રત્યેક કલા ભોક્તાની સંવેદનાનાં દ્વાર ખટખટાવી જતી હોય છે, પરંતુ શબ્દો તો સાથેસાથે બુદ્ધિના પટને પણ રસાળ કરે છે. હર્ષદ ચંદારાણાની "લીલીછમ વેલી અમરેલી"માં ભૂતકાળની પકડમાંથી ભવિષ્યનાં સ્વપ્નાંઓ સરે છે, જૂનાને તથા નવાને વણી લે છે. હરિશ્ચંદ્ર જોશીનું કાવ્ય "તારી ગલી સુધી', કિશોર શાહના 'દુકાળ' કાવ્યની સચોટતા વાચકને દુકાળનો એક ભાગ બનાવી દે છે, હરીન્દ્ર દવેના ગીતના લયમાં ઉઘાડી આંખે જગત જોતાં જોતાં વહી જવાય છે, જ્યારે મકરન્દ દવેના 'પ્રસન્નને ત્યાં પાનખર જોતાં સ્પ્રિંગફીલ્ડ'માં નજાકતભર્યા શબ્દોમાં કોઈ ગેબી સૂર સંભળાય છે. આમ દરેક કૃતિમાં પોતપોતાનું અનોખું સ્વરૂપ જોવા મળે છે.

પરંતુ મને ભગવતીકુમાર શર્માની 'પાણીમાં રહ્યો' ગઝલ વધુ સ્પર્શી છે. થોડા શેરમાં કવિએ જીવનની પ્રદક્ષિણા ફરી લીધી છે, અને આસપાસનું બધું જ સભર હોવા છતાં અનુભવોની મુઠ્ઠીમાંથી ટપકતી જીવનની અસારતાનો સંગીતસૂર રણઝણતો મૂકી દીધો છે. કવિએ મનુષ્યમાં રહેલા પોતાના 'સ્વ'ને નંદવાઈ જવા દીધો નથી અને હળવેક રહીને ગુલમહોરની કહાણીમાં સમાઈ ગયા છે. ભગવતીકુમાર શર્માની કૃતિને હું પસંદ કરું છું.

**અનિલા જોશી**

□ **રુમિ**

(પર્શિયન)

કેટલાંયે દિવસોથી હું આ વિશ્વમાં નથી
કે નથી હું એની બહાર.
'અહીં' નથી 'ત્યાં' નથી -
મૌન, પ્રકાશ, હવા.

## કારકૂની અને કવિતા

□ **ઘનશ્યામ અગ્રવાલ**
□ **ઉષા પટેલ**

(હિન્દી)

કવિતા મારી પ્રિયતમા હતી,
વિવશ થઈને મેં,
કારકૂની સાથે લગ્ન કર્યાં,
હવે પ્રિયતમાને મળું તો
પત્ની આપે છે,
પિયર જવાની ધમકી.

કવિતા - અવાજનો વિલય, ધ્વનિનો ઉદય
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૭
વર્ષ ૨૩, અંક ૫, જૂન ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.



# કવિતા



* રુમિના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમા ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૯૦/-, એર મેલ રૂા. ૧૬૦/-,
આ અંકના છૂટક ૧૦ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

## સાંભરે ☐ જયન્ત પાઠક

એક ઝાપટું પડે ને ગામ સાંભરે -
એક ખોલી ખડખડ
ઊભી આખી દડદડ
એમાં ઝીણેરો જીવ એક પાંગરે.

એક રેલો દડે ને નદી સાંભરે
નદી નાની કરડ
એનાં મસ્તી-મરડ !
એને કાંઠે ને ગાય એક ભાંભરે.

વાવંટોળે વન મારું સાંભરે -
પાન ઊડે ચોમેર
બધું વેર ને વિખેર
મન મારું ઝીંટાય એક ઝાંખરે.

## સમાધાન □ પન્ના નાયક

અમેરિકા
આવ્યા પછીય
ભારત
કેટલું હાથવેંતમાં હતું!

નાની બહેનોના
છાશવારે કાગળ આવતા.
"પન્ના,
કેટલું બધું
તને miss કરીએ છીએ.
મુંબઈ આવને!
રક્ષાબંધન ને દિવાળી
સાથે ઉજવીએ.
તને
માથેરાન, મહાબળેશ્વર લઈ જઈશું.
સાથે સિનેમા જોઈશું.
તારી મનગમતી સાડીઓની
ખૂબ ખૂબ ખરીદી કરીશું.
તા. ક.
આવે તો
બ્લેન્ડર અને ઈસ્ત્રી ભૂલીશ નહીં."

બાપુનો કાગળ
તો
અચૂક દર અઠવાડિયે આવતો.
મારા ક્ષેમકુશળ પૂછતા
મારે વિશે
ત્યાં થયેલી વાતનો
સવિસ્તર હેવાલ લખતા
વળી,
છપાયેલી કવિતા
તારીખ અને ટાંચણ સહિત મોકલતા
નાનામોટા
સામાજિક બનાવોની
મને માહિતી આપી
છેલ્લે,
એમને સાંપડેલો
સુખી જીવન જીવવાનો
કીમિયો
મને ય
એમના જીવતાજીવત
સલાહરૂપે
વારસામાં આપતા.

અવારનવાર
બાય લખતાં.
એમના
કવિતા ને કહેવતોના શોખ
અને
વર્ષોના અનુભવોમાંથી જન્મેલું ડહાપણ
બધું
નિચોડ રૂપે
એમની આગવી શૈલીમાં
રજૂ કરતાં.
શ્રી નાથજીને
વ્હાલમાં 'કાળિયા'થી સંબોધી
ઠાકોરજીની

ને એમાં એમની અખૂટ શ્રદ્ધાની વાત
અચૂક લખતાં.
મારી બહેનપણીઓ
અમારા પાડોશીઓ
ને
ઘરનાં નાનાંમોટાં સૌ વિશે
વધુ નહીં તો
બે શબ્દ લખી
મને
ભારતમાં એમની આસપાસ હોઉં
એવો ભાસ કરાવતાં.
ને છેલ્લે લખતાં :
"તારા વિના ગમતું નથી.
રોજ જમ્બો જેટને જોયા કરું છું.
તું ત્યાં સુખી રહેજે."
પત્રો વાંચી
હું ભાવવિભોર બની જતી.
એમની ઉષ્માથી ભીંજાઈ જઈ
દોડીને
દર વરસે કે બે વરસે
દિવાળી ઊજવી આવતી
ને
ભારત ભમી આવતી.
અમેરિકા આવ્યે
અડધી જિંદગી વીતી ગઈ છે.
મારું દૂર રહેવું કોઠે પડી ગયું છે.
એટલે
પહેલાંની જેમ
નાની બહેનોના કાગળ
હવે આવતા નથી.
બા-બાપુ
માત્ર સ્મૃતિમાં હયાત છે.
એમનાં જતાં
મારે માટે
ભારત ખૂબ દૂર થઈ ગયું છે.
ત્યાં દિવાળી ઊજવવાની વાત
હવે
સાવ ભુલાઈ ગઈ છે.
ને
મેંય હવે ટેવ પાડી છે
બિનભારતીય પોશાક પહેરી
અમેરિકન મિત્રો સાથે
ક્રિસમસ ઊજવવાની.

□ કિશોર શાહ
નદીના લહેરાતા જળમાં
મેં મારું પ્રતિબિંબ જોયું
પ્રતિબિંબમાં હું લહેરાઈ રહ્યો હતો
પછી મેં ઘરે જઈને
બધા અરીસા ફોડી નાખ્યા.

□ વિસનજી નાગડા

તું નથી ટોળું, નથી તું એક જણ
નહીં મળે માફક તને વાતાવરણ

અર્થનો કોઇ ભાર ખમવો સહેલ છે ?
શબ્દના પણ છે હવે થાકયા ચરણ

લ્યો હવે આ ઢોલ પણ ફાટી ગયો :
ઘૂમશે ગરબે હવે કયાંથી સ્મરણ ?

પોક મૂકીને રડે છે માણસો
શું થયું છે એમને જાતિસ્મરણ ?

□ સુરેશ દલાલ

યુદ્ધને પહેલે જ દિવસે
ઓગણીસ હજાર મૃત્યુ પામ્યા
ને સત્તાવન હજાર ઘાયલ થયા
અને પછી છેક ચાર વર્ષે યુદ્ધ પૂરું થયું.

યુદ્ધ દરમિયાન અને યુદ્ધ પછી પણ
યુદ્ધનાં કાવ્યો રચાયાં
આ બધાં કાવ્યો વાંચુ છું
ત્યારે કોણ જાણે કેમ
કવિતાનો આનંદ માણી શકતો નથી
અને મન ગમગીન થઇ જાય છે.

ઇતિહાસનાં બે પૂંઠાંની વચ્ચે
લોહીના ડાઘ
અને આંસુઓનાં સરોવર

કોઇ પણ યુદ્ધ કયારેય શુદ્ધ નથી હોતું.

□ સુરેશ દલાલ

એક પંખી ઊડતાં ઊડતાં
અચાનક ટહુકયું
અને આકાશને
ઝીણો રોમાંચ થયો.

એક તરણું
અચાનક પથ્થરને તોડીને
પ્રગટયું
અને ધરતીને
ઝીણો રોમાંચ થયો.

કવિની કલમમાંથી
એક શબ્દ અચાનક
દીવો થઇને સળગ્યો
અને જોડણીકોશને
ઝીણો રોમાંચ થયો.

# ઇન્દુલાલ ગાંધીની કવિતા
## □ સંપા. બળવંત જાની

'ઇન્દુલાલ ગાંધીની કવિતા' સંગ્રહનાં ૬૮ કાવ્યો ગાંધીયુગની કવિતાની તાસીરનો પડઘો પાડે છે. તેમાં છંદોબદ્ધ, અછાંદસ, ગીત - ગઝલ, સૉનેટ, મુક્તક, દુહા વગેરે વિવિધ સ્વરૂપોમાં કાવ્યો છે. ને એક જમાનામાં બહુ જ પ્રસિદ્ધિ પામેલા 'આતમને ઓઝલમાં રાખ મા', 'એજી મારો ચકલાનો માળો ચૂંથાણો' જેવાં ભજનો, 'આંધળી માનો કાગળ', 'દીકરાનો જવાબ' જેવાં પત્રકાવ્યો છે તો સુંદરમ્‌નાં '૨ૂડકી', 'ભંગડી' વગેરે કાવ્યોનું સ્મરણ કરાવે એવું 'ભાણી' કાવ્ય પણ છે. કેટલાક સમકાલીન કવિઓનું તરત સ્મરણ થાય કે એમનો પ્રભાવ વરતાય એવી કેટલીક રચનાઓ છે. લોકગીતની શૈલી પણ આ કવિએ ઠીકઠીક અજમાવી છે.

સંગ્રહનું પહેલું કાવ્ય 'સિંધુની યુવાની' ઘણું જુદું પડી આવે છે. સૌંદર્યલક્ષી કવિતા તરફનો ઝોક પણ તેમાં અન્ય કોઇક કોઇક કાવ્યની જેમ વરતાય છે. આ બધી જ રચનાઓમાં છંદ, લયઢાળ વગેરે પર કવિની હથોટી વરતાય છે, પણ અલંકાર, કલ્પન આદિ નહિવત્ હોઇ સર્જકનું વ્યક્તિત્વ ઊપસતું નથી.

□ જયા મહેતા

*(સંપા. : બળવંત જાની, ઇન્દુલાલ ગાંધીની કવિતા, લેંગ લાઈબ્રેરી, રાજકોટ, ૧૯૮૩, પૃ. ૧૩૬, કિ. રૂા ૨૫.૦૦)*

## બેઠા છીએ □ આહમદ મકરાણી

હાથમાં આ જામ લૈ બેઠા છીએ;

લ્યો, મજાનું કામ લૈ બેઠા છીએ.

મિત્ર અંતે ક્યાં ગયા કોને ખબર ?

દુશ્મનોનું નામ લૈ બેઠા છીએ.

કોઈપણ અમને ઉઠાડો ના હવે;

આ જગાના દામ લૈ બેઠા છીએ.

રાફડા છોને પછી ઘેરી વળે;

કેટલો આરામ લૈ બેઠા છીએ.

સૂર્ય ઊગે તો અહીં દેજો ખબર;

જિંદગીની શામ લૈ બેઠા છીએ.

આ ગઝલ અમથી લખાતી હોય ના-

વેદનાના ડામ લૈ બેઠા છીએ.

## મારી ગલીને નાકે ☐ નલિની માડગાંવકર

મારી ગલીને નાકે
એક ફેરિયો બેઠો બેઠો
રોજ અરીસા વેચે છે.

સ્પર્શની ભાષા સમજતી
એની આંગળી
આટલી અમસ્તી ધૂળનેય
પકડી પાડે છે.

પોતાની પાસે પડેલા
બોર્ડ પર એણે લખ્યું છે;
"હું અંધ છું પણ
મારા અરીસા ચોખ્ખા છે."

આપણું પણ ભાઈ, કંઈક એવું જ...

☐ કિશોર શાહ

તમારી આંખોમાં જે ઊપસે છે
એ મારો પડછાયો છે ?
કે
મારું પ્રતિબિંબ ?

## ભૂલી જાય ! ☐ જયન્ત પાઠક

હું હરઘડી સ્મરું તે મને આમ ભૂલી જાય,
હું યાદ કરું ગામ, મને ગામ ભૂલી જાય !
મોંઢે છે મને બાળપોથીનાં બધાંય નામ,
ને તેઓ મારું નાનપણનું નામ ભૂલી જાય !
સૌ કામને જુએ ને કરે કામની જ વાત
છે કોઈ જોઈને જે મને કામ ભૂલી જાય !
હું નિત્ય પ્રવાસી છું તે મનને જ કારણે :
સૌ રાહ એને યાદ, ને મુકામ ભૂલી જાય !
સંબંધ આપ-લેનો અમારો જુદો જરા;
હું ચીજ ભૂલી જાઉં ને એ દામ ભૂલી જાય

## સ્મૃતિ
(હિંદી)

□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

પગ મૂકતાં જ
વાંસનો પુલ
કિચૂડ કિચૂડ થતો હલબલે છે.
ક્યાંક નીચે બહુ ઊંડી અતલ ખાઈ છે.

સબળ ઉત્કંઠા
નવો આવેગ
આગળ ખેંચે છે
"પાછા ફરો"
ચીસ પાડીને ભય ક્યાંક પાછળ બોલે છે.

આહ! સ્મૃતિનો અજાણ્યો રસ્તો
દુ:ખ અજગરની જેમ
ગળી જઈને ઓકી કાઢે છે
શેષ છે તારા,
પેલે પારની તે ગાઢ ઝાડી
સંકોચાઈને પડેલી નદી
ખુલ્લા સ્વરનું કપોતયુગલ
ગીતની એ કડી તરે છે
હલી ગઈ છે એક સૂકી ડાળ.

## રુમિ
(પર્શિયન)

ધૂપ સળગાવો!
સુગંધિત થવા માટે તમારે બળવું પડે.
આખાયે ઘરને સુવાસિત કરવા માટે
તમારે ઠેઠ લગી બળવું પડે.

## ન્યૂયોર્કની ભૂગર્ભ - રેલ : ▫ પ્રીતિ સેનગુપ્તા

ઉપર ભલે એક શહેર,
પણ નીચે વસી ગયેલાં જાણે
ગામોનાં ગામ છે.
અને એ પેટાળ તે પાતાળ છે -
એવું રહ્યું આ શહેર પરનું આળ છે.
સ્વર્ગનો શો અર્થ એ કોને ખબર,
પણ આ જ હશે શું નર્કનું ઉપનામ કે ?
હું ય છું આ શહેરનો એકાદ અંશ -
ને જીવું છું હું અહીં.
જીભ કચરું સાંભળી ઉપનામ આ.
મારા શહેરની સંગ થવું
મારે પણ શું બદનામ કે ?

વસતી વધે ને ઘટે અવિરત,
રાત-દિવસના ભેદ વગર.
કણે કણે ને ક્ષણે ક્ષણે જાણે
ચણાતી રહે જનોના જીવનની
જીવતી કબર.
ફર્લાંગ પર ફર્લાંગ કપાતા જાય
- સાથે સમય પણ -
તોયે ઘટે ક્યાં વાટ ?
ને શેનું ઘટે અંતર અંતર ?

આવતાં થાણાં, અને થોભી જતી ગાડી,
વળી ચાલુ થતી ગાડી,
પાછળ રહી જતાં થાણાં,
ઊતર-ચડ ચડ-ઊતર થાણે થાણે,
પણ લાગતું એવું કે જાણે

કોઈનો મુકામ ના ક્યાંયે,
ને પામે કોઈ યે આરામ ના.
ફરતાં ગાડીનાં ચક્ર,
ફરતી જીવોની ઘટમાળ સતત;
ભંડારાયેલાં જીવનમાં કશું પણ ઠરીઠામ ના.

રંગ બધા, ને વર્ણ બધા
નોખા નોખા, ભેગા ભેગા થઈ
ફરે ચાકડે એક નસીબને.
વલોવાય, પણ નીપજે ના કૈં શુદ્ધ સફેદ.
ગંધ, ગંદકી, ભીખ, ધમકી,
એ જ અહીં ઇનામ છે.
નજરથી નજર અળગી અળગી,
નહીંતર તરત જ પાછી વળવી.
મળે ટૂંકમાં ભૂલેચૂકે, તો દેખાતો
એક અજાણ્યાનો બીજાને માટે મનમાં
ભારેલો ઇલઝામ છે.

ને તોયે ક્યારેક તોયે ક્યારેક
ઓહ, તોયે ક્યારેક આ
દેવો ને દૂતો વિનાના,
ખુલ્લંખુલ્લાં થતાં પાપના ભંડકિયામાં
મળી જાય છે પળ-બે પળની મનને ખુશી.
જોઉં છું - ક્યારેક એકાદો બાળક,
અથવા પહાડી જાતિના લોકોથી બનતું વૃંદ.
સહજ રચાતા સૂર વાંસળીથી,
કે લયબદ્ધ તાલ સુરંગોને ઊભરાવે.
આ જ બને ઇનામ,
ખરેખર, આ જ તો ઇનામ.
બધું ભુલાય દૂષિત ને શાપિત.

નિર્ભેળ કળાના સ્પર્શનું જાદુ ઉગારી લે સઘળું.
ને તે પછી પેટાળ શું ને શું સપાટી,
હર સ્થળે જીવંતતાનું નામ છે.
આ શહેરના અંશે અંશે
જીવનનો અર્થ તમામ છે.

## શિવતાંડવ □ અનુવાદ : હ. ભાયાણી

(સંસ્કૃત)

ઝણત્‌ઝણત કંકણો
થગથગંત પદતાડને,
રણત્‌ઝણત નૂપુરો
હરહર-ધ્વનિ – ગર્જને
ધ્રિબંધ્રિબગ દુંદુભિ
ઘન મૃદંગ ધિન્‌ધા-ધૂમે
ધણદ્‌ધણધણંત હો
વિજયી શાંભવી તાંડવ.

## ધૃષ્ટતા

(સંસ્કૃત) □ અનુવાદ : હ. ભાયાણી

ભોગતૃષ્ણા વિલાઈ ગઈ,
'પુરુષ હું' એ અભિમાન પણ ઓસર્યું,
પ્રાણપ્રિય સમવયસ્કોય ચાલી ગયા,
યષ્ટિને ટેકતા ઊઠવું,
દૃષ્ટિની ઝાંખપે ઝાંકવું –
તોય આ દેહની ધૃષ્ટતા તો જુઓ,
મરણ-ભણકાર સૂણતાં ચકિત થઈ જવું!

**રાધા**

આ નીલ વ્યોમ તે હરિવર
ને આ એક તારલી રાધા -
બાવરી,
યુગયુગની મન-વળગાડ.
આ વિસ્તાર ધરાનો ગોવિંદ
ને આ ડાંગરનું ખેતર રાધા -
સ્વચ્છંદ
એ યુગયુગ પ્રિયંવદા.
નિશ્ચલ વહેતું જલ આ કૃષ્ણ,
તટ પર વન ઝૂકે તે રાધા -
વિપ્રશ્ન યુગયુગની ચિર-તંદ્રા.

- પુ. શિ. રેગે

મરાઠી કવિ પુ. શિ રેગેની કવિતા નવીનતા, તાજગી અને લાઘવ માટે તથા કંઈક અંશે દુર્બોધતા માટે જાણીતી છે. એમનાં કાવ્યોમાં કામનાના અને વાસનાના અનેક સંકેતો છે. આપણા પ્રિયકાંત મણિયારની જેમ એમની કવિતા ક્યારેક શયનખંડના દર્પણ જેવી હોય છે. સાંકેતિક રીતે એમની કલમ ઘણું કહી શકે છે. દા. ત. આ નાનકડું કાવ્ય :

**બીજો પ્રહર. બધું જ પ્રશાંત.**
**થાકીને પલંગ પર**
**આડી પડેલી તું**
**બારી બહાર ઢાળે છે ચામર**
**અધીરો સરગવો આંગણનો.**

રાધાકૃષ્ણના પ્રતીકનો કવિઓ દ્વારા પૂરતો ઉપયોગ પણ થયો છે, દુરુપયોગ પણ. રેગેનું આ નાનકડું કાવ્ય રાધા અને કૃષ્ણના દ્વૈતને અને અદ્વૈતને પ્રગટ કરે છે. કૃષ્ણ એ બૃહદ્ તત્ત્વ છે અને રાધા એ બૃહદ્‌માં સમાઈ જતું તત્ત્વ છે. રાધાને કૃષ્ણનો આધાર છે અને કૃષ્ણ વિના રાધા નિરાધાર છે. કવિએ આવું કશુંક સ્પષ્ટ શબ્દોમાં લખ્યું નથી પણ સમજાય એવું છે. આ નીલ આકાશ એ હરિવર છે અને એમાં એક તારલી તે રાધા છે. એ સનાતન બાવરી છે. એને યુગેયુગનું કૃષ્ણનું વળગણ છે. કવિ આ જ વાતને જુદાંજુદાં કલ્પન દ્વારા બહેલાવે છે અને અંતે એક માર્મિક વળાંક આપે છે. આ વિશાળ ધરા એ ગોવિંદ છે અને આ ડાંગરનું ખેતર એ રાધા છે. રાધાને પોતાનો છંદ છે અને યુગયુગથી એ કૃષ્ણની તેમ જ કૃષ્ણભકતની પ્રિયંવદા છે.

નિશ્ચલપણે વહેતું જલ તે કૃષ્ણ અને આ જલના તટ ઉપર ઝૂકતું આખું વન તે રાધા. નથી જાગૃતિ કે નથી બેહોશી. રાધા એ યુગયુગની ચિરતંદ્રાનું સ્વરૂપ છે. કૃષ્ણની સાથે કે સામે કોઈ પ્રશ્ન રહેતો નથી. વિપ્રશ્નની અવસ્થા છે. આકાશ ન હોય તો તારલી ન હોઈ શકે, ધરા ન હોય તો ડાંગરનું ખેતર ન હોઈ શકે. કૃષ્ણનાં સ્વરૂપોમાં વિરોધો પણ છે, અનેક વિરોધો છે. એ જલ છે. જલનો સ્વભાવ વહેવાનો છે, પણ આ જલ રાધા પૂરતું ચંચળ નથી, પણ નિશ્ચલ છે. જલની શોભા અને આભા વનને કારણે પણ છે, પણ જલ ન હોય તો વનને ઝૂકવાનું મન ક્યાંથી થાય ?

અન્ય કાવ્યના પ્રમાણમાં તો રેગેનું આ કાવ્ય પામી શકાય એવું છે. બાકી એમનાં કાવ્યોને પામવાં એટલે ધુમ્મસને હાથમાં પકડવા જેવી વાત છે. રેગેએ પ્રિયકાંતનું કાવ્ય વાંચ્યું નહિ હોય અને પ્રિયકાંતે રેગેનું કાવ્ય વાંચ્યું નહિ હોય પણ બંનેનાં કાવ્યોમાં રહેલું અદ્‌ભુત સામ્ય અને કંઈક વૈષમ્ય તુલનાત્મક અભ્યાસ કરવા માટે પણ જોવા જેવું છે :

આ નભ ઝૂક્યું તે કાનજી
ને ચાંદની તે રાધા રે !

આ સરવરજલ તે કાનજી
ને પોયણી તે રાધા રે !

આ બાગ ખીલ્યો તે કાનજી
ને લ્હેરી જતી તે રાધા રે !

આ પરવત શિખર કાનજી
ને કેડી ચડે તે રાધા રે !

આ ચાલ્યાં ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે !

આ કેશ ગૂંથ્યા તે કાનજી
ને સેંથી પૂરી તે રાધારે !

આ દીપ જલે તે કાનજી
ને આરતી તે રાધા રે !

આ લોચન મારાં કાનજી
ને નજરું જુએ તે રાધા રે !

# THREE POEMS

□ PANNA NAYAK □ TR. NITA RAMAIYA

## 1

When I was just a small girl
On hearing the call of my friends
I used to bang my books shut
And run away far from the house
Ignoring my mother's shouts.
Sometimes out of fun, or in the spirit of competition
I used to climb to the top of a tall tamarind tree
With no one present there
To disturb me.
In the midst of the familiar voices
'Come home'
'Come down, I say, it's getting late'
I used to sit on its strong branch
And try to measure
With my tree as my measuring rod
The innocent height of the sky.
Today after several decades
I am sitting high up on a skyscraper.
Friends are distanced from me
My mother's voice has sunk, a salty suffocation
Enveloped by the ocean
Ten thousand miles away.
In an air-tight room
Where no sound can pierce my ears
Surrounded by strong walls of safety
The sound of the tamarind
Resounds constantly
Asking something
Endeavouring to reach out to my inmost depth.

## 2.

## A FUNERAL PROCESSION

The moon-rise takes place
as fixed in the almanac
every month
and
every month
there takes place a funeral procession
of a child
(unborn).

3.

## SEARCH

This~, my house.
There was much
hustle
bustle in it.
Slowly and gradually
all disappeared.
I am left all alone
right in the middle of the house.
I had never seen
this house
minutely.
Now
I could see its
height, width, length.
Was the wall
So spotty and dust-covered before ?
And
were there
any fissures ?
Were there
doors and windows in this room ?
Where is the door
I entered from ?

□ ઉષા ઠક્કર

એર બસ ઊડે છે
હું જોઇ રહું છું
ધુમ્મસમાં ખોવાતા રસ્તા
અને પછી રહેતાં વાદળાં
માત્ર વાદળાં.
અચાનક યાદ આવે છે :
કોઇએ કહેલું અને
મેં માનેલું
આ વાદળાંઓ પર છે જાદુઇ નગરી
ત્યાં રહે છે સરસ મજાની પરી
અને આજે
હું જોઇ રહું છું
નથી નગરી નથી પરી
છે માત્ર વાદળાં જ વાદળાં
સાંભળેલું ને માનેલું તે ખોટું હતું
કે પછી મને જ કંઇ મળતું નથી ?
હું તો કેવળ હવે જોયા જ કરું છું.

## ગઝલ

□ અમૃત ઘાયલ

ક્યાં તમા અમ પાગલોને બેડી અથવા તોકની,
બેડી શોભા હાથની છે; તોક શોભા ડોકની.
માંગ બીજી કોઈપણ વસ્તુ ખુશીથી માંગ દોસ્ત,
દિલ નહીં આપી શકું; કે દિલ છે થાપણ કોકની.
એક હતો ગુલમ્હોર મધ્યે એ ગયો સોળાઇતો
ગઈ સકળ ઊડી ભભક-રોનક - સડકની ચોકની
કેવી લાગી ઝોક ગભરુ આંખની; એ પૂછમા -
આંખ દાબી ભોગવું છું જે પીડાએ ઝોકની -
એમ સહુ બેઠા છો મિત્રો મારી શય્યા આસપાસ.
સહુ જુએ છે વાટ જાણે ઠૂઠવાની પોકની.
એમ તો નહીં નમતું ઝોખું કાળ હું તારી સમક્ષ
વાત છે આ અસ્મિતાના વટની ઉર્ફે નોકની
મૂલવે છે પોતપોતાની ઢબે સહુ શેર ને -
જેવી જેની ગ્રાહ્યશકિત : જેવી કક્ષા ઝોકની
આ નથી અત્યુકિત; મિત્રો સ્વાનુભવની વાત છે.
મંત્ર શકિતથી નથી કમ હોતી પંકિત શ્લોકની.
સર્જનાવસ્થા તો 'ઘાયલ' હોય છે એક કેફિયત,
ધારણાની ધ્યાનની અવધાનની આલોકની

## સંગ્રામ

(સંસ્કૃત) □ અનુવાદ : હ. ભાયાણી

'જાઉં છું હું'-
સાંભળીને વચન એ પ્રિયનાં પ્રયાણે,
પ્રેયસીના કંઠમાંથી પ્રથમ નીસરવા
મચ્યો સંગ્રામ કો
માંગલ્યનાં વચનો ત્રૂટક ને પ્રાણપંખેરું વચે.

## એક છોકરી □ રીના શર્મા

ને તરત જ
હવાનાં મોજાં પર લહેરાતી લહેરાતી
વાદળોના ઢગમાંથી આરપાર નીકળી
હું
જોઉં
એક છોકરી
નાચતી-કૂદતી
ઝૂલવાળું પીળું ફ્રોક પહેરી પતંગિયા શી ઊડાઊડ કરતી
દિવસ આખો પંખીની જેમ
ચહેકતી - ચીંચીકારથી ઘર ગજવતી
પેન્સિલ - રંગ - ઢીંગલી - ઘરઘરની
મોટીમસ દુનિયા ચલવતી
એક છોકરી!
મને દેખાય! હા, બરાબર... એ જ એ...
આંખો કેવી પટપટાવે
આભભરી વિસ્મય ઉગાડે
પળમાં રડતી - પળમાં કલરવતી
દરિયો અંદર ઉછાળે.
જલપરી એ વહેતી આવે દૂ...ર દૂરથી મારી તરફ
થાય મને કે,
એક વાર
એના રેશમી વાળ પસવારી લઉં
એના ગોરાગોરા ગાલ ચૂમી લઉં
એની રમકડાંની દુનિયાને
એ જાણે નહિ એમ
બી-તાં બી-તાં અડકી લઉં,
એની ધૂળવાળી આંગળી વચ્ચે

નાનું નાનું પીંછું થઈ ફરકી લઉં,
એની આંખમાં આંખ પરોવી
હસી લઉં બસ, એના જેવું.
એક વાર
        બસ, એક જ વાર
એને ઊંચકી લઉં... છાતીસરસી ચાંપી દઉં એને મારી અંદર
            અંદર ઉતારી લઉં...
પણ એ ?
એ તો આ ચાલી
ખભે દફ્તર ભેરવી
એના નાનાનાના પગ
ને પેલા ફ્રોકની ઝૂલ હાલે
હાલે ઝૂલ ને ઝૂલે છોકરી
હાલતું - ઝૂલતું - ઝૂલતું - હાલતું
બધું એકદમ સ્થિર -
એની નોટબુકમાંના મૃત પતંગિયાની જેમ કેદ !
કેદ -
ને મારા હાથમાં
હું જોઉં
જૂનો - કાચમાં મઢાવેલો ફોટો
મારો... બાળપણનો...

□ મિબુ નો ટડામી □ સુ. દ.
(જાપાનિઝ)
હા, હું પ્રેમમાં છું.
સવાર પડી એ પહેલાં
એ લોકો મારે વિશે જ વાત કરતાં હતાં
જોકે પ્રેમનો પ્રારંભ તો
હું જાણું એ પહેલાં જ થયો.

□ સુરેશ દલાલ

મને આ શાંતિની ક્ષણ ગમે છે.
આ રાતનો સમય
આ નાનકડો ખંડ
આછા આછા અજવાળે બળતો દીવો અખંડ
પાસે પડેલો પાણીનો પારદર્શક ગ્લાસ.
નાનકડા ફ્લાવરવાઝમાં ગોઠવાયેલાં લીલાં પાંદડાં
મૌનની મુદ્રામાં બેઠેલો ફોન
હવે કશું જ કરવાનું નથી-ની હાશ
મને આ પ્રશાંત વૃંદાવન ગમે છે.

ખંડના પડદાઓ પણ
વાતાવરણની અદબ જાળવીને
ચૂપચાપ ઊભા છે.
અરીસાને પણ
પ્રતિબિંબની કોઈ પ્રતીક્ષા નથી.

ગઈ કાલની સ્મૃતિની
કોઈ વ્યથા નહીં
આવતી કાલની કોઈ અકળામણ નહીં.
કેવળ આ ક્ષણ...
ક્ષણના ગર્ભમાં સૂતો છે કાળ
કાળનું આવરણ
અને ક્ષણનું અનાવરણ મને ગમે છે.

પ્રવાસનો થાક નથી
સમયનો ધાક નથી
છકી જવાય એવો છાક નથી.
ક્રૌંચવધ વિનાનું આ રામાયણ
નારાયણ! મને ગમે છે.

□ રુમિ

(પર્શિયન)

પૃથ્વીની કાયા, પૃથ્વીની વાત ન કર
સ્વચ્છ, પવિત્ર દર્પણની કથા કર
સર્જકે તને આપી છે આ ભવ્યતા–
તો પછી બીજા કશાની વાત શા માટે?

## નૃત્ય મયૂરી-શી કલા ! □ ભાનુપ્રસાદ પંડ્યા

નગરની બજારે
એક વનવાસીના ખભા ઉપર
જોઉં મોરપીંછનો પૂળો સભર
થંભી જાય ત્યાં તરત નજર !
આ પીંછાં કલાપોમાં ગોઠવાય
તો એમાંથી કેટલા કલગીધારી મોર
આળસ મરડી કરે કલશોર ?!
પણ અત્યારે તો એમાં
ખરી પડેલા ટહુકાનાં ડૂસકાં સંભળાય !
એક પ્રશ્ન મનમાં સળવળે !
આટલાં પીંછાં વીણવા વનવાસી
વનોમાં કેટલું રઝળે ?
એ વિના આ ભારો શાનો મળે ? શું રળે ?
થયું : તારે એ શી પંચાત ?
પીંછાં જોઈને થા રળિયાત !
મયૂર એટલે તો આષાઢી અવાજ
વનરાજિનો સાજ-ઢેલડીનો સરતાજ !
વનવાસી પાછળ ચાલતાં તે દિને,
ધસતી લાગી ભીના લીલા
વનની સુગંધ મને !
એ રાત્રે...
નગરના ટાઉનહોલમાં હતી વહેવાની
ગીત-સંગીત નૃત્યની જાહ્નવી,
મનેય કોઈ નિમંત્રણ ગયું પાઠવી !
ગયો ને થયો તરબોળ ત્યાં
ગીત-સંગીત સુણતાં,
ને નિહાળું નૃત્ય મયૂરી-શી કલા !

### □ દિલીપ મોદી

ઉમ્રભર –
છેલ્લા શ્વાસ પર્યંત
એ સાદાઈથી રહ્યો...
આજે
એના મૃતદેહને
સજાવવામાં આવી રહ્યો છે... !

પીઠ પાછળ મોરપીંછ બાંધીને શી સંચરે
પૂતળી સમી દસબાર કન્યા આવે!
પિચ્છકલાપ પાથરીને મોરની ચેષ્ટા કરે!
મારી નજર બાજુ પરે ફરે!
મહેફિલના આયોજક કને
પેલો વનવાસી વધુ દ્રવ્ય સારુ કરગરે!
કહે: આટલાં પીંછાં વીણ્યે ના મળે-
બે ચાર પંખેરું... ત્યાં નાક પર અંગુલિ ધરે
કોઈ એને દ્રવ્ય આપી ચૂપ કરે!
રે, ત્યાં મને ડૂમો ભરાતો શો ગળે!
આંખ મારી ઓગળે!
મહેફિલેથી નીસરીને ઘર પ્રતિ
લથડતા શા પાય મારા સંચરે!

**નઝમ** □ અમૃત ઘાયલ

શબ્દને તોડ્યો છે મેં ફોડ્યો છે,
તોડી ફોડી યથેચ્છ જોડ્યો છે.
મારી રીતે મેં બાંધ્યો છે એને,
મારી રીતે મેં એને છોડ્યો છે.
સીધે સીધો નથી જો ખોડાયો,
ઊંધે માથે મેં એને ખોડ્યો છે.
શ્વાસે શ્વાસે મેં રુંધ્યો છે એને,
રુંવે રુંવે મેં એને તોડ્યો છે.
શબ્દને મેં કદી ચૂમ્યો છે કદી,
જોરથી લાફો ગાલે ચોડ્યો છે.
મેં નથી માત્ર એના ગુણગાયાં,
ધૂમ જાહેરમાં વખોડ્યો છે.
પીઠ પર એના સોળ છે 'ઘાયલ'
શબ્દને મેં સખત સબોડ્યો છે.

## ગીત □ મનહર જાની

પત્થરની આંખમહીં બિમ્બાના દિવસો તો
હાથમાંથી છટકેલા આઈના..

સહેજસાજ ઊઘડી ને ખરી જતાં ફૂલમાં
ઊકળતા આંસુની ગંધ,
કાંઠાની રેતીમાં ઘૂઘવતા દરિયાની
વેદનાનું પરિઓઢિયું અંધ,
ક્ષણના તે અણિયાળા કાંટાના વાગવાથી
લોહીઝાણ ચરણો જુદાઈનાં...

એકાકી શ્વાસોના સૂસવાટે આયખું
દીવાની જ્યોત સમું થરકે,
આખુંયે આભ એક પંખીનાં પીંછાની
કંપારી પહેરીને ફરકે,
સુકાયા પાંદડામાં ખરી જતાં ચાસ ચાસ
ખેતરમાં ઊગેલી રાઈના...

## પંચાગ્નિ-તપ

(પ્રાકૃત) □ અનુવાદ : હ. ભાયાણી

નવયૌવન - આરંભ,
નૂતન પ્રેમાનુબંધ,
થતો વસંત-પ્રસર,
વહે પંચમના સૂર
– એમાં આવી લાગે યદિ પ્રિયાનો વિરહ,
પંચાગ્નિ તો ચીખી ઊઠે :
સહી શકે કોઈક વિરલ.

## કૂખકાણી બાલદી □ મેઘનાદ હ. ભટ્ટ

છેક એવું નહૈં અમથા, છેક એવું નહૈં.
કૂખકાણી બાલદીમાં પાણી ઊભરાય પણ ભરાય નહૈં
તો ય
શીતળ સ્પર્શનો આનંદ તો એને મળે જ મળે
ને, બાલદી તો જ્યાં ત્યાંથી રળે
થોડી ઉષ્મા, થોડી સુષમા.
મળ, કમળ કે વમળ
જળને વળ ચડે, મળમાં કમળ પડે કે સ્થળમાં વમળવન જડે
કૂખકાણી બાલદી તો બધે જ સડસડ સડસડ રડે.
પણ, એનું અલેલટપ્પુ અમથાને શું ?
એ તો કેય કેય ને કેય
કે
બાલદી એટલે બાલદી
દોરડું એટલે દોરડું
ને, ખોરડું એટલે ખોરડું
બાલદીને જો દોરડું મળે
તો કૂખકાણી બાલદી પણ
કૂવામાં, તળાવમાં, નદીમાં
તણાવમાં, તનાવમાં કે તોરમાં
ખોરડા સુધી દડે, રડે, પડે
ને
નડેય ખરી.

## ગોલ્ડન ગેટથી જોહન મ્યૂર વૂડ્સ □ મકરન્દ દવે

સુવર્ણ દ્વારે,
ના રે, સૌન્દર્ય દ્વારે,
ના, ના, સાવિત્રી દ્વારે
સૂર્યે રસ્યા માર્ગે પરે શરૂ થઈ
યાત્રા અમારી લખલૂટ લૂંટવા
આ સૂર્ય-સોનું, પણ ધુમ્મસે લઈ
લીધું બધું યે નજરેથી ઝૂંટવા
પરંતુ ત્યાં તો કિરણો થકી સ્વયં
લક્ષ્મી રહી વરસતી કરુણા અપારા,
કનકધારા.
(શું સ્તોત્ર શંકર તણું ફળ્યું શુદ્ધ રૂપે ?)

અમે હવામાં તરતાં થયાં,
કે પંડથી નીસરતાં ગયાં
ગંધર્વલોકે શું ગુરુત્વહીણ ?
બજી રહી કિન્નર કેરી વીણ
સજી રહી અપ્સર વસ્ત્ર વાયુનાં.

અજ્ઞાત કો' તાપસના તપે
આ વિઘ્ન છે કે વરદાન
શ્રૃંગાદ્રિ-મંડપે ?
આ મોહ ને મોક્ષ તણા સમાગમે
મનોજનાં બાણ, મહેશની ધૃતિ
ને ઉર્વશી સંગ અહીં ઉમા રમે.

સુણ્યું હતું કે અહીં કેટકેટલા
સુવર્ણે કાજે ધનનો ધખારો,
સુવર્ણે કાજે જનનો ધસારો
ટોચે ચડયો ને સ્મૃતિ એની રક્ષી
સુવર્ણ-દ્વારે
પરંતુ ભાળું અહીં સર્વભક્ષી
લીલા મહાકાળ તણી, પ્રહારે
બધું પડયું, રે શી વૃથાની વાદળી !

સુવર્ણની શોધ કરી,
સુવર્ણની પોઠ ભરી
જતી હતી જે વણઝાર લોભની
બની ગઈ ધૂળ જ ધૂળમાં મળી.
સૌન્દર્ય લક્ષ્મી પણ સ્તરે સ્તરે
નવાં નવાં રૂપ ધરી હરે ફરે.

આ લક્ષ્મીના ડોલરિયા પ્રદેશમાં
જ્યાં દ્રવ્યના કૈંક મિનાર ડોલતા
અડોલ ત્યાં વૃક્ષ સમો થયો ખડો
ઋષિકલ્પ મ્યૂર,
વનલક્ષ્મી તણો મયૂર.

સુદૂરથી એની સુણી હતી મેં
આષાઢીલા કંઠ સમાન કેકા,
લાગ્યું હતું કે ભરતી વિશેકા
પૃથ્વી, નભોમંડલ ને દશે દિશા.

દુર્દિન કે મહાનિશા
રૂંધે નહીં પંથ પરંતુ ચીંધે
નવી નવી સુંદરતા, તું સાહસે
આગે બઢે ને અચવ્યા ભર્યા રસે
ખૂલી જતા પ્રકૃતિ ખંડ કેરા
કૈં કેટલાયે અકબંધ આગળા;
કે એ હતી આત્મ-મયૂર કેરી
આનંદનૃત્યે વધતી જતી કળા ?
તારી સ્મૃતિ
આ પર્ણે પર્ણે વન મર્મરમાં શું ગુંજતી !

મ્યૂર બંધુ !
માણેલ રોમાંચક રોજનિશી
તારી, હવે આ પથ-સંગિની શી
સાથે જ માંડે પગલાં, નિહાળું
જ્યાં જ્યાં હું રકિતમ-તરુ તુજને જ ભાળું.

હે યુગદર્શી ઋત્વિજ !
બાહુ મંહી નિજ સમાવી વિરાટ વૃક્ષો
વેર્યાં ફરી નૂતન અગ્નિબીજ
દાવાનળો મધ્ય બજાવતાં જે
નવાંકુરોની મધુ અગ્નિવીણા.
મનુષ્યની અધ્ય ધ્વંસ-ક્ષુધા થકી અહીં
તેં મ્યૂર, સાંધ્યા ફરી તંતુ ઝીણા.

ઊંચે ચડીને નભ, મંદ ઝૂલતાં
ઢાળી રહે વાદળ સંગ વીંઝણો

દેવાંગનાનો હરવા શું તાપ ?
કે કોઈ એવો શું કલા-કલાપ
દર્શાવવા, નૂપુર આ નવાં ધરી
દેવો ભલે નર્તનમાં કરી રહે
આ પૃથ્વીની ઝંકૃત પાય-ઘૂઘરી
પૃથ્વી તણા પ્રતિનિધિ,
રક્તિમ-તરુ,
સુરલોકને કહે,
માટી થકી આ દ્યુ-વિમાન સ્પર્શતી
માનવ-વંદના ગ્રહે.

સુવર્ણે દ્વારે
ભૂલોકમાં સ્વર્ગ તણા વિહારે
ઊંચા પણે તમલપાયસ પે ચડી ચડી
ઊંચી કરી બંકિમ નીલ ગ્રીવા
મલય-આસવ મત્ત પીવા
મયૂર મારા મનને પુકારે

## કાવ્યસ્પંદિતા □ ડૉ. ગીતા પરીખ

ડૉ. ગીતાબહેન પરીખે પ્રસ્તુત ગ્રંથમાં ૧૮૫૦થી ૧૯૮૨ સુધીનો સમયગાળો સ્વીકાર્યો હોવા છતાં મધ્યકાલીન કવયિત્રીઓને સમાવીને ડૉક્ટરેટની ઉપાધિ માટે શોધનિબંધ તૈયાર કર્યો હતો તેનો આ છપાયેલો ગ્રંથ છે. સ્ત્રી કવિઓનાં ટૂંકાં જીવન ને કવનની માહિતી આ પુસ્તક પૂરી પાડે છે. સ્ત્રીની સંવેદના પુરુષથી જુદી હોય તો કઈ બાબતમાં,એવો તાત્ત્વિક પ્રશ્ન ઉઠાવવાની ગડમથલમાં પડયા વગર લેખિકાએ પોતાનું ધ્યાન સ્ત્રીકવિઓ પર કેન્દ્રિત કર્યું છે. ખરેખર જોઈએ તો આ પ્રયાસ અભિનંદનીય છે. સ્ત્રી-પુરુષના દરજ્જા વિષે જે સમાજમાં હજુ જુદાજુદા મતમતાંતરો અસ્તિત્વમાં હોય,સ્ત્રીને વિકસવા માટેની અપૂરતી તકો સાંપડતી હોય, ત્યારે ખાસ કરીને સ્વાભાવિક છે કે સર્જનશીલ સ્ત્રીઓની સંખ્યા એ સમાજમાં ઝાઝી ન હોય. સ્ત્રી તરીકે જીવવું (હવે તો જન્મવું પણ દોહ્યલું) જે સમાજમાં બહુ સુખદ અનુભવ ન હોય અને એ કારણે ખુદ સ્ત્રીઓ પણ પોતાને માટે નકારાત્મક ખ્યાલો ધરાવતી હોય અને સામાજિક જવાબદારીઓની જંજાળ સ્ત્રીઓને પોતાની સંભવિત શક્તિઓને ઢંઢોળવાની કે એનું સ્વઘડતર કરવાની પ્રેરણા આપી શકતી ન હોય ત્યારે જે થોડીઘણી સ્ત્રીઓએ કવિકર્મ આદર્યું હોય એનાં લેખાંજોખાં કોઈ કરે ત્યારે એવા પ્રયાસનું મૂલ્ય આપમેળે વધી જાય છે તે કબૂલવું રહ્યું.

સ્ત્રીજીવનના વ્યાપની મર્યાદાઓ તરફ ધ્યાન આપીએ તો સંયુક્ત કુટુંબ, અનેકવિધ ફરજોની ઘટમાળ અને સામાજિક સંબંધો વચ્ચે પુરાયેલું જીવન, અકળાવે તેવી ઘરની ચાર દીવાલો, કુટુંબકલહો જેવા વાતાવરણમાં પોતાની અનુભૂતિને કે જીવન વિષેનાં અવલોકનોને ધારદાર બનાવીને શબ્દદેહ આપવો એ કામ ઘણું કઠણ છે. આવા કપરા કામને બે પૂંઠાંની વચ્ચે મૂકવું એ પ્રશંસાપાત્ર કર્તવ્ય ગણાવું જોઈએ.

ગીતાબહેને આ ગ્રંથમાં મીરાંથી શરૂઆત કરીને એમના જીવનની તથા મૃત્યુની સાલ, મીરાંનાં પદોમાંથી કેટલાક નમૂનાઓને લઈને એનું સદૃષ્ટાંત અર્થઘટન તેમ જ મૂલ્યાંકન આપીને મધ્યકાલીન અન્ય ઓછી જાણીતી કવયિત્રીઓનો પણ ઉલ્લેખ કર્યો છે તે યોગ્ય જ કર્યું છે. સંદર્ભો વગેરે આપીને એમણે દરેક પ્રકરણનું મહત્ત્વ વધાર્યું છે. પુસ્તક કુલ ચાર ભાગમાં અથવા છ પ્રકરણોમાં વહેંચાયેલું છે. વળી મધ્યકાલીન, સુધારકયુગ, ગાંધીયુગ, અનુગાંધીયુગ વગેરે દેશકાળ વિષેની સાહિત્યિક ઉપરાંત સામાજિક, ધાર્મિક વિશેષતાઓનું વર્ણન ભૂમિકારૂપે કરીને દરેકે દરેક નાનીમોટી કવયિત્રીઓના કવિકર્મને સમાવી લેવાનો આયાસ કર્યો છે. પીએચ.ડી. માટેના નિબંધને ગ્રંથદેહ આપતાં પહેલાં સંબંધિત કવયિત્રીઓએ ૧૯૮૨ પછી જે પ્રદાન કર્યું હોય તેનો નામોલ્લેખ કરવાની કાળજી લીધી છે તે નોંધવું રહ્યું. ઉપરાંત જે કવયિત્રીઓએ છૂટુંછવાયું લખ્યું હોય અને અગ્રંથસ્થ રહી હોય તેમની યાદી આપીને આંગળી ચીંધ્યાનું પુણ્ય મેળવ્યું છે.

દરેક કવયિત્રી માટેની બધી સામગ્રી એકત્રિત કરવામાં એમણે ઠીકઠીક મહેનત લઈને જુદાજુદા ગ્રંથાલયોના ઉપયોગ દ્વારા ગ્રંથને સમૃદ્ધ બનાવ્યો છે. કવયિત્રીઓનાં જીવનનો ટૂંકો પરિચય તથા એમની કૃતિઓનું રસદર્શન કરાવ્યુ છે. જે કવયિત્રીઓએ છાંદસ

રચનાઓ કરી છે એમાં ગીતાબહેને જે ભૂલો નોંધી છે તે એમના છંદો વિષેના જ્ઞાનની પ્રતીતિ કરાવે છે. કુલ ૯૦ ગ્રંથસ્થ કવયિત્રીઓ અને ૫૫ અગ્રંથસ્થ કવયિત્રીઓનો નામોલ્લેખ પણ એમણે કર્યો છે. વિવેચન માટેના પ્રચલિત માપદંડોનો ઉપયોગ ક્યારેક એમને Value Judgment તરફ દોરી ગયો છે અને એમાં થોડીક આત્મલક્ષિતા પ્રવેશી ગઈ છે. જાણે કે પોતે સ્વયં સિદ્ધહસ્ત અને પ્રૌઢ વિવેચક હોય એવી અદાથી એમણે કરેલાં કેટલાંક વિધાનો સાથે સંમત થવાનું કદાચ બધાં માટે શક્ય ન પણ બને. થોડા નમૂના જોઈએ : કોઈક કવયિત્રી માટે એમની "અમુક કૃતિ સાહિત્યસૃષ્ટિમાં વિશેષ સ્થાન આપી શકે એમ નથી" (પૃ. ૧૧૫), "એમનાં કાવ્યોમાં જેમ વિષયવૈવિધ્ય બહુ ઓછું દેખાય છે, તેમ એમના કાવ્યસર્જનમાં સમયના પલટાના કાવ્યપ્રવાહો સાથે કદમ મિલાવવાની ક્ષમતા પણ બહુ ઓછી દેખાય છે" (પૃ. ૧૨૦), "પરંતુ 'પુષ્પમિલન' જરા નબળી સંગીતિકા છે" (પૃ. ૧૨૪...... "જેવાં કાવ્યો ક્યારેક મનની છીછરી સપાટી પર જ તરતાં હોય છે" (પૃ. ૧૨૫), "આખો પહેલો પત્ર આ લોકના સમાચાર (મુખ્યત્વે અહીંની પ્રકૃતિના) અને પરલોક અંગેની પૃચ્છામાં વહે છે. અહીં કુશળક્ષેમ પાઠવતાં એક તીવ્ર વિરોધાભાસ સર્જાય છે અને ઊમટી આવે છે - નરી અકુશળતા" (પૃ. ૧૩૪) વગેરે. પોતાની કવિતાસૃષ્ટિ વિષે અન્યોના અભિપ્રાયમાંથી પ્રશંસાવાળાં વાક્યો ટાંકીને ગીતાબહેને પોતાનો સ્વપ્રેમ છતો કર્યો છે. દા.ત. "આમ ગીતાની કવિતા સને ૧૯૬૬ સુધીના કવયિત્રી-સર્જનના ઇતિહાસમાં એક નવી કડી ઉમેરે છે. શ્રી સુન્દરમ્ કહે છે તેમ 'સ્વચ્છ, નિર્મળ અને નિરામય રચનાઓ... આપણને ગિરિનગરની શીતળ આહ્‌લાદક હવાનો સ્પર્શ આપી જાય છે' (પૃ. ૧૬૭), 'સૂકાં પર્ણો વન ગજવતાં... શાંત લીલાં સદાય' જેવું સંગીત મુકતક આપનાર ગીતાબહેન પોતાના વિષેની પોતાની સભાનતાને ઓગાળશે તો એમાં એમને ફાયદો થશે.

પ્રસ્તુત ગ્રંથનું બંધારણ એમણે વ્યકિતગત કવયિત્રીઓના મૂલ્યાંકનનું રાખ્યું હોવાને કારણે સર્જક સ્ત્રીઓની આગવી સંવેદના વિષે કે સંવેદનોની મર્યાદાઓ વિષેનું ઝાઝું વિશ્લેષણ પ્રાપ્ત થતું નથી. આમ છતાં ભવિષ્યના કોઈ સંશોધનકારને આ પુસ્તકમાંથી ઘણો મસાલો મળી રહેશે. સંદર્ભસૂચિ ખૂબ જ ઉપયોગી નીવડે તેવી છે. ગુજરાતી સાહિત્ય અકાદમીએ પ્રકાશન સહાય આપીને એક પુણ્યનું કામ કર્યું જ છે.

ડૉ. હર્ષિદા પંડિત

**કાવ્યસ્પંદિતા**

લેખિકા અને પ્રકાશક : ડૉ. ગીતા પરીખ, વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ-૧. પાનાં : ૩૦૬, મૂલ્ય : રૂા. ૬૫-૦૦.

□ ભગવતીકુમાર શર્મા

હરિ, મારી કબહુ લેશો ભાળ ?
હું ગાવલડી દીન, તમે તો છો ગરવા ગોવાળ.
 લ્યો, થઈ ગોધૂલિવેળા,
આ શમી રહ્યો બંસીરવ,
વિખરાયા ગોધણ મેળા.
હું કદમ્બ જેવી એકલ,
મારાં ભાંભરડાં સૂનમૂન,
જમુનાની કોરી કલકલ.
વગડાને વીંધીને મારી પાછી ફરતી વાંભ
'તમે નથી' જો નિકટ, બન્યું આ નર્યું આયખું આળ... હરિ.
ક્યાં મોરપિચ્છનો સૂરજ ?
ક્યાં જમુનાતટની રેણુ ?
ક્યાં ગુલાલરંગી ગોરજ ?
વૈરી ઉમ્બરની આણ,
આંગણની પગમાં બેડી,
પાદરની પરગટ તાણ.
ડચકારે ડચકારે ખરીઓ તૂટી જવા વ્યાકુળ
ગાંઠ છોડવા આવો પહેરી હરિ, વૈજયંતી માળ... હરિ.

□ કજીવારા નો સાનેસાડા □ સુ. દ.
(જાપાનિઝ)
કોયલ સાદ પાડે છે.
ત્યારે હું જોઉં છું તો
ત્યાં કેવળ હોય છે
મળસ્કાનો
થાકેલો ચંદ્ર.

## આફ્રિકામાં મરેલ ભારતીયોને □ ટી. એસ. એલિયેટ

□ પ્રસાદ બ્રહ્મભટ્ટ

માણસનો આખરી મુકામ
છે તેનું પોતાનું ગામ,
તેનું ખુદનું રસોઈઘર ને પત્નીની રસોઈ;
સંધ્યાટાણે નિજ નિવાસના દ્વાર સમ્મુખે બેસી
પોતાના ને પડોશીઓના પૌત્રોને
ધૂળમાં સાથે રમતા જોવા
વાતચીતની વેળાએ ઊતરી આવે એવી
વેધક છતાં અકબંધ સ્મૃતિઓ
સચવાઈ છે તેની પાસે,
(પરિવેશ પ્રમાણે હૂંફાળી કે શીત વેળા)
એવા પરાયા મનુષ્યોની
જેઓ એકમેકથી અપરિચિત રહી
અણજાણ ભોમમાં ઝૂઝ્યા
માણસનો આખરી મુકામ
એ નથી નિયતિ તેની.
પ્રત્યેક દેશ
છે એક માણસ માટે ઘર
ને બીજા માટે દેશવટો.
જ્યાં માનવ નિજ નિયતિ સાથે થઈ એકાકાર
મૃત્યુને ભેટે છે હિંમતથી
એ જ છે તેની ધરતી.
ભલે સ્મરતું તેનું ગામ
આ ભૂમિ ન હતી તમારી
કે ન હતી અમારી,
પણ મિડલૅન્ડ પરગણામાં આવેલું એક નાનું અમથું ગામ
અને પંચનદીના પ્રદેશના સઘળા કાજે

ભલે રહેતું એક જ કબ્રસ્તાન.
ભલે કહેતા તારા વિશે ઘરે ગયેલા લોકો એક જ વાત :
સમપ્રયોજન સાથેનું કર્મ,
કયામતના ચુકાદા સુધી અમે કે તમે ન જાણીએ
તો યે નહીં સહેજે ઓછું ફળદાયક,
અને એ જ તો છે કર્મફળ.

## સ્વરોનું સમર્પણ □ શ્રીકાંત વર્મા □ નૂતન જાની

(હિંદી)

વધતા જતા અંધકારમાં, સમયની નદીમાં
પોતપોતાના દીપ સરકાવી દો ;
કદાચ કોઈક દીપ ક્ષિતિજ સુધી જઈ,
સૂરજ બની જાય !

દરેક શૃંગાર ક્યાંક ખરતા તારા જેવો,
કદાચ ક્યાંક માથું નમ્યું
બેઠા છે સીમા પર
થાકેલા વટેમાર્ગુઓ,
કદાચ ક્યાંક તળેટીની ભટકી હોય છાયાઓ,
કદાચ કોઈક મસ્તક પર
જર્જરિત થાય જીવનની
(ત્રિપથી) પવિત્ર ઋચાઓ;

પીડાની યાત્રાના પૂર્વયાત્રીઓ!
તમારી આ નાનકડી આસ્થા વહાવી દો
કદાચ આ આસ્થા કોઈક પ્રિયને
કિનારા સુધી લઈ આવે !!

## એક ફેરિયો □ કિશોર શાહ

નગરના ચોકમાં એક ફેરિયો
દુઃખ વેચવા આવ્યો હતો
એ બોલતો હતો અને ચાલતો હતો
દુઃખ લ્યો
રે કોઈ દુઃખ લ્યો
એના અવાજ માત્રથી
ભડકીને સહુ
નજર ફેરવી
આગળ ચાલ્યા જતા હતા
છેવટે થાકીને
ફેરિયાએ સડક પર પથારો માંડયો
છતાં કોઈ કરતાં કોઈ એને ખરીદનાર ન મળ્યો
તે ન જ મળ્યો
એવું નહોતું, કે એની પાસે
એક જ પ્રકારનું દુઃખ હતું
એની પાસે દુઃખની વૈવિધ્યસભર બજાર હતી
પ્રકાર પ્રકારનાં દુઃખ હતાં
રુષોનાં દુઃખ - સ્ત્રીઓનાં દુઃખ
સંતાનનાં દુઃખ - મા-બાપનાં દુઃખ
દિવસનાં દુઃખ - રાતનાં દુઃખ
ભૂખનાં દુઃખ
સુખનાં દુઃખ
બપોર થઈ - સાંજ ઢળવા આવી
નગરમાંથી કોઈએ દુઃખ ન ખરીદયાં તે ન જ ખરીદયાં
અંતે કંટાળીને ફેરિયાએ
બધાં દુઃખોનો ઢગલો કર્યો

એણે દુ:ખોના ઢગલાને આગ ચાંપી
દુ:ખો ભડભડ સળગી રહ્યાં
નગરજનો ખુલ્લી બારીએ દુ:ખોને સળગતાં જોઈ રહ્યાં
અને બધાએ હાશ અનુભવી
એકાએક વાવાઝોડું ફૂંકાયું
દુ:ખની રાખ ઊડી
ઊડી અને આખા નગર પર છવાઈ ગઈ
અને નગરના ઘેરઘરમાં તે લપાઈ ગઈ
બીજે દિવસે સવારે મંદિરમાં ઘંટ વાગ્યો
અને એના રણકારમાં
ફેરિયાનો અવાજ સંભળાતો હતો.

## ઝડપથી જતી

□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

(હિંદી)

ઝડપથી જતી ગાડીની પાછળ
રસ્તા પર પડી ગયેલાં
નિર્જીવ, સુક્કાં, પીળાં પાંદડાંઓએ પણ
થોડે દૂર દોડીને ગર્વથી કહ્યું -

અમારામાં પણ ગતિ છે
સાંભળો, અમારામાં પણ જીવન છે,
થોભો, થોભો,
અમે પણ સાથે ચાલીએ છીએ -
અમે પણ પ્રગતિશીલ છીએ !

પરંતુ એમને કોણ કહે :
કોઈકની પાછળ પડવું એટલે પ્રગતિ નહીં
અને જીવન આગળ વધવા માટે
બીજાનું મોં નથી તાકતું.

## અશોકને આંગણે વન-હરણ □ મકરંદ દવે

આંગણે સાશંક, ભીરુ હરણ
    થોડાં છતાં, થોડાં છુપાતાં સંચરે
લીલવરણી ટેકરીઓ નજરમાંથી
ક્ષિતિજ ભરતી, રસળતી આ વિસ્તરે.

સૂર્ય કેરું લાલ બિંબ સરે
        જોગીનાં ઘેરાં અમલ-ઘૂંટયાં
        છતાં સાવધ સદા
કરુણાસભર લોચન સમું શાતા ધરે.

        ને આ બધું અવલોકતો
            આદિમ વનેચર બંધવો
ક્યાંથી અચાનક આજ મારા પંડમાંથી નીસરે
        ને હાથ લંબાવી કંઈ એવું ભણે
                કે આ, પણે
ચરતાં હરણ શું ઠેકતાં આવે નિકટ!
    કણ્વનાં કરતલ, સકંપ
            શકુંતલાની આંગળી
    કે ભરતની છેલ્લી નજર પીતાં
        મને સ્પરશે પ્રગટ

મારા પ્રસારેલા કરે
    નીવાર લઈ નિરભે ચરે
ને સૂર્યમાંથી મધુરવા મંત્રો ઝરે.

## રુમિ

(પર્શિયન)
વેદના એ દર્શનનું પારણું છે
માતા મરણ એને ઝુલાવે છે....
'આ જ કાનૂન છે' એણે શાંતિથી કહ્યું
'મારો શરાબ પી અને ઝૂમ'

## ચોટ લાગશે □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

મારા ગયા પછી ન કશી ખોટ લાગશે,
કિન્તુ કોઈ હૃદયમાં જરા ચોટ લાગશે

એવી અસીમતાથી મને ઝંખના થશે;
ગંગાનો જલપ્રવાહ પણ કથરોટ લાગશે

બુડબુડ થશે અવાજ ઘડાને નમાવતાં
ઝીણી કો' માછલીને ઘટસ્ફોટ લાગશે

હુક્કાઓ ગડગડાવતો બેસી રહ્યો સમય
બ્રહ્માંડ ધૂમ્ર કેરો વિપુલ ગોટ લાગશે

એવી નિગૂઢ સ્તબ્ધતા મનમાં છવાઈ કે
પંખીનો મીઠો ટહુકોયે વિસ્ફોટ લાગશે

નીકળ્યું છે શુક્રવારની ગુજરીમાં ભૂલકું
ઊધઈ ભરેલી પસ્તીને એ ભોટ લાગશે

સંકેલતો રહ્યો છું હું ભરતીની સાહ્યબી
થોડા સમય પછી તો બધે ઓટ લાગશે.

## □ રુમિ

(પર્શિયન)

શું મારા હૃદયને
સ્મિતથી છલકતું કરી મૂકે છે
એ હું જાણી શકતો નથી.
જાણી શકે માત્ર તું જ
ફૂલની આ ડાળી.
હલેઝૂલે છે તારા પવનમાં

ગઝલ □ હેમેન શાહ

ફક્ત પ્રશ્ન એક જ ખરો છે: 'પછી શું?'
હજી હાથમાં મોગરો છે પછી શું?

સમંદર અહીં છીછરો છે પછી શું?
વખત પૂરતો મહાવરો છે પછી શું?

ગળી જાવ - ચાવો - ચૂસો - થૂંકી નાખો,
સમય જીભ પર કરકરો છે પછી શું?

દિવસ ખાખી કપડે જ હાજર થવાનો,
ગુલાબી આ ઉજાગરો છે પછી શું?

અગર કાવ્ય જેવું છે બ્રહ્માંડ તો પણ,
જો દુર્બોધ આ અક્ષરો છે પછી શું?

ફકીરો ગઝલ ગાય ઇશ્કે- મિજાજી,
વસંતી વિકળ વાયરો છે પછી શું?

□ નોઇન □ સુ. દ.
(જાપાનિઝ)
વાસંતી સંધિકાળે
જેમ જેમ હું પહોંચું છું
પહાડી ગામ તરફ
સાંભળું છું
ઢસડાતી ઘસડાતી પાંદડીઓમાં
સૂર્યાસ્તનો ઘંટનાદ.

## શબદ વિસ્તરે □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

કદી એવો મારો શબદ વિસ્તરે :
કિનારાઓ તોડીને નદ વિસ્તરે

ન પર્યાપ્ત કે માત્ર કદ વિસ્તરે
આ ચૈતન્ય ભીતર બૃહદ્ વિસ્તરે

અહો ધન્ય! માણસ મહદ્ વિસ્તરે
છે ચિંતા કે એનું હુંપદ વિસ્તરે

વસે છે અણુમાં કદીક તો વિરાટ
મહાકાવ્ય નીપજે, જો પદ વિસ્તરે

મહદ્ છે તે મર્યાદા તોડે નહીં
ગગન કે ન દરિયાની હદ વિસ્તરે

છે તણખો છતાં વિશ્વવ્યાપી બને
હું ઇચ્છું : આ મારું દરદ વિસ્તરે.

## □ આરિવારા નો યુકીહીરા □ સુ. દ.

(જાપાનિઝ)

મારે તને છોડવી જોઇએ, પણ
ઇનાબા પર્વત પર ઊગતા
પાઇન વૃક્ષનો નાદ જો મને સંભળાશે
તો હું તરત જ આવી પહોંચીશ.

## એક ત્રિપદ ગઝલ □ હેમેન શાહ

મોસમ આ માતબર છે,
ખૂશ્બુની બસ ખબર છે,
ફૂલો ય ડાક-ઘર છે!

જોકે નૂપુર વગર છે,
તાદારે દિમ તનન - શી
કોની ચપળ નજર છે?

ઉન્મત્ત શું ઉંમર છે,
પુષ્પોને, પાંદડાંને,
પૂછું છું કોનું ઘર છે?

ખામોશીનો પ્રહર છે,
દરિયાઇ વાયરાની
પાંખી અવરજવર છે.

દ્રુત તાલની અસર છે,
વાજિંત્ર હો કે માણસ
બન્નેના તંગ સ્વર છે!

અંદર બધું ઇતર છે,
નિષ્ઠા, ઇમાન, ગૌરવ,
એ તો ઉપર ઉપર છે!

આગળ વિકટ સફર છે,
ચશ્માં ને લાકડી પર
ખરતું જતું નગર છે.

## કબ રમશો રાસ?
□ ભગવતીકુમાર શર્મા

હરિ, કબ રમશો રાસ?
શરદપૂનમની રાત ઊઘડી,
આવ્યો આસો માસ
ત્રિભુવન મોહન નેત્ર તમારાં
સરખું આ આકાશ... હરિ.

પગ થનગનતા, રણઝણતાં નેપુર
મનમાં ઊમટયાં સૂરનાં અઢળક પૂર.
હાથદાંડિયાં, બની હયાતી હીંચ,
ઊડે છેડલા બની મોરનાં પીંછ.

જૂઇ - જાઇની સુગંધ કયાંથી?
એ જ તમારો શ્વાસ.
શરદ પૂનમના ચંદ્રથી અદકો
હરિ, તુમ્હરો અંજવાસ... હરિ.

મશાલ લઇને બળવા લાગે હાથ
ત્યાં લગ અળગા રહી શકો શું નાથ?
હોઠ ઉપર જ્યાં મુરલી અડશે માંડ,
ગોપી સંગે ઘૂમશે આ બ્રહ્માંડ.

વિરાટનો હિંડોળ ચાલતો
એ જ તમારો રાસ.
નરસૈયાના સ્વામી, મુજને
દેજો વ્રજમાં વાસ... હરિ.

## લોહીના કોગળા □ કરસનદાસ લુહાર

નવરાશ છે તો મ્યાનમાંથી બા'ર કાઢશે;
તલવારને આ લોક વધુ ધાર કાઢશે.

એવો વસંતી વારતાનો સાર કાઢશે;
ફૂલો નિચોવશે અને અંગાર કાઢશે.

ઘૂસી જશે જો બાગમાં રેતાળ માણસો;
તો બાગનેય બાગમાંથી બા'ર કાઢશે.

કરશે નગર સતત નવા લોહીના કોગળા;
એકાદ કાયદો પછી સરકાર કાઢશે.'

## પગપાળો માનવી □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

ફેંકાયો રસ્તાધારે છે પગપાળો માનવી
તોયે બની શક્યો નથી ગરમાળો માનવી

આ ધોળો માનવી અને આ કાળો માનવી
બનતો ગયો છે મૂળમાં ભીંતાળો માનવી

સંચારબંધી થોરનાં કૂંડાંમાં કેમ છે ?
કહે છે કે અહીં ફરે છે કો' કાંટાળો માનવી

તૂટતો રહ્યો છે જેટલો ભીતરમાં લોહીઝારણ
બનતો રહ્યો છે એટલો અણિયાળો માનવી

કૂવામાં ગૂંગળાય છે, કૂવો નર્યો હવડ,
હોવો ઘટે છે આમ તો પાંખાળો માનવી.

## શુભ ઘડી

☐ ભગવતીકુમાર શર્મા

હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી,
મંગળ વેળા વરતી પૂરણ માણવી...
 હરિને સ્મરવાનું મહૂરત ન નીકળે,
 રુદિયે હરિ સાંભર્યા તે પળ ઝળહળે.
 હોઠે હોય ભલે વજ્જર - સાંકળો,
 આતમ બોલે, આતમરામ સાંભળે.
હરિની પદ્મ - અંકિત પગલી પરમાણવી,
હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી...
 ચંદન મ્હોર્યાંનુ હોય નહિ ટીપણું,
 તત્ત્વ ગ્રહીને ત્યજી દેવું ટૂંપાણું.
 રાતના અંધારાની કરવી શી રાવ રે ?
 પાંદડું સળવળ્યે સમજવું મોં સૂઝણું
વ્હાલોજી આવ્યાની ઢૂંકડી વધામણી,
હરિને સ્મરીએ તે શુભ ઘડી જાણવી.

☐ સાંજો ☐ સુ. દ.

(જાપાનિઝ)

આ વહી જતા વિશ્વમાં
હું ફરજિયાતપણે
ભલે જીવી તો જાઉં પણ
આ મધરાતના ચંદ્રને
કદીયે ભૂલીશ નહીં.

☐ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

રાત્રિની કોયલનો
ટહુકો
તે
સૂરજ

□ નાથાલાલ જોશી

જીવનરાત્રિ સ્વપ્નોના તારા ગણવામાં વીતી રહી છે,
કૃષ્ણચંદ્ર! તું દર્શન દે!
તારા સૌમ્ય પ્રકાશથી સ્વપ્નભંગ થશે,
મારા જીવનનું પરોઢ થઈ જશે!

નંદનંદન! અનેક જન્મોથી ભટકતો
તારે શરણે આવ્યો છું,
ચોતરફ સૂનકાર છે,
તારા તરફ જ દૃષ્ટિ છે,
રોમરોમ તને રટે છે,
તું એક વાર દર્શન દે!

તારું ઐશ્વર્ય મને મોહતું નથી,
તું રાજરાજેશ્વર ભલે હો!
મારી આંખો તો કુંજનવનમાં,
ગોપવેશમાં ધેનુ ચરાવતા
ગોપાલ માટે તરસે છે!

□ સુઓ □ સુ. દ.
(જાપાનિઝ)

તે વાસંતી રાત
તારા હાથના ઓશીકા પર
મેં વીતાવી.
જોકે હકીકતમાં કશું જ બન્યું નહોતું
બન્યુ'તું કેવળ સ્વપ્નમાં
છતાંયે કમભાગ્યે
મારે વિશે કંઇ ને કંઇ
વાતો તો થતી જ હતી.

## પરલોકે પત્ર ☐ હીરા પાઠક

'આપણું વિવેચન સાહિત્ય' (૧૯૩૮), 'કાવ્યભાવન' (૧૯૬૮), 'વિદ્રુતિ' (૧૯૭૪), 'ગવાક્ષદીપ' (૧૯૭૯) વગેરે વિવેચનનાં પુસ્તકો પછી હીરાબહેને 'પરલોકે પત્ર' (૧૯૭૦, ૧૯૮૯) કાવ્યસંગ્રહ આપીને અન્ય સાહિત્યપ્રકારક્ષેત્રે પ્રવેશ કર્યો. આ સંગ્રહનું શીર્ષક જ સૂચવે છે કે આ કાવ્યો પત્રસ્વરૂપનાં છે. ગુજરાતીમાં આ સ્વરૂપ આ રીતે આ પહેલાં ખેડાયું નથી, જોકે કાંતના 'ઉપહાર' જેવા કાવ્યમાં એનાં બીજ જોઈ શકાય.

રામનારાયણ પાઠકના અવસાન પછી હીરાબહેને લખેલાં આ પત્રકાવ્યો અંગત - બિનઅંગતના સીમાડા પર રહે એ સ્વાભાવિક છે. સંગ્રહમાં પાછળ મૂકેલી કૃતિ-સમીક્ષામાં નિરંજન ભગતે એની ચાર વિશેષતા દર્શાવી છે. સ્ત્રીહૃદયના ભાવનું આલેખન સ્ત્રીએ જ કર્યું હોય અને તે ભાવ પરમેશ્વર પ્રત્યેના નહીં, પણ એક મનુષ્ય પ્રત્યેના હોય એ આ કૃતિની પહેલી વિશેષતા છે, તો સદ્‌ગત પતિની કરુણપ્રશસ્તિ પત્રકાવ્યરૂપે રચી છે એ એની બીજી વિશેષતા. દીર્ઘ કદની કૃતિમાં પ્રવાહી પદ્ય વનવેલી છંદમાં રચ્યું એ ત્રીજી વિશેષતા. પણ સૌથી મોટી ને સૌથી મહત્ત્વની વિશેષતા તો આ પત્રકાવ્યો કે કાવ્યપત્રોના સંબોધક અને સંબોધ્ય તથા એમની વચ્ચેનો દેહમનઆત્માનો એટલે કે સંપૂર્ણ સંબંધ.

પતિના દેહાવસાનથી વિરહ, એકલતા, સ્મરણો, તેની સાથે હળતીભળતી રહેતી કલ્પનાઓ.... કવયિત્રીએ અઢાર કાવ્યોમાં અઢાર અધ્યાય પૂરા કર્યા છે, "આ પત્રકાવ્યોનો આરંભ છે મૃત્યુમાં, વિરહમાં, અંત છે અમૃતમાં, ચિરમિલનમાં. આ પત્રકાવ્યોમાં મુખ્ય અનુભવ ભક્તિનો અનુભવ છે અને મુખ્ય રસ શાંતરસ છે" એટલે જ આરંભના કાવ્યનું સમાપન 'લિખિતંગ દુ:ખસુખી હું'થી થયું છે, તે છેવટના કાવ્યમાં 'લિખિતંગ તમારી ચિર સૌભાગ્યવતી'થી થાય છે.

અઢાર કાવ્યો પછી અહીં હીરાબહેને લખેલી બે ટૂંકી પ્રસ્તાવના 'સ્વલ્પ' (૧૯૭૦), 'અને હવે -' (૧૯૮૯), 'શેષ-વિશેષ' નિરંજન ભગત, હીરાબહેનનાં બે વક્તવ્યો 'ઘનરંધ્ર' (૧૯૭૯) અને 'એકરાર' તથા નલિન રાવળે 'પત્રલયમાં પ્રફુલ્લતી હૃદયચર્ચા' કહીને કરાવેલો સંક્ષિપ્ત પરિચય છે. આ બધું આ કાવ્યો તથા કાવ્યપ્રકારને સમજવા - આસ્વાદવામાં ઉપકારક નીવડે તેવું છે. હીરાબહેને કાવ્યોની છંદોરચના તથા આ આત્મકથનાત્મક કાવ્યોના પરિમાણ વિશે ચર્ચા કરતાં કેટલાક પ્રશ્નો પણ ઉપસ્થિત કર્યા છે, તે મનનીય છે. છેવટે હીરાબહેને આ કૃતિઓ પાસે જે અપેક્ષા રાખી છે – "આમ તો આ કૃતિના વિષયને સમગ્ર જીવનની દૃષ્ટિએ પોતાની એક નિશ્ચિત મર્યાદામાં સ્થાન હોઈ શકે. તેમાં જો માનવીય ચેતનાનો કંઈક વ્યાપવેધ શક્ય બન્યો હોય તો સારું"– તે હીરાબહેનની કાવ્યમાત્ર પ્રત્યેની અપેક્ષા પ્રગટ કરે છે.

કેટલીક પંક્તિઓ જોઈએ :

આજે જ્યારે તમ ગમનની બાદ, હું પ્હેલી વાર<br>
બ્હારે જાવા નીસરું પણ હા....! પ્રાણ હે....!

શિથિલ, ચચકી જાય આ પાય મારા
કેમે.... કરી ઊપડ્યા ઊપડે ના!

આ તે કેવી જડ-જકડ જંજીરનાં જોર જાગ્યાં!
મારે પાયે મણમણનાં લોઢનાળાં શું લાગ્યાં!
પક્ષાઘાતે જીવતર પડ્યું ખોટું - ના ખ્યાલ જાગ્યા.

વિપ્રલંભ શૃંગારનાં કરુણનાં આ કાવ્યો હીરાબહેનના લયછંદમાં માણવા જેવાં છે.

જયા મહેતા

*[હીરા પાઠક, પરલોકે પત્ર, ૧૯૮૮, ભગવતી મુદ્રણાલય, અમદાવાદ, પૃ. ૨૦૦, કિં. રૂ. ૪૫-૦૦]*

## છત કી આંખેં બંદ હૈં ☐ આદિલ મન્સૂરી

છત કી આંખેં બંદ હૈં
સામને દીવાર પર લટકી હુઈ તસવીર કો
શૌખ ટેબલલૅમ્પ
કબ સે ઘૂરતા હૈ ટિકટિકી બાંધે હુવે
કુર્સિયોં કી ગોદ ખાલી દેખ કર
ખિડકી કે પર્દોં કી સાંસેં રુક ગઈ હૈં
જમ ગઈ હૈ ગર્દ તન્હાઈ ભરે બુકશેલ્ફ પર
ઉજલે કાગઝ
ઔર કાલે હર્ફ દોનોં દેર સે
રો રહે હૈં મુંહ છિપાયે જિલ્દમેં
નીંદ કે ગુલદાનમેં ગુન્ચે ખિલે હૈં ખ્વાબકે
કાંચ કે ટૂકડે પડે હૈં ચારસૂ
દૂધિયા મેહતાબ કે
ચૂમને કી આરઝૂથી ચાંદ કે ઝહરીલે લબ
સ્વિચ પર ગરદન ઝુકાયે ઊંઘતી હૈ નીમશબ



શૌખ = મસ્તીખોર, જિલ્દ = પૂંઠું
નીમશબ = અર્ધરાત્રી

## પ્રતીક્ષા □ રાધેશ્યામ શર્મા

મધરાતે ઓચિંતું આંખનું બારણું
ખૂલી જતાં કડડડ આવ્યો અવાજ
વિધુર કપોલ અને કપાળવત્
ગગનમાં નિરખવાને નથી નજારો
ક્યાં છે અહીં એકે ચાંદ કે તારો ?
ત્યાં ઘોં ઘોં ભૂં ભૂં ભોંપુંભોંપું
ઈન્કિલાબ ઝિન્દાબાદ કરતું સરઘસ ત્રાટક્યું.
લાલ પટા, પીળા પટા, કાળા પટા, લીલા પટા
વાળી લાંબી બસો, પોં પોં પોકારતી કારો,
છીંકોના છણભણ છાકોટા નાખતી રિક્ષાઓ,
તીતીઘોડાની બહેનપણીસમી સાઈકલો,
ખયની ખોખરી ખાંસીનાં ખાડાં ખેલતાં સ્કૂટરો,
પસીને લથબથ પાનીઓની તણાતી હાથલારીઓ,
ખિસ્સાં વગરની ફાટેલી ચડ્ડી પહેરી ચાના કપરકાબી
ખખડાવતા કિશોરોને આંખ મીંચકારતી રેંકડીઓ,
ધૂણીધુંવાડીને પીને પચાવી ગયેલી મિલ ચીમનીઓ,
કાંટા પર કાગની ચાંચ ઝીલતાં સુસ્ત સૂતાં ટાવરો,
બાંગ પોકારતાં જ પડઘા મળવાની આશાવાળી મસ્જિદો,
ઝાડોનાં પાદડાંને ખેરવીને ખોડાઈ ગયેલાં ટીવી એરિયલો,
ઊંચા હાથ કરી ડાળઆંગળીએ ચાંલ્લો લૂછતાં તરુવરો,
આપઘાત અગાઉ કાછોટો વાળતી સગર્ભા કન્યાને જોતાં સરોવરો,
સામસામા ગલ્લા, ગોઠવાઈ જતાં અભડાઈ સંકોચાયેલી ફૂટપાથો
'પીવા પાણી નથી'ના નગરચોકે નટીઓના નાવણિયા સાબુની જાહેરાતો,
બેયોનેટ બંદૂક રાયફલ છરી ચાકાં હૉકી તોપ કિરપાણ તલવાર
ત્રિશૂળ તમંચા ભાલા બખતર માઈક લાઉડસ્પીકર વીડિયો
ટીવી નાટકચેટક મહાભારત ભરતનાટયમ્ કથકલી ભવાઈ...
સૂરજ અને હું અહીં કેમના ઊગીએ ?!

# કવિતા

## દિવાળી - અંક ૧૯૯૦

## વ્યક્તિ - વિષયક કાવ્યોનો વિશેષાંક

'કવિતા'નો આગામી અંક વ્યક્તિ વિશેનાં કાવ્યોનો હશે. તેમાં સ્વજન, ગુરુજન, મિત્ર, અન્ય વ્યક્તિ અને વિભૂતિઓ વિશેનાં કાવ્યો હશે : ગાંધીજી, ટાગોર, નર્મદ, ઉમાશંકર, એલિયટ, ભગવાન બુદ્ધ, પાબ્લો નેરુદા, શ્રીકૃષ્ણ, ઇશુ ખ્રિસ્ત, આઇન્સ્ટાઇન, રામનારાયણ પાઠક, ગોવર્ધનરામ, નિરાલા, શેકસપિયર, જયપ્રકાશ નારાયણ, મધર ટેરેસા, સ્વામી આનંદ, શ્રી અરવિંદ, માતાજી, માર્ટીન લ્યૂથર, કસ્તૂરબા, મેઘાણી, ફ્રોઇડ, અબ્રાહ્મ લિંકન, વૉલ્ટ વ્હિટમન, વિનોબા ભાવે, અમૃતા પ્રીતમ, અજ્ઞેય, જીવનાનંદ દાસ, યેટ્સ, તુકારામ, બુદ્ધદેવ બસુ, ન્યૂટન, બિથોવન, મોઝાર્ટ, મણિલાલ, રાવજી, જગદીશ જોષી, પ્રવીણ જોશી, પ્રહ્લાદ, હુસેન, ઇંદિરા ગાંધી, મોહન રાકેશ, શરદ્ચંદ્ર, જે. કૃષ્ણમૂર્તિ, બાબાસાહેબ આંબેડકર, ચેખોવ, સુરેશ જોષી ઇત્યાદિ.

આદરણીય શ્રી સુરેશભાઈ,

કવિતા અંક ૧૩૭, જૂન ૧૯૯૦ના અંકમાંથી એક કવિતા પસંદ કરવાની કામગીરી આપે મને સોંપી. ઘણી બધી કવિતાઓમાંથી એકની પસંદગી કરવી ખૂબ જ મુશ્કેલ છે.

આસ્વાદક તો કવિતામાંથી એકાદ પંક્તિનો સ્વાદ પણ માણતો હોય છે. આ અંકમાં પણ હેમેન શાહની ગઝલ, 'પ્રણય' જામનગરી અને શ્રી હરીન્દ્ર દવેનાં ગીતો, કિશોર શાહ અને ધીરુ મોદીની કવિતાની કેટલીક પંક્તિ એવી જરૂર છે જેણે મને કાવ્યરસમાં વહેતી મૂકી છે તે છતાં મારી પસંદગીનો કળશ તો **જયંત પાઠકની રચના 'કેટકેટલું રહી ગયું' પર ઢોળાયો છે.**

સીમાબદ્ધ બનીને જીવી લેવાની આદતને કારણે આપણે કેટલું બધું ગુમાવી બેસીએ છીએ! જીવનનાં ખરા આનંદ, અસલી સાર્થકતાને આપણે ઓળખી શકતાં નથી, જોઈ શકતાં નથી. કેટકેટલું રહી ગયું એ કેવળ કવિ મનનો વસવસો કે અફસોસ માત્ર નથી પણ એક વેદના પણ છે જે 'વ્યક્તિ' અને 'કાળ'ની સીમા વટાવીને અભિવ્યક્તિ પામે છે.

યથાર્થ-જગત અને ભાવ-જગત, દુર્ભાગ્યે આ બંનેની સંવેદના વિરોધી સત્તાઓ બની એકમેકની સામે ઊભી છે. આવી ક્ષણે વ્યક્તિની દૃષ્ટિ ધૂંધળી બને એ સ્વાભાવિક છે.

રોજબરોજ વપરાતા શબ્દોને કવિતા દ્વારા કવિ અર્થ-સમૃદ્ધિ સુધી પહોંચાડે છે. શબ્દોના દેખીતા અર્થસ્તરની ભીતર કંઈ કેટલાંય અર્થ-વલય રચાતાં હોય છે! 'નદીઓ', 'ડુંગરા' અને 'ચહેરા' શબ્દોનું અર્થ-ઘટન દરેક વ્યક્તિના જીવન-સંદર્ભમાં જુદીજુદી રીતે થાય છે, એને લીધે કવિતાને એક વ્યાપક પરિપ્રેક્ષ્ય મળે છે.

આ મહત્ત્વપૂર્ણ જવાબદારી સોંપી મારા પ્રત્યે જે વિશ્વાસ આપે પ્રગટ કર્યો છે તે બદલ ખૂબ જ આભારી છું

**માધુરી છેડા**

□ ફુજીવારા નો મોટોટોશી □ સુ. દ.
(જાપાનિઝ)

તારાં રૂપાળાં વચનો
હતાં સુકાયેલા છોડને
બાઝેલાં જીવનનાં ઝાકળ જેવાં,
પણ હવે બીજા વરસની પાનખર
વહી જાય છે.

Life is not a Curse
Not an accident either,
Certainly not a creation
of visionless nature.

Human life is bestowed upon by God.

Priceless gift,
Unique event,
and is
very near DIVINITY.

Highest peaks of Consciousness
are within reach.
Proper revealation of the universe
is only possible there,
Realization of Creator's play does occur

Life becomes meaningful.
Entire existence becomes a festival.

□ રુમિ

(પર્શિયન)
એના વિનાના વરસો કડવ
એની સાથેના વરસો કડવા
પણ બીજી કડવાશમાં
સ્વાદ સળગતા સૂર્યનો

કવિતા - મૌનશિખરનો પડઘો
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૮
વર્ષ ૨૩, અંક ૬, ઑગસ્ટ ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



* રૂમિના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,**
**આ અંકના છૂટક ૧૦ રૂપિયા.**

બહારગામનું લવાજમ **'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'**ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પૉસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.**
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.**

ગાંધી □ રાજેન્દ્ર શાહ

ન
રવડાચક,
ત્રાક પર કંતાય છે
ીળાં ફૂલની પરિણતિનો શ્વેત પોલ,

તસુતસુ તંતુની સળંગસૂત્રતા
કારુણ્ય,
કોટિ કોટિ ઉઘાડાં અંગનું આચ્છાદન
પીળાં ફૂલનું શ્વેત ચીવર.

શ્વેત એવું હાસ્ય,
બોખે મુખ એકલ બે દંત,
ાર્ધક્યનું સરલ શૈશવ મલકંત.
સંસારનાં લીલાં લીલાં સકલ ગરલ
હૃદયની મથનીમાં ઝિલાય,
વલોવાય;
ઉદ્વેગ, ક્ષોભ ને શમન
સંજીવની સુધા તરે વિપુલ ધવલ.

નયન
નિર્મિતિનું આદિમ સ્વપન,
અચર અંધારની ક્ષિતિજ, શ્વેત કોર,
દ્યુતિપુંજ નિહારિકા,
બહુલ વિશ્વનાં

રૂપ-રંગનું ભવન
એકલ અધિકરણ.

કટિ પર ઝૂલી રહ્યો કાલ,
અધખુલ્લા ચરણની એકડગ ચાલ.
બલિના યજ્ઞને ક્ષેત્ર
અકિંચન વામન
તે
અવર ન
વિષ્ણુ ત્રિવિક્રમ;
રટે
એક મંત્ર
રા...મ.

િતા

## કસ્તુરબા ☐ કરસનદાસ માણેક

એને સ્મારક શાં ને સમાધિ યે શી !
અર્ધ્ય-અંજલિ કેરી ઉપાધિ યે શી !
જેને નીરવ સ્હેવું ને વ્હેવું ગમ્યું,
તેની યાદ પે આરસ-લાદી યે શી !
જેના જીવનની સરિતા વહી ને શમી
આત્મવિલોપન સાગરમાં-
તેની યાદ સદા અવનિ ભરતી, તેને
સંઘરવી શે ખાંભી - ઘરમાં !

એક ફૂલ ઊગી, ખીલી, વિરમિયું,
જગ ફોરવું ફક્ત એને ગમિયું !
એક તેજ હતું: અંધકાર ઉજાળીને,
તેજ મહીં જઈને શમિયું !

એવાં ફૂલ ને તેજ તો માનવકુલના
આત્મતણા શણગાર સમા:
અવિરામ એવાં તણી યાદીની ઊતરે
આરતી અંતર અંતરમાં !

યુગયોગી સમા પતિની ગૃહિણી:
સતી અન્તર એક હતી લગની:
'મારું આયખું આખુંય ઓગાળીને
એના આદર્શની રહું છાયા બની !"

અને એ વ્રતની વ્રતિની બનીને જે
જીવનને ધન્યનામ કર્યું
અનુ સ્મારક, અર્પણ- ઓપવી
પૃથ્વીના એકએક અણુંમહીં ભર્યું

ન્હોતા નૂતન યુગની નારી તણા
એને જાતે ઝળકવાનાં શમણાં:
ન્હોતી જુનવાણી ઘરરખુ ઘરૂણીની
શાંત સલામતીની ભ્રમણા:
એ તો હાથ સોંપ્યો તેના હૈયાના સાદપે
જીવનને હોમનાર હતી
પતિ-પ્રીતમ માંહી જ જીવનારી એ તો
શુદ્ધ સનાતન નાર હતી !



કવિત

## શ્રી અરવિંદ □ હરીન્દ્ર દવે

સદેહે ના જોયા પણ સતત જેને અનુભવ્યા,
સમાધિસ્થાને જ્યાં શિર ધરી નમ્યા, આશિષ મળ્યા :
ન જે વાણી કેરું અમૃત મળ્યું, સંજીવન થઈ,
સમાયું સારાયે નિખિલ મહીં - એ કેવી કરુણા !

કદી આ નેત્રોથી અરુણ પ્રગટ્યો જે અવનીમાં
પ્રકાશે છે વિશ્વે સતત, નવ અસ્તાચલ ગયો :
અમારાં અંગોમાં સ્ફુરણ નિત એનું જ, કિરણો
ઉગાડે છે વિશ્વે કમલવન કેવાં નિત નવાં !

કદી એણે લીધી સ્થિર ચરણથી દક્ષિણ દિશા,
ઘણા પ્રશ્નોના એ પરમ ગતિમાં ઉત્તર મળ્યા !
કૃપાની વર્ષા એ વરસી, નવ કો આવરણ ત્યાં,
અને સૌને કાજે સુલભ કરી પ્રચ્છન્ન પ્રભુતા !

હવે એ રસ્તે છે ગતિ, અવર માર્ગેથી અટક્યા,
શતાબ્દી પ્હેલાં આ સર પરમ અરવિંદ પ્રગટ્યા.

## શ્રી માતાજીને □ હરીન્દ્ર દવે

સુદૂરે કોઈ એ નગર, લઘુ ખંડે ત્યહીં તમે
રહીને સાધ્યું જે પરમ તપ, એ આજ સઘળે
ગયું ફેલાઈ, આ ગગન પણ ઓછું અવ પડે
તમારા શ્વાસોથી સુરભિમય વાતાવરણ છે.

અચિંતા વાયુની લહરી થઈ આવ્યાં જનની, ને
સમૂચાં અંજાયાં નયન મહીં કો જાગૃતિ બની,
નિહાળું જે કૈં એ અલગ, તવ રંગે છલકતું
ન આ પ્હેલાં આવું હૃદય વસવું મા, અનુભવ્યું !

કદી બોલ્યાં'તાં જે સહજ ત્યહીં એ શબ્દ અવ તો
બન્યો પાયો જ્યાંથી ભવન વિલસે છે અવનવાં.
હવે થંભી વાચા, અકલ તવ એ મૌન સઘળે
છવાતું ને થાતાં મુખરિત રહસ્યો ભુવનનાં.

હજી ફંફોળું કે કુટિર થકી દીવો ક્યહીં ગયો
પછી ચોળું આંખો નભ મહીં થઈ સૂર્ય વિલસ્યો.

## લતા મંગેશકરને - □ યૉસેફ મેકવાન

તારા સૂરથી તડકાયેલો તડકો
ભીનાશની સુંવાળપ ઓઢી ફરવા નીકળે છે
સમયની શૂન્ય નગરીમાં
ત્યારે -
લયની ચઢ-ઊતર ટેકરીઓ પરથી
વરસવા લાગીએ છીએ અમે !
ઊઠે છે લોહીમાં લીલી ધ્રૂજારીઓ
ગાન બની જાય છે દર્દનું સહરા,
        - હર્ષનું કેલિફોર્નિયા!
સુખનું મલમલ બે ઘડી ફૂટી આવે છે ત્વચા પર
વ્યથાકુલ આંખમાં-
અને
શ્વાસોની અપ્સરાઓ
યુથોપિયામાં ઊજવે છે ઉત્સવ !
ભીતરી છાયાઓ અમારી
તારકો પર ઠેકતી પહોંચી જાય છે ત્યાં
ચિત્તમાં ઝળહળી રહે છે શબ્દોની ભાવમય નગરી...
તારા સૂરથી તડકાયેલો તડકો આવરણ બની જાય છે
મૌનની મીણબત્તીની આસપાસ !
- યહ સચ હૈ.

## કેનેડીના અવસાન પર □ મણિલાલ દેસાઈ

તો પછી ચાલો,
આપણે બધા પાછા વળીએ
ને બહાર ઊભેલી ભીડને કહીએ
કે
ઈસુ હવે મરી ગયા છે,
ગાંધી હવે મરી ગયા છે,

જેથી
એ લોકો એકબીજાની વેદનાને ચાહવા માંડે,
એકબીજાના ઘાને પંપાળવા માંડે
અને
કાલે નહિ ઊગવાના સૂરજની રાહ જોવામાં
આજની રાત ન બગાડે.

## કવિ ન્હાનાલાલને ◻ સુન્દરમ્

સ્વસ્તિ તને ગુર્જર - કુંજ - મોરલા,
લોકાન્તરોના તવ પંથ ઉન્નરે
તુષ્ટિ અમારી તવ સંગિની હજો.

કૂજ્યું કવ્યું તેં રસવંત હે કવિ!
લડાવી તેં ગુર્જરી લાડકોડથી,
અચ્છોદનાં ઉજ્જ્વલ શબ્દપદ્મથી
વાગીશ્વરી તેં અરચી શું હંસ થૈ.

કહે કવિ, કાવ્યરસજ્ઞ કોણ જે
રીઝયું ન તારા બહુરંગ કાવ્યથી ?
કો મિષ્ટ સંમોહનથી હરેકનું
આમંત્ર્યું તેં અંતર તારી કુંજમાં.

ગભીર રત્નાકર કેરી છોળ શા
તેં ભૂમિનો આ તટ મૌક્તિકે સજ્યો,
અનંતના એ રસસાગરેથી
તું આચમાવી અહીં અંજલિ ગયો.

સ્વસ્તિ તને, ઉન્નતકંઠ હે કવિ!
પ્રસન્ન એ શારદ તારી પૂર્ણિમા

અક્ષીણ રહેજો અહિયાં પ્રકાશી;
ને પામી તારાં સહુ ઇષ્ટ ધામ,
દેવોતણું અમ્રત રહો તું પ્રાશી.

## ફ્લૉબેર ◻ ચુનીલાલ મડિયા

ગાથા રચી ફ્રાંસિસ શી ગિરામાં
નૉર્મન્ડી-નારી તણી; બાર વર્ષ
ઉજાગરે દીપ બળ્યો અખંડ
અભ્યાસખંડે તવ, સેન-કાંઠે,
જે કાળી રાતે નદી-નાવિકોને
તારોડિયું હો ધ્રુવ જેમ, દીવા-
દાંડી સમું. દારુણ દેહલીલા-
નાં કર્મ ને મર્મ સુરેખ આંક્યાં
માદામ બોવારી હૃદે જે સાચાં.
'બોવારી હું છું'- કબૂલાત તારી
અર્પે કથાને નમણાઈ ન્યારી.
સંસારનાં નાવિક સૌ નિહાળે
અંજામ એ; માર્ગ ભૂલે કદીયે
કેડી બતાવે તવ જ્ઞાનદીપ

## કાલિદાસ □ ઉમાશંકર જોશી

શિરીષે બ્હેકેલી કવનસુરભી કૈંક શતકો
થકી વ્હેતી આવે, હજીય બસ તાજી, કવિ નવ !
નરી સૌન્દર્યાભા પ્રગટ કરતો ભાવવિભવ !
રહ્યું સીંચાઈ શું વિરલ જગહૈયે અમૃત કો !
કહું તેને પૂર્ણે ક્ષિતિજ-ઝબકયો પૂનમશશી,
પ્રસાદે સૃષ્ટિને સભર રસતો સ્નેહલ-છવિ ?
કહું પ્રાતર્વેળા ઉદિત ગિરિશૃંગે નભરવિ,
વનો કિલ્લોલાવી શુચિ વરસતો ચેતન હસી ?

હશે ઈર્ષ્યા, વર્ષા ગરલ તણી કૈં કૈં અનુભવી;
ગઈ તાવી, તોયે સકલ અમૃતાવી જગતને
તમે દીધું ; કીધી પ્રગટ હૃદયશ્રી નિતનવી.
ધર્યું કાવ્યોદ્‌ગારે કવિકુલગુરો વિશ્વત્રાતને !
તમે જીવ્યા તેમાં જીવતર બધું માનવતણું
શકયા જીવી શેણે નિરવધિ રસેલું અણુઅણુ ?

## બુદ્ધનુ ભિક્ષાપાત્ર □ પ્રિયકાંત મણિયાર

છેક કેલંડરમહીં આવી ગયા ઓ બુદ્ધ !
દાર્જીલિંગ કે નીલગિરિની એ ડસ્ટ ચાની મ્હેંકતી જાહેર ખબરે,
કેટલાં વર્ષો વીંધીને 'આજ'માં આવી ગયા,
દિન ઉપર દિન તારીખના ફાટી રહ્યા-
તોયે ઊભા એવા અચળ તો આપ
-દૃઢ કાયના પ્રતિમા સ્વરૂપે-
-હાથમાં સાહી અરે પણ પાત્ર તો ભિક્ષાતણું બસ સાવ ખાલી...
એવા અચળ તો આપ જાણે
વિશ્વની છેલ્લી ક્ષણે પણ હ્યાં હશો...
વિશ્વની છેલ્લી ક્ષણે પણ હ્યાં હશો
એની પ્રતીતિ કાજ કે દગ્ધ આ સંસારનો ઉપચાર કેવળ પ્રેમ
સર્વ દુ:ખોની દવા બસ એક કેવળ પ્રેમ
એ ઉપચાર અંતે જો કંઈ રહે ને વેદના આ વિશ્વમાં
તો-તો પછી આપો મને આ પાત્રમાં.

## હરિશ્ચંદ્રને □ ઉમાશંકર જોશી

અર્ધું મહાનગર વીંટતી, રમ્યભવ્ય
લૈ દ્વીપ-છાતી પર મંદિર નોત્રદામ,
વ્હે સૌમ્ય સેનસરિતા; અહીંનો તું જીવ
સેના-તટે* જનમિયો કવિ ગુર્જરીનો.

બંધુ, હતું બહુ તને, હું પસારી પાંખો
ના ભારતે જ પણ ભારતપાર ભાળું.
ઝાલી હું અંગુલિ ફર્યો - ખબરે રહી ના.
તું લૈ જતો રમતમાં : અહીં જો, પુરાણ
ભૂમધ્ય સંસ્કૃતિમઢ્યો સર-શો સમુદ્ર.
આ સ્લાવ લોક, વળી ચેક પ્રજા, પણે ત્યાં
સર્બો તણાં પ્રખર શાં રણશૌર્ય ! - આંગ્લો
ના એકલા જ કદી યૂરપમાં તું જોતો !-
મૂક્યો કદી ન પગ ત્યાં, પણ ભૂમિસત્ત્વ-
સંસ્કારશ્રી નસનસે ધબકંત તારી.

આ ખંડ, રાષ્ટ્રકુલ, લોકસમૂહ ન્યારા
હું જોઉં - મોહું, નવ હૈયું ધરાય કેમે;
જોયેલ જેહ તવ સંગતિમાં શું પૂર્વે !

આ હું હવા શ્વસું, ભળે મહીં સ્નેહધૂપ
તારી ઉદારતર સંસ્કૃતિ ચાહનાનો
સર્વસ્પૃશંત તવ સંસ્કૃતિ સાધનાનો.

આ પૅરિસે ચમકતાં નમણાં શરાબી
સ્ત્રીઓ તણાં પ્રણયકંપિત લોચનોમાં
આભા તરે હૃદયની અભિજાત કોઈ.
ને સૌષ્ઠવે સુહત આ પુરુષો, તથાપિ
ક્યારેક જે સ્ફુરતી બુદ્ધિકઠોર મુદ્રા
સંસ્કાર-અંકિત મુખાકૃતિઓ પરે કો
- ઉત્સાહ ત્યાં અદમ સત્યગવેષણાનો.

આ ગાઢ સેનસરિતા તટમેદનીમાં
જ્યાં ત્યાં - બધે તરવરે તવ, બંધુ, ચ્હેરો.
હું પામવા કરું અહીં તવ, બંધુ, ચ્હેરો.

* સુરત જિલ્લામાં સેના નદીને તટે એમનો જન્મ.

## હે મા ! □ નાથાલાલ જોશી

વિસ્ફારિત નેત્રે તારી અપ્રતિમ ગહનલીલા નિહાળું છું. તારું માધુર્ય અને પ્રચંડ ઐશ્વર્ય પણ નજરે જ જોઉં છું. તારું અગાધ જ્ઞાન અને તારો પ્રત્યક્ષ પરિચય મને મંત્રમુગ્ધ બનાવે છે. તારી સરળતા અને કરુણા મારા અહંકારને નિર્બળ કરી નાખે છે; મને વિનમ્ર અને આજ્ઞાંકિત બનાવે છે; પરંતુ થોડી જ વારમાં પુરાણા માયિક સંસ્કારો જાગ્રત થાય છે મને અવિદ્યાના કૂપમાં પુન: હડસેલી દે છે. તારા સ્પર્શથી વંચિત બની જાઉં છું અને મારો અહંકાર ફરી પુષ્ટ બને છે. મા ! આ વારંવાર થતી અધોગતિમાંથી મને હવે ઉગારી લે ! તારી નિર્વિકારી અવસ્થામાં સ્થિર કરી દે !

## સ્વામી આનંદ □ વાડીલાલ ડગલી

ગુલાબના ગુચ્છા જેવું મોં, ભીંતની આરપાર જોતી
જળાળી આંખો, જિંદગીના વાઝોડામાં હિમાલયની
ટોચ સુધી ઊછળેલું અને વસઈની ખાડીમાં પછડાયેલું
પણ સારી પેઠે સાચવેલું રિટાયર્ડ રાજવી જેવું બાંધી
દડીનું સોહામણું શરીર. એક ચાંપ દાબે તો મોંમાંથી
ગોળનું ગાડું છૂટે અને બીજી ચાંપ દાબે તો જીભમાંથી
ડંગોરો નીકળે. વેશ એવો કે સાધુયે નહીં ને સંસારીયે
નહીં, ટીકી ટીકીને જોયા જ કરવાનું મન થાય. મૂંગા
બેઠા હોય તોય લાગે કે આ તે કયા મલકની માયા ! બોલે
ત્યારે લોકડિક્ષનરીના શબ્દો ધાણીની જેમ ફટફટ ફૂટવા
માંડે. માણહ એકલો; પણ સ્ટેઈજ વિના, લાઈટ વિના,
ડ્રેસ વિના, અને બીજાં એક્ટર એક્ટ્રેસો વિના ગાંધી
મહાત્માના નાટકનાં દૃશ્યો દેખાડતો જાય. કામ પતાવી
વિદાય થાય તે પછી પણ ઓરડામાં બાંયો ચડાવેલી
ચેતનાના લિસોટા મેલતો જાય.

## ઉમાશંકરને □ રઘુવીર ચૌધરી

પુરા, નક્ષત્રોને સુરભિત ધરાના મિલનથી
તમે સજાવ્યા છે; અમર રસની લૈ ગળથૂથી;
દિશાની દીવાલો છત-વિયત, તે વિશ્વસદને
થયા મોટા; આજે ક્ષિતિજ નિજનો ઉંબર બને.
તમે સૌન્દર્યોપી ભ્રમર સરખા ઇન્દ્રધનુ પે
ચઢી, સંતર્પો શાં ક્ષણ, કણ, હવાને મૂક મને !
અધીરા હૈયેથી લઘુ મુકુલના તંતુ રચતા
છબી, ત્યાં પુરાવા નિખિલ નિજ સંગે લઈ જતા !
વસન્તો મ્હેકન્તી ગગન પર, પૃથ્વી મલકતી,
અનોખા સંસ્પર્શે પ્રમુદિત બને વ્યગ્રરજની.
વહે છે હોઠો પે સુરખી કવિતાની નિત નવી.
તમારાં કાવ્યોનાં નયનમહીં દીપ્તિ જીવનની.
મને આકર્ષે જે : યુગ વિગત, તાજા દિવસને
ભવિષ્યે મ્હોરેલાં મનુજમન : પામું તવ કને.

## ઉમાશંકરને □ નિરંજન ભગત

(સાઠ વર્ષ પૂરાં કર્યાં ત્યારે)

આયુષ્યની અર્ધી સદી હજુ વટાવી ન હતી
ત્યારે આધીપાછી નજર તો, કવિ તમે નાખી હતી;
ત્યારે તમે કહ્યું હતું, 'ગયાં વર્ષો -
ખબર ન રહી કેમ ગયાં!'
રહ્યાં વર્ષો તેમાં અવનિનું અમૃત જે
પ્રણય આકંઠ પીવો હતો.
સમુદ્રમંથન સમે ચૌદ રત્નો વિશે
પ્રેય જે કૈં હતું, અન્ય સૌએ વ્હેંચી લીધું;
વિષ રહ્યું, કોઈકે તો પીવું -
નામ તમે સાર્થક શું કરી રહ્યા!
વિષ હો કે અમૃત હો, યથાર્થ જ સુપથ્ય હો!
સમજવું, સદા બસ સમજવું;
જે કૈં; જેટલું શક્ય હોય સમજ્યાં જ જવું,
અમૃત એ.
આજ અહીં તમારા સૌ મિત્રો તમારા જ ઘરમહીં
તમારું સ્વાગત કરે,
એવા તમે ચિરઅતિથિ શા નિજ ગૃહે, પૃથ્વી પરે,
નિજ-પર સૌના ય અહમ્‌ની સામે
નિજ-પર કેટલા ય સંસારના જીવો વચ્ચે
સતત જે યુદ્ધે મચ્યો,
યુદ્ધની યે વચ્ચે સદા 'શાંતિ, શાંતિ' રટી રહ્યો
તમારો આ આત્મા
તેને આજ અભિનંદે, અભિવંદે,
'વિશ્વશાંતિ'થી 'અભિજ્ઞા'
તમારી એ કાવ્યયાત્રા, આયુર્યાત્રા -
વિશ્વશાંતિ ? ક્યાં છે શાંતિ ? નથી. સૌને અભિજ્ઞા છે.
છતાં આજ આટલું તો કહીશું જ :
તમારાં આ સાઠ વર્ષો વ્યર્થ નથી ગયાં.

## મુ. શ્રી બચુભાઈ : પંચોતેરમે □ હરિકૃષ્ણ પાઠક

હજી સુક્કી કાઠી
(જરા ઝૂકી કાઠી)
અણથક ભરે એ જ ડગલાં
સવારે ને સાંજે.
હજી ઝાંખી આંખે
(જરી પાંખી આંખે)
ચરચબરખી રોજ નીરખે,
કપોલે રેખાઓ
ગડમથલની કૈંક ઊપસે,
કશું છાનુંછૂપ્યું
(કશું લીંપ્યું-ગૂંપ્યું)
જરીક પણ જેવું મન વસે,
ફરી આછુંઆછું
હરફર થતું હેત હરખે.
હજી આઠે પ્હોરે
(રહી કાંઠે-કોરે)
ખળખળ જતાં વ્હેણ પરખે.
વટાવ્યા કંઈ કેવા
અગણ જનના
સમય-વનના
પરિચય તણા ફેરફાંટા
હવે તો એ હૈયે ખેવના એટલી કે
અમારાં આ જૂનાં
જપ-તપ અને જોગ પરખી
કદી તો, કોઈ તો
નિજ સમયના
મેળવે ક્યાંક કાંટા.

## હરિનો હંસલો

□ બાલમુકુન્દ દવે

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો ?
કલંકીએ કોણે કીધા ઘા ?
કોણ રે અપરાધી માનવ જાતનો
જેને સૂઝી અવળી મત આ ?
રુધિરે રંગાયો હરિનો હંસલો !

પાંખ રે ઢાળીને હંસો પોઢિયો,
ધોળો ધોળો ધરણીને અંક;
કરુણા-આંજી રે એની આંખડી,
રામની રટણા છે એને કંઠ.
રુધિરે રંગાયો હરિનો હંસલો !

હિમાળે સરવર શીળાં લે'રતાં,
ત્યાંનો રે રહેવાસી આ તો હંસ;
આવી રે ચડેલો જગને ખાબડે,
જાળવી જાણ્યો ના આપણ રંક !
રુધિરે રંગાયો હરિનો હંસલો !

સાંકડાં ખોદો રે અંતરખાબડાં,
રચો રે સરવર રૂડાં સાફ;
અમરોનો અતિથિ આવે હંસલો,
આપણી વચાળે પૂરે વાસ.
રુધિરે રંગાયો હરિનો હંસલો !

## આર્થર કોસ્લરને ☐ વિપિન પરીખ

હેમિંગ્વેની જેમ તમે પણ...?
તમે પણ આ ઠીક ન કર્યું!
લોકો કહેશે: બહુ બુદ્ધિશાળી હોવાનું આ ફળ છે.
વધુ વાંચવાથી મન ચકડોળે ચડે છે, પ્રશ્નો પૂછયા જ કરે છે
અને જીવનભર કળ વળતી જ નથી.
સ્ટીફન ઝ્વાઈગ જેવું સંવેદનશીલ હૃદય પણ ઠીક નહીં.
લોહી ટપકતું હૈયું લઈ આ દુનિયાના બજારમાં ચાલવું સહેલું નથી
અહીં તો રોજરોજ હિરોશીમા-નાગાસાકી,
સીઝર-બ્રૂટસના પાઠ જુદાજુદા સ્વાંગમાં ભજવાયા જ કરે છે.
તમે ક્યાંક ભોળાભલા ખેડૂત હોત, અથવા
થાકીને લોથપોથ સૂઈ જતા મજૂર હોત!
પણ તમને તો શાપ હતો શહેરના બુદ્ધિજીવી થઈ જન્મવાનો.
થોડીક શ્રદ્ધા જોઈએ, કોસ્લર સાહેબ!
ઈશ્વરમાં-શુભમાં!
અઢારમે દિવસે વિનાશના અસ્થિઢગ પાસે
સંતપુરુષની જેમ સ્વસ્થ, નિશ્ચલ બેસતાં આવડવું જોઈએ.
તમે હિંદુ હોત અને મંદિરમાં જતા હોત
તો આમ ન થાત!
પણ એમ તો
સાને ગુરુજી ક્યાં હિંદુ નહોતા?
અને હું પણ
મંદિરમાં ક્યાં નથી જતો?

## ગીતા દત્ત □ વિપિન પરીખ

૧

શરાબની પ્યાલીમાં ઓગળી જતી આકાંક્ષાઓ
સુંદર સ્વપ્નોનાં ખંડિયેરોમાં ભટકતો
લાચાર દેહ.
લથબથ, લાપરવાહ રોશનીના ગર્ભમાં
કારમો અંધકાર.
હાર અને જીતની ભાષામાં અટવાઇ જતો સ્નેહ.
એક નજાકતભર્યું ગળું
વાવાઝોડાની સામે ટકી તો શકે
પણ, -
- કેટલો સમય ?

૨

હજીય કોઇનું મૃત્યુ મને સ્પર્શી જાય છે.
હજી
સાંભળેલા ગીતની એકાદ કડી
ખુલ્લા કરી મૂકે છે એકાએક
ભૂતકાળના ખંડ.
હજી
કોઇનું સુંદર સ્વપ્ન અકાળે નંદવાયેલું જોઇ
મારી પાંપણ ચેનથી મળી શકતી નથી.

હજી કોઇક વાર
હું પ્રશ્ન પૂછી બેસું છું
"આમ શા માટે ?"

## વીર નર્મદને એના વારસો વિશે

□ નિરંજન ભગત

કયાં તુજ જોસ્સો કેફ, કયાં આ જંતુ માણહાં ?
માથા પરની રેફ, નર્મદ, સ્હેજ ખસી ગઇ.

## મિત્ર મડિયાને □ નિરંજન ભગત

(અમેરિકા જતાં)

પ્રતીક નવલાં, પ્રદેશ નવલા, પ્રજા યે નવી;
નભોન્નત શું સ્કાયસ્ક્રેઈપર બુદ્ધિની સિદ્ધિ શા,
સપાટ શત પ્રેઈરી હૃદયપ્રેમની રિદ્ધિ શા;
ક્ષણેક્ષણ નિહાળ નિત્ય નવતા, સખે, તું કવિ !
ન્યુયૉર્ક કવિ વ્હીટમેન સહ ક્રીડતી સ્વર્ગની
વિલાસપ્રિય અપ્સરા, કવિપ્રિયા જ મૅન્હેટ્ટન;
પ્રણાલિપ્રિય ધર્મમુક્ત ઋષિ ફ્રોસ્ટનું બૉસ્ટન;
સજીવ નિજ અટ્ટહાસ્યમહીં મસ્ત, સૅન્ડબર્ગની
વિભીષણ વિશાલસ્કંધ નગરી શિકાગો; અને
નવાં જ નરનાર ને શિશુ નવાં, નવાં માનવી;
વળી નવલ રીતભાત, નવ વેશ, ભાષા નવી;
છતાં ય નવતા વિશે અસલ વસ્તુ - શ્રદ્ધા મને -
નવું હૃદય ના, હશે કરુણતા જ એમાં વસી;
નવું ગગન ના, હશે જ કરુણા ય ત્યાં રહે હસી.

## મિત્ર મડિયાને □ નિરંજન ભગત

(અમેરિકાથી પાછાં ફરતાં)

વિમાનમથકે ન મિત્ર મડિયાતણું સ્વાગત !
પરંતુ અવ વિશ્વમાનવતણું છ સેવ્યું જગે
મહાસ્વપન, આછું આછું મુજ નેત્ર સામે ઝગે;
અધીર ઉર હે ! વધાવ અણજાણ અભ્યાગત !
નસેનસ પ્રચંડ ઊર્મિ ઊછળંત ઍટ્લેન્ટિક,
છતાં ય નિજ ચિત્ત તો સરલ સ્વસ્થ, આધીન ના,
ઈફેલ સમ, સેન્ટ પૉલ સમ; ટેમ્સ ને સીનના
પ્રવાહ સમ શાંત, છો રુધિર હોય રોમેન્ટિક;
સ્વદેશ સ્વજનો બધું નીરખશે નવી દૃષ્ટિથી,
પુરાતનતણું કર્યું અવ નવીનથી સ્પર્શન,
અને નિકટનું કર્યું અવ સુદૂરથી દર્શન;
નવી સમજ, સૂઝ પ્રાપ્ત અવ થૈ નવી સૃષ્ટિથી;
વિમાનમથકે શું માત્ર મડિયા જ મૂર્તિ નવી ?
નવી જ નહીં એહને નયન હોય મારી છવિ ?

## ગાંધીજી □ કરસનદાસ માણેક

(૧)

કોટિ કંઠ જેના સ્તુતિગાન રટે,
જેને દર્શન વિશ્વ બધું ઊમટે,
મૃત માનવતાને જિવાડવામાં
જેની જોડી નથી ધરતીને પટે,

એવા અદ્‌ભુતઆ અવધૂતનું અંતર
આંખ ખોલી એક વાર જુઓ :

એને ભીતરમાં ભડકા સળગે,
એનું દુઃખ દેખી એક વાર રુવો !

(૨)

એણે માનવપ્રેમનું ગાણું કર્યું :
ઝેર જીરવીને સુધાલ્હાણું કર્યું :
અને જૂઠ ને હિંસાની સામે સદા એણે
એક અખંડ ધીંગાણું કર્યું;

અને આજે એની તપસિદ્ધિકેરે ટાણે
જૂઠ ને ઝેર રેલાઈ રહ્યાં :

જેને નાથવા આયખું ગાળ્યું, તે નાગનાં
તાંડવ આજ ખેલાઈ રહ્યાં !

(૩)

એને માનવતાને મ્હોરાવવી'તી,
દેવવાડી ધરા પે લ્હેરાવવી'તી :
હૃદયે હૃદયે પ્રભુના કમલો કેરી
ફોરમ દિવ્ય ફોરાવવી'તી :

અને ઉકરડા આજ ડુંગર ડુંગર
જેવડા એની માભોમ પરે

બદબો થકી રૂંધતા આતમને દેખી
ઉર એનું કલ્પાન્ત કરે!

(૪)

ઓ રે, જન્મજયંતી તણા રસિયા,
ખોલો લોચન અન્ધકારે ગ્રસિયાં:
જરી તો નીરખો ઘન વેદનાના
વન અંતર જે એમને વસિયાં -
એની આતમસૃષ્ટિને ઉચ્છેદીને
એના દેહની આરતી શીદ કરો:
ડગલે ડગલે એનું ખૂન કરી
એને પૂજવા પુષ્પથી કાં નીસરો!

(૫)

ગમતાં એને કુંકુમ ચંદન ના:
ઉરવ્હોણા વપુ કેરાં વન્દન ના:
એક એક શ્વાસે 'ઉપહાસ કરે એવાં
દમ્ભભર્યાં અભિનન્દન ના?
જેની સચ્ચિદ-આનંદ સાધના આજ
સંહારને શોણિત ડૂબી દીસે,
એનું ચીરાતું અંતર ઉત્સવના
રંગરાગ મહીં પછી શેણે હીસે!

(૬)

એની જન્મજયંતી તો ત્યારે થશે,
જ્યારે પ્રેમની બીન જગે બજશે,
જ્યારે બ્રહ્મના અંકશા મુકત આકાશમાં
મુકત ધરા દિવ્યતા સજશે;
અને મુકત સમીર ને નીરના નૃત્યની
સંગ મિલાવીને તાલ સદા
અરે મુકત પ્રકાશમાં મુકત માનવ્યનું
નાચી રહેશે મન મુકત પદા!

## મરણોન્મુખ બોદલેરને

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

તું પૃથ્વીએ વિહરતો નભનો પ્રવાસી!
સંશુદ્ધ કિલ્બિષ પદચ્યુત દેવદૂત!
દુ:ખો દમે, સુખ કઠે, અસહાય તોયે
આનંદ-ક્રંદન-વિષાદ-નિમગ્ન યોગી.

આત્માનુતાપ થકી દેહ ઉજાળતો, ને
ત્વદ્દેહ મીણ સમ બાળી ઉજાળતો તું
આત્મા; અને ઉભયનાં તપનો મહીં તેં
પીધાં વિષો જીવનનાં અમૃતો ગણીને.

## પ્રિય કવિ કાન્ત ! □ સુરેશ દલાલ

પ્રિય કવિ કાન્ત !
તમે મારું ભર્યું ભર્યું કર્યું છે એકાન્ત !
હૃદયના વિહ્વલ આ જલ....
ચંદ્રનો ઉદય
(કવિતાની પલ)
વિલસી રહ્યાં છે અહીં સાગર અને શશી
થઈ પરિમલ
શ્વેત કમલને પ્રાન્ત !
વસન્તવિજય....
જન્મસિદ્ધ પ્રકૃતિના ઉછાળાનો વહી રહે લય.
ચક્રવાક-જોડું....
મન્મથે રચી દીધું કેવું આ મિથુન !
નિયતિના અંતરમાં મચી એક ધૂન
ઊર્મિઓના તંતુ તંતુ કેમ કરી તોડું !
મંથન અને ક્લેશ
મૃત્યુ ને આશ્લેષ કદી થઈ જાય શાન્ત ?
જ્ઞાન તણી પિપાસાથી પ્રેરાઈને આવ્યો
કચ મારગમાં દેવયાની મળી ગઈ અધવચ
ભેદી હૃદય કવચ
રક્તધાર જેવો જાણે વહી રહ્યો પ્રેમ
વિધાતા તો કદી નહીં મૂકી શકે વિરામનું ચિહ્ન
પળે પળે બંધે એ તો પૂછી રહી કેમ ?
ને અતિ-ની શી હોય કથા-
જ્ઞાન જેવા જ્ઞાનની ઘનીભૂત કશી વ્યથા !
નથી ક્યાંય ક્ષેમ-
એમ
તમે અહીં ઘૂંટી ઘૂંટી ગાયો કરુણાન્ત !
પ્રિય કવિ કાન્ત !

# કર્ણ □ સુન્દરમ્

સરિતા મલકાતી વ્હે ઝીલતી ભાનુભર્ગને,
ઝૂલે છે નીરમાં એનાં અનેરું મનુપદ્મ કો.

વિશ્વનાં સકલ પદ્મનો પિતા
વૃન્તથી ચ્યુત બનેલ એક કો
પદ્મને - વિકસિયા નિજાંશુથી
ત્યાં તણાતું અસહાય જોઈ રહે.

જગત્પિતાના કમનીય પુત્રને
અંકે ધરી, એ શિશુની ય માતથી
સુભાગી ઝાઝી નિજને ગણી નદી
લજાઈ આછું મરકી વહી રહી.

તાતના વિપુલ તેજવૈભવો
તો ય કાષ્ઠપુટમાં પુરાઈને,
પામી અંધ તમનો શું વારસો
બાળ જીવનપ્રવાહમાં સરે !

અસુત સૂતતણા કરને વિષે
સરિત લેઈ ગઈ નવ બાળને,
પદ્મ શાં દૃગ ખોલી નિહાળતો
શિશુ શિશૂત્સુક બે દૃગપદ્મને.

ન ભેર વાગી, નહિ બંદીઓ સ્તવ્યા
પુરોહિતો મંત્ર લઈ ન ઊમટ્યા
વધાવવા એ શિશુજન્મ, માત્ર ત્યાં
હર્ષાશ્રુ રાધા નયનોથકી ખર્યાં.

અંધારે આરંભી એવું જીવવું સુત સૂર્યનો
પ્રકાશી પૌરુષે ઊઠ્યો ઝાઝેરો શત સૂર્યથી.

[૨]

ભારોભાર ભર્યો વીર્યે સૂર્ય દેવાધિદેવના
કૌન્તેયો મહીં તે શ્રેષ્ઠ જન્મેલા ઇન્દ્ર આદિથી.

વિધિએ તુજ કાજ નિર્મિયું
થઈ પ્યાદું જીવવું ભવેહવે,
પણ તેં વિધિથી વધી જઈ
રચી ગાથા અભિજાત ગૌરવે.

દૈવપ્રાપ્ત અકુલીનતા તણા
શ્યામ તાર મહીં ભાત પૂરીને
પૌરુષે ઝળકતાં સુકાર્યની
શો અપૂર્વ કિનખાબ તેં વણ્યો!

રાજ્ય? રાજપદ તેં ક્ષણેકમાં
પકવ આમ્રફલ શું ચૂંટી લીધું,
કૌરવોની અસહાયતા તણા
ચાપમાં પણછ થૈ ચડી ગયો.

અંગના અધિપ! ઉચ્ચ વિક્રમે
રાજમંડળ મહીં વિરાજતો,
રાજલક્ષ્મી વરી, કીર્તિલક્ષ્મીયે,
એક ના વરી તને જ દ્રૌપદી.

દ્રૌપદી સમ કૃપા ગુરુનીયે
ના તને વરી પ્રચણ્ડ ક્ષત્રને,
સૂતપુત્ર વરશે ન દ્રૌપદી,
ના કૃપા ગુરુની છન્નક્ષત્રને,

એમ એ ન થયું લગ્ન વાંછિત,
કર્ણશીશ ક્યમ આ કલંક હા?
ક્યાંક મૂલ મહીં ગૂઢ જે છલ,
તે સદાય નિજ અર્પતું ફલ.

[૩]

કૌરવી કુલકાન્તારે તું રે માતંગ વન્ય શો
વસ્યો, દૌર્જન્યની છાંયે ઢંકાતો મદઝૂલતો.

તિમિરને કદી ના સહનારનો
સુત ઘડી તિમિરે જ રહ્યો ડૂબી,
વસનહીન થતી સતી દ્રૌપદી
નિરખતાં નહિ આંખ ઢળી તવ.

વળી સુદીન સુયોધન સંગમાં
વન વિષે વિજયી ન શક્યો થઈ,
કુટિલ કૌરવનીતિની નીકમાં
પ્રબળ પૌરુષ તારું ગયું વહી.

કુરુસુતોતણી દુર્ગુણતા તણાં
જલથી સિંચિત જીવન તાહરું,
વિમલ પદ્મપિતાતણું બીજ હા
વિકસી કીચ બની ક્ષણ રે રહ્યું.

સકળ એ લઘુતા કુરુચિત્તની
લઘુક ભૂમિ પરે વધી ગંજ થૈ
લઘુક એ તણખો ઈરખા તણો
થઈ દવાનલ ભૂમિ દહી વળ્યો

[૪]

કૃષ્ણના મુખથી તારા કુલની તેં કથા સુણી,
અગ્નિમાં ઓગળેલાને વ્યર્થ શી વારિની કણી.

કર્ણ! કેશ શિરથી જ પીંખતાં
કૃષ્ણનાં વચન તું સુણી રહ્યો.
'આજ એહ ઘટના કહો જ કાં,
જાણકાર યદિ આપ આદિથી?

સંભવે કથન સત્ય આપનું,
તોય કૌરવશું ભાગ્ય માહરું
જન્મથી જ જકડી દીધું તમે.
જાવ, ના ડગ લીધું હવે ફરે.'

કૃષ્ણ ચૂપ થઈ, રાશ અશ્વની
ખેંચીને શિબિરે પાંડવો તણે
પ્હોંચિયા, અફર યુદ્ધની સ્થિતિ
જાણી વ્યૂહરચના વિષે મચ્યા.

કિન્તુ એ વિજયના વિમર્શમાં
કર્ણ એક દુરજેય ટૂંક શો,
તાતદત્ત કવચે ય કુંડલે
રાજતો નજરમાં રમી રહ્યો.

એ અવધ્ય અવિજેય યોધ જો
થાય મુક્ત નિજ ત્રાણથી સ્વયં,
તો જ એહ પર આશ જીતની:
ચિત્ત કૃષ્ણતણું એમ ચિંતતું.

[૫]

દાનની જાહ્નવી તીરે વિરાજ્યો વસુષેણ ત્યાં,
પૃથ્વીમાં યાચકો કેરું યાચનાતીર્થ પુણ્ય થૈ.

કાને આવે: 'દેહિ ભિક્ષાં, વરેણ્ય!'
ધ્યાને ડૂબ્યાં કર્ણ નેત્રો ખૂલે છે.
'શું ઇચ્છો છો?' પ્રશ્ન ત્યાં ઉત્તરાતો:
'તારાં યાચું કુંડળો ને તનુત્ર.'

'ના ના દેતો.' ભાનુની દિવ્ય વાણી
વારે છે ત્યાં: 'ઇન્દ્ર એ છન્ન રૂપ
યાચે તારું મૃત્યુ ને પાણ્ડવોની
આ સંગ્રામે જીત; ના મૂઢ થાતો!'

'હો એ ઈન્દ્ર મૃત્યુ, હો વા સ્વયં હિ,
યાચ્યું એ પામશે એનું ધ્રુવ હિ.'
'તો યાચી લે શક્તિ એની અમોઘ.
બેટા, યુદ્ધ જીતવા શું સ્પૃહા ના ?'

'મારી મારા ધર્મ મધ્યે સ્પૃહા હો.'
બોલી તેણે અંગથી એ ઉખેડી
તાતે દીધાં રક્ષણો, આપી દીધાં
દૈન્યે ડૂબ્યા ઇન્દ્રના હસ્ત માંહે.

એમ કર્ણ કરી વધ્ય એ ગયો
તોય એહ કરમાં અમોઘ તે
શક્તિને અફર દેઈ, પાર્થથી
કર્ણને અતિબલી કરી ગયો.

[૬]

અને ત્યાં યાચવા રક્ષા કુંતા પુત્રોતણી પળી,
વદને ધારીને ઘેરી દીનતાકેરી વાદળી.

'કર્ણ !' 'કોણ? જનની સુપુત્ર તે
પાંચ પાંડવતણી?' 'હું તે જ હા !'
'ધન્ય હું, ક્યમ કૃપા લહું જ આ?'
'પુત્ર! તારું સુખ યાચવા ચહું.'

'પુત્ર?' કર્ણ ચમકી વદે અને
કુન્તીના મુખથકી સુણી રહે
જન્મની નિજ કથા પુનઃ તથા
કૈં પ્રલોભન સુરમ્ય રાજ્યનાં.

'પાટવીપદ ચ પાંચ ભાઈની
ભક્તિ, દ્રૌપદીતણો જ પ્રેમ ને
રાજ્યનું તિલક પામતાં જય,
કીર્તિ જીવન અલભ્ય અક્ષય.'

રોષનાં વચનને સરી જતાં
રોકી કર્ણ રહી સૌમ્ય ઉચ્ચર્યો:
'વાત આજ, અતિ મોડી તોય તે
આપના મુખથી જાણી ધન્ય છું.

જાણું છું કંઈક કાલથી કથા
આ મનુષ્ય-ઉર-ભીરુતા તણી,
કિન્તુ માત થઈ ધર્મનાં તમે
કાં અધર્મ જ કરાવવા પળ્યાં?
હું હવે શું થઉં પુત્ર પાણ્ડુનો?
હું અમિત્ર થઉં કૌરવો તણો?
વૃક્ષ પૌરુષનું મારું જ્યાં ખીલ્યું,
માહરાં ફળ જશે જ ત્યાં ખરી.

તોય જાવ નહિ મારું અન્યને;
પાંચ પાણ્ડુસુતમાંથી માત્ર છે
પાર્થ એક બસ લક્ષ્ય માહરું,
એહને હણીશ કે હણાઈશ.
ને તમે જનની પાંચ પુત્રની
ના કદાપિ મટશો જ; અર્જુન
જો મરે, હું તમ પુત્ર થૈશ; વા
હું મર્યે, તમ અખંડ પાંચ છે.

જાવ માત, અહીં [illegible]માં
ધર્મ્ય કાર્ય સહુને મળ્યું નિજ:
જન્મ મૃત્યુ અહીં હાર જીત વા
ગૌણ, ધર્મ વિધિદત્ત ઉત્તમ.'

ને કઠોર નિજ ધર્મ ભાવતો,
તોય માત-ઉર-વ્યગ્રતા - વ્યથા
જાણી અંતરવલોણું સંયમી
કર્ણ તત્પર કરી રહ્યો જ જ્યા.

[૭]

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે મંડાયું ત્યાં અપૂર્વ કો
ધર્મને રક્ષવા દુષ્ટો હણવા યુદ્ધ ભારત.

ધર્મને બહુ પિછાણતા છતાં
કૌરવો ન ગ્રહી ધર્મને શક્યા,
માનવીહૃદયમાં વસેલ એ
વૃત્તિઓ જ ઉતરી શું યુદ્ધમાં !

એકએક થકી ઉગ્ર વિક્રમી
વીર પક્ષ ઉભયે ઝૂઝી રહ્યા,
એક અગ્નિઉરના સ્ફુલિંગ હા,
અન્યથી અધિક દીપવા મથ્યા.

એ મહાહવ મહીં દિને દિને
ભીષ્મદ્રોણ થકી પૂર્ણ રક્ષિત,
સૈન્ય કૌરવ તણું થતું ગયું
ક્ષીણ, જેમ જલ અબ્ધિઓટનાં.

તે પિતામહ સુવૃદ્ધ ભીષ્મને
ભક્તિપૂર્વક રચેલ બાણના
તીક્ષ્ણ વીર શયને સુવાડીને
પૌત્રકર્મ કર્યું યોગ્ય અર્જુને.

ને પછી સુગુરુ દ્રોણની મહા
અસ્ત્રવૃષ્ટિ સમરે અનન્ય થૈ,
ધર્મ-શબ્દ બળથી જ એમનું
ધૃષ્ટદ્યુમ્ન શિર છેદી હા શક્યો.

એ સુઘોર દિન પૂર્વ રાત્રિએ
કર્ણનું અતુલ શસ્ત્ર- ઇન્દ્રની
શક્તિ કૌશલ થકી ખપાવી ગ્યો
પ્રાણને ખપવીને ઘટોત્કચ.

યુદ્ધની ઘોર ભૂમિમાં સોળમો દિન ત્યાં ઊગ્યો.
સારથ્યે શલ્યના કર્ણ વિજિગીષુ રણે ચડયો.

કુંડળો કવચ પાસ ના હવે
ઇન્દ્રશક્તિ પણ હા હરાઈ' તી,
ને શિરે ભમત શાપ બાજ શા
બે હતા દ્વિજ અને ગુરુ તણા.

સંમુખે વળી રથે જ શલ્યના
મોંથી શલ્ય સમી વૃષ્ટિ શબ્દની
ક્યારનીય રહી વીંધી મર્મને
શત્રુના શર થકીય કારમી.

તોય વિક્રમ ઉપાસ્યું જન્મથી
કેમ તે રગરગેથી ઓસરે ?
મારું અર્જુન, મરાઉં વા સ્વયં,
એક માત્ર સ્વર કર્ણ ત્યાં રટે.

ધર્મ-ભીમ-સહદેવ આદિ પે
શસ્ત્રપાત તણી વ્યર્થ કાં ક્રિયા?
ટાળી માર્ગ થકી એ સહુયને
કર્ણ અર્જુન ભણી રહ્યો ધપી.

શ્વેત અશ્વ રથ પાર્થના તહીં
કૃષ્ણકૌશલ થકી સુચારિત,
કર્ણના હય સમક્ષ યુદ્ધમાં
ઘેરું ઘોર હહણી તહીં ખડા.

શલ્યના મુખથી શલ્ય : 'લે અલ્યા
સૂતપુત્ર ! અહીં પાણ્ડુપુત્ર આ
આવી સંમુખ ખડો મહારથી,
જોઉં શક્તિ તુજમાં કઈ વસી ?'

તીવ્ર એક કરી પાત દૃષ્ટિનો
શલ્ય પે, વચનથી ન, બાણથી
કર્ણ ઉત્તર દિયે જ કારમો,
ઘોડે ધશ નિજ શરોથી હાંકતો.

[૯]

યુદ્ધમાં પુત્રનાં કર્મ ઝાઝેરાં ઝળશે હજી,
ચિંતી પોઢેલ ભાનુનાં ચક્ષુ પાછાં ખૂલે ત્યહીં.

કર્ણ ક્રુદ્ધ થઈને કૃતાન્ત શો
કૈં અમોઘ શર સાંધતો ગયો,
પાર્થ ત્યાંય શર વીર શત્રુના
કૃષ્ણ સહાય થકી વારતો ગયો.

અંતે, સુગોપ્યું બહુ પાર્થ મારવા
ને પૂજી સોનારજમાં સુવાડીને
અમોઘ જેને કીધ નેહ કાઢીને,
આકર્ણ જ્યા કર્ષી બલાઢ્ય કર્ણે

વ્હેતું મૂક્યું શર યમકર શું પાર્થ કેરી દિશામાં.

દિશા અને ત્યાં નભ આં ઝળાંઝળાં.
ઉલ્કા ખરી ઘોર અનેક આભથી;
તે પાર્થના કાનિલ શત્રુ નાગને
કંઠે ધરી અર્જુન મેર હા ધસ્યું.

અશ્વો ઝુકાવી જ અતીવ કૌશલે
સર્વજ્ઞ કૃષ્ણે શર વ્યર્થ એ કર્યું,
અર્જુનનું શીશ ચહંત બાણ એ
કિરીટ લૈ માત્ર ગયું કિરીટીનો.

ને નાગ ભોંઠો પડી, કર્ણ પાસ જૈ
છતો થઈ, પાર્થ વિનાશવાને
સહાય દેવા તલસ્યો, પરંતુ

કર્ણે કહ્યું 'રે હટ, તારી સ્હાયથી
શું પાર્થને કર્ણ રણે જ મારશે ?'

ને ઉગ્ર આંખે ગુરુ 'રામથી મળ્યાં
શસ્ત્રો સ્મર્યાં- જે ઘણુંયે મથ્યાં હતાં
નક્ષત્રી પૃથ્વી કરવા અનેકશઃ-
સંહારવા આ નર ક્ષત્રિયોત્તમ.

ચડાવિયું જ્યા પર બાણને જ્યાં
વિદ્યા સરી સર્વ સ્મૃતિથી બાણની,
ને હા હતૌજ્સ થઈ વીર કર્ણ
સુરિક્ત કો ભાણ્ડ મહાન શો ખડો.

ને શાપ બીજો દ્વિજનોય ત્યાં ચડ્યો,
અશક્તને જેમ ચંડત પ્રજ્વર,
ધરા ગ્રસી ત્યાં રથચક્રને રહી,
કો વ્યાલી જાણે ગ્રસતી જ પક્ષીને.

આધાર એ જીવનનો - ધરિત્રી
ગ્રસંત તેનું રથચક્ર - તેહને
આધારવા કર્ણ અધીર ઊતર્યો,
ત્યાં પાર્થ-ચાપે શર ઉગ્ર રે ચડયું !

'રે રાખ ! આ ધર્મ ન યુદ્ધ કેરો !'
પોકારતો કર્ણ, ધરાથી ચક્ર
ખેંચી રહે છે બલથી, અને ધરા
ગ્રસ્યે જતી; કૃષ્ણની વાણ એનું
રહ્યુંસહ્યું ધૈર્ય ગ્રસીય રે ગઈ !

'રે ધર્મભક્ત ! ક્યહીં ભક્તિ ધર્મની
એકાંતિકા તેં કરી છે કદીય કે ?
કહે, કૌરવોને સહુ કૂટ કર્મમાં
તુંયે હતો શું નહિ પ્રેરનાર ?'

બે શત્રુ સામે ત્યહીં કર્ણ ઝૂઝન્તો
ધરા અને પાર્થની અસ્ત્રવૃષ્ટિ શું:
ધરા ગ્રસંતી હતી ચક્ર, કર્ણની
વિદ્યા ગ્રસી ગૈ શર સર્વ પ્રાર્થના,
કરંતી તેને ક્ષણ સંશયાકુલ.

'હવે વિલંબાવ ન મૃત્યુ કર્ણનું,'
કૃષ્ણે કહ્યું; અર્જુનના નિષંગથી
છૂટેલ અસ્ત્રે શિર કર્ણનું ત્યાં
ઉતારી લીધું, જ્યમ પુષ્પ વૃન્તથી.

એવી વિધે પાણ્ડવશત્રુ ઊર્જિત
ધરા ઢળ્યો, સત્તરમા દિને, ને
હજીય આશા જયની કરંતા
તે કૌરવો કાજ બન્યો જ દુર્દિન !

રવિની અરુણા આભા તે દિને અસ્ત પામતાં
પૂર્વે સૌ દિનથી ઝાઝા રડી રક્તાશ્રુના ઝરા
કર્ણના વધકારુણ્યે પીગળ્યું વ્યોમ, ના ધરા.

[૧૦]

અજાણ્યો જન્મ, ને મૃત્યુ એવુંયે અસહાય, હા !
શસ્ત્રહીન ગતિહીન દશામાં ધરણી ઢળ્યો.

શ્યામળાં બિન્દુ બે વચ્ચે લીટી શું તીવ્ર તેજની
તારી આયુ:કથા, કર્ણ! દૈવી કો ભર્ગથી ભરી.

પ્રભાના વ્યોમસંચારે અભ્રો કાળાંય આથડી
વચમાં આવરે તેની નિર્મળી પાવક દ્યુતિ,

તેમ કૈં તાહરાં કર્મો કૃષ્ણ જે કૃષ્ણ ઉચ્ચર્યાં,
હશે, એ કૂટ કાલે ત્યાં કોને મેશ નથી અડી ?

એવું કશું, કર્ણ, હતું જ તત્ત્વ કે
જે અર્થ તેં કૃષ્ણની કાકલૂદી

ઉવેખીને પાણ્ડવ થૈ જવાની
ધારી રહ્યો નામ તું સૂતપુત્રનું ?

એવું, કશું, કર્ણ, હતું જ તત્ત્વ કે
તું જાણતો ઇન્દ્ર, છતાંય તેં દીધાં
ઉતારીને કુંડળ દાનમાં કવચ,
અવધ્યતાને ત્યજી વધ્યતા ગ્રહી ?
એવું કશું, કર્ણ, હતું જ તત્ત્વ કે
કુન્તી તણી આર્જવવંત આરજૂ
નકારી તેં પાણ્ડવપૂજ્ય થૈ રહી
નૃપાલનાયે બનવા નૃપાલની ?

એવું કશું, કર્ણ, હતું જ તત્ત્વ કે
બે શાપ માથે ભમતા હતા છતાં,
ને જીતવા પાર્થ સ્પૃહા ઘણી છતાં,
તે નાગને તેં તરછોડી કાઢયો,
આવ્યો સ્વયં જે તવ સ્હાય અર્થે ?

એ તત્ત્વ તારો જય છે ચિરંતન,
ઔદાર્ય એ, એ અભિજાત ચેતના,
એ પૌરુષે જે દૃઢબદ્ધ શક્તિ,
એ મૂક કો તત્ત્વની ગૂઢ અર્ચના,
એ તાહરી તર્પક પુણ્ય ગાથા.

વિધિની જગધારણાર્થ એ
પ્રકટેલા કુરુપાણ્ડુ યુદ્ધમાં
લઘુ તોયે અતિ ઘટ્ટ વજ્રનું
ચણિયારું અનિવાર્ય તું થયો.

તોળાયાં તું પરે મોટાં દ્વારો તોતિંગ યુદ્ધનાં
તૂટીને છેવટે તેં એ તોડયો સંગ્રામ સર્વથા.

જય; હે જયના સ્રષ્ટા ! પૂજ્ય હે પાણ્ડવોતણા !
અંજલિ શ્રાદ્ધની છેલ્લે તને છે ધર્મથી મળી !

જય, હે ભાનુના ભર્ગતણા વર્ચસ્વી વારસ !
તારી યશ:કથા તીણા ત્યાગના ટાંકણા થકી
કોરેલી અંતરે ધારી રહેશે કાલ-આરસ !

## મધર ટેરેસા □ સુરેશ દલાલ

શ્વેત સાડીમાં સજ્જ : આસમાની કોરમાં
મધર ટેરેસા જોયાં આજે નમતા પ્હોરમાં

પ્રભુની પ્રિયતમા જાણે જોઇ લિયો જ નિશ્ચલ
એક વ્યક્તિમાં જોયાં : ગીતા, કુરાન, બાઇબલ

ઍરપોર્ટે થયો કેવો અચાનક અનુભવ
હજીયે હવામાં એની ઊડતી શ્વેત સૌરભ.

## મુકેશને

□ કિશોર શાહ

રાતના ઘેરા અંધકારમાં
ગામ નિઃશબ્દતામાં ડૂબી ગયું છે.
ત્યારે
ક્યાંકથી રેડિયો પર ઓચિંતું
ગીત વાગે છે.
એક ઘેરો - ગળચટો સૂર
વીંટળાઇ વળે છે
મારી આસપાસ
દીવાની જ્યોત જેવો એ સૂર
નળિયા પર બેઠેલા કપોત જેવો સૂર
મંદિરમાં ક્યાંક ઘંટડીઓ બજી ઊઠતી હોય
--એવો એ સૂર
તારા એ સૂરને એક રૂપ હતું
એ રૂપમાં
તડકો અને ચાંદની
બંને એકાકાર થઇ ગયા હતા.
આજે હું તારી ચાંદનીને માણું છું
અને વૈશાખી લૂનો અનુભવ કરું છું.
"જાને કહાં ગયે વો દિન......"
વળ ખાતું મન વળાંક લે છે
મન ગાઇ ઉઠે છે.
"ઓહ રે તાલ મિલે નદી કે જલ મેં
નદી મિલે સાગર મેં
સાગર મિલે કૌનસે જલમેં
કોઇ જાને ના...."
તું જાણે છે
ઓ નીલગગનના પંખેરું
એટલે જ તું ક્યાંક ઊડી ગયો છે.
બસ
એટલું જ કહેવાનું મન થાય છે
"મને તારી યાદ સતાવે."
અને રાત વીતતી નથી.
ગામ મરણશૂન્યતામાં
--સ્મરણશૂન્યતામાં
ડૂબી ગયું છે.

## રિલ્કે □ ફિલિસ વેબ □ નીના રામૈયા

(કેનેડિયન)

રિલ્કે, હું બોલું છું તમારું નામ હું ફેંકી દઉં છું તેને.
તમારા દેવદૂતો સાથે, તમારા દેવદૂતો, તમારાં પૂતળાં
અને તમારી કુમારિકાઓ અને વનરાજિની પાસેના મેદાનમાં
પગેથી બાંધેલા ઘોડા સાથે હું જીરવી ન શકું આટલી બધી
કોમળતા, કોમળતા, વરસોવરસ બરફ પડતો ઝાલર જેવો
તમારી આંખ ઉપર કાવ્યો જેમ જેમ
પાછળ હઠતાં ગયાં તેમ તેમ, ગુલાબ, આ ગુલાબ, બરફમાં ખૂંપી જતાં
દૂરના પર્વતોમાં.

તમારી સ્રીઓને લઇને ચાલ્યા જાવ રશિયા કે લઇ જાવ બધાંને
ફ્રાંસ અને લઇ જાવ કે ન લઇ જાવ તમારામાં
[illegible] છે, ચેતના છે, સ્રીઓ તે ચાહે છે.
[illegible] કને હું પેરિસમાં મળી, તેનું મૃત્યુ-ડોકિયાં કરતું
[illegible]ત્યુ અનેક સ્વરૂપમાં. તમે તેને લખેલા પત્રો,
તેણે કહ્યું, ટૅકસીમાંથી ચોરાયેલા.)
રિલ્કે.
વિદૂષકો અને દેવદૂતોએ તમારી અનુકંપા ધારણ કરી છે.
તમે એક ખંડમાં બેસી શકયા કશું જ નહીં કહીને,
કશું જ નહીં. તમારા પ્રશંસકોને લાગ્યું કે તમે ત્યાં હતા જ,
એક ઉપસ્થિતિ, એક પ્રજ્ઞા. પણ તમારે છોડવા પડયા
દરેકને, કંઇ નહીં તો એક વાર. એ જ તમારી કઠણાઇ હતી.

આ પાનું એક વિશાળ પડછાયાગ્રસ્ત ભવન છે ડયુનો કૅસલમાં
પડઘા. આ પડઘા.
હું શા માટે અહીં છું તેની મને ખબર નથી.

## એલિયટ □ સુરેશ દલાલ

યુરોપની એ ઉપર ભૂમિ : ઉજ્જડ પટ બેફામ
સ્થિર કલમ ત્યાં ઠરી : જેનું ટી. એસ. એલિયટ નામ.

અરાજકતા યાંત્રિકતાને વીણી વીણીને વણી
જંગલી આ સંસ્કૃતિ : એને નહીં ધાર નહીં અણી.

ઇંગ્લૅન્ડ કે ન્યૂ ઇંગ્લૅન્ડ એ તો કહેવા પૂરતા દેશ
તમે લીધો છે વિશ્વની સાથે હર્યોભર્યો આશ્લેષ.

અને છતાં એકાકી : નહીં હળવું નહીં ભળવું
અંતરના આ નિર્જન વનમાં, એકલપણે રઝળવું.

સાધ્વી જેવી સાંજ નહીં : આ સાંજ હવે બેભાન
રૉમેન્ટિક કોઈ રાત નહીં
ચમચીઓના માપે માપે આયુષ્યો અણજાણ

માણસ દોડે, ટૅક્સી હાંકે ક્યાંથી આવે ને ક્યાં ક્યાં જાય ?
પરિઘ ઉપર ફરનારા વિશે કશુંય નહીં કહેવાય.

કવિતા લખવી સાહસ એમાં નહીં હસાહસ હોય
ટી. એસ. એલિયટ જેવા કવિ સૈકે પાકે કોય.

કવિતાનીયે સૃષ્ટિમાં છે કોયલ, બુલબુલ, બાજ
તમે બધુંયે પરહરી, શોધ્યો ત્રીજો અવાજ.

રેઢિયાળ દલીલો જેવી ગલીઓ : એમાં કલમ ન ઘૂમે
પાતાળને સ્પર્શીને એ તો આસમાનને ચૂમે.

આકાશમાં તો યુદ્ધ ધુમાડા, એમાં શોધ્યો પાવક
તમે કવિ છો : તમે મહર્ષિ : નવ્ય કાવ્ય વિધાયક.

## કવિ મુક્તિબોધના મૃત્યુ પર

□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિંદી)

તમારા મૃત્યુમાં
પ્રતિબિંબિત છે અમારા બધાનું મૃત્યુ
કવિ શું એકલો મરે છે !

સૂરજની સાથે સાથે એક બહુ જ મોટો સંસાર
ડૂબી જાય છે
પછી એક નવા દિવસને જન્મ આપવા માટે
પથરાતી કીકીઓમાં
લથડતું અંધારું
એક નવા લોકનું દ્વાર ખોલે છે
અને ઊઠવાની શક્તિ ગુમાવી દે તે પહેલાં
દરેક હાથ ભવિષ્યને આગળ ધકેલે છે
મારા હાથ સાથે જોડાયેલા છે અસંખ્ય હાથ
। નિષ્પ્રાણ કેવી રીતે હોઇ શકે !
તૈયાર ચીલા પર ન ચાલનારની
યાત્રાનો અંત
પૂર્ણવિરામમાં ક્યાં હોય છે !
જતાં જતાં પણ એનો શ્વાસ
કોઇ એકાંત ડાળને હલાવીને એમાં
ફૂલ ખીલવી જાય છે
અને ક્યાંક દુર્ગમ ભૂમિ પર
એક પગદંડી બની જાય છે
જ્યાં આપણે એના આત્માને શોધીએ છીએ.
તમે હતા-
અમારા બધાનું વધારે તેજસ્વી રૂપ
વધારે પ્રખર આકૃતિ



પંડિત જવાહરલાલ નેહરુ

॥ श्री ॥

छोड़ चले
कह ना सके
कैसी प्रीत है
जो अपना कह ना सके ॥१॥

उनसे बिछड़कर आने लगो
रुक रुक के चले चलचलके रुके
नैना कांपे आँखें भर आई
कुछ कहना चाहा कह ना सके ॥२॥

उन के लिये उनको छोड़ दिया
खुद अपने दिलको तोड़ दिया
हम उनके दिलमें रहते थे
उनके कदमोंमें रह ना सके ॥२॥

साजन हैं वहां और हम हैं यहां
कैसे दिलको ले जायें वहां
जो पास भी उनके रह ना सके
और दर्द जुदाई सह ना सके ॥३॥

लता मंगेशकर

લતા મંગેશકરના હસ્તાક્ષર

There is a passage in the Atharva Veda in
which it is said that of man when his body was raised upwards he
found also the oblique sides and all other directions in him.
It means that through the freedom of his bodily posture he finds himself
in a large perspective which offers him not only individual
facts and things but a great unity of view
through which he acquires his own extension around himself. It also
has its inner aspect, his mind also has
to own view enabling him to find his reality across the border of his individual
self. This denotes his spiritual freedom, his right of entrance
into the heart of the all.
We have our eyes which relate us to the physical
universe. We also have [illegible] special faculty which helps
us in finding our relationship with the supreme self
of man. It is our imagination which in its fuller stage
of development is peculiar to us. It has its vision of
wholeness which is not necessary for the biological purpose
of physical survival but for arousing in us a sense of
perfection which is our sense of immortality. For perfecti[illegible]

રવિન્દ્રનાથ ટાગોરના હસ્તાક્ષર

## વસંત ઋતુરાજ હે ! □ ચુનીલાલ મડિયા

[શ્રી જવાહરલાલ નેહરુને]

'વસંત ઋતુરાજ હે !' કવિવરે કહ્યા આપને;
યથાર્થ ઉપમા રવીન્દ્રકવને, નવી શોધવી
ન સ્હેલ. નીરખી રહું તમ ભણી; નિહાળું, અરે
ગયો થનગનાટ ને તરવરાટ તારુણ્યનો,
ન વીજ - ઝબકાર, કો નહિ તુફાન ઝંઝા તણાં;
શમ્યા અધીર વેગ ચંચળ બધા નિહાળું હવે :
પ્રગલ્ભ ઋતમુગ્ધ ચિત્ત પરિપ્રૌઢ પ્રજ્ઞામય,
પ્રશાંત સ્થિર સ્વસ્થ વ્હેણ વહતું જ સમ્યક્ત્વનું.
છતાંય પમરાટ તો હૃદયપદ્મનો ફોરતો
પ્રફુલ્લદલ પુષ્પ શો મધુર ગંધથી મ્હેકતો
સદૈવ પૃથિવી પરે, સકળ સૃષ્ટિને પોંખતો
વહે મઘમઘાટ શો સુરભિવંત વ્યક્તિત્વનો !
'વસંત ઋતુરાજ' સાર્થ ઠરતી જ કાવ્યોપમા,
તમે ચિરવસંત હ્યાં મનુજકુંજ - પુરુષોત્તમા.

## ડિલન ટૉમસ □ ચુનીલાલ મડિયા

[નિ. ભ.ને ચુ. મ.નો જવાબ]

ભલે બહુ ગણાવિયા તીરથધામ સારસ્વતો
અમેરિકન શ્હેર - ગામ - કસ્બા મહીં જે વસ્યા,
પરંતુ
ન્યુ યૉર્ક - મન્હેટ્ટને લઘુક 'ગામ' ભૂલી ગયા -
- પુરાતન પ્રણાલિમાં નવીન નામ ચૂકી ગયા ?
વિલેજ ગ્રિનિચે વસ્યો ડિલન 'ફાંકડો બાયરન',
બુઝયો જીવનદીપ હ્યાં, વતન છો રહ્યું વેલ્સમાં.
શરાબ - ચકચૂર થૈ લથડતો અને બ્હાવરો
અજંપ મદહોશ એ તડપતો હતો બાપડો.
ગ્રિનીચ ગલીએ લતે જલવતો રહ્યો જિંદગી,
સદૈવ રમઝાનને ઉજવતો ગયો ઈદ શી.
હશે જીવનલક્ષ્ય શું પરમ પ્રાપ્તિ - નિર્વાણમાં ?
શું દૈવ ! ગબડી પડયો ગરલ જામ આલ્કોલમાં.
હતી ભીતર આગ કો - કવન ના શકી બુઝવી ? -
મથ્યો વિફળ આખરે, અગન બુઝવી અગ્નિથી.

## ઑથેલો □ પ્રીતિ સેનગુપ્તા

But I do love thee...
જાણો છોને, મિત્ર ?
નોધારાંનાં આંસુ જેવી વરસાદની હેલીમાં
ઝાડની કાણી છત્રી તળે ઊભાં ઊભાં
રસ્તાની ધારે
મારી પ્રતીક્ષા કરતાં કરતાં તમે
એક નાનું 'મહાકાવ્ય' રચ્યું'તું મારા વિષે
તે કોઈ પ્રતીતિ વિના તો નહીં જ ને ?!

ઉપલા હોઠના જમણા ખૂણા પરના
નાનકડા તલનો
જરાક ઉદ્ધત અવિનય સાથે
ઉલ્લેખ કર્યા કરતી હતી,
યાદ છે કે, મિત્ર ?
Lipstickથી હવે એને
મોટે ભાગે છુપાવી રાખું છું.
એવું જ કોઈ
પ્રસાધનીય આવરણ
આપણી વચ્ચે પણ આવી ગયું છે.

તમને સજા કરવા, પહેલાંની જેમ
જો અબોલા લઉં તો
તમે જાણશો પણ નહીં.
જો ગુસ્સો કરું તો
મનની અંદર જ બળીને ખાક થાઉં.
(પછી મારી રાખની મૂઠી ભરી ભરીને
હવામાં ઉડાડી દઈ શકો.

મારી નાબૂદી સહી શકશો, મિત્ર ?)

ને જો તમારા પર અભાવ કરું તો
– and when I love thee not...
સર્વત્ર અંધકાર.
સમુદ્રનાં મોજાં આભને અડે,
પર્વતનાં શિખર ભૂમિ પર પડે,
ફૂલો મહેકવાનું ભૂલે -
પંખી ટહુકવાનું ભૂલે,
આકાશ - પાતાળ એક થઈ જાય
મારા મનમાં પ્રલય થઈ જાય,
–chaos is come again.

તમને નહીં ચાહીને બચી નહીં શકું.
મારી પ્રતીક્ષા કરતાં કરતાં
કાવ્ય રચવાનું ચાલુ જ રાખો, મિત્ર.
એનાથી થતી પ્રતીતિની
હવે મને જરૂર છે.

## લતા મંગેશકર □ ગ્રેસ

□ જયા મહેતા
(મરાઠી)

મહિયરથી આવી છે નૌકા
મને સખીનાં સ્વપ્નોનો લાગ્યો નાદ
હૃદયની ભીતર ભીતર
નિશિગંધા ફૂલનો વરસાદ.

અંતર્જ્ઞાની યુગની જેવા
શબ્દો પાછા ઘરે ઘરે આવ્યા

રિસાઇ ગઇ જડબંધનના આલિંગનમાં
ચૈતન્યની પરી પાગલપનમાં.

આ રસ્તા પર રઘુપતિ રાઘવ
ને તે રસ્તા પર શિલા
કહે સખી, ક્યાં મૂકી શકું હું
તારા કંઠ ખીલેલા ?

## એકો અને નાર્સીસસ □ હરિશ્ચંદ્ર ભટ્ટ

(ગ્રીક પુરાણકથા)

શો દેહ ! રૂપની શી દીપ્તિ હતી ત્વદંગે !
એકો તને વિનવતી અનુરાગ-રાગ્નિ
તારી થવા; નહિ તને નિજ રૂપ-ભાન !

એ પ્રેમનો પ્રતિધ્વનિ ય મળ્યો નહીં, ને
એ 'પ્રેમ, પ્રેમ' વદતી નિજ સાદમગ્ન
એકો અનંત મહીં એમ ડૂબી રિબાઈ.

તું મંત્રમુગ્ધ ભમતો વનમાં, વનાન્ને
જોતો સરોવર તટે મૃગલાંની જોડ,
ને હંસયુગ્મ સરતાં સરમાં દીઠાં, ત્યાં
ત્વદ્‌રૂપ તેં જલમહીં નીરખ્યું અને તું
તારા જ રૂપમહીં મુગ્ધ થઈ ગયો શું ? !

જોયું સ્વરૂપ નિજ આત્મઊંડાણમાંહી
ભૂલી સ્વયં પીગળતો નિજ રૂપમાં તું –
ડૂબ્યો જહીં, કુસુમ સ્મારક શું ઊગ્યું ત્યાં.

## ઈકેરસ □ હરિશ્ચંદ્ર ભટ્ટ

ફલંગ ભરી તાહરે અતટ અર્ણવો લંઘવા
હતા, ગગનમાં તને વિહરવાની તૃષ્ણા હતી,
હતાં તિમિર ભેદવાં, તિમિર ભેદીને તેજના
પથે વિચરવું હતું, અસીમ અંતરાલો ય તે
હતાં નીરખવાં, ધરા વિહગ - દૃષ્ટિથી જોવી'તી,
સહસ્ર રવિ - રશ્મિનાં પ્રખર તેજ પીવાં હતાં.

મનુષ્ય સહજૈપણાની પરિતૃપ્તિ અર્થે તને
નભોડ્ડયન કાજ તાત તુજ કાષ્ઠની પાંખ દે;
નહીં જ ખગરાજ શક્તિ તુજ પાંખ માંહે હતી
પરંતુ નભદર્શને, વિયતના વિહારે ઊંચે
સુદૂર ઉડુમંડલોડ્ડયન માણવા ને ઊંચે
ઊંચે અધિક એથી યે વિયત - જ્યોતિ સ્નાને ડૂબી
ક્ષણેક નયનો ભરી અચુત ભર્ગ પીધાં, તહીં
તૂટી જ ગઈ પાંખ; એમ કદી કાષ્ઠની પાંખથી
કહીં લગ મનુષ્ય અંબર વિહાર માંહે રમે ?
કહીં લગ મનુષ્ય એમ ચિર - જ્યોત ઝીલી શકે ?

## નેહરુ : ૧૯૬૨ □ વિંદા કરંદીકર □ જયા મહેતા
(મરાઠી)

શિયાળાના છેવટના પગ નીચેના રહ્યાસહ્યા બરફ જેવા
તારા કેશ, અકલંકના પરિઘ-બહાર, થાકેલા ચંદ્ર જેટલા.
અને પરિઘમાંથી પેટતી વહેતી એક નસ, ચકચક કરવત જેવી;
ફક્ત તેની જ છેવટની સોબત જ્યાં બાકી રહે તે એકાકીપણું, તારું.
રેશમી કાપડમાં આરપાર દોડતી વેપારી કાતર જેવી
વાસ્તવની ધાર, તારાં સ્વપ્નોની ઉદ્દામ પાંખો પરથી સરતી જતી
ફાટેલા અંધારામાં એક ફેફસામાંથી અતળ વિશ્વાસને
બીજા ફેફસામાં સંભ્રમિત સંયમથી હળવેથી જ પૂછેલો
અવાવરુ પ્રશ્ન.

અને આસપાસનો આ કોલાહલ હલાહલના દ્વેષમાં ભળી ગયેલો;
આ સાવધાનતા, સરકતી; આ પૌરુષ, પરરક્તપરાયણ;
લાજ વિનાની 'આજ', તને ચીડવતી, તારા જ ખભા પરથી;
સ્વાતંત્ર્યનો આ ગાયત્રીમંત્ર, બુશકોટે ઉચ્ચારેલો;
સૂર્યને શીખવવા માટે !

તારા સિત્તેરના હાથમાં મળેલી સાત કોડી (વળેલી મૂઠી જેવી)
તે દેનારા ચામડાના હાથ અમારા, અમારા જ, તેં જ છોડાવ્યા.

## પ્રિયકાંત મણિયારને -
□ જયા મહેતા

આજે
આમ એકાએક દ્વારો ભીડી ચપોચપ
તમે તો ચાલ્યા ગયા.

કાલે
દુકાનની બેઠકને યાદ આવશે ખરું, કે
અહીં એક કવિ બેસતા હતા ?

શટર ફરી ઊઘડવાની ના પાડશે ?

કંકણના શ્વાસ રૂંધાશે ઘડી બે ઘડી ને
ટાંકણું ભરી લેશે છાનાં છાનાં ડૂસકાં ?

કલમની ટાંક તરડાઇ જશે ?

કે વ્યાકરણનાં પુસ્તકો જ
સમજાવ્યા કરશે આપણને
છે અને હતા
- નો ભેદ ?

## કાર્લ માર્ક્સ □ નારાયણ સુર્વે □ વસંત જોષી
(મરાઠી)

મારી પહેલી જ હડતાલમાં
માર્ક્સ મને આવી રીતે મળ્યો
સરઘસની વચ્ચોવચ
મારા ખભા પર તેનો વાવટો હતો.
જાનકીદીદી બોલી, ઓળખ્યો આને–
આ મારો માર્ક્સ બાપુ
જર્મનીમાં જન્મ્યો, કોથળો ભરાય એટલાં થોથાં લખ્યાં
અને ઈંગ્લૅન્ડની માટીમાં ભળી ગયો.

દીકરા, સંન્યાસીને તો
બધીય ભૂમિ સરખી જ
એને પણ તારી માફક ચાર ભૂલકાં હતાં.
મારી પહેલી હડતાલમાં જ
માર્ક્સ મને આવી રીતે મળ્યો.
પછી એક વાર-એક સભામાં હું બોલતો હતો
– 'તો આ મંદીનું કારણ શું હશે,
ગરીબીનું મૂળ શામાં હશે ?'

ફરી માર્ક્સ આગળ આવ્યો; અને "હું કહું" એમ બોલ્યો
અને થોભ્યા વગર બોલતો જ ગયો.

એક વાર એક ઝાંપાસભામાં ભાષણ સાંભળતો ઊભો હતો.
હું કહેતો હતો, હવે આપણે જ ઇતિહાસના નાયકો છીએ,
ભવિષ્યનાં બધાં જ જીવનચરિત્રોનાય.
ત્યારે એણે જ જોરથી તાળી પાડી,
ખડખડાટ હસી, આગળ આવીને;
ખભા પર હાથ મૂકી બોલ્યો,
"અરે, કવિતા લખે છે શું ?
બહુ જ સરસ.
મને પણ ગટે બહુ ગમતો."

## વીરાંજલિ □ બાલમુકુન્દ દવે

[સ્વ. કવિશ્રી નાનાલાલને]

ખજાના ખેરાત કરી, ખુમારીને ખોળે રામ!
ભડ પુરુષ ગિયો પોઢીજી;
શાલ ને દુશાલા હોવે ઈનિ કાજે ઓછાં રામ!
ચેતનની જીણે ચાદર ઓઢી જી.

અગરુ ને ચંદન ઈનિ કાજે ઓછાં રામ!
પોતે એક પરિમલરૂપી જી;
અઢળક ઢોળી તોય ખૂટી નહિ છૂપી રામ!
કવિતાની કસ્તૂરીની કૂપી જી.

સાબરને તીર રુએ શિયાળુ સમીર રામ!
ઉષા કેરી આંખ રુએ રાતી જી;
ચાલતો થિયો રે વાદી વાજિંતર મેલી સૂનાં!
કેમ રે કઠણ કરવી છાતી જી?

રુદિયાં રોવે તો ભલે રોવે રોવે રોવે રામ!
નેણાં તમે નીર મત ખોવો જી;
આઘાં કરી આંસુ એનો આજુથી અખંડ દીવો
ભીતરુંમાં જલે એને જોવો જી.

અંધારાં આછર્યાં ને વાયાં વાયાં વહાણાં રામ!
જીવનભર ગાયાં જીનાં ગાણાં જી;
અછો અછો ઊતરે જો હરિતણાં હેરિયાં જી
તેજોમાં તેજ હો સમાણાં રામ!

## કૈ. ભિક્ષુ અખંડાનંદજીને □ બાલમુકુન્દ દવે

ભિક્ષુ હે ભગવાંધારી! કાયાનાં કોટડાં વટી,
ઊડિયો હંસ જ્યાં વાયુ કે નહીં મનની ગતિ.

આશિષો લાખ પામીને દીન અજ્ઞ જનોતણી,
તેજના પુંજમાં પાછી સમાણી તેજની કણી.

ગુર્જરી માતની મોંઘી દેરીએ ગેરુવી ધજા,
તમો રોપી ગયા સાધો! ફરૂકે એહની છટા.

ગુફાઓ ગિરિની સેવી, પામ્યા સત્ય તમો જ કે,
માનવી બંધુની સેવા, એ સાચી પ્રભુ-અર્ચના.

વસ્તીમાં વળિયા પાછા હિમાદ્રિશૃંગથી તમો
લઈ સાહિત્યનો ભેખ, ધન્ય હે લોકસંગ્રહી!

ગામને ગોંદરેથી તે શે'રની શેરીઓ લગી,
પેટાવ્યાં પુરુષાર્થી! તેં ગીતાનાં જ્ઞાનકોડિયાં.

કર્મનો દંડ ધારીને, કાયા કીધી કમંડલુ,
ઉદ્‌બોધ્યો યોગ તેં સાચો, કર્મયોગી નમું નમું!

## કવિ ઑડન □ ઉમાશંકર જોશી

ઊંડા આડા કાપા
કાળ-કુઠારે કર્યા,
નીકોમાં ચહેરો વહ્યા કરે.
રેખાઓનું કરોળિયા-જાળું;
અંદર સપડાયેલી બે અંગાર-આંખો.
પરિણત ધી-પરમાણુની
(વીજાણુઓની પરિભ્રમણકક્ષાઓ વડે
ગૂંથાયેલી નાભિ-ફરતે)
કોઈ નવતર આકૃતિ.
નર્યો અંગત ચહેરો, નરવો ખાનગી ચહેરો.
'ખાનગી જગ્યાઓમાં જાહેર ચહેરાથી તો
જાહેર જગાઓમાં ખાનગી ચહેરો ભલો.'
ભાષા કોઈ કવિ કને પોતાનું હૈયું ખોલે ?
દુનિયા કોઈ મરમીચરણે પોતાની મિરાત ઢોળે ?
દુભાષિયો તું દુનિયા અને એકલવાયા ચિંતિત માનવી વચ્ચે :
'આપણે એકમેકને ચાહવું ઘટે, નહીંતર છે મૃત્યુ.' બલકે-
'આપણે એકમેકને ચાહવું ઘટે, પછી છે મૃત્યુ.'

## કવિરવિ □ સુન્દરમ્

તવ ગીત સલીલની સલીલ ધારા
વહી નિરંતર છલકી કિનારા.

ગુંજરી તવ ગિર જનજનકર્ણે
કો નૂતન સ્વર કો નવ વર્ણે,
તવ કલગીતતણા ચઢી ચરણે,
ભારતીનો આતમ વિચર્યો જગ-જયના ઉજજ્વલ પંથે,
જય હે કવિરવિ,
મોહક મુખછવિ,
તવ શબ્દે નિર્મલ રસપલ્લવી.

તેં નત મસ્તક ઉન્નત કીધું,
તેં નિદ્રિત મન જાગૃત કીધું,
તેં તિમિરે પ્રગટયો દ્યુતિનો વિધુ,
જગની રણદાઝી આંખડિયે તેં મધુનાં સીંચ્યાં બે બિન્દુ,
જય હે કવિરવિ,
તવ મૃદુ મુખછવિ,
તવ ગાને તેં તરપી પૃથિવી.

# ઇન્ગ્રિડ બર્ગમન

□ ગ્રેસ □ જગદીશ જોષી
(મરાઠી)

અષાઢના જરીભરતવાળા મેઘ જેવી સંપૂર્ણ પાર્થિવ આંખો
લઈને તું આવી; નેસ્તનાબૂદ થયેલા આ
ભીષણ રોગચાળાગ્રસ્ત ગામમાં.
વિશ્વરચનામાંથી બરફનો શુભ્ર પહાડી અહંકાર
આ ગામમાં લાવીને છોડ્યો....
જેમ અનેક બાબતમાં કે જંગલમાંનાં નિર્જનતાનાં
ખામણાંમાં પડેલાં હજારો ફૂલો...
હજારો ફૂલો તેમ હજારો ઘેરો આ અનામિકાના પ્રદેશમાં
તારો ઘોડો તેં છૂટો મૂકી દીધો
શિશિરનાં નિર્વિઘ્ન ઘાસ-બીડોમાં....
તે મધ્યમાં જ અંજાઈને જોયા કરે છે, એક નથી એવા ધ્રુવની
દિશામાં ઘસાતા જતા તારા દેહને.
તને લાગે છે એટલાં સરળ નથી તારાં આંસુ
પાણીના વહેતા સંશયમાં હાલે છે જખમી
ખ્રિસ્તના ઘંટારવ રાતદિવસ....
ગામ પર જામેલા બરફમાંથી અજ્ઞાત નિનાદનું
મહાપર્વ જવા લાગ્યું.
ખરેખર તો મારી ઝોળીમાં કંઈ નથી, આવનજાવનનાં
ચિત્રિત વૃક્ષોનું એકાદું સંગેમરમરનું બાવલું,
તે પણ તારાઓએ શોષી લીધેલું....
માત્ર એટલું જ : નિ:શબ્દ આભાસને કાંઠે લટકેલું
આ સ્ટેશન અને સંવેદનાનાં વમળોને ફગાવી દઈ ને
કોઈક એક આશ્રમ્યે જતા સંતને તેં દીધેલું
એકાકી આલિંગન.

## સુરેશ જોષીને

□ એક સરરિયાલિસ્ટનું સંબોધન □ સિતાંશુ યશશ્ચંદ્ર

સમુદ્રના ઉછાળનાર, કાફલા ડુબાવનાર,
હે તુફાનના પ્રચંડ બાહુ સો ઘુમાવનાર!

મનુષ્ય જેમ ના, અરે તું આવતાં પશુ સમો,
છલંગતો, બળી બળી પુરી પુરા પુરાતના.
પુકાર 'ત્રાહિ ત્રાહિ'-ના, અવીર્ય વા-'નમો નમો,'
અદબથી શોધતો તું એક વૃક્ષ હેઠ વેદના.

એ ન હોય તે તે ઝાડ મૂળ સૉત્ ઉખાડનાર,
હે તુફાનના પ્રચંડ બાહુ સો ઘુમાવનાર!

મનુષ્ય જેમ? ના અરે! તું આવતાં પશુ સમો
હુંકારતો, હસી પડી પુરાવલિ સુરક્ષિતા.
હસી પડી નહેર, રેલ? પે હસી પડી, હસી
સુવાવડોની હૉસ્પિટલ, હસી ઇલેકટ્રિક-ચિતા.
"ડૉન, ડૉન" કહી હસે-જે જાનકી રડાવનાર,
ચચાર તારા હાથ (જેલ) ચક્કી સાથ જોડનાર.

હે તુફાનના પ્રચંડ બાહુ સો ઘુમાવનાર!
(હું) જાણું: ચંદ્ર-શ્વેત વસ્ત્ર સ્તબ્ધ સર્વ ઓઢનાર.

* પાઠાંતર: "Dawn Don" કહી હસે-જે જાનકી રડાવનાર

## હેમ્લેટ

□ બોરિસ પાસ્તરનાક □ દિનેશ દલાલ

શેયન)

ખળભળાટ શમી ગયો છે.
હું રંગમંચ પર ઊભો છું દરવાજાની બારસાખને અઢેલીને
અને મારી શેષ જિંદગી કેવા રંગ દેખાડશે એની
દૂરદૂરથી ઊઠતા પડઘાઓના અણસારથી ઊઠતી
ઝાંખી ઝાંખી રેખાઓ ઓળખવા મથી રહ્યો છું.

હજારોની સંખ્યામાં મારા ઉપર મંડાયેલી
નાજુક દૂરબીનોની દૃષ્ટિમાંથી કાળીમસ રાત ધોધમાર વરસે છે.
પણ અબ્બા, હે પિતા, જો તારી એવી જ ઇચ્છા હોય
તો દયા કર, ને હઠાવી લે આ નકશીદાર પ્યાલી.

તારી અફર યોજનાએ ધારણ કર્યો છે મારો પ્રેમ,
તેં આપેલો પાઠ ભજવવા હું રાજી છું;
પણ હમણાં તો ભળતા જ ખેલનું દૃશ્ય ચાલી રહ્યું છે :
મને તારા માર્ગની અકળ ગતિમાંથી એક વાર ઉગારી લે.

અને છતાં અંકોનો ક્રમ ગોઠવાઈ ચૂક્યો છે,
નજર સામે જ છે મુકરર કરેલી મંઝિલ.
હું સાવ એકલો! હવે તો જમાનો છે કર્મકાંડી ધર્મગુરુઓનો.
જીવવું એટલે મેદાનમાં ટહેલવું એમ નહિ.

## આઇન્સ્ટાઇન અને બુદ્ધ □ ઉમાશંકર જોશી

નિર્વાણ ચીંધ્યું એકએ.
નિર્વાણ ?
અંતરવાસનાનું શમન,
કે આ બાહ્ય જગલીલા સકલનું સંકલન ?
વિજ્ઞાન સીધ્યું એયને.
વિજ્ઞાન ?
અંતર્જગતના શમ-નિયમનું ?
કે બાહ્ય પ્રકૃતિ તણા વિજય-સંયમનનું ?

ક્ષણના અનંત વિભાગ કરી, પ્રત્યેક ક્ષણઅંશે જગત
પલટતું દીઠું સતત
ને તથાગત ઉચ્ચર્યા : કાં કલેશ પામે લોક ? છે આ સર્વ
ક્ષણિકમ્.
કરુણાસભર હૈયા થકી આ અર્વ-અર્વાર્વિર્વ-ક્ષણિકમ્.
જગતને નિર્વાણમાર્ગ તણી દઈ મતિ, સંચર્યા
સ્વયંનિર્વાસિત બનીને સ્વર્ગથી પૃથ્વી ઉપર આ.

કલ્પ મન્વન્તર યુગો વર્ષો દિનો પ્રહરો ઘડી પલ વિપલ વા,
– સમય છે આ નાસ્તિ-શો : રે, સમય તો કેવળ
પદાર્થવળાંક, ને
પદાર્થની મૂડી બધી તે છે સ્વયં શક્તિય તે.
અણુ તણા કોઠા મહીં કૈં શક્તિકોઠારો ભર્યા
સર્જનવિબકતા, અગર ઇચ્છો જગતને કરી જાય લઘુ-શો
કોળિયો

એવા નર્યા
આસુરી, આ યુગયુગોથી ઉફાંદ કરતી અવનિતલની સૃષ્ટિ
એ

કુદાની જ્યમ ચપટીક રાખ કરી દિયે જે, – દૃષ્ટિ એ
વિજ્ઞાનની કીધી પ્રગટ તે પ્રાજ્ઞ આઈન્સ્ટાઈને.
નિર્વાણમાર્ગે મળ્યો અનોખો જગતને.

વિજ્ઞાનનું નિર્વાણ નૂતન આ
ખપશે જગતને ના.
ઇચ્છા - અનિચ્છાએ
તથાગત - દાખવ્યા વિજ્ઞાનના નિર્વાણને
ઝંખી રહ્યા વિણ મનુજનો આરો ન રે.
નંબર ૧ નિર્વાસિત બની પૃથ્વીપટે
ઝંખન સ્વયં જીવ્યા જ આઈન્સ્ટાઈન તે,
ને બુદ્ધ જ્યમ
પોતેય હરદમ
મનુકુલ પશુ પક્ષી વનસ્પતિ જળચરાદિ જંતુ અર્થે શાન્તિ
શોધી,
ક્ષાન્તિ બોધી.

## આશ્લેષ ☐ હરિશ્ચંદ્ર ભટ્ટ

(રોદેના શિલ્પને)

જીવન - મધુના આશ્લેષોમાં પિલાવનહાર ત્યાં
પરમરસનો ન્હોતો કોઈ વિભિન્ન, સમાધિમાં
ચિર વિરહનાં વૈષમ્યોના વિષાદની માધુરી
મિલન - મિલને સંતૃપ્તિની ઊઠે નવ વેદના.

ક્ષિતિજ રડતી ઝાંખી આઘે, વહે હિમ શૃંગ કૈં
પૃથિવી નભની એવી ગાથા પુરાતન પ્રેમની,
પુરુષ - પ્રકૃતિ બંનેનાં એ સનાતન ક્રન્દનો
ચિર વિરહનાં એમાં, ક્યારે વળી મિલનો તણાં
અવિરત ગળે આનંદોનાં અકારણ અશ્રુ જ્યાં.

## રાઇનેર મારિયા રિલ્કેને □ હરિશ્ચંદ્ર ભટ્ટ

સમર્પી શું તારી ક્ષણક્ષણ બધી આ જગતને
રગે જેના લોહી મહીં અણુઅણુ મૃત્યુ જીવન.
કહે, દુ:ખાનંદે પુલકિત થઈ ને કવનમાં
પીધો ને પાયો તેં જીવનરસ એનો જ સહુને ?

જુવાની શી વર્ષા પ્રથમ વરસે, ને ઝરણ જે
વહે છે તે સૌયે સતત નહિ ક્યારેય વહતા
કુમારા સ્રોતોને રણ-વન-શિલામાં અટકવું
પડે, વ્હે તોડી એ પુનરપિ 'થવા લુપ્ત જ થતા.

અને જ્યારે તારું ઉરઝરણ સૂક્યું તુજ વ્યથા
હશે કેવી જાણું - મુજ હૃદયની એ જ કથની.
ઊનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરતી અથવા કો કવિ - ઉર.

રવિ રશ્મિ ફૂલે; ફળ રસ મહીં આ ધરતીના
અનંતાબ્દોની તેં કિરણ-રસ-સમૃદ્ધિ નીરખી.
મનુષ્યોના હાથે નીરખી વળી શક્તિ, ધરતીની
ભરે માટીમાં જે રસકસની સિદ્ધિ અણખૂટી.

"અજંપે જાગું હું સતત, પ્રભુ! તારે જરૂર જો
પડે તો આવું હું, તુજ તરસ તો હું જ છીપવું."
કહી એવું અર્પે હૃદય શકું એવું જ અરપી
અ-નામીને કિન્તુ, શરણ ઉર-દૌર્બલ્ય ગણતો.

ગુલાબી રાતાં વા ધવલ ગુલ પીળાં ગુલ બધાં
ગુલોના પ્રેમી ઓ! સુમન - સુરભિએ મન ભર્યું

અને પિવાડી એ મઘમઘતી ખુશ્બો જગતને
અરે ! એનો કાંટો તુજ મરણનું કારણ થયો.

*    *    *

"વર્ષે વર્ષે જ્યાં ગુલો ખીલતાં ત્યાં
થાયે છોને મૃત્યુ - લેખો કવિના" -
તારા એ શબ્દ થાઓ જીવન - મરણ આલેખ મારા સદાના.

## મણિલાલ

□ રાવજી પટેલ

તું કવિતા થઈને
લયલોહ્યું દિલ ખોલ,
ડાંગરના ખેતરમાં તડકો થઈને તું પ્રગટેલો
અષાઢના પહેલા વાદળનો રેલો.
પીળાં બાવળનાં ફૂલ થઈને મારું શૈશવ ગાતો,
અંધારામાં ઊકલી પડતો,
કોયલનું ટોળું થઈ મારી આંખે ઢળતો,
અડતાં અડતાંમાં તું તડાક દઈને ઊઘડી પડતો,
તું મારી માટીનો જાયો માટીના સ્તનમાં
ક્યાં સંતાયો ?
મીઠા લયના સર્પ-મણિધર
ડસવાનું તું છોડ.
હું ક્યાં છું દુર્ભાગી માતા
કે ફરી ફરી
મારા મનમાં જન્મી જન્મી શ્વાસ છોડતો.

## રાવજીને □ હરિકૃષ્ણ પાઠક

કર્યાં ઓતરાદાં ઓશીકાં; ગયો આખરે પોઢી,
દખણાદી પરસાળ ઢોલિયા હજી ઢળ્યા છે!
પારિજાતની ગંધ સરીખો ક્ષણમાં હળવીફૂલ હવામાં
કણ કણ થૈ વેરાઈ ગયો તું!
ઉંબરમાં કંકુનાં પગલાં હજી પડયાં છે!

શેઢે ઊગ્યાં સારસ-ટૌકા, રેશમ લીલું ઘાસ
હજી ખેતરે વાટ જુએ છે વણખેડેલા ચાસ.
આજ અહીં આ ભડભડ બળતી ચેહ સમીપે
અમે બધાંએ અલગારીને તને વળાવ્યો -
ભીની આંખે...
ચેહ ઠરીને વીણ્યાં વીણ્યાં મુઠ્ઠીભર આ ફૂલ
રહ્યાં શું એ જ હવે અવશેષ!?-

*

ભર્યા ભર્યા ભવ તણી એકલતા ભોગવી તેં;
ભરી ભરી વેદનાને જીરવી તેં; જોગવી તે;
જોયું હતું: સગી આંખે જોયું હતું -
ઓરડીનો ખૂણેખૂણો ખાલી હતો;
તોય કો'ક રહેતું હતું.
રુધિરનું બુંદ ભલે અંગમાં તો રહ્યું ન'તું
તોય કશું વ્હેતું હતું.
વ્હેતો હતો કવિતાનો કેફભર્યો લય;
વ્હેતો હતો પારાવાર વેદનાનો મય.
– એ લય ને મયના ખાતરમાંથી
ખીલ્યાં તારે જીવતર સાચાં શબ્દલોકનાં ફૂલ
હવે એ ફોર્યા કરશે...
આ મુઠ્ઠીભર ફૂલ હવે તો કાળ-પ્રવાહે પધરાવીને
જોયા કરશું વાટ -
કેમ કરતાં અમને
ગાંડોતૂર કવિ! તું ફરી સાંપડે!

## ૨ પ્રોમેથિયુસને સંબોધન □ મેઘનાદ હ. ભટ્ટ

પૃથ્વીવાસીઓને ભડભડતા અગ્નિની ભેટ આપનાર પ્રોમેથિયુસને
મેનકાસ્વરૂપે વિચલિત કરનાર પન્ડુરાએ
'ક્યારેય એને ન ખોલવાના' આદેશથી મળેલી
એ ઐતિહાસિક ડબ્બીનું ઢાંકણ ખોલી નાખ્યું છે
અને પરિણામથી એ પોતે જ ડરી ગઈ છે !
પન્ડુરાની ડબ્બીમાંથી
નરસૈંયાના સ્વામીએ વર્જેલાં સૌ પ્રદૂષણો
છટકીને પૃથ્વી પર ફેલાઈ ગયાં છે.
એકમાત્ર આશા
જલદી જલદી બંધ થયેલા ઢાંકણ નીચે કેદ થઈને
હજી આજેય, પ્રોમેથિયુસ !
તને અને તારા અગણિત વારસોને
વિવસ્ત્ર અને વ્યગ્ર કર્યા કરે છે !
ભાઈ પ્રોમેથિયુસ !
નથી જોઈતાં ઉછીનાં તેજ, નથી જોઈતું ઉછીનું અજવાળું,
પાછો આપી દે એ અગ્નિ ઈશ્વરને.

## જોન ધ બાપ્ટિસ્ટ

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

તારે હાથે પાદ પ્રક્ષાળી એના
પૂજા કીધી, ઓળખ્યો તેં ઈસુને
સૌથી પ્હેલાં, ને વળી શીષ તારું
આપ્યું મોંઘું, ધર્મ ફેલાવવાને.

તારી આંખો હોય જો સર્વને તો
ભુલાયે ના માનવી કેરું મોંઘું
સંસારસાગર મહીં તરણી સમાન
માનવ્ય જે જીવનધારક એક તત્ત્વ.

## મેરી મેડલીન □ હરિશ્ચંદ્ર ભટ્ટ

લોભ વૈભવ તણો હતો 'થવા
વાસના શરીર બાળતું હતું ?
એક એક મિલને મનુષ્યમાં
વા અનન્ય પ્રણયી ચહી રહી ?

પથ્થરો વરસતા હતા અને
નાસતાં તું અટવાઈને પડી;
હિંસ્ર પ્રાણીસમ લોક ઘૂરકી
ખેંચતા અલક, થૂંકતા હતા.

મન્દિરેથી ઈસુ આવતો. પૂછે :
"કેમ દીન અબળા હણી રહ્યા ?
હોય જેહ પરિશુદ્ધ જીવને
આમ આવી અબળા ભલે હણે."
કોઈ નાવ્યું, સહુ લાજતા, ગયા.

એની એક પરિચારિકા થઈ
જીવનાન્ત ગઈ તું પૂંઠે પૂંઠે.

તું જ એક નહિ, ધન્ય એય થૈ
ધન્ય બેઉ ઊભયેથી તો થયાં.

## પીટર □ હરિશ્ચંદ્ર ભટ્ટ

વીતશે રજનિ, ભોર ઊગશે,
તું ત્રિવાર મુજને નકારશે.
"કોણ ?"
"તું, પિટર - હા, જરૂર તું -
તું કહીશ : નહિ ઓળખું ઈસુ
કોણ !"
ને પછી મહાલયે બધા
ધર્મધુરીણ તણા ગયા હતા.
એક આવી પરિચારિકા પૂછે :
"તું અલ્યા નહિ હતો ?"
"નહિ."-અને

અન્યને ય વળતો નકાર દે.
કૂકડે ગજવિયું પ્રભાત ત્યાં
તે ક્ષણે નજર ઈસુની પડી
મ્લાન ધૂસર મુખે રડીં રહ્યો.
વંચના પિટર તેં કરી ભલે,
વંચના નહિ થશો જ કોઈની.

## જુડાસને □ હરિશ્ચંદ્ર ભટ્ટ

બેય હાથ અભયે ઊંચા કરી
સ્વસ્તિમંત્ર દઈને મર્યો ઈસુ.

તારું મૃત્યુ અણપ્રીછયું શેં જતું ?
એક વાત સહુ ભૂલતા હતા :
મૂલ્ય દ્રોહનું ફગાવ્યું તેં હતું.

મૂર્ખ તું, ધનિકનો ગુલામ થૈ
મૂર્ખ તું, થઈ ગુલામ ધર્મનો
આત્મઘાત કરતો હણાઈને.

જાહ્નવી નયનની વહી હતી
તે ભૂલ્યું જગત, કેમ હું ભૂલું ?
ક્રંદને વ્રણ ભલે રૂઝાય સૌ,

ઘા ભુલાય નહિ જીવને કદી.
દોષ શો દઉં તને, જુડાસને ?
દ્રોહી કોણ નથી જીવને થયું ?

## પાબ્લો નેરુદાનું મૃત્યુ

□ ઉમાશંકર જોશી

દરિયાના ઘોડા હણહણે;
ડાબલા પડઘાય
ઝૂંપડીઓમાં, મહેલોમાં,
માનવીનાં જાગતાં - અધજાગતાં
માનસપટે.

કવિતા, કવિના રુધિરની નિર્મિતિ,
માનવીનાં સ્વપ્નનું રુધિર બની વહી રહે,
જાણે આદ્ય મહારણ્યોની એકાન્ત મર્મર,
મૂઠીમાં પકડેલો વંટોળિયો,
દ. અમેરિકાનાં જંગલોની
અનામી નદીઓનો પ્રપાત,
બાળકની આંખોનું આશા-ગગન.

મૂઠીફાટ ઘઉંની ઉંબીઓને
ગેરુ કોરી ખાય,
ખંધી હિંસ્ર સફળતા
ક્રાન્તિના ઉલ્લાસને ભરખે,
પ્રજાઓનાં અરમાનની રૂંધામણ-
કવિદિલને ટૂંપે.

ચીલીના પ્રલંબ કિનારે,
મહાપ્રાણ કવિ, તારી ચેતનાના
પ્રશાન્ત મહાસાગરના ઘોડા હણહણ્યા કરે;
અશાન્ત ડાબલા પડઘાય
ઇતિહાસના કેડાઓ પર.

## રિલ્કેનું મૃત્યુ

□ નિરંજન ભગત

ગુલાબ અર્પ્યું નિજ પ્રેમપાત્રને
ને શૂળ કૈં કંટકની સહીને,
વાંછયું'તું જે મૃત્યુ મનુષ્ય માત્રને
તને મળ્યું ઈપ્સિત, એ લહીને
તેં હોંસથી દર્દ હશે જ માણ્યું!
તારે મુખે જે ગયું'તું ગવાઈ
તે સર્વનું સત્ય હશે પ્રમાણ્યું
શું આમ આ કંટકથી ઘવાઈ?
તારી સખી પાસ ગુલાબ જે રહ્યું
સુવાસ એમાં તવ પ્રેમની ભળી
(અસ્તિત્વનું શ્રેષ્ઠ પ્રતીક તેં કહ્યું!)
ને મૃત્યુની યે સુરખી વળી ઢળી;
મ્હેંકી રહ્યો જીવનનો જ અર્થ:
ના મૃત્યુ કોઈ કદી ક્યાંય વ્યર્થ!

## જે. કૃષ્ણમૂર્તિ □ સુરેશ દલાલ

કોઈ અપૂર્વ નીરવ શાંતિથી
તમે જુઓ છો નદી,
નદી પાસેનાં વૃક્ષો
સૂર્યોદય અને સૂર્યાસ્તની વચ્ચે
વૃક્ષનાં પાંદડાંની વિવિધ રંગલીલા
વાદળોના પળેપળે પલટાતા આકાર
વિચારોના વિક્ષેપ કે વિભાજન વિના.

પર્વત તરફ જતી કેડી તમને સ્પર્શે છે
ખીણનાં ઊંડાણથી હૃદય હર્ષે છે
અજાણી સુગંધ
અસ્તિત્વને વીંટળાઈ વળે છે
અનામી સંબંધોનું અદ્વૈત રચાય છે
મુક્તિના લયમાં...

આ બૂમબરાડા પાડતું શહેર,
આ અશ્લીલ સંસ્કૃતિ,
સૈકાઓ થયા છતાં નહીં છિપાયેલી
મનુષ્યની યુદ્ધપિપાસા-
એનો સત્તાપ્રેમ,
ખુદને બદલ્યા વિના
સમાજને બદલવાની વાતો-
વાણીનો આ વ્યભિચાર
તમને નડે છે, કનડે છે
અને તમે બોલીને ચૂપ થઈ જાઓ છો
અને ધારો છો મૌન.
મૌનના મુનિ, મહામુનિ
તમે શબ્દની છો અશબ્દ સ્ફૂર્તિ
હે કૃષ્ણમૂર્તિ!

## સદ્‌ગત પ્રહ્‌લાદ પારેખને

□ બાલમુકુન્દ દવે

મેહુલો ગાજે ને બંધુ! આવે તારી યાદ!
નીતરે નેવાં કે આ તે વરસે પ્રહ્‌લાદ?

## સૂરોના સહારે- ૧

□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિંદી)

ચાંદની રાત
શાન્ત વન
પાંદડાં ખરી રહ્યાં છે
વળાંકો લેતી નદી
ચપ્પુ ચલાવતી જઇ રહી છે
એક નાવ.
રોશની હલી -
કોણ જાણે ક્યાંથી
નીકળતાં આવવાઁ લાગ્યાઁ
એક પછી એક પક્ષી
આકાશ કલરવથી ભરાઇ ગયું
પછી એક એક કરીને કોણ જાણે ક્યાં ખોવાઇ ગયાં.
ભીના ઘાસ પર
હલવા લાગ્યાં ફૂલ
ટપ ટપ બજવાઁ લાગ્યાં પાંદડાંઓ
આખા વનનાં
અદૃશ્ય બુંદોમાં.

ફૂલોની પાંખડીઓ
હવામાં નાચીને
પછી ફૂલો સાથે લપેટાવા, જોડાવા લાગી.

આ કેવું ઉત્તમ વન છે.
એક સોનેરી ઉજાસ
કંપી રહ્યો છે

દરેક વૃક્ષ પર,
દરેક પાંદડું ધીમેધીમે ગણગણી રહ્યું છે
કિરણો એકબીજામાં ગૂંથાઈને
નાચી રહ્યાં છે,
આખું જંગલ ઝૂમી રહ્યું છે મારી ભીતર
સૂરોને રોકો નહીં
નહીં તો એક વિરાટ શૂન્યમાં
ભટકતો રહી જશે
અવાજ તરસ્યા આત્માનો.

(શ્રીમતી રાજમ દ્વારા વાયલીન પર 'નીલાંબરી' સાંભળતાં)

## સમશેરનો કાવ્યસંગ્રહ વાંચ્યા પછી

**□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ**

(હિંદી)

ઊતરી આવ્યા
કેટલાક તારાઓ
વ્યથાથી ભારે
પલક પર-
ન્હાય છે ચાંદની
છલોછલ તળાવમાં

સ્વચ્છ જળ : ક્યાંક અંદર બહુ ઊંડે
દેખાય છે માછલીઓ, રંગીન પથ્થર
એક હળવું જેવું કરુણ સંગીત ચારે તરફ.

વ્યાકુળ મૌન, ઉદાસ
ભૂરી ખીણોમાં
દેખાઇ જાય છે ક્યારેક
એક બે લાલ પાંખડીઓ
ઝરતી, નક્કર નભની પારથી.
(કુમારી કવિતા
લાજ ઢાંકવા માટે
અંજીરનું પાંદડું નહીં
રોટલી બાંધે છે!)

## સરોના સહારે -૨

**□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ**

(હિન્દી)
દૂર દૂર સુધી
સૂતેલા પડ્યા હતા પહાડો
અચાનક પહાડો પડખું બદલવા લાગ્યા
જેમ ઊંઘમાં ઊઠીને ચાલવા લાગ્યા
એક અદૃશ્ય વિરાટ હાથ વાદળો જેવો ફેલાયો
પથ્થરોને નીચોવવા લાગ્યા
ઝરણાં ફૂટી નીકળ્યાં
પછી ફરીને બધું રણમાં બદલાઇ ગયું
શાંત ધરતીમાંથી
અચાનક આકાશ ચૂમતી
ધૂળથી ભરેલી આંધી ઊઠી
પછી રંગીન કિરણોમાં બદલાઇને
ધરતી પર વરસીને શાંત થઇ ગઇ.

ક્યારે કોઇ
વાંસના વનમાં આગ લાગી
પીળી જ્વાળા ઊઠવા લાગી
પછી ધીરે ધીરે લીલી થઇને
પાંદડાંને વીંટળાઇ વળી.
આખું વન અસંખ્ય વાંસળીઓથી બજી ઊઠ્યું,
પાંદડાં ડોલી ડોલીને
ઝાડથી અળગાં થઇને
લીલા પોપટ બનીને ઊડી ગયાં.
પરંતુ અંદર ક્યાંક બહુ ઊંડે
ડાળીઓમાં ફસાઇને

બેચેન તરફડતું રહ્યું
એક હરણ.
આખું જંગલ કંપતું હાલતું રહ્યું.
લો તે મુક્ત થઈને
છલાંગ ભરતું
શૂન્યમાં વિલીન થઇ ગયું
જે ધમનીઓથી
અનંત સુધી ફેલાયેલું છે.

(કુમાર ગાંધર્વનું ગીત સાંભળતાં)

## 'એડોલ્ફ હિટલરનું મૃત્યુ' બોલપટ જોયા પછી...

□ **જયા મહેતા**

શો આ છટપટાટ કપાયેલી ગરોળપુચ્છ શો ?
સાઠ સાઠ લાખ જ્યૂ-કંઠની રૂંધાયેલી ચીસનો
ભાર લઈ
ફાટી જતા કંઠે તારે આ ચીસો
બરાડબૂમ
આ અટ્ટહાસ
રુદન
રોષ ક્રોધ આક્રોશ ન કાંઈ કામયાબ
ભય ભય ભય આયુષ્યભરની કમાઈ એક ભય
સરી જતા શાસનનો વિજયનો
સરી જતી જિંદગીનો
સરી જતા શ્વાસ- આશ- અભિલાષનો
છટપટાટ કપાયેલી ગરોળપુચ્છ શો
કરે ઘાત આપઘાત ઘાત
અને અંત
અંત એક મહાવિભીષિકા મૂર્તિમંતનો

અને અંત
અંત એક ક્ષુદ્રનો
અંત એક માનવનો
અંત એક મહામાનવનો
આખરે તો અંત એક જીવનો
ઓમ્... શાંતિ: શાંતિ: શાંતિ:

☐ સુરેશ દલાલ

સદીઓની કેદથી પીડાતા
મનોમન ચિડાતા
રશિયાને તમે મુક્તિ આપી, ગોર્બાચેવ
રશિયાના ચીમળાયેલા ચહેરા પર
બળિયાઓના સળિયાઓના પોલાદી પડછાયા હતા.
તમે એને વ્યક્તિનું ગૌરવ આપ્યું
- વ્યક્તિત્વ આપ્યું.

વિશ્વની રંગભૂમિ પર એક નટ
અચાનક પ્રકટયો, સ્વસ્થ
અભિનય વિનાનો અભિનય કરતાં એને આવડયો
નવી રીતિ : નવી નીતિ
નવી પ્રીતિ : અભિવ્યક્તિની કોઈક નવી તરાહ....
જે જે કૈં બંધિયાર હતું એને તોડી નાખ્યું, ફોડી નાખ્યું
થ્રી ચીઅર્સ... વાહ વાહ

ક્રેમલીનની કચેરીમાંથી હવાનો એક ઝોકો આવ્યો
રશિયાને માટે એક નવો મોકો આવ્યો.
આર્થિક કે યાંત્રિક વિકાસને
હવે કોઈ રોકી-ટોકી નહીં શકે
રશિયાને હવે એનો નવો (પ્હેરો ભરે નહીં એવો)
પહેરેગીર મળ્યો
એક ઓલિયો ફકીર મળ્યો.

હવે પાસ્તરનાક
ફરીથી એના નાયક દ્વારા નાયિકાને કહી શકશે
"લારા ! તું રશિયા જેટલી જ સુંદર છે."
માત્ર રશિયાના જ નહીં
બધા જ બંધ દરવાજા ખૂલવા માંડયા

વજનદાર દીવાલો તૂટવા માંડી
અજાણ્યા સ્વજન થઈ
વાતાવરણમાં ઝૂલવા લાગ્યા
રશિયાએ આપ્યો
માત્ર રશિયાને જ નહીં
અન્યને પણ મુક્તિનો મંત્ર.

રશિયાના ખેતરમાં
હવે નવો પાક ઊગશે
જેમાં કવિની કલમ મોરપીંછ થઈને
મુક્ત હવામાં ફરફરશે.

આજની તારીખમાં
રશિયા હવે મુક્તિધામ
લોકશાહીનું નવું નામ.

## આખ્માતોવાને માટે □ મારીના ત્સ્વેતાયેવા □ સુશી દલાલ

(રશિયન)
કાવ્યોમાં શ્રેષ્ઠ આંસુની કવિતા,
શ્વેત રાતની પ્રેતાત્મા,
રશિયા તરફ તું મોકલી રહી છે કાળું તોફાન,
તીરોની જેમ તારાં ડૂસકાં ચૂમી રહ્યાં છે અમારા ભીતરને.

અને બીધેલા અમે કહી શકીએ છીએ માત્ર અરે
તારું નામ આન્ના આખ્માતોવાના સોગંદ ખાઈને
ઊંડા નિસાસાની જેમ તારું નામ
ડૂબી જાય છે અતલ તળિયે જેનું કોઈ નામ નથી.

સૌભાગ્ય છે અમારું કે અમારા બંનેની
એક છે ધરતી અને એક છે આકાશ.
તારી ક્રૂર નિયતિથી જેણે ખાધી છે ચોટ
સૂતા છે એ અમર્ત્ય
મૃત્યુશય્યા પર.

ગુંબજ બળી રહ્યા છે મારા ગાતા નગરના
યાયાવર ગાયક ચમકતા સ્પસ્સના ગાઈ રહ્યા છે ગીત.
હું ભેટ આપું છું તને, આખ્માતોવા,
મારું હૃદય અને સૂરીલું ઘંટડીઓનું આ શહેર.

## મણિલાલ દેસાઈને □ નલિન રાવળ

જ્યારે કાળા ઉનાળામાં સસડતું હતું શ્હેર
જ્યારે ખાલી અવાજોમાં ખખડતું હતું શ્હેર
ત્યારે આવી
કાવ્ય કર્યું એનું (મારા શ્હેરને તેં અર્થ દીધો) કવિ
વાંચ્યું પ્રથમ એ કાવ્ય પ્રિય મારી કને ફરી ફરી
આજ ફરી
કાળઝાળ ઉનાળામાં આવા
મારા શ્હેર મહીં સહુને (મનેય) મૂકી
કેમ ? કહે
મૃત્યુને
તેં
ધરી દીધી
છલકંત સ્વપ્નભર્યા જીવનની કાવ્યપોથી.

## કવિશ્રી ચિનુ મોદી □ રાવજી પટેલ

કાવ્યરિક્ત સૂય લાલ ડૂબી જતો જોઈ
મારા હાથમાં તું ધૂણ્યો;
સીમનું હલાવી નાખે હચમચ ઝાડ મારા હાથમાં
તું ઓગળતો છંદ
ધસમસ આવતી તેં રાત રોકી લયથી રૂપાળ !
કવિ, શહેરની નિરોઝ - ક્વૉલિ - હેવમોર
તારાં નેત્રપતાળથી કવિતા બનીને ફૂટે !
કામરૂપ દેશ ફરી અલપઝલપ સામ્પ્રસમય હલાવી નાખે.
નગરનાં સ્તનશિલ્પ ખળખળ વહી જતાં
નાગના લિસોટા જેવાં ઝેર ચૂસે.
રિક્ષાઓનાં વ્હીલ જેવો ઘુમક્કડ
સડકો વીંટીને તારો ભૂતકાળ દોડી જતો જોઈ
સ્લીપિંગ ટેબ્સ પર કબર ખોદીને સૂતો તોય
તું તો કવિતાનું વૃક્ષ થઈ ફાલ્યો!
કવિઓને ભૂતકાળ કદીય ના હણી શકે.
કવિઓને ભૂતકાળ કદીય ના સુખ આપે !

## – દોસ્ત □ જગદીશ જોષી

કાંઠાના ખડકોથી બે જ ડગલાં દૂર
આ ધરતી પર ખુલ્લી પાનીઓ મૂકીને દોસ્ત!
તારી ચામડીને અનુભવ કરાવ:
મોજાંની થપાટોને આ ધરતી ધડકનમાં થડકાવે છે.

ઢાંકેલા એ ધબકારને
તારી ખુલ્લી પાનીઓથી એક વાર સાંભળી લે, દોસ્ત!

સાંભળી શકતી પાનીને
સ્પંદન
ક્યાં ક્યાં નથી સંભળાતાં?
ચાલતી ટ્રેઈનમાં, ઊભેલી સ્ટીમરમાં,
ઊડતા વિમાનમાં કે બસ-સ્ટૉપને છોડતી બસમાં -
બધે જ ધબકાર સંભળાય.
પગ પછાડવાથી એ ધબકાર કચડાતા નથી...

મોટી લક્ઝરી લાઈનરના લાંબા પૅસેજ જેવી
આપણી મૈત્રીની
સ્વસ્થ સજજતા.
પૅસેજની બન્ને બાજુએ અનેક કૅબિનના દરવાજા.
(દરેક કૅબિન પોતે જ સુસજ્જ સ્ટેઈટરૂમ!)
અદબભર્યા અવાજ સાથે ઊઘડતા-બંધ થતા
દરવાજામાંથી
અનેક માણસોની આવનજાવન
પણ, તું જરા કાળજીથી જો -,
આવનાર - જનાર પ્રત્યેકના પગમાં
સ્ટીમરનાં મંદમંદ ડોલનનો
મૂંગો, મદીલો નશો છે.
સંબંધોના સાજમાંથી

સૂરીલા સંવાદના સાધક, હે સૂર!
તારા સંગીતનો શબ્દ પણ
એટલો જ નશીલો છે.

મધદરિયે અધરાતે મેં વિતાવેલી
એકલી પળો
મને યાદ છે.
આગળ સર્યે જતી સ્ટીમરના
પાછલા તૂતક ઉપર
હું સરકીને ઊભો ત્યારે
ચાંદનીનો દૂધિયો લીટો
બે ફાંટે
સમુદ્રને બાથ ભીડવા મથી રહ્યો હતો.
સમુદ્રમાં તો જાણે સ્પંદન હોય જ છે, એટલે
એ સ્પંદન ક..દા..ચ ચાંદનીનું જ હશે!
એ સમુદ્ર, એ રાત, એ મુખરિત એકાંત,
– એ દૃશ્ય
મારી આંખમાં દૃષ્ટિ થઈને હજી ભીનું ભીનું તરવરે છે.

પશુઓથી અન્યતર, ઊર્ધ્વતર
પશુજીવનના પદાર્થને
તેં જ્યારે ઊંચે ચડાવ્યો ત્યારે જ
મારી નજર પહોંચી આકાશમાં...
ત્યારે જ ખ્યાલ આવ્યો
કે અનેક અનામી શિખરો
કોઈનાં પગલાંની રાહ જોતાં જોતાં
ઓગણીસસો તોંતેરિયા આકાશને ઘેરી ઊભાં છે.
વણપાડેલાં પગલાંનો ધબકાર
એ ડુંગરો સાંભળતા હશે?
'અહમ્‌ના હિમગિરિ' ઉપર જ્યારે

'કિરણ-કપોત' ઝૂકે ત્યારે
એમાં પીગળેલાં પાણીનું 'રેશમ-પોત' ઝળકે.
'બારી' પાસે આવેલી ઝાડની ડાળ પર
'મલય-લય' ભર્યો 'રાતનો સમય' ઝૂલે
ત્યારે 'મત્ત પવનની આંગળીઓ' વિમાસે
કે
'નામ ઠામોઠામ લખી લઉં' કે 'નામ લખીને ભૂંસું'!

તારા જ નહીં, દોસ્ત,
તારા, મારા, અમારા
સૌના અંધકારની પાછળ
એક-બે 'ઝલમલ જ્યોત' વસી હોય છે.

દરેક પરોઢ
પંખીના ટહુકે ટહુકે
ઊઘડે છે.

જેણે એ જ્યોતની 'વહેતી યમુનાને'
પરોઢની 'ગાગર'માં ભરી
અહીં સુધી આણી
તેને
હવે
હવાનું વજન લાગ્યું ?

'નીરવની વાંસળી'માં જ્યારે
'સ્વરની રમણા' જંપે ત્યારે તો
'એકાંત' પણ ધબકતું લાગે -
જીન માંડેલા ઘોડાની ચામડીનો થથરાટ
જેમ અસવારના અંગેઅંગમાં વ્યાપી જાય તેમ.

પોતાના જ ધબકારના લયને ભૂલી
બીજાના ઢાંકેલા ધબકારને

તારી ખુલ્લી પાનીઓથી એક વાર સાંભળવાનું
ન ચૂકતો, દોસ્ત!

સાંભળી શકતી પાનીને
સ્પંદન
ક્યાં ક્યાં નથી સંભળાતાં?

બજ્યા વગરનો તારો ત્રીજો ધબકાર
તારે સાંભળવો જ છે?
તને ક્યાંથી સંભળાય...
એ તો અમારાં હૃદયમાં ધબક્... ધબક્ ખટકે છે!

'વિકસિત થતાં શૈલશિખર'* ની કેડીઓ પર
ગુલાબી પગલાં પાડનાર
કવિતાના બંદા!
કેટલીય દુનિયામાં ડોકિયાં કરવાનું
હજીયે બાકી છે
અમારે
દોસ્ત, તારી આંખે!

* આ એક જ પંક્તિ 'કાન્ત'ની છે, બાકીનાં અવતરણ ચિહ્નો સુરેશ દલાલનાં કાવ્યોના સંદર્ભમાં છે.

## ચૅખોવને □ લાભશંકર ઠાકર

તડકો મીઠો હૂંફભર્યો સવારમાં
જાળી કને પોષ તણો પડ્યો, ને
ધીમું ધીમું આ ધ્રૂજતું શિશુ ત્યાં
આવી ઊભું: હૂંફભર્યા મધુરા
સંસ્પર્શથી શી ત્વચ દીપ્ત, મુન્મય!

તું પોષની શીતલ આ સવારે
ઢોળી ગયો જે તડકો...
મને ગમે.



I have been getting letters threatening my life. They are all not-paid. I have been telling my Secretary that in law when we hang a man we don't inflict a fine on him. Why should these assassins fine me by sending not-paid letters in addition to taking my life.

I am glad your father is keeping well.

Give my regards to Paranjpe. Tell him that I shall be delighted to hear from him if he cares to write to me.

With kindest regards

I am

yours sincerely

B. R. Ambedkar

ડૉ. બાબાસાહેબ આંબેડકર
અને તેમના હસ્તાક્ષર

## સરદાર □ ઉમાશંકર જોશી

પગ પર પગ ટેકવી એ બેસે છે : નમેલા ખભા,
ચહેરા પર ઊંડા ચાસ,
આંખો એકસાથે નિર્ભીક, શોધતી, માયાળુ,
મસ્તિષ્ક ઠંડું-અગ્નિઝરતા શબ્દોનું ઉદ્‌ભવસ્થાન.

તમે કદી એને બોલતા સાંભળ્યા છે ?
એ શબ્દો ઉચ્ચારતા નથી.
ભૂખથી ભરખાતી વિરાટ પ્રજાના
હિજરાતા આત્માની તાકાતને એ એકત્રિત કરે છે,
અને એનું લોખંડી કટ્ટર વ્યક્તિત્વ
એમાંથી નિપજાવે છે શબ્દપંખાળાં શસ્ત્ર.
ગંધાતા દુરિત પ્રતિ
ધારદાર શબ્દોના ઘા કરવામાં એ રાચે છે.
પણ હમણાં હમણાં તો એની આત્માની ગોફણમાંથી
છૂટે છે-શબ્દ નહીં, પણ તાતી સંકલ્પશક્તિ.

એના શબ્દો શબ્દો નથી, કાર્યો છે.

## सरदार : □ उमाशंकर जोशी □ जशवंती दवे

(गुजराती काव्यम्)

चरणे चरणं निवेश्य सः उपविशति : नतौ अंसौ,
मुखे नताः रेखा :,
नयने समम् एव निर्भीके, अन्वीक्षमाणे, स्निग्धे च,
मस्तकं शीतलम् – अग्निकणसदृशानां शब्दानाम् उद्‌भवस्थानम्।

वदन्तम् एनं कदापि अश्रुणुत किम् ?
सः शब्दान् न उच्चारयति।
क्षुधाक्षुन्नानाम् अगणितजनानां
पीडितात्मनां बलं संचिनोति,
अपि च तस्य अयोमयं सुदृढं व्यक्तित्वं
निष्पादयति तस्मात् शब्दात्मकानि अस्त्राणि
पूतिगंधं दुरितं प्रति
तीक्ष्णशब्दास्त्राणां प्रहारकरणे प्रसीदति सः।
किन्तु एषु दिनेषु तस्य आत्मनः सृगात्
निर्गच्छन्ति – न शब्दाः, अपि तु तीक्ष्णा संकल्पशक्तिः।

तस्य शब्दाः न तु शब्दमात्रम् अपि तु अनुष्ठानम्।

## અલખની આંખો □ અક્ષય જોષી

એમની દૃષ્ટિ આપણને આલિંગતી, છતાં આરપાર, સટાક્ કરી ઊડી જાય.
ક્યારેક તેમાં જગતછાયો વિષાદ ડોકાય-
કોઈ ઊર્ધ્વલોકમાં વસનારા અવધૂતનો દરિયાઈ-આકાશી વિષાદ.
સહસા, હાસ્યસરવાણી ચમકી ઊઠે, ઊભરાઈ જાય, ઢોળાઈ જાય, આપણા પરે.
વાતવાતમાં આંખો મંડાઈ જાય ગોકુળ પર, નદિયા પર-
ખોળિયું પડી રહે નિશ્ચેષ્ટ, ને શીતળ આંસુમાં રાધા દડી પડે બહાર.
વાતોની રમઝટ જામે ક્યારેક, કોજાગરી પાંડિત્યની આંખોમાં ખીલી ઊઠે,
વિચારતંતુ ઝીણા ઝીણા અજવાળી દે-રસહેલી ઊડવે.
અનૃતના અણસાર માત્રે, ક્યારેક જ, આંખો પહેલા બને સાવજ,
પછી જવાળામુખી-વિશ્વલયની રક્તિમ જવાળાઓ ઘેરાઈ વળે.
દુખિયાની પૃચ્છામાં, બીજી પળે, આંખો જ જાણે પસવારતી, બુચકારતી.
ક્યારેક આંખો ટાઢી થઈ મૂંગીમૂંગી કહી દેતી-"મને બધું જ ખબર છે."
કોઈ પ્રણમે, લળી પડે, ને નવોઢા આંખો ઉચાળા ભરી ચાલતી થાય !
ક્વચિત્ રચાતો દૃષ્ટિસંગમ-
કાળ ઓગળી જાય, જન્માંતરો સહેલ્યાં કરે, ડોલ્યાં કરે ઓ.... સામે.
ઓરડો છોડતાં, પટ્ કરી આંગળી પકડી ચાલવા માંડે આંખોસ્તો.

દશરથિયું* રોયા કરે રાતભર- આ આંખો મારી આંખ લૂએ.
સઢમાં પવન ભરાય-આ આંખો મને અનહદમાં તાણી જાય.
સાગરશિશુ રોજ નવાં ચિત્તર દોરે-આંખો કહે, 'ભૂંસાઈ જાઓ,
ભૂંસાઈ જાઓ !'
...કાશતળે સૂતો હોઉં, ને પલકમાં, આ આંખો તનપતંગને ઉડાડી દિયે.
...તરમાં બેઠો હોઉં, ને અકારણે, કણકણમાં ફૂંકી દે પરમતૃપ્તિ.
જગતચૉકમાં ફરતો હોઉં, રહસ્યો ખોલી દે અવનવાં, ઉદ્યાન રચી દે આનંદનાં.
આ તે વળી કોની આંખો ? પ્રભુસુરામત્ત કે ભક્તજનની ? કે કમલનયન
પ્રભુની ?

* રામના વનવાસ પછી દશરથ રાજાએ જે ક્રંદન કરેલું તેને યાદ અપાવતું, રાત્રે અત્યંત કરુણ હૃદયભેદક ટહુકાર કરતું પક્ષી. અં. Nightjar

ના, ના, આ તો મારી માની આંખો, જગજ્જનનીની આંખો-
વત્સલ, આલિંગતી, હૈયાની શય્યામાં નિત્ય રમ્યા કરતી.

## મેઘાણીની એક તસવીર નિહાળતાં.....

□ ભાનુપ્રસાદ પંડ્યા

મિજાજ નિજ ભોમનો અસલી સ્હોય સાફામહીં
ચપોચપ, છતાં અટંકી નરશાં ન બંધાય આ
ધસે ઊભરી ઓડિયાં ! નીરખું ઘેઘૂરાં લોચને
નિબદ્ધ વન, પ્હાડ ને ઘૂઘવતાં નદી-વોંકળાં,
અનેક ગઢ-કાંગરા, જનપદો, ટીંબા, નેસડા !
અને અરધ-ઊઘડયા ઉભય હોઠથી શું અહીં
બુલંદ, જલઘોષ શી ધસતી વાણી વ્હેતી થઇ ?
સૂણું ડણક સાદુળી* - ઘડીક એકતારો વળી !
ભલું સુહત ચોકડી સહિત ખાદીનું ઝકીટ,
રહી સળવળી તળે અચલ ટેક, ન્યોચ્છાવરી,
અખૂટ જનપ્રેમ ને વિરલ ત્યાગ, જિન્દાદિલી
તણી ધડકનો - ચહે ત્વરિત લેખણે મ્હોરવા!
તમે જિગર સીંચતાં શબદકોડિયાં પેટવ્યાં,
બુઝાય નહિ કાળની પ્રબળ ફૂંકથી બૂઝવ્યાં !

* સાદુળી - ગિરમાં સાદુળી સિંહ થાય છે તેની ગર્જના

# પ્રિય દોસ્ત જગદીશને - માણસભૂખ્યા માણસને...

□ સુરેશ દલાલ

કયારેક રોષ ચડે છે, કયારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

જેની એક એક પાંદડીમાં પાતાળ પ્રકટયું હતું,
એવી બીજમાંથી ફૂટેલી ડાળને કોણે કાપી નાખી ?
મૃત્યુ એક મોટો કુહાડો લઈને લાલચોળ આંખથી
કયારનું ઊભું'તું અને કહ્યા કરતું'તું
કે ગુજરાતી કવિતાના આંગણમાં એક ગુલમહોરનું ઝાડ છે :
એને હું કાપીશ, કાપીશ, ને કાપીશ,
કયારેક ઈશ્વર પર રોષ ચડે છે, કયારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

તેં લખ્યું હતું કે
'અણગમતું આયખું લઈ લ્યોને, નાથ !
મને ગનગમતી સાંજ એક આપો :
કે કયારનો મૃગજળમાં ઝૂરતો તરાપો...'*
૨૧મી સપ્ટેમ્બરની સાંજ :
એ શું તારી મનગમતી સાંજ હતી, જગદીશ ?
પગની ઠેસ ઝંખતા એકલા હીંચકાને જોઈને
હવે તને કોણ યાદ આવે છે, જગદીશ ?
કયારેક રોષ ચડે છે, કયારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !
એકવીસ દિવસથી સિવાઈ ગયેલા તારા હોઠમાં
આપણા બધાની વેદનાને મુઠ્ઠીમાં લઈને,
મૃત્યુ તારી સોડમાં સૂતું'તું :
બધાએ ઝંખ્યું -એકાદ વાર પણ તારી વાચા ઊઘડે,

* જોષી જગદીશ, વમળનાં વન, ૧૯૭૬, પૃ. ૯૫

આંખોમાં ઓળખ આવે
પણ મરણ તો
ડૉક્ટર્સના ઉપચારને, પ્રેમને, સેવાને, પ્રાર્થનાને કહ્યા જ કરતું
હું જીતીશ, હું જીતીશ : અંતે તો હું જીતીશ.
ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

તેં જીવતેજીવત તારી ઉત્તરક્રિયાનું કાવ્ય કર્યું :

"તળિયે નાવ ડૂબે એમ હું મારી શય્યામાં શમતો જાઉં છું.
હોઠ ખોલ્યા વિના ડૉક્ટરે કહેવું પડશે 'હવે... આમાં કાંઈ નથી.'
પછી-થોડાંક આંસુ, થોડાંક હીબકાં, થોડાક ફોન, થોડાક માણસો.
મારે અહીંથી જવું નથી, પણ ગયા વિના છૂટકો નથી.
શરીર અને જીવનો આમ પણ ક્યાં મેળ મળ્યો'તો ?
પહેલાં હું શરીરનું કહ્યું માનતો ન'તો અને હવે શરીર...

શરીર હવે સાવ ઉદાસીન થઈ ગયું છે-આગથી ને આંસુથી...
ભડભડ બળતી ચિતા પાસે માણસો વાતો કરતા હશે,
પણ બહેરા કાનથી સંભળાશે નહીં, સ્મશાનમાં પ્રવેશતાં જ
મંદિર આવશે પણ મને દેખાશે નહીં અને હાથ જોડાશે નહીં.
સ્મશાનની બહાર વહી જતાં વાહનોની ભીડને કાયમને માટે
ક્રૉસ કરીને આવ્યો છું.....
છાપામાં યુદ્ધના, ખૂનના, વિમાન પડવાના, આગના સમાચાર હશે :
પણ, એથી શું ? મારું પાંચ માળનું મકાન થોડીક જ વારમાં
ભસ્મીભૂત થઈ જશે.
અને એની નોંધ છાપામાં 'ન્યૂઝ વૅલ્યુ' વિનાની."*
અમને ક્યાં ખબર હતી
કે લાગણીની લીલીછમ વાડીને આમ એક જ ઝટકારે વેડીશ ?

હવે કેવળ
ખોબામાં રહ્યાં છે નહીં સારેલાં આંસુ,
અને હોઠ પર રહી છે નહીં પાડેલી ચીસ.
ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

* જોષી જગદીશ, વમળનાં વન, ૧૯૭૬, પૃ. ૧૫૬.

## પ્રિયકાન્તને □ રાજેન્દ્ર શાહ

તારી દગે પથ વસ્યો થઈ કૃષ્ણરૂપ,
રાંધા સ્વરૂપ ધરતી પગલી પડી તે;
તેં નીરખ્યું યુગલ-ક્રીડન સર્વ રીતે,
શીળી સમીર લહરી સહ રૌદ્ર ધૂપ.

ને જન્મ-મૃત્યુ સમ સંનિધિ દૂરતાની
લીલા તને ગમતી આર્તિ અને પ્રમોદ
દેનાર, રાસ મહીં ઉત્તમ ભાવબોધ
નાણંત ગોપલલના તું હિ, તું જ દાણી.

હે બંધુ ! કુંજ મહીં આપણું વેણુગાન,
આદાન એ જ ઉરનું ઉરને પ્રદાન.

## એક ઋણગાન
□ દિલીપ ચિત્રે
□ જયા મહેતા

(મરાઠી)

પુરુષોત્તમ શિવરામ રેગેને
(૧૮ ફેબ્રુઆરી ૧૯૭૮)

મુખ્યાર્થ ગયો; ધ્વન્યાર્થ ચિરાયુ થાઓ.
વિરલ પોત પાષાણના ચહેરા પરનું
પાણી પારદર્શક રહો.
તમારા કાળાભમ્મર ચહેરા નીચેનો
પ્રકાશ નિશ્ચલ રહો.
મુખ્યાર્થ ગયો; ધ્વન્યાર્થ ચિરાયુ થાઓ.

તમારી છીણી જ જુદી હતી,
જેણે ખુલ્લા આકાશમાં
ખોદ્યાં અનેકસ્તરી આષાઢ;
પાણીમાં ઊપસી ગુફા,
તમારા પારદર્શક શિલ્પનો
કિલ્લેબંધ અંદાજ એવો જ ગૂઢ રહો.
મુખ્યાર્થ ગયો; ધ્વન્યાર્થ ચિરાયુ થાઓ.

## રાજેન્દ્રને* □ નલિન રાવળ

આ વિશ્વના સંચલને વિમુગ્ધ
કવિ !
કયું તત્ત્વ નિહાળ્યું પૂર્ણ ?
કે
ગાન ગાતાં ન વિરમો લગીર.
વિવર્ત આ જે ઘટમાળ
તેમાં
વસંતનું ચુંબન પામી ફૂલ,
ખીલે ન ખીલે તહીં તો ખરી જતું
આકાશમાં મેઘધનુની લીલા,
ઊગે ન ઊગે તહીં આથમી જતી.
રહસ્યનું આ પૂતળું મનુષ્ય
હરેફરે સ્હેજ, ઊંઘ ઓઢી લેતું.
વહી જતું સુંદર સર્વ તેમ.
કવિ !
તમે સુંદર સારવી લઈ,
નિત્યત્વ અર્પી કીધ ગૌરવાન્વિત.
ધ્વનિ મહીં સંમુદ
હે કવિ તમે
કથા કહી આ ધરતીની અદ્‌ભુત
તમે કર્યું એ સ્ફુટ
હે કવિ !
કે
મનુષ્યની, વિશ્વની, ભૂત-ભાવિની
અનન્ય આ રમ્ય કવિતા-કલાની
રક્ષા પ્રતિષ્ઠા કવિહાથથી થતી.

* એમના ૫૦મા જન્મદિન પ્રસંગે

## □ મકરંદ દવે

'કિસમ કિસમનાં અત્તર,
લો જી, કિસમ કિસમનાં અત્તર.

બંબઈસે અત્તરિયો આયો,
લાયો સુગંધ સત્તર-
લો જી, કિસમ કિસમનાં અત્તર.
ગુલાબ, જૂઈ ચમેલી, હીના,
બાબુ, ખૂશ્બૂદાર પસીના
હો જાએ, ના કુચ્છ કમીના,
મહક મહક લહરાયે કપડા
રેશમ હો યા ખદ્દર-
લો જી, કિસમ કિસમનાં અત્તર.

લો, આ ચીજ, લગાઓ ફાયો,
હાં, તો બાત કરો ! મન ભાયો ?
અજી, વાહ, મુખડો મલકાયો !
જ્યાં જાશો ત્યાં પડશે જનાબ,
અપનો રૂઆબ જબ્બર-
લો જી, કિસમ કિસમનાં અત્તર.

અચ્છા, લઉં સામાન સમેટી,
ખભે લઈ સુખડની પેટી,
ચલું, મજલ છે મારી છેટી,

સલામ ! સાહબ, તમ પર હો,
ખુશહાલ ખુદાનું છત્તર-
લો જી, કિસમ કિસમનાં અત્તર.'

## બંગબંધુ મુજીબ □ ઉમાશંકર જોશી

૧
વચ્ચે દીવાલ, પેલી બાજુ
થડ્ થડ્ થડ્-
ઘોરખોદુના તીકમનો અવાજ...
કારાવાસ - કોટડી છોડી
ગમે ત્યારે સૂવાનું એ માટી નીચે
ધરતીમાં હૂંફમાં.

૨
'તમે છૂટા છો. લો, આ હાથ-રેડિયો.'
'રવીન્દ્ર-સંગીત જરી સુણી લઉં.'

૩
ઢાકા ! બેનમૂન ઢાકા !
નીચે માનવ મહાસાગર આશાઅધીર
ચંચલ ઊછળતો.
વિમાન જરી ભલે ચકરાવા લે.
આ આંખો કેમે ના તૃપ્તિ પામે
સોનાર બાંગ્લાની ઝાંખી કરતાં
મૃત્યુની પેલી પારથી આવેલા
આ માનવીની આંખો.

૪
દસપંદર લાખ માનવી,
મધ્યમાં એક જણ - આશાબિન્દુ;
દસપંદર માનવીના પરિવાર આગળ જેમ
કુટુંબનો કોઈ વડો આવી
વીતકની રાતની વાત માંડે.
દસપંદર લાખ હૈયાંમાંથી
વિરાટ એક હીબકું ઊઠે.
દસપંદર લાખ ચહેરા પર
એકાએક આશાની અરુણાઈ ચમકી ઊઠે.
એક નૂતન રાષ્ટ્રનો દેદીપ્યમાન
આકાર ઊઘડે.
રાષ્ટ્રપિતા પામી ધરતી ધન્ય બને,
'બંગબંધુર જય !'
'બાંગ્લાદેશેર જય !'

૫
૧૫મી ઑગસ્ટ '૭૫ના વહેલા પરોઢિયે...
લાખોની કતલની બેવકૂફી ગાનાર બેન
જોન બાયેઝ, તારું ફરી ગા કરુણ ગીત :
'બાંગ્લા દેશ ! બાંગ્લા દેશ !
એની એ પુરાણી વાત
તાજી કરે બાંગ્લા દેશ !'

ઘટનાઓનાં પૂરનાં વમળો,
સંજોગોએ - વિરોધીઓએ - કંઈક પોતેય પ્રેરેલાં
ઘૂમરાતાં વમળો ગ્રસી જાય...
રેખાયે ન રહે...
ઇતિહાસ મોં સંતાડે-
ન અર્ધી કાઠીએ ધ્વજ સ્વદેશે-વિદેશે.
રહે તોય વીર છવિ
રાષ્ટ્રપ્રસૂતિની ક્ષણે અપલક આંખે જાગી
મૃત્યુના થડકારા ગણી રહેલી
થડ્ થડ્ થડ્

## મુકેશ તું ક્યાં છે □ હસરત જયપુરી □ સુશી દલાલ

"જે નથી મળી કોઈ પણ સાજમાં
એવી ખૂબી હતી તારા અવાજમાં."
હે દોસ્ત, તું ક્યાં છે ?
આવાજ દે જહાં હૈ
જ્યારે જ્યારે ઑગસ્ટ આવે
આવે છે યાદ તારી
આંસુના કાફલાઓ લાવે છે યાદ તારી
તું પણ હતો મારો સાથી
તું પણ ચાલ્યો ગયો છે
નગ્મા પર આજ મારા આંધી છવાઈ ગઈ છે
હે દોસ્ત, તું ક્યાં છે ?
એ ગીત ઉદાસ ઘાયલ તને પુકારતા રહે
યાદોનાં તીર મારા દિલમાં ખૂંપી રહ્યાં છે
ગીત તારાં સાંભળીને વધતો રહે અજંપો
તું આવે કે ન આવે હું રાહ તારી જોઉં
હે દોસ્ત, તું ક્યાં છે ?

આ દિલની ધડકનો તો કેવળ તને પુકારે
ફરી આવ ગીત ગાવા તડપન તને પુકારે
ગાયક તો છે બીજા પણ : તારા જેવો ક્યાંથી લઉં
આ પ્યાર, આ મહોબત, તારા જેવી ક્યાંથી પામું
હે દોસ્ત, તું ક્યાં છે ?
તારા મધુર સાદે દિલ સૌનાં લઈ લીધાં'તાં
તારી અદા અદાએ દિલ સૌનાં લઈ લીધાં'તાં
અવાજનો ફરિસ્તો, એ પ્રેમનો ફરિસ્તો
હસરતને તારી સાથે આજે પણ પ્રેમ-રિશ્તો
હે દોસ્ત, તું ક્યાં છે ?

## શ્રીકૃષ્ણને □ સુરેશ દલાલ

સદીઓની સદીઓથી
તમે અમારી સાથે ચાલ્યા છો શ્યામ
અમે ચાલી શકીએ એટલા માટે
તમે અમારે માટે
સૂરની કેડી કંડારી આપી.
તમે જીવ્યા પૂર્ણપણે
અમને અપૂર્ણને ખ્યાલ આપવા માટે
કે માણસમાત્રને માટે પૂર્ણતા દૂર નથી
તમે જીવ્યા મનુષ્ય તરીકે
સાવ સામાન્ય મનુષ્ય તરીકે
નર્યા આનંદના અવતાર થઈને.

તમે જીવનમાં કશાયની ઉપેક્ષા ન કરી
વૃંદાવનની કૂંજ અને કુરુક્ષેત્ર
બંનેને સ્વીકાર્યાં.
રાધાને સ્વીકારી
પણ કુબ્જાને નકારી નહીં.
મોરપિચ્છ, વાંસળી અને સુદર્શન
જાણે કે સત્ત્વ, રજસ અને તમસ્
આ ત્રણે ગુણોથી ભર્યાભર્યા
અને ત્રણે ગુણોની પાર
તમે સદા રહ્યા.
તમે યશોદાને મુખમાં બ્રહ્માંડ દેખાડયું
અને અર્જુનને યુદ્ધમાં વિશ્વરૂપ દર્શન.

તમારી જિંદગી એટલે
યમુનાનો વહેતો અનંત પ્રવાહ
તમે ગોપીઓનું ચીરહરણ કર્યું
અને દ્રૌપદીનાં ચીર પૂર્યાં
જાણે એમ કહેવા માગતા ન હો
કે એને જ ચીર હરવાનો અધિકાર છે,
જે અત્યંત વિકટ ક્ષણે ચીર પૂરવાનો
પુરુષાર્થ કરી શકે.
તમે સુદામાના મિત્ર
અને પ્રિય અર્જુનના પાર્થસખા.
તમે સ્વયં બ્રહ્મ - બ્રાહ્મણ.
બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચે
તમે વિરલ સમતુલા સાચવી.
તમે રાજવી
પણ મુગટ મોરપિચ્છનો.
સંકેત માત્ર આટલો જ
કે સત્તા ભલે હોય
પણ સત્તાની મહત્તા ન હોય.
સત્તા તો એને કહેવાય
જેમાં મોરપિચ્છનો રંગ હોય
અને મોરપિચ્છની હળવાશ હોય.

જીવનની એક એક પળ ગોપી છે
અને સ્વયં જીવન લયબદ્ધ રાસ.
તમે જીવનમાં કેટલીયે વાર
ઝેરનો મુકાબલો કર્યો
અને અમને આપ્યો
અ-મૃતનો સહવાસ
પછી પૂતના હોય
કે કાલીનાગ હોય
તમારો તો એક જ રાગ - સૂરનો.
વાંસળીના છિદ્રમાંથી વહેતા

તમારા શ્વાસે ગોપીઓનાં હૃદય વીંધ્યાં
અને એમને જોડયાં અનંત આકાશ સાથે.

દૈત્યને કારણે
પૃથ્વીએ જ્યારે ગાયનું સ્વરૂપ લીધું
અને ઝંખના કરી તમારા જન્મ માટે
ત્યારે તમે જન્મ્યા ગો-પાલ તરીકે
અને ગો-વર્ધન કર્યું,
તમે સંસારના ગોવર્ધનને
ટચલી આંગળીએ તોળ્યો
અને જીવને ઝબકોળ્યો
યમુનાના જળમાં.
તમે બધા જ ચીલાને ઓળંગીને
પ્રગટ કરી તમારી જીવનલીલા.
તમે એટલે
સત્ ચિત્ અને આનંદનો આવિષ્કાર.

સુખ અને દુ:ખ
એ તો શેતરંજનાં પ્યાદાં છે.
તમે સુખદુ:ખથી પર રહ્યા
અને આનંદને ઓળખ્યો.
પૃથ્વી ભલે સુખદુ:ખની શતરંજ રહી
પણ આકાશ તો એક જ
અને તે આનંદનું.

## બિલ્વમંગલ □ રાજેન્દ્ર શાહ

તને ન કાંઈ પ્રતિકૂલ થૈ રહ્યું,
અંધારને પૂર વહંત વસ્તુનો
ગળી ગયો ભેદ ભુજંગ-રજજુનો;
તેં લક્ષ્યને કેવલ નેત્રમાં લહ્યું.

એ અંધ દૃષ્ટિ તવ, બિલ્વમંગલ!
કનાઈના વૈભવનું નિરીક્ષણ
કરે અને ભર્ગનું તે, પ્રતિક્ષણ
સૂર સ્ફૂરંતું પ્રતિબિંબ નિર્મલ.

અમારી ખુલ્લી દગ જે ન દેખતી,
ઝાંખી કરી એની શી ધન્ય કૈં થતી!

□ સુરેશ દલાલ

હરીન્દ્ર
તારી કવિતા અને તને
બંનેને ચાહ્યાં છે મેં, અને
આજે જ્યારે હું આપું છું
તારો અને તારી કવિતાનો પરિચય
ત્યારે શોધું છું શબ્દ, શોધું છું લય
(ક્યાં છે એ ૧૯૫૩ની આસપાસની વય ?)
આજે ૧૯૮૭.....
૫૩ અને ૮૭ની વચ્ચે
કેટલોયે વહી ગયો સમય.....
અને છતાંય
કશું જ નથી વહી ગયું.
મૈત્રી તો એવી જ--
સવારના પ્હોરમાં
તાજા ફૂટ્યા ઝાકળભીંજ્યા ફૂલ જેવી--
આમ તો
તારા અને મારા સ્વભાવમાં
આસમાન-જમીનનો ફેર.
તું ઓછાબોલો
હું આખાબોલો.
તું કોઈને નારાજ ન કરે
અને હું મને નારાજ ન કરું
અને છતાંય
આપણે ક્યાં રાજી છીએ
આ જગતના તંત્રથી ?
કશુંક ખૂટતું લાગે છે
સાચું ઓછું છે

ને ઘણું જૂઠું લાગે છે.
તું, બધું જ હોવા છતાં
ભીતરથી દુઃખી છે
અને હું પણ
છાતી પર હાથ મૂકીને
એવું તો નહીં જ કહી શકું
કે હું સુખી છું.

સફળતાના વાઘા પ્હેરનારા માણસો
સુખી દેખાય છે
સુખી હોતા નથી.
સમાજની અદબ રાખીને
જાહેરમાં રોતા નથી.
અને એટલી સમજ તો આપણને છે
કે આંસુ પણ
પ્રેમ અને ધર્મ જેવા
અંગત જ હોવાં જોઇએ.

તારા શબ્દો
ગોપીની આંખ લઇને
શ્યામને શોધ્યા કરે છે
અને શ્યામ મળતો નથી ત્યારે
લયની કુંજગલનમાં
ગુંજ્યા કરે છે :
"ફૂલ કહે ભમરાને, ભમરો વાત વહે ગુંજનમાં
--માધવ ક્યાંય નથી મધુવનમાં"
આપણને સૌને 'નથી'ની પ્રતીતિ છે
--પણ એ અધૂરી છે, અપૂર્ણ છે.
'નથી'ની પ્રતીતિ પૂર્ણ થશે
ત્યારે ક્યાંક ને ક્યાંક

આપણી આસપાસ
આપણા શ્વાસમાં જે હશે
તે કૃષ્ણ જ હશે.

આ પૃથ્વી પર
આવતાં આવતાં
તેં જરૂર દયારામ સાથે
હાથ મિલાવ્યો હશે--

નહીંતર તને આવું
મોગરાના ફૂલ જેવું ગીત ક્યાંથી ફૂટે ?
"એ જ મરમીનું મોહભર્યું સ્મિત
        એ જ આછકલે વેણ દાણ માગતા રે
મેં તો ખણી જોયા ગોરા ગોરા ગાલ
        શ્યામ શમણે મળ્યા કે મળ્યા જાગતા રે."

તું ગઝલનો માણસ
        ને ગઝલમાં મારું ગજું નહીં
ને મારી કવિતા કહ્યા કરે :
        કે હું હરીન્દ્રની કવિતા જેવા
નાજુક, સોળ શણગાર સજું નહીં.
તું ગુરુદત્તનો ઘાયલ :
'કભી આર, કભી પાર
        લગા તીરે નજર--'
આવું કશુંક તું સાંભળે
અને સરોવરમાંથી અપ્સરા પ્રકટે
એવું પ્રકટી ઊઠે ગીત :
"સોળ સજી શણગાર, ગયા જ્યાં જરીક ઘરની બહાર
        અમોને નજરું લાગી
બે પાંપણની વચ્ચેથી એક સરકી આવી સાપણ
        ડંખી ગઈ વરણાગી."

આમ તો તું સૌની સાથે
છતાંયે સૌથી દૂર
તું પ્રેમનો કવિ
પણ તારા પ્રત્યે તું ક્રૂર :
તારી આત્મકથા, વ્યથા
તારી જ પંક્તિમાં :
"મેળો છે એવો મોટો કે મેળાનો થાક છે."
"મારી જો શીખ લ્યો તો મુલાયમ થશો નહીં
રહીને સુંવાળા સૌને દુભાવ્યાનો થાક છે."
પ્રિયતમાનું સંવનન કરતો હોય એમ
તું મૃત્યુનું પણ સંવનન કરે
મૃત્યુ તારું માને નહીં
અને અમારા ભાગ્યનું જતન કરે
હૉસ્પિટલની ધોળી દીવાલમાં
તું મૃત્યુને લઇ ગયો
ત્યારે મૃત્યુએ તારી સેવા કરી
નર્સની જેમ.
તું મૃત્યુનો મજનુ ભલે રહ્યો
પણ મૃત્યુ એ તારી લયલા નથી
આ વાત
તારે વરસો પહેલાં સમજી લેવા જેવી હતી
તારા જેવા માણસે
પરણવું ન જોઇએ--
--મૃત્યુ સાથે, મરણવું ન જોઇએ
દિલ્હીના ઍરપોર્ટ પર બેઠા બેઠા
આ હું લખી રહ્યો છું
ફ્લાઇટ લેઇટ છે
થોડી વારમાં સિક્યૂરિટી લોન્જમાં જઇશ

અને રાહ જોઇશ--
કે ગરુડે ચડીને ક્યારે આવશે ગિરિધારી ?

જ્યારે ગરુડે ચડીને ગિરિધારી આવશે
ત્યારે ઍરપોર્ટના ભેદ નહીં રહે
એ આપણને એવા મથક પર લઇ જશે
જ્યાંથી આપણે નાહી ધોઇને
સવારની વહેલી ફ્લાઇટમાં નીકળી પડશું
અને ફરી પાછા અહીં આવશું
ગુજરાતી કવિતાની કુંજગલનમાં.
આમ જ ચાલ્યા કરશે આપણી આવનજાવન
ફરી અજાણ્યા થઇશું અને એ જ સંબંધ પુરાતન.

તું કવિતા લખજે
અને હું તારી 'હયાતી'નુ સંપાદન કરીશ
ફરી પાછો આપીશ તારો અને તારી કવિતાનો પરિચય
N. C. P. A.માં કાન્તિ મડિયા
અને શ્રોતાઓની સાક્ષીએ
અને ફરી પાછો કહીશ--
કેટલોયે વહી ગયો સમય
અને છતાંય
કશું જ નથી વહી ગયું.....
તારી કવિતા તો એવી જ--
સવારના પ્હોરમાં
તાજા ફૂટ્યા ઝાકળભીંજ્યાં ફૂલ જેવી,

--મૈત્રી જેવી.

## સિગમંડ ફ્રૉઈડની સ્મૃતિમાં □ ઑડન □ વાડીલાલ ડગલી
(અવસાન : સપ્ટેમ્બર, ૧૯૩૯)

જેમનો શોક કરવાનો રહેશે એવા જ્યારે આટઆટલા માણસો હોય,
શોકને જ્યારે આવી જાહેર વસ્તુ બનાવી દેવામાં આવી હોય,
અને આખા યુગની આલોચના સામે
આપણા અંતરાત્મા અને યાતનાની ક્ષણિકતાને ઉઘાડી ધરવામાં આવી હોય,

ત્યારે કોને વિષે બોલીશું ? કારણ કે રોજ તેઓ વિદાય લે છે
આપણી વચ્ચેથી, જેઓ આપણું કંઈક ભલું કરતા હતા,
જેઓ જાણતા હતા કે તે હંમેશાં અપૂરતું જ હતું,
પરંતુ જીવવા દ્વારા લગીર વધુ સારું થઈ શકશે એવી જેઓ ઉમેદ ધરાવતા.

આવા હતા આ ડૉક્ટર : એંશીમે વર્ષે પણ તે તો
આપણા જીવન વિશે વિચાર કરવા ઇચ્છતા,
જેની અવ્યવસ્થામાંથી કેટલાંય તે સત્યાભાસી નવાં નવાં ભાવીઓ
ધમકીઓ કે ખુશામત દ્વારા આપણને આજ્ઞાંકિત બનાવવા ચાહે છે

પણ તેમની ઇચ્છા બર ન થવા દેવાઈ :
એકઠાં થયેલાં, મૂંઝાયેલાં, આપણા મરવાની ઈર્ષ્યા કરતાં
સગાંવહાલાંના, અને એવી સમસ્યાઓના, આપણ સૌને સામાન્ય એવા,
તે અંતિમ ચિત્ર પર તેમણે પોતાની આંખો બંધ કરી દીધી.

કેમકે છેક છેલ્લી ઘડી સુધીય તે એમની આસપાસ હતા
તેઓ, જેમને તેમણે તપાસ્યાય હતા - રાત્રિની પશુસૃષ્ટિ,
અને તેમની સ્વીકૃતિના ઝળહળતા વર્તુલમાં
પ્રવેશવા મળે તેની રાહ જોતા ઓછાયા

બીજે વળ્યા, નિરાશાભર્યા, કેમકે તે તો
પોતાના જીવનરસના વિષયમાંથી વિછોડાયા હતા
માટીમાં ફરી ભળી જવા; લંડનમાં,
એક મહિમાવંત યહૂદી, જે દેશવટે અવસાન પામ્યા.

માત્ર ધિક્કાર રાજી થયો એ આશાએ
કે હવે તેનો ધંધો વધશે, અને રાજી થયા ધિક્કારના મલિન ઘરાકો
જે માને છે કે ખૂનો કરવાથી અને બગીચાઓમાં
અસ્થિ પાથરવાથી પોતે સાજા થઈ શકશે.

આવા લોકો હવે જીવે છે પણ એ દુનિયામાં
જેને ખોટા વસવસા વિના ભૂતકાળમાં કેવળ નજર ફેરવીને તેમણે પલટી;
તેમણે માત્ર આટલું જ કર્યું :
વૃદ્ધોની જેમ યાદ કરવું; બાળકોની જેમ પ્રામાણિક થવું

એ જરાય ચતુર નહોતા : તેમણે સુખહીણા વર્તમાનને
ભૂતકાળનો પાઠ કરવાનું કેવળ કહ્યું,
કાવ્યના પાઠની જેમ વહેલોમોડો જે
એક પંક્તિ પાસે થોથવાય.

જ્યાં ઘણા સમય પહેલાં આરોપનામાની શરૂઆત થઈ હતી;
અને એકાએક તેમને સમજાયું કે કોણે વર્તમાનનો ન્યાય તોળ્યો હતો
અને સમજાયું કે જીવન કેટલું સમૃદ્ધ હતું અને કેટલું મૂર્ખામીભર્યું
અને પોતે ક્ષમા પામ્યા જીવનને હાથે અને વધુ નમ્ર બન્યા

પોતે સમર્થ બન્યા ભાવિને એક મિત્ર તરીકે મળવા
બહાનાંઓનાં ઢગલાબંધ કપડાં વિના,
સદાચારના નિયત પહેરા વિના
કે મૂંઝવે એવા, વધુપડતા પરિચિત, હાવભાવ વિના.

કોઈ આશ્ચર્ય નહીં, જો તેમની ડગમગાવવાની રીતમાં
અહંતાની પ્રાચીન સંસ્કૃતિઓએ આગોતરાં નિહાળ્યાં હોય
રાજાઓનાં પતન અને કડડભૂસ થતી
તેમની હતાશાની નફાખોર રચનાઓ;

તેને સફળતા મળે, વાહ, તો તો એકવિધ જીવન
અશક્ય બની જાય,
એક શિલા-આકાર રાજ્યસત્તાના ટુકડા થાય

અને વેર વસૂલ કરનારાઓ વચ્ચેનો સહકાર અટકાવી શકાય.

અલબત્ત, તેઓ સૌ પ્રભુને પોકારતા રહ્યા; પણ ડૉક્ટર તો તેમને માર્ગે જ ગયા.

દાન્તેની જેમ સાવ નીચે પાપી લોકોની વચ્ચે, નીચે
જ્યાં બદબૂભરી નીકોમાં ઘવાયેલા લોકો
તરછોડાયેલાઓનું કદરૂપું જીવન જીવે છે,

અને એમણે આપણને બતાવ્યું કે દુરિત શું છે; નહીં કે, આપણે ધાર્યું હતું તેમ
શિક્ષાપાત્ર કર્મો,- પરંતુ આપણી શ્રદ્ધાશૂન્યતા,
નકારાત્મકતાનો આપણો અપ્રામાણિક મિજાજ,
સિતમગરની દુન્યવી લાલસા.

આપખુદ વલણ - પિતૃત્વની કડકાઈ,
જેનો એમને અવિશ્વાસ હતો -
તે જો થોડાંય તે હજુ તેમના વિચારો અને આચારોને વળગી રહ્યાં હોય,
તો તે તો હતો રક્ષણાત્મક આભાસ તેમને માટે,

જેઓ લાંબા સમય સુધી દુશ્મનોની વચ્ચે જીવ્યા હતા.
જો ઘણી વાર તે ખોટા પડતા, અને ક્યારેક વાહિયાત લાગતા;
તોપણ આપણે માટે એ હવે એક વ્યક્તિ રહ્યા નથી
પણ અભિપ્રાયની સમગ્ર આબોહવા બની ગયા છે,

જેની નીચે આપણે આપણાં ભિન્નભિન્ન જીવન ગુજારીએ છીએ :
હવામાનની જેમ તે કાં અડચણરૂપ થાય, કાં મદદરૂપ,
અભિમાની હજુ અભિમાની થઈ શકે છે, પણ એ થવું એને માટે સહેજ
વધુ વસમું બન્યું છે, અને સિતમગર

તેમને નભાવી લેશે પણ તેમની ઝાઝી પરવા કરશે નહીં.
શાંતપણે તે આપણી વિકાસની આદતોને વીંટળાઈ વળ્યા છે
અને ત્યાં સુધી વિસ્તરે છે, જ્યાં સુધી
દૂરદૂરની કંગાળ ઠકરાતના થાકેલા લોકો

કોઈ ફેરફાર તેમના હાડમાં અનુભવે ને ખુશખુશાલ થાય;

જ્યાં સુધી પોતાના નાનકડા રાજ્ય વિશે,
સ્વતંત્રતા હરાઈ ગઈ છે તેવા ઘર વિશે,
ભય અને ચિંતા જેનું મધુ છે એવા મધુપુટ વિશે

ભાગ્યવિહોણું શિશુ હવે વધુ શાંતિ અનુભવે છે અને કોઈ રીતેય નાસી છૂટવાની
ખાતરી પામે છે, જ્યારે આપણી અવહેલનાના ઘાસમાં પડી રહેવાને કારણે
લાંબા સમયથી વિસારે પડેલા અનેક પદાર્થો
તેમના નિરુત્સાહ નહીં બનતા પ્રકાશ દ્વારા પ્રગટ થતા

આપણને પાછા આવી મળે છે અને ફરી મૂલ્યાન બની જાય છે,-
અનેક પદાર્થો: મોટા થઈશું ત્યારે નહીં રમાય એમ ધારેલું તેવી રમતો
જેની સામે આપણી હસવાની હિંમત નહોતી તેવા નાના ઘોંઘાટો,
કોઈ ન જોતું હોય ત્યારે આપણે મોંના જે ચાળા કરતા તે.

પણ આથીય વધુ, આપણે માટે તેઓ પ્રાર્થતા. સ્વતંત્ર થવું
એટલે ઘણી વાર તો એકલવાયા થવું, તેઓ સાંધવા ચાહે
આપણી શુભાશયી ન્યાયવૃત્તિને કારણે
એકમાંથી તૂટેલા બે નાના-મોટા ભાગને,

નાના ભાગમાં જે ચબરાકપણું અને સંકલ્પશકિત છે
પણ જેનો ઉપયોગ એ માત્ર શુષ્ક વિવાદ માટે જ કરી શકે છે
તે મોટા ભાગને આપી દેવા તેઓ ચાહે, પાછી આપવા ચાહે
પુત્રને માતાની લાગણીની સમૃદ્ધિ.

પણ તેઓ ચાહે કે આપણે યાદ રાખીએ સૌથી વિશેષ તો
રાત્રિ અંગે ઉત્સાહ અનુભવવાનું,
વિસ્મયનું ભાન જે એ એકલી જ કરાવે છે
એટલા ખાતર નહીં, પણ એટલા સારુ પણ

કે રાતને આપણા પ્રેમની જરૂર છે : વિષાદભર્યાં વિશાળ
નેત્રોથી તેના ઉલ્લાસભર્યા જીવો ઊંચું જુએ છે
અને મૂંગાંમૂંગાં વીનવે છે આપણે તેમને પાછળ પાછળ આવવા કહીએ તે માટે.
દેશવટો ભોગવતા જીવો છે એ; એવા ભાવિ માટે તડપતા,

જે આપણી મૂઠીમાં છે. આ જીવો પણ રાજી થશે,
જો તેમને ડૉક્ટરની જેમ નવપ્રબોધનની સેવા કરવા-
અને 'જુડાસ!' કહી આપણે પોકારીએ તેય તે સહન કરવા - દેવામાં આવે,
જેમ ડૉક્ટરે સહન કર્યું અને સહુ નવપ્રબોધનના સેવકોએ સહન કરવું રહ્યું.

એક બુદ્ધિપૂત અવાજ મૂંગો થયો છે: જેને દિલથી ચાહતા હતા
તેની કબર પર લાગણીનો પરિવાર આંસુ સારે છે.
શોકમાં છે ઇરોસ - નગરોનો સ્થાપક,
ક્રંદન કરી રહી છે અરાજક ઍફ્રોડાઇટી.

## શિલ્પી હે ! □ ભાનુપ્રસાદ પંડ્યા

કઠોર અતિ તિક્ત ને ધંધકતા કટાક્ષે ભરી
શિલા-ખડકથી વહ્યા દદડતા મહાવેગવંશી
પ્રચંડ બરછી સમા કરતી ઘાવ વીંઝાઇને
અજસ્ર વહી વાણીને સતની ધાર તીણી હતી !
અડોલ તમ વજ્ર શા મનથી સ્ફુરતા નિશ્ચયો
જડ્યા કીલક શા દિસે નૂતન રાષ્ટ્રનિર્માણમાં.
જ્વલંત 'સરદાર' થૈ પ્રકટ ગુર્જરી ભોમથી
રહ્યા સતત મોખરે વિકટ રાષ્ટ્ર સંગ્રામમાં.
છતાં ભીતરથી હતા શ્રીફળ શા મૃદુ, નેહ શો
કરંત અભિષેક ત્યાં સકલ રાષ્ટ્રને ભીંજવી
હતી અટલ એહવી વિમલ ભક્તિ બાપુ પ્રતિ
તમે તૂણીરમાં રહ્યા શર શું બાપુના બોલમાં !
અમોઘ તમ ટાંકણું અજબ હાથ લૈ શિલ્પી હે !
અખંડ અમ રાષ્ટ્રને અરપી શી તમે આકૃતિ !

## ડબ્લ્યુ. બી. યેટ્‌સની સ્મૃતિમાં (અવસાન : જાન્યુઆરી ૧૯૩૯)

□ ડબ્લ્યુ. એચ. ઑડન □ ઉમાશંકર જોશી

ભરશિયાળે એ અદૃશ્ય થયા.
ઝરા થીજી ગયેલા, વિમાનઘરો લગભગ સૂમસામ,
અને જાહેર બાવલાં ખરડાયેલાં બરફથી.
મરતા દિન-મુખે પારો નીચે ઊતરેલો.
અરે, જે કાંઇ સાધન આપણી કને, તે બધાંય એક વાતે સંમત-
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.

એમની બીમારીથી દૂર
નિતલીલાં વનોમાં વરુઓ દોડાદોડ કરતાં.
કૃષિકન્યા શી સરિતા વણ-લોભાઇ રહી ભદ્ર-ટાપટીપિયા ઓવારાઓથી.
મૃત્યુવિલાપ કરતી જિહ્‌વાઓએ
કવિના મૃત્યુને એમનાં કાવ્યોથી છૂપું રાખ્યું.

પણ તેમને સારુ તો છેલ્લી બપોર હતી પોતા તરીકે,
આયાઓ અને અફવાઓની બપોર.
એમના શરીરના પ્રાન્તોએ બળવો પોકાર્યો,
એમના ચિત્તના ચોક ખાલીખમ થયા,
મૌને પરાંઓમાં આક્રમણ કર્યું.
એમની લાગણીનો વિદ્યુતપ્રવાહ થંભી ગયો. એ બની ગયા પોતાનો પ્રશંસક-ગણ.

શત શત શહેરોમાં એ હવે વિખેરાઇ ગયા છે
અને આખો વખત રહ્યું એમને અપરિચિત હેત માણવાનું,
અન્ય પ્રકારના વનમાં સુખ શોધવાનું,
અંતરાત્માની અન્યદેશીય આચારસંહિતા નીચે સજા પામવાનું.
મરેલાં માનવીના શબ્દો
જીવતાંનાં આંતરડાંમાં બદલાતા હોય છે.

પણ આવતી કાલની અગત્યમાં - કોલાહલમાં-
બુર્સ શેરબજારની ફરસબંધી પર શેરદલાલો પશુશા ચિત્કાર કરે,
અને ગરીબો એમને ઠીકઠીક કોઠે પડી ગયેલી યાતનાઓ વેઠયા કરે,
અને દરેકને સ્વના કોચલામાં પોતાની સ્વતંત્રતાની લગભગ પ્રતીતિ થાય,
થોડાંક સહસ્ર માનવી વિચાર કરશે આ દિવસનો,
જેમ કોઈને વિચાર આવે તે દિવસનો, જ્યારે જરીક અનોખું કંઇ કર્યું હોય પોતે.
અરે, જે કાંઇ સાધન આપણી કને, તે બધાંય એક વાતે સંમત-
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.

૨

તમે મૂરખ હતા, અમારી જેમ, તમારી બક્ષિશ ટકી રહી
-તાલેવાન બાનુઓનો લત્તો, શારીરિક અવનતિ, પોતાની જાત - એ બધાંયની પાર.
પાગલ આયર્લેન્ડે તમને ઘાયલ કરી કવિતા ગાતા કર્યા.
હવે આયર્લેન્ડને છે એનું ગાંડપણ અને એની આબોહવા,
કેમ કે કવિતાથી કશી ઘટના ઘટતી નથી : પોતાના કથનની
ખીણમાં એ જીવતી રહે છે, જ્યાં કાર્યવાહકો
ડખલ કરવાનું કદી ઇચ્છે નહીં, દક્ષિણ સમુદ્ર ભણી એ વહ્યે જાય છે
અલગતાની ગમાણોથી, કામઢા શોકાવેગથી,
કાચાં શહેરોથી - જેમાં આપણી શ્રદ્ધા છે ને જેમાં આપણે મરીએ છીએ - જીવંત
રહે છે એ,

ઘટનાઘટનનો એક પ્રકાર, એક મોં.

ધરા, સ્વીકાર કર માનવંતા અતિથિનો,
વિલિયમ યેટ્સને પોઢાડીએ છીએ અમે.
આયર્લેન્ડનું પાત્ર હવે ખાલી ખાલી,
કવિતા એની બધીય નિતારી લીધી.

અંધારના ઓથારમાં
યુરોપના ભસે છે સઘળાય શ્વાન.
અને જીવંત રાષ્ટ્રો રાહ જોઇ રહ્યાં છે
સૌ કોઇ નિજ નિજના દ્વીપમાં વિખૂટાં બની.

બૌદ્ધિક નાલેશી
તાકી રહે છે એકોએક માનવચહેરામાંથી.
અને દયાના સમંદરો સૂતા છે
પ્રત્યેક ચક્ષુમાં જકડાયેલા, થીજેલા.

અનુસરો કવિ, અનુસરો છેક
રાત્રિના તળિયા લગણ.
તમારા અવરોધરહિત સ્વરથી
હજીય તે સમજાવો અમોને આનંદવા;

કાવ્યકડીના કૃષિકર્મ દ્વારા
શાપમાંથી દ્રાક્ષલતામંડપ વિરચી દો,
માનવી-અસફળતાનું ગાન ગાઓ
વ્યથાના આનંદઉન્માદમાં;

હૃદયની મરુભૂમિઓમાં
રૂઝવતા ઝરાનો આરંભ કરો.
નિજના દિવસોના કારાવાસમાં
શીખવો મુક્ત માનવને પ્રશંસા કરતાં.

## ડાયોજિનીઝ

□ ચુનીલાલ મડિયા

સૂતો'તો કો ફકડ-ગિરધારી સમો ઑલિયો, જે
ગ્રીકો પૂજે ફિલસૂફ મહા નામ ડાયોજિનીઝ,
લીધો એણે અપરિગ્રહનો ભેખ સંસાર માંહે,
અંગે વીંટે લઘુક ટુકડો વસ્ત્રનો લોક-લાજે,
બીજું કાંઈ રજ ન કળપે–વીતરાગી વિરક્ત.
પોઢે એ તો સૂરજ તડકે, જીવતો'તો નિસર્ગે,
મૂંગો મૂંગો મનન કરતો સૃષ્ટિનાં ગૂઢ સત્યો,
ઉચ્ચારે એ અમર વચનો–જિંદગીનાં રહસ્યો.
વાતો સુણી વિજયમદમસ્તાન ઈસ્કંદરે, ને
આવ્યો એ તો ફિલસૂફ સમીપે અને પૂછિયું કે :
'માગો, માગો, ઊલટભરથી; કાંઈ આદેશ આપો!'
જ્ઞાની માગે : 'ખસ, કિરણ હ્યાં સૂર્યનાં રોકતો તું!'
દિગંત વિજયો વરેલ વિજયેષુ ઈસ્કંદર
પરાજિત થયો અકિંચન વિમુક્ત જ્ઞાની કને.

## મિત્ર અરવિંદને □ વિપિન પરીખ

થોડાક જ દિવસોમાં આપણે
પચાસના ઉંબર ઉપર આવીને ઊભા રહીશું.
લોકોને આશ્ચર્ય થાય છે :
આ ગતિશીલ અને તકવાદી યુગમાં
બે જણ આટલાં બધાં વરસો સુધી મિત્ર રહી શકે !
ક્યારેક બધું સ્વપ્ન જેવું લાગે છે.
જે કૉફીહાઉસમાં આપણે રોજ બેસતા હતા
ત્યાં હવે બૅન્ક આવી ગઈ છે.
(એ બૅન્કમાં મારું નાનકડું સેવિંગ્સ ખાતું છે
ને તું એ બૅન્કમાં ડાયરેક્ટર છે એ આડવાત)
તું કૉફીના કપમાં સાકર નથી નાખતો.
તારા વિના પીવાતી સાકર સાથેની કૉફી
મને એક વેદના આપી જાય છે.
છતાં રીટા અને મિતાની વાત કરતા
આપણા હોઠ ઉપર હજુ એ જ મીઠાશ ફરી વળે છે.
તું આસાનીથી 'સફારી' સૂટ અપનાવી શક્યો.
'ફ્લૅપ'વાળા પૅન્ટ ફગાવી દેતાં મારે નાકે દમ આવી ગયો.
તું મોરારી બાપુની ટેપ હમણાં હમણાં શાંતિથી બેસીને સાંભળી શકે છે.
મને આશ્ચર્ય થાય છે.
હું હસું છું.
હું હજુ પણ કૃષ્ણમૂર્તિ વાંચું છું.
તું હસે છે.
પણ મારી આંખોમાં પુસ્તકોનો પુષ્કળ થાક છે.
મંદિરની બહાર ઊભો રહેનારો હું–
મને હવે ભીતર પ્રવેશી બે ક્ષણ શાંતિથી બેસવાનું મન થાય છે.
બાજુમાં ધક્કો દઈને પસાર થઈ જતાં છોકરાં
ક્યારેક 'કાકા' કહીને નહીં પણ 'દાદા' કહીને આપણને સંબોધે

ત્યારે ચોંકી જવાય છે.
આવતી કાલનું છાપું આજે વાંચી શકનારો તું
નરીમાન પૉઇન્ટના બાંકડા ઉપર બેઠેલા બુઢ્ઢા પારસીઓ જોઈ કહે છે :
'આવતી કાલે આપણે પણ આ જ રીતે અહીં બેસી
ગઈ કાલના છાપાને વાગોળશું.'
વાતવાતમાં ક્યારેક તું કંટાળીને, અકળાઈને બોલી બેસે છે,
"તું એવો ને એવો રહ્યો, જરા પણ સુધર્યો નહીં.
હવે આપણી પાસે રહ્યાં કેટલાં વરસો....?"
આ વળાંક ઉપર હું હસીને કહું છું,
"હું કદાચ એવો ને એવો રહીશ
આવતાં વરસોમાં તું મને નભાવી લેશે ને ?"

## મંગેશકરને □ રાધેશ્યામ શર્મા

હે ગીત-આરતી !
ઘરડા થયેલા કાળની કરચલી ભૂંસી તેં !
વાદળી રાતની આંખોના રાતા ઉજાગરા લૂછ્યા તેં !
બળતા બપોરે ચંદ્રમુખીનાં મોં ખીલવ્યાં તેં !
ખીણધારે ઊભેલા કૈંકને પાછા વાળ્યા તેં !
તમિસ્રની તૂટેલી વીણાના તારને સાંધી દીધા તેં !
ડૂબતી હોડીના સઢમાં સ્વર પૂરી, ઉગારી તેં !
વહાવ્યા રજતશ્વેત નિર્ઝરો, ભૂરા વંધ્ય ખડકમાંથી તેં !
મ્યૂઝિયમ-સૃષ્ટિમાં ચૈતન્યનો સંચાર કર્યો તેં !
વિગત યુવાનીને વાગોળતા અશ્વની કેશવાળીને હસતી કીધી તેં !
'ઝૂ'માં સળિયા પાછળ ધકેલાયલાઓને ભગવાં સ્વપ્ન દીધાં તેં !
કબરો આગળ બળતા દીવાના ડૂમા હળવા કીધા તેં !
અને
પતંગિયાં તો, કોણ જાણે ક્યારનાંય
બહારના બાગોને
નવા શતદલ પંકજનો પત્તો પૂછે છે !

## ઑથેલો □ રાજલક્ષ્મી દેવી □ નલિની માડગાંવકર

શ્યામવર્ણી ચામડી નીચે લાલ પ્રેમ પણ થઈ ગયો શ્યામ
કે સમુદ્ર થયો રૂમાલની ઝાપટથી ખળભળતો પંકિલ.
તો શું એક વિશાળ સાગર - એ કંઈ નથી કાદવિયું
સાંકડું ક્ષુદ્ર ખાબોચિયું.
છરી હુલાવ મારી છાતીમાં.
ઑથેલો, તારો વિજય નારીત્વના ચિરપરાજયમાં.
અસભ્ય પુરુષ-નારી તને જ ચાહે છે.
શો ભેદ છે પ્રેમમાં અને ભયમાં ?
ડેસ્ડિમોના જેવી તદ્દન નિર્દોષ, શાન્ત છોકરીનું હૃદય
તારી છરીને લાયક નથી.
મૃત્યુની ક્ષમાથી મલિન કર્યો છે એણે પેલો પૌરુષનો
પ્રખર વિજય.
મારા લોહીમાં પણ તારા જેવી જ એક શ્યામલ ઝાંય છે !
મને ય સ્પર્શ્યો છે એક ઉત્તરનો જંગલી પવન.
મરણની વ્યવસ્થા મારે હાથે જ કરી જઈશ-
ક્ષમાની તક જ નહિ રહે.
બેધ્યાનપણાથી રૂમાલનું ગુમ થવું-એમાં શું રોમાંચ ?
ઑથેલો-તને ખબર છે કે પૌરુષ સાથેની છલનામાં
કેવું સુખ હોય છે ?
ગુપ્ત પ્રણયના કોઈ આવેગભર્યા ઇંગિતથી
કેસિયોને રૂમાલ આપી દઈશ
કદાચ હું જ-મારે હાથે.

ઈયાગોની પણ શી જરૂર છે ?
નારી થઈને શું હું જાણતી નથી કે ઈર્ષ્યાનાં
ઇંધણ કઈ રીતે એકઠાં કરવાનાં હોય છે ?
અરેરે-તોયે એટલાં પેટ્યાં નહિ જેટલાં

આધુનિક મનને મારવા જરૂરી.
ઑથેલો-તેં મારા મનને જકડી લીધું છે માયાવી ઈન્દ્રજાળમાં.
મારી ભીતરની નારી ફક્ત તને જ ચાહે છે.
એ પોતે જ બળવા ઇચ્છે છે, તને છલનાથી બાળીને.
તારી છરી નીચે ધરી દઈશ મારું ધબકતું હૃદય.
મારા મૃત્યુથી થાઓ પૌરુષનો વિજય.
અસભ્ય ઑથેલો, હું જ તારી કહેવાતી પ્રેમિકા.
છેલ્લાં રક્તબિંદુઓથી આંકીશ હું વિજયનું તિલક.

## અંગ્રેજી ઑનર્સનાં વિદ્યાર્થીઓને વિદાય

□ નિરંજન ભગત

સુરમ્ય સુખસ્વપ્ન શાં સભર ચાર વર્ષો વહ્યાં,
લહ્યાં વયવસંતમાં કુસુમ સ્નેહની વૃદ્ધિનાં;
ઉદાર ઉરથી પરસ્પર સ્વભાવ ને બુદ્ધિના.
અનેકવિધ દોષના કદીક કંટકો યે સહ્યા.
વિવેચન વળી કથા નવલ નાટ્ય કાવ્યો ભણ્યાં,
સુપ્રજ્ઞ કવિ મિલ્ટને અસલ ક્રાંતિની કહે કથા,
વદંત ઋષિ વર્ડ્ઝવર્થ પૃથવી પરે જે વ્યથા,
અભિન્ન સમ સત્ય-સુંદર કલાજ્ઞ કીટ્સે ગણ્યાં.
જિહાં લગ ધરાતલે જીવન આપણે ધારશું
ક્ષણો વિરલ રૂપની, રસસમાધિ આનંદની,
સદા નીરસતાભર્યા ભવરણે રસસ્યંદિની,
વિરૂપ જગની વ્યથા સમજવા ન સંભારશું ?
ભણ્યા જ નહીં માત્ર, કિંતુ મુજને ભણાવ્યો તમે;
તમે જ ગુરુ, શિષ્ય હું, શિર સદૈવ એથી નમે.

## મૃત-મિત્રો □ મકરંદ દવે

મૃતજનો મારા ખરા છે સોબતી :
રોજ એની પાસ મળવા જાઉં છું,
ગીત એનાં રોજ ગરવાં ગાઉં છું,
પ્રેમના પ્યાલા છલોછલ પાઉં છું,
મૃતજનો મારા ખરા છે મ્હોબતી.

★

દેહહીણા દોસ્ત પણ શા જીવતા !
હાસ્યની એની લહર વિરમી નથી,
હાથમાં એના હવે ગરમી નથી,
નેનની જ્યોતિ છતાંય નમી નથી,
જીભ વિણ ચાલે જુગોની વારતા.

★

ગુર્જરી કુંજે ગજાવી એક દી :
રંગસંદેશા વસંત તણા દઈ,
વાંસળીમાં હેત હૈયાનાં વહી,
જેમ ઘૂમ્યો આપ ઉત્સવરૂપ થઈ,
આજ પણ ઊંચે પુકારે હે પથી !

★

કોણ ભાતીગળ રહ્યો ગૂંથી કથા ?
માનવી ને પ્રકૃતિની જોડલી,
શોભતી નવદર્શને જેને મળી,
શબ્દની જ્યાં કુસુમ-કોમળતા ફળી,
મધુરતા પણ આપતી એની વ્યથા.

★

જિંદગી એ વસ્લની આશા હતી :
પ્રેમનાં ધોળાં કપોત મરી ગયાં,

## □ સુરેશ દલાલ

સત્ય સાંઈના ચરણ-કમળમાં

અહમ્ ઓગળે
ગમા-અણગમા થાય અલોપ
શાંતિ સ્પંદે
ક્ષિતિજ વિસ્તરે
ઘટે ચમત્કાર
આશિષ મ્હોરે
કૃપા ગુંજે
પંખીને જાય મળી નિજ પાંખ
અને ઊઘડે નવું આકાશ.

અને સાંઈના ચરણ-કમળમાં
જીવન બને શુદ્ધ, પારદર્શક સરવર
અને મનને મળે ચરિત કમળનું.

સ્વપ્નનાં ખદ્યોત સર્વ સરી ગયાં,
હાય! અધખીલેલ ફૂલ ખરી ગયાં,
ભગ્ન તો ય સિતાર એની વાગતી.

*

આંખ લાલ વિશાળ સ્વપ્નોથી ભરી:
લોકહૈયાની હવા ઊઠે નવી,
વંકડાં ઝુલ્ફાં તણી ઊડે છબી,
ભાઈ, દર્દીલા ગળાનો શો કવિ!
રોજ ગાતો હલકથી હૈયું હરી.

*

યાદ હું કોને કરું? કોને નહીં?
સ્વજન મારાં, રાહબર ને મિત્રનાં,
અબરખી આછાં રહેલાં ચિત્ર આ,
નીરખ્યાં નયણે સદાય અનિદ્ર આ;
પાય જેને પ્રેમની ઝરણી વહી.

*

મૃતજનો કેરી જમાત મને જડી:
રોજ રહેતો મસ્ત એની સોબતે,
રોજ એની પાસ સરતો મ્હોબતે,
વાગતી પળ પળ હૃદયની નોબતે,
ગેબની ચાલે અમારી ગોઠડી.

## સ્લોવાટ્સ્કીને*

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

પ્રિય સુહૃદની શિક્ષા છે કે તને સ્મરતો રહું;
તુજ સ્મરણ શા પત્રે મૂક્યું ગુલાબ લખે તહીં:
"પ્રણય મહિમા-મારે માટે-વ્યથાર્તિ; તને હજો
પરિમલ અને શોભા, એનો પ્રમોદ, યશસ્વિની!"

* સ્લોવાટ્સ્કી-પોલીશ કવિ

# કૉમરેડ સ્ટેલિન □ સુભાષ મુખોપાધ્યાય
□ નલિની માડગાંવકર

(બંગાળી)

કૉમરેડ સ્ટેલિન તમે
નિરાંતે સુવા જાઓ.
રાત પૂરી થવામાં છે,
લાવો,
હવે અમે રાત જાગીશું.

તોપમાં પાક ભરી,
ખેતરમાં જંગલી ધાન-
અમારા હાથમાં તમે સોંપી ગયા
આ પૃથ્વી
તમારું નિશાન.

અમારી આંખમાંથી
તમે ભૂંસ્યો ભય,
જ્યાં જોઉં ત્યાં દેખાય
ધબકતું તમારું હૃદય.
આ પૃથ્વી તમારું હૃદય.

રણમાં ફૂલ ખીલવી,
નદીમાં નદી ભેળવી
અમારા હાથમાં તમે સોંપી ગયા
નવજીવન.

અમે લીધો એનો ભાર
જો કોઈ મદમસ્ત
લંબાવે મૃત્યુનો પંજો
એને નથી કરતા માફ.

સ્ટેલિન જીવન બનો.

આજથી
મૃત્યુહીન જીવનનું નામ બનો
કૉમરેડ સ્ટેલિન.

## કેવી રીતે ? □ વિપિન પરીખ

(મરીઝભાઈને)
કવિઓ હંમેશ માટે બાળક રહે
એવું બનતું નથી.
પલોટાવું પડે છે, દાઝવું પડે છે.
લોકો શીખવે છે અવનવા, કડવા-મીઠા પાઠ.
આંખો બનતી જાય ખંધી, રીઢી,-
શબ્દો વેપારી.
તમે નાની'શી વાતમાં ખડખડ હસી પડનારા,
શબ્દો તમારા શિશુ જેવા જ કાલા કાલા,
હસવું આવે પણ વ્હાલા લાગનારા,
ક્યારેક લથડતા, એકબીજા પર ગબડી પડનારા.
તમે સભાને હસતી જોઇ નિર્દોષ મૂંઝાનારા,
આમતેમ જોનારા,
જાણે કશું ન સમજનારા,
વળી પાછું શરૂ કરનારા. સાવ ભોળા, નિર્દોષ !
નાજૂક ધ્રૂજતી હથેળીમાં આખું હૃદય મૂકી દેનારા.
તમે કહો :
કવિઓની વચ્ચે.....
આ વીસમી સદીમાં,- આ મુંબઇમાં
તમે આંખોમાં શિશુને કેવી રીતે સાચવી શક્યા ?

## વડ્ઝ્વર્થનું ગ્રાસમિયર □ ઉમાશંકર જોશી

તડકો અહીં વધુ તડકીલો,
વર્ષા વધુ વર્ષીલી;
તૃણ વધુ હરિત, વ્યોમ વધુ નીલું,
લહરી વધુ લહરીલી.

પતંગિયાં-ફૂલનું નવ પૂછો,
હૃદય એય વધુ હૃદય;
કવિશબ્દ-ધબકથી અનુભવાય અહીં
ઈશ્વર અદકેરો ઈશ્વર.

## મહાકવિ દાન્તે □ ઉમાશંકર જોશી

જ્વાલાઓ નરકાગ્નિની પ્રજળતી, નિર્ભીક તું ત્યાં રમ્યો.
-દીઠા શબ્દ પ્રવેશદ્વાર પરના : 'આશા ત્યજો, માનવો,
જે આવો અહીંયાં !' તથાપિ હૃદયે આશાભર્યો સંચર્યો
ને ગોષ્ઠી કીધ રૌરવે સસડતાં માનવ્યખંડેર શાં
પાપી સ્ત્રીપુરુષો થકી. કવિગુરુ પ્રજ્ઞાપ્રકાશે તને
દોરે; શોધનદ્વીપ-શૈલપથ પે જોતો તું, -શોધી રહ્યાં
પશ્ચાત્તાપતપો તપી મનુજ કૈં આત્મા તણું કુંદન.
પ્હોંચ્યો દ્વાર તું સ્વર્ગને; ગુરુ વળ્યા પાછા. ગુરુ પ્રેમ ત્યાં.

મોટો પ્રેમ ગુરુ, વસે પ્રિયતમા જે ઇશસાન્નિધ્યમાં,
આવી દ્વાર ધસી, હસી લઇ ગઇ. પામ્યો, કૃપા એહની
દ્વારા, દિવ્ય તું સંપ્રસાદ પ્રભુનો, ત્રૈલોકયયાત્રા કરી
ભૂપૃષ્ઠે વિચરંત તું. જગજનો ઊઠે છળી જોઇને
નેત્રોમાં નરકાગ્નિઝાળ; ઉર તો કૈં બે સહસ્રાબ્દનો
થૈ વાચામૃતકુંભ ઇશચરણો પ્રક્ષાલતું ઊછળ્યું.

## ફિલિસ વેબ સીબીસી* પરથી

□ જૉય કૉગાવા □ નીતા રામૈયા

(કેનેડિયન)
હું બેઠી છું
દીવાલને જોતી અને સાંભળતી
તને અહીં મારા રસોડામાં
રેડિયો પર ગુસપુસતી
અને તારો ગુસપુસનો ધ્વનિ
તો ખોરાક છે રૂપાંતરિત થતો લોહી
સ્નાયુ હાડકાં દાંત વ્યકિત
વિચારમાં અને હજુય કોને ખબર કેમ
હું બેઠી છું અને જોઉં છું
દીવાલને

* કૅનેડિયન બ્રૉડકાસ્ટિંગ કૉર્પોરેશન

□ મધર ટેરેસા □ બિલ બિસેટ □ નીના રામૈયા
(કૅનેડિયન)

ન્યુ બ્રુન્સવિકમાં ઊતર્યાં          કોઈ જ ફરક્યું નહીં શું
થાય          તેઓ ઍન્ટિ - એબોર્શન રૅલીમાં પહોંચ્યાં          વણજન્મ્યા બાળકને

ટેકો આપવા          વધુ ભૂખે મરવાનો વારો આવશે આપણે ને તેમને
શ્રોતાઓ ઊભા ઊભા સાંભળે છે          અર્થહીનતા તે જ શ્રેષ્ઠ સભા છે

અમારે માટે ન્યુ બ્રુન્સવિકમાં તેમને શ્રોતાગણ મળી ગયું          હું ધરતો નથી
આ વાતને તેમની વિરુદ્ધ          તેઓ એટલું બધું મહાન કાર્ય કરી રહ્યા છે
પણ

આપણે કેવા નમૂના છીએ મનુષ્યજાતના          કેવા આધાપાછા જઈએ          કેવા
પ્રગતિવાદી !
થપ્પડ લાગતાં પાછાં વળતાં          કેવા શંકાશીલ ને નિર્બળ          કેવા સશક્ત ને
તેની

સાથોસાથ તદ્દન ખોટા          હવે પછીથી કોઈ જ ગરીબ ન રહે તો કેવું !

મેં એક વાર ગર્ભપાત કરાવ્યો          ઘણું થયું          બેસૂમાર દરે
પૈસા વસૂલ કરે          કે તમને મારી નાખે          તેવા દાકતરો નહોતા ત્યારે
કૅથિટર પદ્ધતિથી કરાવેલું          પ્રસૂતિવેદનાને ઉત્તેજિત કરીને          મોજમજા          નથી

તેણે અનુભવ્યાં ભયંકર દર્દ     આઘાત     ચેપી     અસર તે     ગઈ  
હૉસ્પિટલમાં     એ લોકો મને કહેવાના નહીં     તે થોડી સાજી થઈ પણ તે  
બધું  
કશુંક ભયંકર હતું     મેં બચ્ચાને કાચના બાટલામાં રાખ્યું

તે અમારો દીકરો હતો     ઝીણું મરકતો     ૨૦૦૧ની સાલને  
અંતે     બહાર  
તાકીને જોતો હોય તેમ     સભાનતા હોય તેવું લાગતું હતું     શું સુંદર

શાંતિપૂર્ણ     અમીદૃષ્ટિ     ટિચકી આંગળીઓ     થોડીક  
જોડાયેલી     હજુયે  
ટિચકા પગ     તે જાણતો હતો કે     તેના જન્મવાનો સમય પૂરેપૂરો

આવી પહોંચ્યો નહોતો એમ હું માનતો હતો     અમે અત્યંત ગરીબ હતાં  
સુખિયા નીતિશિક્ષકો  
આ સમજતા નથી     કે લોકો     અત્યંત ગરીબ હોઈ  
શકે     અત્યંત અ-

સ્થિર પોતાની જિંદગીમાં બાળકો હોવા માટે     એક બાળક હોય તો  
ખુશનસીબ     સતત પ્રેમ કરવા ને જવાબદારી લેવા કોઈ જાતના

શક્તિ-સંઘર્ષ કે બિન-આવડત વિના     એકવ્યક્તિ માટે     વધુ પડતું છે  
તમે શહીદ થવા માગતા હો ને બીજાંને પણ તે સેવામાં સામેલ કરવા હોય તો જુદી વાત છે

લોકો આ વાતે                    છળી ઊઠે છે પોતપોતાનાં ખાનગી આવાસોમાં
ઘણી વાર હું માનું છું કે જેમ વધુ સહન કરીએ તેમ વધુ નઠારાં આપણે બનીએ છીએ

એમ જ મોટે ભાગે બનતું હોય છે                    અમો બાળકોને લાવવા માગતાં નથી
અસ્તિત્વમાં તેને ખવડાવી ન શકીએ તો                    મને લાગે છે બાળકો આ સમજે
છે                    બધું

બરાબર છે એ લોકોનું                    બાળક માટે ગરીબાઈ નામની ચીજ સમજ કેળવવા
સર્વોત્કૃષ્ટ થવા                    ઉદાત્ત બનવા માટે નથી                    ગરીબાઈ રોગ છે
અસમાનતાથી

સર્જાયેલો બાળકો વણચાહ્યાં રહે ખવડાવીએ નહીં તો                    સાવ
ટપુકડાં હતાં ત્યારે                    તમે કહેતાં પહેલાં બે વરસ દરમ્યાન                    ખોરાક પ્રેમ છે

## વડ્ઝ્વર્થની કપોત-કુટિર □ ઉમાશંકર જોશી

ગિરિશિખરો, વનરાજી, વિહંગ, મેઘ, ઉડુગણો
ગ્રાસમિયર-સરોવરે ઝૂલ્યાં કરે.
'ભૂમિ કે સમુદ્ર પર ક્યારેય જે ન હતી
તે દ્યુતિ'
કપોત-કુટિરમાંથી માનવશબ્દોમાં ચમકી,
ગ્રાસમિયરનાં ખોબાજળમાં વિશ્વ પ્રતિબિંબિત થયું,
પ્રભુએ પોતાનો ચહેરો એમાં જોઈ લીધો

## મીરાંબાઈનો પરચો ☐ દયારામ

મીરાં મન મોહન સું માન્યું.
વરીયા વરીયા શ્રી ગિરધરલાલ, જાણે જુગમાં નથી કાંઈ છાનું.

*　　　*　　　*

જોશીએ આંખી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથને રે, કરશે નંદકુંવર સું નેહ.

ઊદિયાપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ લૌકિક રીતે મીરાંબાઈ.

દેવીને દેવા વધામણું રે, ચાલ્યાં વરકન્યા સહ જન;
રાણે શક્તિજીને પૂજિયાં રે, મીરાંનું તો મોહન સાથે મન.

સાસુ કહે રે સૌભાગ્ય વધે રે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કહે મારું મસ્તક નહીં નમે, એક વિના શ્રી ગિરિધરરાય.

*　　　*　　　*

નંદના નંદન સાથે સ્નેહ બાંધ્યો છે, ઘણા હરિજન આવે ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરિને લડાવે કરે લીલાલ્હેર.

*　　　*　　　*

અનુચરે આવીને એમ કહ્યું, જે નથી ત્રીજું માણસ આ વાર;
રાણી સાથે કોઈ પુરુષ બીજો છે, ઘરમાં થઈ રહ્યો છે થૈકાર.

*　　　*　　　*

ક્યાં છે પૂછો શું રાણા રોષમાં રે, તે તો સઘળે વસ્યો છે ભરપૂર;
ધ્યાનમાં જુએ જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટથી એહ દૂર.

*　　　*　　　*

તોયે મૂરખ સમજ્યો નહીં રે, મન સાથે ન કર્યો રે વિચાર;
બીજું ખડ્ગ એણે ખેંચિયું રે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર.

*　　　*　　　*

પછી પસ્તાવો થયો રાણાને રે, ઊતરી ગયું મનનું ઝેર;
મુખે માગે તે આપું તેહને, જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર.

ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને રે લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં રે વહેલાં, રાણોજી અન્ન ન ખાય.

જ્યાંહાં લગી રહેશો તમો દ્વારકા રે ત્યાંહાં લગી કરશું અમે ઉપવાસ.
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રી પ્રભુની પાસ.

હરિએ હકીકત સાંભળી રે, હસી ચાંપ્યાં હૃદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઈ ગયાં રે મીરાં, જય જય શ્રી દ્વારકાનાથ.

એ ચરિત્ર મીરાંબાઈ તણું રે, જે કોઈ શીખે સાંભળે ને ગાય;
પ્રેમભકિત રે તેને મળે ને ત્રૂઠે દયાનો પ્રીતમ વ્રજરાય.

## સ્વ. માર્ટીન લ્યૂથર કિંગના અવસાન સમયે

☐ પીયૂષ પારાશર્ય

તમારા મૃત્યુ પર
શોકપ્રશસ્તિનાં કાવ્યો રચવા
અધીરા બની રહ્યા હતા અમારા હાથ,
ને આજકાલ કરતાં કેટલાયે દિવસો વીતી ગયા !
ભય હતો અમને કે
કલમની શાહી કદાચ સુકાઇ જશે તો... ?

હજુ તો કેનેડીના મૃત્યુના ખબરની શાહી
કાગળ પરથી સુકાઇ નથી ત્યાં જ
અમને તમારા મૃત્યુથી
અમારી સ્વભાવગત પ્રવૃત્તિ મળી ગઇ
ને હવે રચશું શકય એટલાં શોકનાં કાવ્યો.

ને તેની પણ શાહી સુકાઇ નહીં હોય
ત્યાં જ ફરી...
ના, અમારી પ્રવૃત્તિ કદીયે બંધ પડવાની નથી.

## રવીન્દ્રનાથને □ શામસુર રાહમાન □ નલિની માડગાંવકર
(બંગાળી)

લોકો કહે છે બાંગ્લાદેશમાં હવે કવિતાનો દુકાળ છે,
ખાસ કરીને તમારા મૃત્યુ પછી કાવ્યની પ્રતિમા
લલિત લાવણ્યમય છટા ખોઈ બેઠી છે - પછી તો રૂક્ષતાનું
કઠણ રૂપ બસ જામી પડયું છે, અને ચારે બાજુ પડતર જમીન,
માથે ચમકતી ચાંદની જોઈ, ભૂખ્યો ઉંદર કેવો ભરોસાથી
ચમકી ઊઠે છે ! એ કેમેય સમજતો નથી કે આ તો
થોરનાં ફૂલ છે.

સુધીન્દ્ર* જીવનાનંદ* નથી, બુદ્ધદેવ* અનુવાદમાં
એકાન્ત શોધે છે. અને અતીતનાં મૃત પગલાંના ધ્વનિ
આજે સમર*- સુભાષ*. બીજી બાજુ અન્ય કેટલાંક નામ
પૂર-ઝંઝાવાતમાંથી બચીને નિર્વિઘ્ને સિંહાસન પર બિરાજમાન,
અને અત્યારે જેઓ વહેતી નદીમાં સુકાન સંભાળી રહ્યા છે
તેમની ઇચ્છાનૌકા તો અકાળે છિદ્રાળી બની
અચાનક રેતીના ટાપુ પર અફળાય છે. અને જેઓ ફૂલના
શોખીન છે તેઓ પણ કરમાયેલાં - વાસી ફૂલો પર બેસીને
વસંતનાં સ્તવન સર્જી રહ્યાં છે.

જેમ નવો છોડ તડકો - પાણી મેળવવા ઝંખે તેમ
અમનેય અમર્ત્યની જીવનભર જરૂર હતી
તેથી જ તમારું શાંત રૂપ વરસાવતું હતું સૂર્યમુખી
ચેતનાના સૂર્યલોકમાં રાજનીતિ પ્રેમના સંવાદમાં.
જાણે તમે રાજસિક એકાંતમાં - ભરબપોરે જ્યારે
પંખીઓ પણ ગીત ગાતાં અટકે - ક્યારેય તમે નિરાંત જીવે નથી બેઠા
ઉનાળામાં બોલપુરમાં** અકળાયા નથી - ગળે સોસ પડતો હોય
ત્યારેય પાણી માગ્યું નથી - શાંતિ ન હોય ત્યારેય

* બંગાળના કવિઓ : સુધીન્દ્રનાથ દત્ત, જીવનાનંદ દાસ, બુદ્ધદેવ બસુ, સમર સેન, સુભાષ મુખોપાધ્યાય.
** બોલપુર - શાંતિનિકેતન પાસેનું રેલવે સ્ટેશન.

તમારું ઉજળું હૃદય ભાંગી પડયું નથી કે પછી
લોભામણા છંદના માયામૃગે કોઈ છલના કરી નથી.
આવી મૂર્તિરૂપે તમે બિરાજમાન હતા અગણિત હૃદયમાં.
ગુલાબના તીણા કાંટાએ રિલ્કેના અસ્તિત્વની નીલિમાને
વીંધી હતી, તોપણ એ ખાતા,પીતા, વાળમાં દાંતિયો ફેરવતા,
સ્રીને ચરણે પ્રાણ અર્પિત કરતા.

તમે જ મારા દિવસને અર્પી કાવ્યની વર્ણછટા
ભરીભરી બનાવી રાતને ગીતના સ્ફુલિંગથી.
સાત કોઠાની કુરૂપતાના વ્યૂહને ભેદવાનો મંત્ર આજીવન
તમારી પાસેથી જ મળ્યો. કેવા વિશ્વાસપૂર્વક
ઘૃણાની કરવતથી બર્બરતાના અટ્ટહાસ્યને મેં વેરવિખેર કર્યું.

પ્રતીકનો મુક્ત માર્ગ વટાવીને પહોંચ્યો છું આનંદના મેદાનમાં
અને વિખરાઈ ગયો છું વિશ્વમાં તમારી જ નિર્ભયતાથી.
સીધા સરળ નાસ્તિકના હેમખેમ હૃદયને પણ કેવી આશ્ચર્યકારક રીતે
પવિત્ર ગીતસુધારસ પ્રવાહમાં વહાવી દીધું.

દેડકાં બોલતાં હોય એવું ખાબોચિયું નહીં પણ વિશાળ સાગર બનવું છે
પણ હમણાં તો તમારી જેમ ઊડવા ઇચ્છું છું ત્યારે વારંવાર
કાદવમાં ગબડી પડું છું. વિચારું છું કમસે કમ
કાદવની કોયલની ભૂમિકામાં સફળતા મળે તો
મારો જન્મ કંઈક અંશે સાર્થક.

## એન એકસટનને □ પન્ના નાયક

એન ! પાછી આવ ! પાછી આવ !
આમ તારાં ધાવણાં કાવ્ય બાળકોને મૂકીને જતાં રહેવાય ?
તારાં શિશુ તને ઓળખે એ પહેલાં તું જતી રહે છે.
આ વસુધાને - તારી માતાને પણ તું ઓળખી શકી નહીં.
જુદા જુદા પાલવ તળે કાયા તો એ જ જનનીની છે ને ?

એન, તું ભોળી !
પેલા જૂઠ્ઠા જાદુગર મૃત્યુને સાચું માની બેઠી !
તેની નજરબંધીના ખેલમાં છેતરાઈ ગઈ.
મૃત્યુને તો કોઈ આયુષ્ય નથી તોય તને
કેવા ખોટા ખોટા આકર્ષક ખેલ કરી બતાવ્યા !
ટોપલીમાં તો કશુંય નહોતું તોય સસલું બહાર કાઢી બતાવ્યું
નાની કડીમાંથી મોટી કડી કરી આપી
સ્ત્રીને પેટીમાં પૂરી, પ્રેક્ષકોની વચ્ચે એના ત્રણ ટુકડા કરી
બતાવ્યા (એ તો રહી આખી !)
તેની સઘળી હાથચાલાકી તને સાચી લાગી
તને જગત જૂઠું લાગ્યું
અને જૂઠું હતું તે જગત લાગ્યું.

એન !
તારું મૃત્યુ તો
વાક્ય વિનાનું પૂર્ણવિરામ છે.
એવાં કેટલાંય ટપકાંથી શું ?
એ તો શૂન્યતાનું પ્રતીક
પૂર્ણતાનું નહીં.

હોય પોતાની કે પારકાની
હત્યાના હાથ રક્તિમ છે
આપણે તો રક્તથી રક્તની પાર પહોંચવું છે
એટલે જ તને કવયિત્રી !
કાનમાં કહું છું
કે
મારા જેવી
કોઈ તને અનુરાગથી અનુસરે
એ પહેલાં પાછી આવ !
ફરતી છતાં પૃથ્વી તો છે ત્યાં જ છે.

## શ્રી નાથાભાઈ જોષીને □ વિપિન પરીખ

કહે છે : વીજળીના એક જ ઝાટકે
દર્શન થાય છે.
હું અંધારામાં જીવું છું ને ઘોર તમસથી વીંટળાયેલો છું.
ક્યારેક હા, વીજળી પડી છે જીવનમાં એકાદ-બે વાર,
બધું જ બળીને ખાખ થઈ ગયું હતું, ભસ્મીભૂત !
હું ડગુમગુ કરતો ઊભો તો થયો.
ટકી શક્યો માંડમાંડ
હાહાકાર ફેલાઈ ગયો હતો રગરગમાં
હવે, વાદળ જરા પણ ગોરંભાય આકાશમાં
ને હું ફફડી ઊઠું છું,
દેવળે દેવળે દોડું છું,
ને પથ્થરોની માનતા માનું છું.
મને હવે વીજળી નહીં, કમળપુષ્પના સ્પર્શની જરૂર છે, ભાઈ !
તમારી આંખોમાં મેં એક પુષ્પને તરતું જોયું છે.
ને વાંચી છે એક કરુણાની સંહિતા.
મને તમારો સ્પર્શ આપો !

## જીવતો શબ્દ □ ઉમાશંકર જોશી

[સદ્‌ગત રાવજીની સ્મૃતિમાં]

આયુષ્ય કોણ આપી શક્યું છે ?
પણ પ્રેમ....
હૃદય હૃદયનો અમરતા-આસ્વાદ...
ક્ષણાર્ધના પેટાળમાંથી ફૂટતો પાતાળ ફુવારો સહજમાં સ્ફુરી શકે છે.
શબ્દ....
જીવતો શબ્દ...
મૃત્યુ-પીધેલો શબ્દ જીવતો શબ્દ બની શકે છે.

## પ્રવીણ જોષીને અલ્વિદા □ સિતાંશુ યશશ્ચંદ્ર

ક્યાં ચાલ્યો તું સાહ્યબા આમ સૂનો મૂકી મહેલ રે
હજી તો અધવચ દૃશ્ય ખેલંદા હજી તો અડધો ખેલ રે.

સુહૃદ, ન પૂછ્યું ના કહ્યું અને આમ અધવચ બદલી વાટ રે
ઉફરાંટો તને લઈ ગયો કહે દિલનો ક્યો ઉચાટ રે ?

ઉચાટ અજંપા યોજના અરમાન યત્ન સંકલ્પ
મબલખ તારાં સોણલાં, તને રાત મળી, નટ, અલ્પ.

અમે તો સૂતાં રહ્યાં જ ગાફિલ નીંદ-પછેડો ઓઢ રે
અરે મસ્તક ફોડી પેટાવ્યું તેં લાલ રંગનું પરોઢ રે.

ઝાઝા વેશ કરીને મદભર તેં ખુટાડી રાત રે
પણ આમ લોહીના સૂરજથી રે નો'તું કરવું પ્રભાત રે.

મસ્ત, છબીલો, દુલ્લો રાજા, મોહક, મનનો મીણ રે
હોઠ-ખૂણે સ્મિત, નેન-ખૂણે વીજ, રંગરાજવી પ્રવીણ રે.

તોરભરી નારંગી હડપચી, ભમરપે લીલું જ્ઞાન
આંખમાંહે નર્યાં આસમાન-એ છે આજથી એની પહેચાન.

ઝલમલ ઝલમલ પ્રભાત થાતું ત્યાં જ તું ડૂબ્યો ભાણ રે
હવે કોણ મને કરશે રે નાટક લખવા ઝાઝી તાણ રે ?

એ તખ્તો ભરી તારું હોવું, તારા પડદાના પાડ-ઉપાડ રે
અરે હવે નબાપા શબ્દોને કોણ કરશે મનભર લાડ રે ?

એ તારી મદભર મહેફિલો, એ તારાં મોકળાં હસવાં રે
અરે નવા લોકનાં નવાં નાટ્યને ફરીને ઇજન એવાં મળવાં રે.

તારી ચેહની લાગી ઝાળ સાહ્યબા, હવે ઊપટ્યો મનનો રંગ રે
મન, પડદો પાડો, ચલો હવે નેપથ્યે કરશું સંગ રે.

## પાબ્લો નેરુદા □ વિપિન પરીખ

તમને શાહી દબદબાથી દફનાવવામા નહીં આવે !
તમે એમની વાહ વાહ શા માટે ન કરી ?
આગલી સરકારનું પતન થયું કે તરત જ
કાવ્યમાં શબ્દે શબ્દે તમારે ધિક્કાર પ્રકટ કરવો જોઈએ !
તમે 'આલન્દી' ના મિત્ર હતા ?
કવિ દેશદ્રોહીનો મિત્ર હોય એ ઠીક નથી !
હવે તમારા માનમાં
રાષ્ટ્રધ્વજને અરધી કાઠીએ શી રીતે ફરકાવી શકાય ?

સૈનિકોના બૂટની સાથે સાથે
તમારા ગીતનો લય શા માટે તમે મેળવ્યો નહીં ?
કરુણ સૂરે લશ્કરી વાજિંત્રો હવે નહીં રડે
તમારી અંતિમ યાત્રામાં.
તોપની સલામી આકાશને ખબર પણ નહીં આપે કે
'પાબ્લો તારી પાસે આવી રહ્યો છે.'

વર્ષો પછી કદાચ
એક બીજી સરકાર આવશે
ને તમને કબરમાંથી ફરી ઊભા કરશે.
લશ્કરી સલામી સાથે શાહી દબદબાથી
રેડિયો, ટેલિવિઝન, છાપાંઓમાં જોરશોરથી કહેવામાં આવશે :
'પાબ્લો રાષ્ટ્રનો મહાન કવિ હતો.'

ત્યાં સુધી તમે શાંતિથી સૂઈ રહો, પાબ્લો,
અહીં હિન્દુસ્તાનમાં
અમારી આંખ ભીની છે.

## ૨૧. મહાદેવભાઈને □ કરસનદાસ માણેક

ક્ષણ એક જીવીને બીજીમાં શમે,
એવા રોજ હઝાર તરંગ રમે;
પળ આતમ - આંખને આંજી જતા
જયહિં નિત્ય નવાનવા રંગ ભમે,
એવી ચંચળતા તણા પૂર વંટોળને
વીંઝણે ધૂમ વીંઝાઇ રહ્યાં;
ત્યહાં, અદ્‌ભુત, એક તમે જ વીરા,
સદા એક જ રંગે રંગાઇ રહ્યા !

*

વીરા, કાચી જવાનીની જે ઉમરે,
અંધ ઈન્દ્રિયો અંકુશ - વો'ણી ફરે,
અને માયાતણા મૃગવારિની પાછળ
લોલુપ માનવ - મન મરે,
એવે આળે સમે તમે સુંવાળાં સપનોની
જંજાળ આખી ફગાવી, વીરા,
જુગજોગી તણા ચરણે ધરી જીવન,
સેવાની જયોત જગાવી, વીરા !

*

વીરા, કૈંક વૈરાગીની વાત સુણી,
જગ આજ સુધી રહ્યું જેનું ઋણી,
જેણે પેટ ભરીને સંસારની લ્હેજત
માણીને અંતે ધખાવી ધુણી;
(પણ) તારો વૈરાગ્ય તો ઓર, વીરા,
હજુ મહેફિલ જયાં પીરસાતી હતી,
ત્યાં ગેરૂઆ રંગતણી લગની થકી
છાતી તારી છલકાતી હતી !

*

જોગી - અંતર સ્નેહ - રસેલું હતું :

એવું કામણ એમાં વસેલું હતું:
જગ દૂરના એક જ દર્શનથી
પગ - ધૂલિને પૂજવા ઘેલું થતું;
અને ભાવ - ભિંજાયલ ભક્તોનો સાગર
એવો તો પાગલ ઘૂઘવતો,
કળિ - ભાર - ચંપાયલ પૃથ્વી પરે જાણે
સત્યનો સૂરજ ઊગતો'તો!

* * *

પણ ભક્તિ તો ખાંડાની ધાર ખરી:
ભાળી ભક્તગણો ઊઠતાં થથરી,
અને થોડુંક ઝૂઝીને ચાલી જતાં સહુ
જોગીને છેલ્લા જૂહાર કરી!
એવા કૈંક આવ્યા અને કૈંક ગયા:
વરસો સુધી એ વણઝાર વહી:
એવી ચંચળતાની વચ્ચે તમે ત્રાટક
બાંધીને ઊભા અડોલ રહી!

**કાઝાન ઝાકીસ □ અમૃતા પ્રીતમ**

**(પંજાબી) □ સુરેશ દલાલ**

મેં જિંદગીને પ્રેમ કર્યો હતો
પણ જિંદગી એક વેશ્યાની જેમ
મારા ઇશ્ક પર હસતી રહી
અને હું ઉદાસ નામુરાદ આશિક
ખ્યાલોમાં અટવાતો રહ્યો....
પણ જ્યારે આ વેશ્યાના હાસ્યને
મેં કાગળ પર ઉતાર્યું
ત્યારે પ્રત્યેક અક્ષરના ગળામાંથી એક ચીસ નીકળી
અને ખુદાનું સિંહાસન કેટલીયે વાર સુધી હલતું રહ્યું.

## કસ્તુરબા □ સુન્દરમ્

ગાંધીતણા તપ્ત તપોવને તમે
ઇચ્છયાં અનિચ્છયાં તપ કૈં તપ્યાં ને
તપસ્વીને એ લપસી જતાને
જગાવતાં જીવનને જપી રહ્યાં.
શ્રદ્ધા હતી ઈશ વિષે ભરીભરી,
વિશુદ્ધિની ઉગ્ર હતી ઉપાસના,
ને કાયની છાંય સમી બની જઈ
જવા હતી તત્પરતા પતિપથે.
ગૃહસ્થનો આશ્રમ ઊજળો કર્યો,
ને ભેખ લેતા જનસેવનાના
પતિ પૂંઠે નિષ્કિંચનતા વરી લઈ
સફેદ વસ્ત્રે ભગવો ય સંઘર્યો.
બાપુએ 'બા' કહી બોધ્યાં, તેથી 'બા' સહુનાં બન્યાં,
રટતાં કૈંકને મૂકી-બા, બા, -કાં અહીંથી પળ્યાં?
જગતની ઘટમાળ સદા ફરે,
જલ ઘટે ભરઠોળ થયા કરે.
પણ અરે ઘટ કોક વિષે ખરે
તમ સમાં જલ મિષ્ટ પ્રભુ ભરે.
ઘડૂલો હરિનો એવો ધરતીકાણથી ઘડ્યો,
પાણીડાં સૃષ્ટિને પાઈ હરિધામે ભલે ચડ્યો.

## નિરંજન ભગતને જન્મદિને

□ ઉમાશંકર જોશી
[અંગ્રેજ સ્નેહીના જન્મદિવસે]

જ્ઞાન, પ્રેમ, બંધુતા-
એ સિવાય જિન્દગી નરી પંગુતા.
અનિદ્ર ચિત્ત, હૃદયમહાર્ણવે વિરાટ
ખળભળાટ,
કર્મની વિદ્યુત-લકીર,
-એ જ એક આત્મશાંતિ શોધતા પ્રબુદ્ધ ધીર.

## અહો ગાંધી ! □ સુન્દરમ્

અહો ગાંધી ! સાધી સફર સહસા આમ અકળી,
રચી આંધી, શાંતિપ્રિય જન, ન છાજે જ તમને !
ગયા - ના રોકાયા વચન 'જઉં છું' એ જ વદવા,
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા !
તમારે ના વૈરી, પણ જગતનાં વૈર સહ હા
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વે અદ્રિ સમ વિરચવા શાંતિસદન.
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને માત્ર પ્રભુનું.

ઢળ્યા એ સંગ્રામે ! પ્રભુથકી જ આ ત્રાણ ઊતર્યું ?
તમોને વીંધી ગૈ સનન, કરુણા એ શું પ્રભુની ?
મનુષ્યે ઝંખેલા પ્રણય - સતનો સિદ્ધિ - પથ આ
અસત્ - હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ ?
હજી રોતી પૃથ્વી. પ્રગટ ધરતીના રુદન શા
હતા ગાંધી. એને ગત કરી, પ્રભો ! તેં રુદનને
વધાર્યાં. ક્યારેયે રુદન સ્મિતમાં ના પલટશે ?
કહે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે
પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય - આનંદનો ઘટ
અક્ષુણ્ણ, ધરતીતીરે પ્રગટાવ, 'મહા નટ !

## અજબ પુષ્પ માનવ્યનું

□ ઉમાશંકર જોશી

મુલાયમ ગુલાબશું હૃદય, ધૈર્ય મેરુ સમું.
પ્રચંડ પુરુષાર્થઘોષ, નભશાં ઊંડાં સ્વપ્ન કૈં.
ન કોઈ પ્રતિ દ્વેષ, સત્ય પછી છાંડવું શેં પડે ?
ન કોઈ ભય, વર્તવું કયમ પડે જ હિંસાથી તો ?
વહાલ થતું વેરીનેય ઉર આર્દ્રતા એહવી.
કશી તપકઠોર જીવન મહીં થઈ સંચિત
દશેદિશથી ઊભરી સભર વિશ્વની શ્રી બધી !
જવાહર, ખીલ્યા તમે અજબ પુષ્પ માનવ્યનું.

અશોક, અકબર, જવાહર, - ત્રિમૂર્તિ એ હિંદની,
વળાંક ઈતિહાસ લે, પ્રગટ ત્યાં થઈ, સાંકળે
ભવિષ્ય થકી ભૂત, ભવ્ય યુગસન્ધિ લે સાચવી.
ન હિંદની જ માત્ર એ વરવિભૂતિઓ; વૃક્ષ જે
ખીલે જગકુટુંબરાજ્ય તણું તે તણા માળી તે.
જવાહર, તમે સીંચ્યું અમૃત હિંદ-આત્માનું ત્યાં.

## વ્હિટમનને □ સુરેશ દલાલ

વ્હિટમન
તમે લંબાવ્યો આખા જગત તરફ હાથ
મારું સદ્‌ભાગ્ય
કે તમારો હાથ મારી તરફ પણ વળ્યો.
કેટલાંયે વર્ષોથી હું "Leaves of Grass" તરફ ઢળ્યો.
સ્થળ, કાળ અને શતકની પાર તમે રહ્યા
તોપણ આજે મારી કને વહ્યા.

તમે માત્ર અમેરિકન નહીં
તમે માત્ર લોકશાહીના નહીં
તમે માત્ર માનવ, પ્રિય.....
પ્રિય-તમ, પરમ આત્મીય.
તમે પોતે એકલવાયા તોયે જગતના મિત્ર
તમારા એક નહીં પણ અનેક ચિત્ર.
કૈં કેટલાયે કોડથી તમે ધરતીને સોડમાં લીધી
અનંત રાતથી અનંત પરોઢ લગી
તમે આકાશને પીધું
લીલાછમ ઘાસનાં તરણાં ઉપર
તમે તારાઓને મૂક્યા.
પુરાણકાળના કોઈ ઋષિની જેમ
તમે અહમ્‌ને ભૂંસી નાખી
વ્યક્તિત્વને, અસ્તિત્વને, ઉપસાવ્યું
અનેક અસ્તિત્વમાં ભળી જવા માટે તમે હૃદયથી ઝૂક્યા
અપાર કરુણાનું ઝરણું હોય એમ વહી રહ્યા જાણે
તમારી દાઢીના રેશમ જેવા શ્વેત શ્વેત કેશ
–માત્ર કવિને જ હોય
એવી તમારી અને ટાગોરની દાઢી
જાણે વેદ અને ઉપનિષદ વરસે આષાઢી

તમે આનંદ અને ઉછાળના
નિષ્કામ કલમના કામાક્ષી કવિ.
ઇન્દ્રિયોમાં ઠર્યા અને આત્માને વર્યા
જગતમાં પુણ્ય નથી : પાપ નથી
પુણ્ય અને પાપનાં ખાનાં જેવો
જગતમાં બીજો કોઈ શાપ નથી.

જો જગતમાં ઈશ્વર હોય
તો એ મારા જેવો હોય
તારા જેવો હોય
આપણા જેવો હોય
આપણાથી જુદા
નથી સ્હેજે ખુદા

લિંગ અને યોનિ સાથે
જન્મ અને દોણી સાથે
પાનખર અને વસંત સાથે
અનાદિ અનંત સાથે
સાથે સાથે છતાં
લિંગ અને યોનિથી પર
હોય છે કવિ
અને હોય છે ઈશ્વર.
તમારી આ દૃઢ પ્રીતિ અને પ્રતીતિ
પ્રીતિ અને પ્રતીતિથી જીવવું એ જ મોટી વાત.

જીવવું–
નારી જેવા ઈશ્વરના ખોળા જેવા ખેતરની વચ્ચે
નર જેવા વૃક્ષનાં થડ-ડાળ ઝાલીને
જીવવું દરિયામાં મ્હાલતી માછલીની જેમ

They do not lie awake, in the dark and
weep for their sins,

They do not make me sick discussing
their duty to God,

Not one is dissatisfied, not one is demented
with the mania of owning things.

Not one kneels to another, nor to his
kind that lived thousands of years ago,

Not one is respectable or unhappy over
the whole earth."

શિશુ અને ઈશુ અને પશુઓને માથે રાખી
ઘુવડ ગરુડને સાથે રાખી
તમે સર્જ્યું એક પક્ષી... નિત્ય નૂતન
પક્ષી કેમ કહી શકે
કે મારી એક પાંખ સારી
ને એક પાંખ ખરાબ
મારી એક પાંખ ગંગા
અને એક પાંખ શરાબ

પક્ષી માટે આકાશ જેવું કોઈ મોટું સત્ય નથી
પક્ષી માટે વૃક્ષ અને માળા જેવું કોઈ મોટું તથ્ય નથી.
માળા અને આકાશની વચ્ચે
વિરાટ અવકાશ
એ પક્ષી માટે સત્ય-પરમ સત્ય.

નહીં કોઈ અન્ય
ચૈતન્ય એ જ સત્ય.
પોતાની પ્રાપ્તિ, પોતાની- વ્યાપ્તિ.
પોતાની હયાતીનો અર્થ
–મળે તો ભાગ્યવાન, ધન્ય.

They do not lie awake, in the dark and
weep for their sins,

They do not make me sick discussing
their duty to God,

Not one is dissatisfied, not one is demented
with the mania of owning things.

Not one kneels to another, nor to his
kind that lived thousands of years ago,

Not one is respectable or unhappy over
the whole earth."

શિશુ અને ઈશુ અને પશુઓને માથે રાખી
ઘુવડ ગરુડને સાથે રાખી
તમે સર્જ્યું એક પક્ષી... નિત્ય નૂતન
પક્ષી કેમ કહી શકે
કે મારી એક પાંખ સારી
ને એક પાંખ ખરાબ
મારી એક પાંખ ગંગા
અને એક પાંખ શરાબ

પક્ષી માટે આકાશ જેવું કોઈ મોટું સત્ય નથી
પક્ષી માટે વૃક્ષ અને માળા જેવું કોઈ મોટું તથ્ય નથી.
માળા અને આકાશની વચ્ચે
વિરાટ અવકાશ
એ પક્ષી માટે સત્ય-પરમ સત્ય.

નહીં કોઈ અન્ય
ચૈતન્ય એ જ સત્ય.
પોતાની પ્રાપ્તિ, પોતાની વ્યાપ્તિ.
પોતાની હયાતીનો અર્થ
–મળે તો ભાગ્યવાન, ધન્ય.

હે ક્રાંતિકારી, ક્રાંતિધારી કવિ સમર્થ
તમે પ્રશંસા અને નિંદાથી પર
તમે પંખી અને ઈંડાથી પર
તમે જન્મ અને મરણથી પર
છતાં સમુદ્રના આનંદથી, આનંદના સમુદ્રથી સભર સભર.

તને એક તીવ્ર ઝંખના હતી, વ્હિટમન
કે કોઈ અજાણી વ્યક્તિ તારો હાથ ઝાલે
અને ચૂમે.
હું તને ચૂમું છું વ્હિટમન
શબ્દથી-હોઠથી-હૃદયથી
અને ઝૂમું છું મૅનહટ્ટનના ઉન્મત્ત મલયથી
તારા પાગલ-પ્રલયથી
તારી પંક્તિઓનો ચડ્યો મને કેફ.....

I celebrate Myself and sing Myself
I celebrate Myself and sing Myself
I celebrate Myself and sing Myself

## ડબ્લ્યુ. બી. યેટ્સને □ હરિશ્ચંદ્ર ભટ્ટ

આષાઢ વાદળ મહીં તરતો મયંક :
ઘેરો, ગભીર, કરુણાર્દ્ર, અશાન્ત, દીન
ને કલાન્ત, ખિન્ન, તરલોર્મિ વહન્ત પ્રેમ.
એવાં જ નેન-
રાતાં ગુલાબ, ગત પ્રેમની આરઝૂ, ને
હૈયાની એ જ જગજૂની વ્યથાની વાત.
સૌન્દર્ય-ભાન-ભરતી સઘળું કળ્યું તેં ;
સ્વર્ધૂનીતીર ગતયૌવન વૃદ્ધનીયે
તેં સાંભળી સ્વમુખની ઉપહાસ વાત :
"જે હોય સુંદર બધું જલશું તણાતું આધે"-

## મહાપુરુષ એ બધા □ મકરંદ દવે

મહાપુરુષ એ બધા પથ બતાવતા સંચરે,
વિચાર તણી શૂન્યતા, અરવ શાંતિ, સંબંધનાં
સહુ ક્ષણિક બંધનો કયમ વિદારવાં, અંધનાં
હરે પડળ, ને મુખે સતત વાણી કેવી ઝરે!
સમાધિસુખ, શુકલધ્યાન, શુભજ્ઞાન, બ્રહ્માક્ષરે
લખે બધું ય, પ્રજ્ઞ એ, અબુધ હાસ્ય-આક્રંદનાં
શમાવી શકતા વૃથા વમળ, એમને વંદના
કરી રહું, છતાં ય શું ચચરતું રહે અંતરે!

નિહાળું, અસહાય રોજ પડતી જતી રંકને
શિરે અદય પાટુ, અશ્રુ હતભાગી નારી તણાં
વહે વિકૃળ ને હસે પ્રબળ હિંસ્ર, હાહાનલે
બળે મુજ બધું ય, શાંતિ નહિ ક્યાંય, આતંકને
સહી નવ શકું, હશે અસત દૃષ્ટિની યંત્રણા,
મહાશય, કરો ક્ષમા, ભડથું યે થવાનું ભલે.

## પ્રભુનો હાથ □ ઉમાશંકર જોશી

(પ્રસિદ્ધ શિલ્પી મિલેસની શિલ્પકૃતિ, સ્ટૉકહોમ)

મનુષ્યને આંગળીએ નચાવે,
રડાવે,
હસાવે...
નાનીશી છાતી મહીં માનવીની
વંટોળ કશા મચાવે!
તું ઊડ!
જો, દૂરથીયે બહુ દૂર!

આ વિશ્વ મારું,
ઉમેર એમાં કંઈ એક તારું.

તું કૂદ!
મુક્તિની પાંખ તારી
છે એ જ હા એ જ હથેળી મારી -
ક્ષણે ક્ષણે જે તુજને બચાવે.

## સજીવનં શબ્દો □ બાલમુકુન્દ દવે

(સ્વ. મેઘાણીને)

શબ્દો સજીવન થાય

પહાડી ! તારા શબ્દો સજીવન થાય,

પડઘા શમ્યા નવ જાય

પહાડી ! તારા પડઘા શમ્યા નવ જાય.

આભના ગાભ ચીરી ગાજે બુલંદ ઘેરા,

ઘૂંટાઇ ઘૂંટાઇ ઘુમરાય;

એકલ સીમાડે કોઇ ઊભેલા પાળિયાના

પ્રાણમાં પેસીને પડઘાય.

પહાડી ! તારા શબ્દો સજીવન થાય.

અદીઠા તંબૂર મીઠા ઝણેણે ઝંકારભર્યા

ઈને રે સંધાને વહ્યા જાય,

કાળની ફાળ સામે ટકરે ટંકારભર્યા

આફૂડા ઊઠીને ઊભા થાય !

પહાડી ! તારા શબ્દો સજીવન થાય.

## પ્રવીણ જોશીને □ પન્ના નાયક

બહારગામ જવાનું હોય

ત્યારે

ઊંચકવાનો

કેટલો બધો ભાર-

આપણો, બીજાનો... !

હા...શ

સઘળો સામાન

સ્ટેશન પર છોડી

આજે

જાઉં છું

કશુંય લીધા વિના

કોઈનેય લીધા વિના...

આખ્ખી ટ્રેનમાં

હું જ

સૂતો સૂતો

આંખો મીંચી

બંધ હોઠે

જીવનના એક અવનવા નાટકની સ્ક્રીપ્ટને

મમળાવતો મમળાવતો...

# "ગમે તો સ્વીકારે" □ બ.ક. ઠાકોર

('ઉપહાર' ને ઉત્તર)

'ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં,'
અરે આવાં વાક્યો, પ્રિયતમ સખે યાચું વદ મા!
ત્હમે સંભારો છો સમય ભુલું તે હૂં ય ન કદી,
ભુલ્યો લાગૂં એ તો દિવસ અવળાનોજ અવધિ!
નહીં ઉદ્ગારો એ કંઈ તમ કરેલા જ થયલા,
-સ્વયમ્ભૂ પ્રીતીના અમર ઝરણાના સુર ભલા!
નસીબે ભોંકી ખંજર કદિ ઘડી બેશુદ્ધ કર્યો
ઝિલી એ ઉદ્ગારો ન શકું, પણ ઓછૂં નવ લહો.
નસીબો ભોંકે ખંજર, જખમ પાડે જિગરમાં
વિના પ્રીતીના એ ઝરણ, નવ ઊપાય જગમાં.
ફર્યો અત્યારે તો ધગતિ સિકતાના રણમહીં,
પડ્યો ભૂલો, ઝાળે નયન પણ બાળ્યાં, શુધ ગઈ.
ત્હમારી પાસે યે હૃદયપડ ના આ ઉઘડતાં,
-વહે અંતર્ લોહી, બહિર ઉપચારો વિફલ ત્યાં.
પરંતૂ કો કાળે ગત સમયના સૂર ઉઠશે,
ફરીને આ હૈયે ઝરમર સુધાધાર કરશે;
ઝળેલા આત્મામાં મુકુલ ફરી તાજાં ઉઘડશે,
અને ઉદ્ગારોમાં સહજ ઉભયે કંઠ ભળશે.
પુરાણી વાતોમાં વરણન કર્યું જે પ્રણયનૂં,
નહીં જેની સામે વિધિતણીય ચાલે પ્રબલતા,
વિધિજવાળે જેની શુચિતર જ સોહે વિમલતા.
–અનાયાસે આત્મા પુગલતણું ગાળી દ્રુયપણું
મિલાવી દે જ્યોતી, સ્થિર ચળક જેથી ધ્રુવ સમી
સનેહી સાચાંને વિપદમહિં. પાતી ધૃતિઅમી:
અહા એવો પ્રીતીકિરણ ઉગિયો આપણ વિશે,
કદાપી એ પાછો અનુદિત બની નૈવ શકશે!

અદૃષ્ટે રાખ્યા'તા નિકટ પછિ થોડાક દિવસ,
તદા આદર્શભ્રેશેથી હર ઘડિ પિધો યૌવનરસ. મયુરો મેઘે
કોકિલ ઋતુ વસંતે અનુભવે
અને કેકા ઘેરી ટુહુકુટુ અનેરી જ ગજવે;
ધરા વર્ષાધારા ઝિલિ ઝિલિ ઉરે હૃષ્ટ બનતી,
રસો રૂપો રંગો અનહદ સુગંધો પ્રસવતી:
તરંગો રે એવા સહજ ઉરયોગે ઉછળતા
લહ્યા'તા તે વેળા, ઉભય હજિ તાજેદિલ હતા.
ટક્યા ના એ લાંબૂ, પણ સજિવ એ બીજ ઉરથી
ખરે, તો તો જાણો, અમર અવનીમાં કશું નથી.
ભલે ને અત્યારે અખિલ નભ ફેલાય વચમાં
શશીની શૂં તેથી ઉદયપલ રાત્રી વિસરશે?
ભલે ના બૂઝાવી દુખદવ અચિંત્યો સળગતાં
શકે એ તત્કાલે-કુસુમલ વસંતાનિલ જતાં
વિહંગો વાસંતી વિતત કરિ પાંખો ઉડિ જતા,
દિઠા પ્રેમે પ્રેર્યા અભિમત પ્રદેશે પુગિ જતા.

## બેગમ અખ્તરને સાંભળીને

□ નરેન્દ્ર વસિષ્ઠ □ નૂતન જાની

(ત્રણ મન: સ્થિતિ)
(હિંદી)
જોતજોતાંમાં
એ ચહેરો
એક અવાજમાં બદલાઈ ગયો
અને અવાજ એક હૃદયમાં.
જે ઝાડવામાં ઊગેલા
લાલ ગુલાબની જેમ
મહેકી રહ્યો હતો.

પીળી પાંદડીઓ
અને ચંદ્રનાં ઉદાસ કિરણોમાંથી
વરસતો

અનુભૂતિનો એક દરિયો
મને એની સાથે વહાવી ગયો
એમાં જ ડૂબકી મારીમારીને
હું તરવાનું શીખ્યો.

આલાપની સાથે
તારાઓની રોશની
જમીન પર ઝરવા લાગી
આખે આખું આકાશ
વિદ્યુત-ગતિથી અપરિચિત
વિલંબિતમાં બંધાઈને
રાગની સાથે વહેવા લાગ્યું.

## શહેરના દીવા □ ઉમાશંકર જોશી

[ચાર્લી ચૅપલિનનું 'સીટી લાઇટ્સ' જોઈને (લંડન, જુલાઇ ૧૩, ૧૯૫૬)]

માનવહૃદયનું ઘોરતમ અંધાર,
વીજળીદીવા નગરશેરી મહીં બેચાર.
સ્વાર્થઅંધ ભમે જનો; રે જગત-ઘૂમરીઓ અદય!
વચ્ચે અકિંચન કો રમે ખુલ્લે નયન, ખુલ્લે હૃદય.

આ પુષ્પબાલાને નથી આંખો,
દેખતી આંતર જગત મૃદુ કરુણતા-નિર્દોષતા પાંખો
ફફડાવતી જગપિંજરે એ પંખિણી
તલખી રહી-વલખી રહી શી દુ:ખિણી!
સ્વપ્નની ખુશ્બો ગયું કો મૂકી એ મુરઝાયલા
જીવનપુષ્પ મહીં? અરે આ દેખતીયે થઇ! કલા
એ અનુભવી કોની રહે
પ્રત્યક્ષ? કેવળ અકિંચનનું ઓશિયાળું મુખ લહે.

દીવા નગરના, તે અરે દીવા નથી.
આંખો! અરે આંખોય છે બે-નૂર, અમથી
મનુહૃદયની ગૂઢ અનુકંપા-એ જ છે આશા-કિરણ
કાંચન તણી આ અંધ લીલામાં! જતો હસતો અકિંચન.
-ધન્ય માનવબંધુવર હે ચૅપલિન,
કરુણા તણા દીવા હૃદયહૃદયે બધે પેટાવવામાં લીન.

## બલ્લુકાકાને - છબિની ભેટ પ્રસંગે

□ નિરંજન ભગત

પિતામહ તમે અને શિશુક હું કલાસૃષ્ટિમાં,
તમે વિજયવંત ત્યાં મજલને વિરામે સર્યા,
ધર્યા સુદૃઢ પાય, બે જ ડગ માંડ મેં તો ભર્યા,
છતાંય મુજને લહ્યો મુજ સુભાગ્ય કે દૃષ્ટિમાં.
કિશોર વયમાં મને પ્રથમ કાવ્યદીક્ષા મળી
સખા - સુહૃદ - મિત્ર પાસ મુજ મુગ્ધ છંદોલયે,
'સભાન સઘળી કળા છ, કવિતા ય' એ આ વયે
હવે જ તમ પાસ બુદ્ધિ - વિતરંત શિક્ષા મળી.
મળી અવર ભેટ આજ તનની વળી આ છવિ.
ભૂલ્યા કવિ, દિયો શું છેક બસ વસ્તુ આ નશ્વર ?
ભૂલ્યા ? ન, મનની ય કિન્તુ 'ભણકાર'માં અક્ષર
સમસ્ત ગુજરાતને કર ધરી; ન ભૂલ્યા કવિ !
પ્રતીક મમતા તણું, હૃદયનું, ગણું ભેટ આ;
ધરું વિનય સાથ હું ય મુજ કૈંક, સૉનેટ આ.

## બલ્લુકાકાને - બ્યાશીએ

□ નિરંજન ભગત

અનેક સુખનાં પ્રલોભન સુલભ્ય મુંબઈ સમા
મહાનગરમાં, ત્યજી સકલ, માત્ર ચોપાટીની
ચહી લઘુક ઘોલકી, વસતિ ગ્રંથ ને ઘાટીની,
ક્વચિત્ વિરલ મિત્ર વા અતિથિની (તમે બેતમા);
ચિરૂટ સિગરેટ વા કદી ગ્રહી રચો ધૂમ્રનાં
રહસ્યમય વર્તુલો, કદીક નેત્ર બે નીતરે,
કરે અધિક ઉજ્જવલા દ્યુતિ નિજાત્મની જે ઝરે;
ઢળે કદીક કાય ખાટ ખુરશી પરે, ઉમ્રનાં
વહ્યાં સભર સિદ્ધિવંત સહુ વર્ષ બ્યાસી સ્મરો,
વળી કદી સમાજ, રાજ્ય, ઈતિહાસ ને ધર્મની,
કલા સકલ, કાવ્ય - જે પ્રિય વિશેષ - ના મર્મની,
સમગ્ર મનુપ્રશ્નની ગહન વાત હૈયે ધરો,
સચિત (સહુ માનવી અગર જંતુડાં છો ગણો),
અને વિરલ તે છતાં અનુભવો સમાધિ - ક્ષણો.

## બલ્લુકાકાને - અંજલિ

□ નિરંજન ભગત

હજી શ્રવણમા શમે ન રણકો, રમે સ્પષ્ટ શો;
કઠોર કદી ઉગ્ર વજ્ર સમ તીવ્ર કો ત્રાડ શો,
સુકોમલ કદીક મંદ મૃદુ રે નર્યા લાડ શો,
હજી સ્વપ્નમાં ય તે નવ જણાય જે નષ્ટ શો;
તમે મનુજ જંતુડા? અગર સત્યની પૂર્તિ શો
હતો જ તમ કંઠ જ્યાં પ્રખર ગ્રીષ્મના સૂર્ય શો;
તમે મનુજ જંતુડા? અગર સ્નેહની સ્ફુર્તિ શો
હતો જ તમ કંઠ જ્યાં શરદ શાંત માધુર્ય શો,
સુણ્યો ન ક્ષણ એક બે, પણ સુણ્યો દિનોના દિનો,
બહુ પ્રહર, ચ્હા સમે, સ્વજન - સ્નેહ - આલાપમાં;
અને અવ શું શબ્દ શબ્દ સહુ ગ્રંથના જાપમાં
નિરંતર ન મ્હેકશે મૃદુલ તીવ્ર એનો હિનો?
સદા નીતરી નીંગળે હૃદય છાની બાની સરે,
હવે ચકિત કર્ણ કાળ પણ મુગ્ધ સૂણ્યા કરે.

## આખરની કમાઈ

□ કુસુમાગ્રજ
□ જયા મહેતા

(મરાઠી)
મધરાત વીત્યા પછી
શહેરનાં પાંચ પૂતળાં
એક ચોતરા પર બેઠાં
અને આંસુ સારવા લાગ્યાં.
જ્યોતિબા બોલ્યા,
છેવટે હું થયો
ફક્ત માળીનો.
શિવાજીરાજા બોલ્યા,
હું ફક્ત મરાઠાનો.
આંબેડકર બોલ્યો,
હું ફક્ત બૌદ્ધોનો.
ટિલક ઉદ્‌ગાર્યા,
હું તો ફક્ત
ચિત્પાવન બ્રાહ્મણોનો.
ગાંધીએ ગળાનો ડૂમો સંભાળી લીધો
અને તે બોલ્યા,
તોય તમે નસીબદાર
એક એક જાતજમાત તો
તમારી પાછળ છે.
મારી પાછળ તો
ફક્ત સરકારી કચેરીઓની દીવાલ

## જોર્જ લૅમિંગ માટે

□ અર્લ બર્ની □ શીરીન કુડચેડકર

તારી સમક્ષ
હું શબ્દોનું જોખમ લઈ શકું છું
તેમના પર પ્રભુત્વ મેળવવાથી તું જાણે છે
કે તેઓ તો છે મૂઢ
નોકરો
જે આપણી લાગણી કરતાં
ઓછું
અને વાહિયાત બોલે છે
કિંગ્સ્ટનની તે મહેફિલમાં
આપણે ઊભાં હતાં
પાંચ (છ?) યુગલો
સાથે સંકળાયેલાં ગાતાં
આપણું સુખ કેવળ શરાબી નહોતું
ઇચ્છિત એકાએક મૈત્રી
જેને માટે હું પાત્ર નહોતો
મારું માથું એનાથી ચકરાતું હતું
કાળા ફૂલ જેવા મખમલિયા ચહેરા
ઝૂલતા જાતને ભૂલીને
નૃત્યમાં હાસ્ય
એકાએક ભીંત પરના અરીસામાં
મારા ચહેરાએ મારા પર હુમલો કર્યો
પોતાને જોઈને તે સ્તબ્ધ બન્યો
નમણાં ઘેરાં પુષ્પો વચ્ચે
એક સફેદ ગોકળગાય
હવે હંમેશ હું ઋણી છું
તમારા સૌનો
જેમણે મને બેફિકરાઈથી ફરવા દીધો
પડકાર વિના મહાલવા દીધો
તમારી ત્વચાઓના*
કિલ્લાના
બાગમાં.

* જોર્જ લૅમિંગ : પ્રખ્યાત વેસ્ટ ઇન્ડિયન નવલકથાકાર જેમની એક નવલકથાનું શીર્ષક છે 'In the Castle of My Skin (મારી ત્વચાના કિલ્લામાં).

## ત્યાં ઊગે છે

□ લૅંગસ્ટન હ્યૂજ
□ જયા મહેતા

(અમેરિકન)
લેનિન ચાલે છે આખા વિશ્વમાં
સીમાઓ તેને અટકાવી શકતી નથી-
તેને અટકાવી શકતાં નથી બૅરેક્સ કે રસ્તાની અડચણો,
તેનામાં ઘૂસી શકતા નથી કાંટાળા તાર

લેનિન ચાલે છે આખા વિશ્વમાં,
કાળા, શામળા અને ગોરા તેનું સ્વાગત કરે છે,
ભાષા તેને માટે વાડ થઈને આડી આવતી નથી
અનોખી બોલીઓ પણ વિશ્વસે છે તેની પર.

લેનિન ચાલે છે આખા વિશ્વમાં.
સૂર્ય થીજી જાય છે કોઈ ડામની જેમ.
અંધકાર ને સવારની વચ્ચે
ત્યાં ઊગે છે એક લાલ તારો

## અંતરનો અજવાસ

□ ભાનુપ્રસાદ પંડ્યા

સૂતર શા તંતુએ ગૂંથી સતના શ્વાસેશ્વાસે,
ભોજનથી નહીં, નભી જિંદગી ઝાઝેરા ઉપવાસે.
પવન-પાતળી કાયા કરતી બલવાનોને મહાત,
વેણથકી અણિયાળી ભારે મૌનતણી તાકાત.
હાથ જોડતાં વહી નમ્રતા નિશ્ચયમાં નક્કર પોલાદ,
ફૂલ સમાણી વાણી દેતી ઈન્કિલાબને સાદ !
કરી મહેલની નહીં ઉપેક્ષા વધુ કુટિરની પાસ,
આમ જુઓ તો દંડી સાધુ કર્યો નગરમાં વાસ !
આંખથકી રામાયણ વ્હેતી સ્કન્ધ વહ્યો ભારતનો ભાર,
ડગલે ડગલે મળી જાય ભગવદ્‌ગીતાનો સાર !
અંધકારમાં ચીંધે કેડી અંતરનો અજવાસ,
ઈશ્વર જેવો એને માનવ માનવમાં વિશ્વાસ !

# ગાંધી

□ એફ. આર. સ્કૉટ
□ નીના રામૈયા

(કૅનેડિયન)
ભારત, ભારત, મેં તારા વણાટને ચિંતવ્યું છે,
એક ગોળી, એક લશ્કર જેવડી, તારી છાતી ચીરી ગઇ ત્યારે.
તંતુ જે તૂટ્યો તેણે પવિત્ર નદીઓને છોડી મૂકી છૂટી
ને ભૂમિએ ભૂમિના ઉભરાતા કિનારા આંસુથી રહ્યા તૂટી.
તારો મહાન પુત્ર
હું મળી શકું ને આવકારી શકું તેવો હતો. આત્મીયજન.
ક્યાંય દૂરના કૅનેડિયન બરફમાં
એમના રંગે રંગાયેલ મારા શ્વેત પ્રદેશો અનેરા,
ને મારા અધિક ઊંચેરા પર્વતો.
અમારી મુક્તિના ધ્યેયને ચીંધતો એમનો રસ્તો મેં જોયો,
ને મેં જાણ્યું કે અમારે તાકવું જ રહ્યું
ભવ્ય સાદગીના કેન્દ્ર તરફ
નહીંતર નાના અમથા જાતજાતના ધર્મસંપ્રદાયની દીવાલો પાછળ
શરમાઇને અંધારામાં લપાઇ જવાનું,
અમારા પોતાના અસ્પૃશ્યોના ઓછાયાથી અળગા રહીને.
એમના તત્ત્વજ્ઞાનના ગગનચુંબી સત્યને
આ મારી સલામ છે.
પ્રાર્થના કરતાં એમના લોહીને ખતમ કરવાની અનિષ્ટની શકિત હોવા છતાં
એમના મંદિરનાં દ્વાર સમગ્ર વિશ્વ માટે ખૂલ્યાં છે.
ભારત, ભારત, ઇતિહાસના ભારણ નીચે
તારી પ્રગતિનો ફુવારો રુંધાયેલો છે,
મનુષ્ય પોતાના ભૂતકાળનો વારસ છે એટલે જ, છતાં તેનો જુસ્સો
ઉછાળા મારીને, એકાદ ક્ષણમાં, પહોંચે છે હિમાલય.

# ઊર્ધ્વ માનુષ □ ઉમાશંકર જોશી

[શ્રી રવિશંકર મહારાજની ૭૫-વર્ષ પૂર્તિ પ્રસંગે]

'ન માનુષાત્ શ્રેષ્ઠતરં હિ કિંચિત્ ।'

મનુષ્યથી ના અદકું કંઇ જ.
મનુષ્યમાંયે શિર જેનું ઊર્ધ્વ,
મૂર્ધન્ય તે.

છે જોયું કો મસ્તક ઊર્ધ્વ? નામતું-
પ્રણામતું સર્વ ચરાચરોને
તે સંચરે; પ્રેમજળે પખાળતું
કો મૂઢ સત્તાજડ દંડધારકે
ઉદ્દંડ વા ધર્મ-તજ્યા અરાજકે
કરેલ ઘા જેહ સમાજ-દેશે;
સ્નેહાર્દ્ર દૃષ્ટે દુરિતો શમાવતું.

પદે પદે અંતર પ્રાર્થતું રહે:
વસુંધરા, હું વસુ એક યાચું-
દે ક્ષાન્તિ તારી, શમમાં હું રાચું.
હે પર્વતો, હે નભ, હે મહાવનો,
નદી-નદો, હે રણ, હે મહાર્ણવ,
નમું તમોને! પશુ-પંખી-ઉદ્‌ભિદ!
નમું! ન જાણું તમને હું તેવો,

મનુષ્યને કૈંક હું જાણું જેવો.
મનુષ્ય મેં તેથી જ કૈંક સેવ્યો.
આવી ચડે જો પ્રભુ! તું કદીક,
તો આવજે તું થઈને મનુષ્ય.-

મનુષ્યતાને નવ આંચ આવે
કહીંયથી, વત્સલ એમ વર્તતા,
ને વાસના કે ભય ના નમાવી
શકે જ જેને,

**નમામિ તં નિર્ભયમ્ ઉર્ધ્વમાનુષમ્ ।**

## એનાયસ નીનને ▢ હરીન્દ્ર દવે

નિર્દોષ ચહેરા પર
કલ્પી લીધેલા ગુનાહોના નકાબ ઓઢી
દૈવી આનંદને ગોપિત રાખવાના
આ નિરર્થક પ્રયત્નો
છેવટે શબ્દ થઇ ટપકયા
અલૌકિક ટાંચણપોથીમાં.
એકાદ ક્ષણ ઊપસતું સ્મિત :
પ્રકૃતિના અપૂર્વ મંદિર પરનો
ઘુમ્મટ કંપી ઊઠે છે :
ઘાસને પ્લાવિત કરતું ઝાકળ.
મૃગજળ
હળાહળ
પરાકાષ્ઠાએ અમૃતજળ.

આંદોલિત ગતિના અપૂર્વ સ્પર્શથી
ધબકતી ટાંચણપોથીમાં
કયાંક હું પણ છું.

નેત્રો અને અધર
બહાર તેવાં ભીતર
ઝળાંહળાં રૂપ - હયાતીનો શણગાર.

ગતિનું આ કાવ્ય
ક્યાં ગોપવી રાખ્યું હતું તેં !
અનાવૃત શબ્દને અડકતી અંગુલિથી
પ્રગટતું સંગીત બ્રહ્માંડના કયા લોકમાં હતું
માસુમ દેવાંગનાનાં

નિર્દોષ નેત્રોની આ ઝલક
કયા સ્વપ્નલોકમાંથી જાગૃતિની ક્ષણે પહોંચી ?
□
અભાવના સાગરમાં
અકળાતો શ્વાસ.
વિકલ ચિત્ત પાસે બધાં દૃશ્ય ધૂંધળાં.
મંદિરનો ઘુમ્મટ
આકાશ બની ઝળૂંબે છે.
ઝંખનાની રેતી
આંખોમાં રણ તો નહીં રચી દે ને ?
પ્રતિમાઓ અને શિલ્પોની પૂજા કરું છું :
હેનરીની આંખોથી ફંફોસું છું તને :
વિચારમાત્રથી સ્પંદિત થતાં
તારા સૂક્ષ્મ અસ્તિત્વની ખોજ કરતી નાવ
રેતીમાં ખૂંપી ગઇ છે.
એ ઝંખે છે છલકતા સાગરની છોળ
○
આંદોલિત ગતિના
પરમ કાવ્યની રચયિતા
મારી સંનિધિમાં તું મનુષ્ય નથી :
મનુષ્યને નવી ઊંચાઇ દર્શાવતી
પ્રકૃતિ સ્વયં છે !

નીન, યાદ છે ?
જન્મજન્માંતરથી આપણે
અન્યોન્યને જાણીએ છીએ !

## ઈશુ

□ **મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'**

ઘરની દીવાલ પર
મેં ઈશુની તસવીર
ટાંગવાનું નક્કી કર્યું...
અને જુઓ,
ઈશુની તસવીર
ટાંગવા માટે પણ
દીવાલ પર
હું
ખીલો ઠોકી રહ્યો છું !

## પાઠકસાહેબ □ ઉમાશંકર જોશી

તમે, સ્વજન, આજ માત્ર દસવીસ આ પુસ્તકો ?
અવાજ બસ આ જ, જેહ લિપિ માંહી અંકાયલો ?
અને અવર વાત સૌ બસ નિરર્થ ? ના, ના, અરે
કયમેય મન માનતું. કર દબાવવો જોરથી
સહેજ, રણકી રહેવું સ્વરનું સુવિસ્પષ્ટ, ને
તરંગિત થતો લસી રહત આત્મ ત્યાં વાતના
અનંત જગ સ્પર્શતા જ અવરોહ-આરોહમાં.
અહો વિરલ ચિત્તસાજ અતિ સૂક્ષ્મદર્શી શુચિ !

ગિરા દ્યુતિમતી યથાતથ સુરેખ સંવેદને.
પ્રમાણપ્રિય, તોય ઊર્મિ જરી આંખ દે ભીંજવી;
ગુફાપ્રિય, છતાં વિનોદપટુ સર્વભેળા ભળ્યા;
વિચાર-રત, તોય નેત્ર મહીં જીવનોલ્લાસ શો !
મનુષ્ય-અવતારમાં યદિ ક્ષણો મુદાની મળી,
નિશંક મળી તો કંઈક તમ સ્નેહ-સાન્નિધ્યમાં.

## ''હેલન કેલરને'' □ નીતિન મહેતા

તેં તારી બંધ આંખોનું અંધારું
પીધા કર્યું, ને પછી
તેજના એક સનાતન લિસોટા વડે
સૂર્યને પણ ઝાંખો પાડી દીધો !
- તારા બધિર કાને તેં સાંભળ્યો
કાળા ખડકોનો સાદ,
ને ધવલ ફીણના પડઘા તારા કંઠમાંથી
ઋજુ ગીત બની વહેવા લાગ્યા.
- તારી મૌનભાષાની લિપિ મારે માટે
એક નવું આકાશ લઈ આવી !
હું અંધ, વાંચી શકું છું, તારા સ્પર્શથી
ઊઘડેલા સિતારાના એ અક્ષરોને.
- હું પંગુ, તારા નામને
મારી હથેળીમાં મૂકી દોડી શકું છું.

## શેક્સ્પિયરને

□ મૅથ્યુ આર્નોલ્ડ □ ઉશનસ્
(અંગ્રેજી)

અધીન અમ પ્રશ્નને અવર, મુક્ત કિંતુ તું તો,
પૂછયા જ કરીએ અમે, તું હસી સ્હેજ પાછો સ્થિર;
અહો મરમીશ્રેષ્ઠ ! કોઇ ગિરિરાજ ઉચ્ચૈ : શિર
ઉઘાડી નિજ ભવ્યતા ઉડુગણોભણી મૂકતો,
દ્રઢિષ્ઠ નિજ પાદને જલધિના તલે રોપતો,
કરંત નિજ વાસ ઉચ્ચતમ સ્વર્ગશૃંગે જઇ,
હતાશ મનુવેલ કાજ કશું ઢૂંઢતી જે રહી
તળેટી તટ તે ય મેઘતણી મેખલા રાખતો;
અને તું, ઉડુઓ અને રવિકરો ય જે જાણતો
સ્વયંપઠિત, સ્વપ્રમાણ, ખુદમાન્ય, આત્માશ્રયી,
ચલ્યો તું પૃથિવીપટે અકળચાલ, છાજે સહી,
વ્યથા સઘળી જે અહીં અમર આત્મ વેઠયે જતો,
અશક્તિ, અવસાદ સર્વ કટિ તોડનારાં અહીં
લહંત નિજ શબ્દ એક બસ એ જ ભ્રૂમાં જયી.

## ઉપહાર

□ કાન્ત

ફર્યો ત્હારી સાથે, પ્રિયતમસખે, સૌમ્યવયનાં
સ્હવારોને જોતો વિકસિત થતાં શૈલશિખરે
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં
તરંગોનાં સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુંસુમોનો ગણ અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેના તરુવર રહ્યાં ઉત્સુક બની
ઠરી સ્થાને સ્થાને કુદરત બધીને અનુભવે
કર્યા ઉદ્‌ગારો : તે બહુ બહુ હવામાં વહી ગયા
સખે, થોડા ખીણો ગહન મહીં તોયે રહીં ગયા
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહીં ભરું
અને ત્હેને આજે તરલ ધરું ત્હારા ચરણમાં
ગમે તો સ્વીકારે ગત સમય કેરાં સ્મરણમાં.

# કુંડળી અને કવિતા : હરીન્દ્ર દવે □ અનિલ જોશી



આપણા વિવેચનમાં કવિતાને મૂલવવા માટે ભાષાશાસ્ત્રની જેમ અનેક શાસ્ત્રોને એપ્લાય કરવામાં આવે છે. સ્ટ્રકચરાલિઝમથી માંડીને માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણથી કવિની કવિતાને તપાસવામાં આવી છે. અહીં અમારા મનમાં એક નમ્ર સવાલ ઊભો થાય છે કે કવિની કવિતાને જ્યોતિશાસ્ત્રની દૃષ્ટિએ શા માટે ન તપાસી શકાય? કવિતાને સમજવા માટે જો બધા જ શાસ્ત્રોનો આધાર લઈ શકાતો હોય તો જ્યોતિષશાસ્ત્રનો આધાર શા માટે ન લઈ શકાય? મારા મનમાં આવો તાત્ત્વિક સવાલ ઊભો થયો એટલે મને થયું કે ચાલો, હરીન્દ્ર દવેની કવિતાને જ્યોતિષવિજ્ઞાનની દૃષ્ટિએ થોડીક તપાસીએ. કવિ હરીન્દ્રની જન્મકુંડળીને આધારે એમની કેટલીક કવિતાઓ વિષે વાત કરવાનો મેં ઉપક્રમ ગોઠવ્યો છે.

હરીન્દ્રની જન્મકુંડળીમાં વૃશ્ચિક લગ્ન છે. લગ્નેશ મંગળ અગ્નિતત્ત્વનો હોવા છતાં વૃશ્ચિક રાશિ જળતત્ત્વની રાશિ છે. સીધી અને સરળ ભાષામાં કહેવું હોય તો એમ કહી શકાય કે હરીન્દ્રમાં પંચમહાભૂતનાં પાંચ તત્ત્વોમાંનું જળતત્ત્વ વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. હરીન્દ્ર અગ્નિતત્ત્વના જાતક નથી પણ જળતત્ત્વના જાતક છે એટલે એની કવિતામાંથી જળના છાંટા અવારનવાર ઊડયા કરે છે.

અહીં તમે એમ કહી શકો છો કે હરીન્દ્રની જન્મરાશિ અને જન્મલગ્ન જળતત્ત્વનું હોથી જ 'ઝરમરના ઝાંઝર' વાગ્યા કરે છે. જન્મલગ્ન અને જન્મરાશિના સંદર્ભે હરીન્દ્રની કવિતામાં જળ સાથેના કેટલા બધા સંદર્ભો ઉભરાય છે! દાખલા તરીકે

"જળને તખ્ત નજરથી શોધી
ચહી રહે ઘન રચવા"
ઝંખે કોઈ દિન બિંબ બનીને
સાગરને મન વસવા
વમળ મહીં ચકરાઈ રહે એ કોઈ
અકળ મૂંઝવણે.

* * * * *

આંસુને પી ગયો છું, મને ખ્યાલ પણ નથી
એક રણ તરી ગયો છું, મને ખ્યાલ પણ નથી

* * * * *

પાન લીલું જોયું ને તમે યાદ આવ્યા
જાણે મોસમનો પહેલો વરસાદ ઝીલ્યો રામ!

* * * * *

જ્યાં પ્રથમ મેઘ વરસ્યો
સરિતાએ તોડયાં તટનાં બંધન.

* * * * *

ચાલ, વરસાદની મોસમ છે, વરસતા જઈએ
ઝાંઝવા હો કે દરિયાવ, તરસતા જઈએ

* * * * *

વરસાદી નેહ આખી રાત ઝીલી લીધો
એની ભીની સુવાસ હજી ચહેરે.

હરીન્દ્રની કવિતામાંથી જળતત્ત્વથી ભીની ભીની પંક્તિઓ શોધવા બેસીએ તો અનેક ઉદાહરણો જળસંદર્ભે મળી આવે છે. અહીં મારે એ કહેવું છે હરીન્દ્રની જન્મકુંડળીમાં જળતત્ત્વનું પ્રાબલ્ય એટલું બધું છે કે હરીન્દ્ર ક્યારેય કોરા રહી શકતા નથી. હરીન્દ્ર પોતે જ કહે છે :

"પલળીશ એ ભયેથી હું શોધું છું છાપરું
વરસે છે આસમાંથી ઇનાયત થવાની વાત.

હરીન્દ્ર ભીના ભીના કવિ છે એની પાછળ કવિના ભાગે આવેલા પંચમહાભૂતોમાં જળતત્ત્વનું વિશેષ પ્રાબલ્ય જવાબદાર છે એમ સહૃદય ભાવકને લાગ્યા વિના રહેતું નથી. કવિઓના પંચમહાભૂત સંદર્ભે જન્મરાશિ અને જન્મલગ્નની એના કવિકર્મ ઉપર કેવડી મોટી અસર થાય છે એ માટે ગુજરાતી કવિતામાંથી થોડાંક ઉદાહરણો જોવાં જેવાં છે. તમે જુઓ કે કવિ પ્રિયકાંત મણિયારની જન્મરાશિ વાયુતત્ત્વની એટલે પ્રિયકાંતની કવિતા 'વાયુના શિલ્પ' તરીકે ઓળખાય છે. કવિ લાભશંકર ઠાકરની જન્મરાશિ અગ્નિતત્ત્વની છે એટલે લાભશંકર કરતાં લાભશંકરનો 'તડકો' વધુ જાણીતો છે. ઉમાશંકરની જન્મરાશિ વૃષભ છે અને વૃષભ રાશિમાં પૃથ્વી તત્ત્વનું વિશેષ પ્રાબલ્ય હોવાથી જ ઉમાશંકરને 'માથે ધરું ધૂળ વસુંધરાની' જેવી પંક્તિ લખવી પડે છે. અહીં જન્મલગ્ન અને જન્મરાશિના આધારે હરીન્દ્ર માટે કહી શકાય કે હરીન્દ્ર જળના જીવ છે એટલે હરીન્દ્રને ઓળખતા પહેલાં તમારે આંસુનાં ટીપાંને ઓળખી લેવું પડે.

હરીન્દ્રની જન્મકુંડલીમાં પંચમેશ ગુરુ અષ્ટમભાવે મિથુન રાશિમાં દ્વિતીયભાવને પોતાના કેન્દ્રને જુએ છે. હરીન્દ્રનું પંચમસ્થાન એટલે બુદ્ધિ અને સંતાનનું સ્થાન અહીં પંચમસ્થાનનો માલિક ગુરુ હરીન્દ્રની કુંડલીમાં મૃત્યુસ્થાનમાં પડયો હોવાથી જ હરીન્દ્ર મૃત્યુ વિષે બહુ બોલબોલ કર્યા કરે છે. હરીન્દ્રએ મૃત્યુને જેમ પિતા પોતાનાં સંતાનોને ઉછેરે છે એમ ઉછેર્યું છે. મૃત્યુ એ હરીન્દ્રની કવિતાનો નાન્દીશ્લોક છે એમ કહેવામાં પ્રાજ્ઞપુરુષો અચકાતા નથી. હરીન્દ્રના બુદ્ધિસ્થાનનો માલિક મૃત્યુસ્થાનમાં પડેલો છે એટલે હરીન્દ્ર કવિતાનું વિવેચન કરવા બેસે છે ત્યારે એક વાક્ય અચૂક લખે છે કે 'કાળ એ મોટો વિવેચક છે. હરીન્દ્ર વિષે એમ કહેવાય છે કે તમે સુરેશને ઓળખી શકો પણ હરીન્દ્રને ઓળખતાં જન્મારો જાય. હરીન્દ્ર અને સુરેશ મારા પ્રિયતમ વડીલ મિત્રો છે એટલે આ હરીન્દ્રવાયકાને

એસ્ટ્રોલૉજિકલી તપાસતાં હું એવા તારણ ઉપર આવ્યો છું કે હરીન્દ્ર ઝરણા જેટલા સરળ છે પણ હરીન્દ્રની કુંડલીના વાણીસ્થાનમાં ધનરાશિનો જે શનિ પડયો છે ને શનિ હરીન્દ્રને ઓછાબોલા રાખે છે. હરીન્દ્ર બોલતા હોય ત્યારે એના અવાજમાં જે ઘૂંટાયેલી ખરજ સાંભળવા મળે છે તે ખરજ શનિની છે : હરીન્દ્રનું વાણીસ્થાન શનિ સંચાલિત હોવાથી હરીન્દ્ર 'કાણાને કાણો ન કહે' પણ 'શાને ખોયા નેણ ?' એમ પૂછે. સુરેશનું વાણીસ્થાન બુધનું ઘર છે અને બુધ એ વાણીનો કારકગ્રહ મનાયો હોવાથી સુરેશ 'કાણાને કાણો જ' કહે. સુરેશ પ્રવચનમાં ઊઘડે અને હરીન્દ્ર મૈત્રીના વચનમાં વધારે ખીલે. હરીન્દ્ર અને સુરેશની મૈત્રીમાટે પણ હરીન્દ્રના જળતત્ત્વનો અને સુરેશના પૃથ્વીનો ફાળો કાંઈ નાનોસૂનો નથી.

હરીન્દ્રની જન્મકુંડળીમાં વાણીસ્થાનનો સ્વામી ગુરુ અષ્ટમભાવમાં મિથુનરાશિમાં પડ્યો છે અને દ્વિતીયસ્થાનમાં ધનરાશિનો શનિ છે. હરીન્દ્રની વાણી ઉપર શનિનું આધિપત્ય છે એટલે આધ્યાત્મિકતામાંથી હરીન્દ્ર છટકી શકતા નથી. હરીન્દ્રના આધ્યાત્મિક વલણ પાછળ વાણીસ્થાનમાં પડેલો શનિ જવાબદાર છે એમ કહેવામાં કોઈ શાસ્ત્રીય દોષ મને નથી દેખાતો. કેટલીકવાર અંતર્દશા કે મહાદશામાં ધનરાશિનો શનિ હરીન્દ્રને એમ કહેવા મજબૂર કરે છે કે :-

"શબ્દોની સંગત દઉં છોડી મારા સાધુ
મને આપો એક અનહદનો સૂર."

હરીન્દ્ર પત્રકારત્વમાં ગયા એ માટે જન્મકુંડળીના લાભસ્થાનમાં પડેલા સૂર્યબુધ જવાબદાર છે. સૂર્યબુધની યુતિએ હરીન્દ્ર પાસે પત્રકારત્વના ઢસરડા કરાવ્યા છે. અહીં કાવ્ય જિજ્ઞાસુએ એ તપાસવું જોઇએ કે હરીન્દ્રની કુંડળીમાં બુધ કન્યારાશિમાં સ્વગૃહી છે અને સૂર્ય સાથે રહેલો છે. જન્મકુંડળીનું અગિયારમું સ્થાન મિત્રસ્થાન પણ કહેવાય છે. સૂર્યબુધની પોઝિશન જોતાં એમ કહી શકાય કે હરીન્દ્ર મિત્રોની બાબતમાં ખૂબ નસીબદાર છે. દાખલા તરીકે, "તમે ક્યાં છો મડિયા", 'જગદીશને' જેવાં કાવ્યોમાં મૈત્રીનું ઉત્કૃષ્ટ સંવેદન ઝીલાયું છે.

હરીન્દ્રની જન્મકુંડળીમાં શુક્ર બારમા સ્થાનમાં પડેલો છે. શુક્ર માટે બારમું સ્થાન શાસ્ત્રોકતરીતે ઉત્કૃષ્ટ ગણાયેલું છે. વળી શુક્ર એ પાછો પોતાની સ્વરાશિ તુલામાં રહેલો છે. હરીન્દ્રનો શુક્ર બળવાન થઈને કેતુ સાથે યુતિ સાધીને બેઠો છે એટલે હરીન્દ્રનું રોમેન્ટિક વલણ છેક રાધાકૃષ્ણની ભકિત સુધી પહોંચી ગયું છે. બળવાન શુક્રને કારણે હરીન્દ્રની લાગણીમાં છીછરાપણું નથી પણ યમુનાનું ઊંડાણ છે. આમેય જળતત્ત્વનો કવિ પોતાનું સરનામું યમુનામાં ન શોધે તો બીજે ક્યાં શોધે ? પણ શુક્ર સાથે કેતુંનું જોડાણ હોવાથી હરીન્દ્ર કોઈકવાર આવી ઉદાસ પંકિતઓ પણ લખી બેસે છે.

હવા ફરી ઉદાસ છે
ચમન ફરી ઉદાસ છે
હૃદયમાં ભાર ભાર છે
અધર પે પ્યાસ પ્યાસ છે.

જ્યોતિષશાસ્ત્રમાં એમ કહેવાય છે કે બારમાસ્થાનનો કેતુ મોક્ષ આપે છે. પણ હરીન્દ્રની કવિતા સંદર્ભે એમ કહી શકાય કે કેતુએ હરીન્દ્રની ઊર્મિને ઉડાણું આપ્યું છે અને નર્યા લાગણીવેડાથી હરીન્દ્રને બચાવી લીધા છે: અહીં મેં કેવળ કૌતુકરાગથી જ હરીન્દ્રની કવિતાને જ્યોતિષશાસ્ત્ર એપ્લાય કરીને તપાસી છે. જ્યોતિષવિજ્ઞાનને ધંધાદરીઓએ ખૂબ વગોવી નાખ્યું છે પણ મૂળ સંસ્કૃતગ્રંથોના અભ્યાસ પરથી એવું લાગે છે કે જ્યોતિષ શાસ્ત્ર એ અંધશ્રદ્ધા નથી પણ પરફેક્ટ વિજ્ઞાન છે કાવ્યાના વિવેચકોએ ભાષાશાસ્ત્રની જેમ જ્યોતિષવિજ્ઞાનની દૃષ્ટિએ પણ કાવ્યો તપાસવાં જોઈએ. હરીન્દ્રની જન્મકુંડળી ઉપરથી એવી આગાહી કરી શકાય કે મકરનો શનિ આગામી વર્ષોમાં એમની પાસેથી ઉત્તમ સર્જનાત્મક કૃતિઓ અપાવશે. હરીન્દ્ર કવિતામાં શુક્રની વધુ પડતી મુલાયમતા છે, શનિનું ઊંડાણ અને ગાંભીર્ય છે. કેતુની મોક્ષગતિ છે અને સૂર્યબુધની યુતિને કારણે નીપજેલું પત્રકારિત્વનું ગદ્ય છે. હરીન્દ્રને જે થાક વરતાય છે તે સૂર્યબુધના ગદ્યનો વરતાય છે હરીન્દ્ર પોતેજ કહે છે.

"મેળો છે એવો મોટો કે મેળાનો થાક છે.
તમને થયું કે આપણી દુનિયાનો થાક છે.
મારી જો શીખ લ્યો તો મુલાયમ થશો નહીં
રહીને સુંવાળા સૌને દૂભવ્યાનો થાક છે."

હરીન્દ્રની કવિતાની કુંડળી એવી છે કે એમાં પ્રેમનો ક્યાંય થાક વરતાનો નથી. હરીન્દ્રના જન્મગ્રહોએ હરીન્દ્ર પાસે કેટલીબધી ઉત્તમ કવિતાઓ લખાવી છે. અહીં મારા મનમાં બહુ જ એકેડેમિક સવાલ જાગે છે કે હરીન્દ્રની કવિતાને કવિકર્મ કહેવું કે ગ્રહકર્મ ? એક વાત કાનમાં કહું ? હરીન્દ્રના કેન્દ્રસ્થાનમાં પ્રેમ છે અને પ્રેમને કોઈ ગ્રહ નડતો નથી.

આ લેખ દ્વારા હું એ પ્રસ્થાપિત કરવા મથું છું કે કવિતા ઉપર જન્મલગ્ન અને જન્મરાશિની પ્રબળ અસર હોય છે. અહીં મેં કહ્યું કે હરીન્દ્ર એ જળનો જીવ છે. હરીન્દ્રના બંધારણમાં જળતત્વનું પ્રાબલ્ય વિશેષ જોવા મળે છે એની પાછળ જન્મકુંડળીનો શાસ્ત્રોક્ત આધાર રહ્યો છે. કવિએ જીવનની ક્ષણભંગુરતાને આત્મસાત કરી લીધી છે. એટલે તો એ શનિના પ્રભાવથી કહે છે.

"હું સરેરાશનો માણસ છું નીકળી જઇશ
કોઈ ઓળખશે નહીં, સર્વને મળી જઇશ
કાંકરી તમે નાહક નહીં શોધો અય દોસ્ત
જળના ટીપાથી હું આખોય ખળભળી જઈશ.
હરીન્દ્ર જળના ટીપાથી ખળભળી જનારા કવિ છે કારણ કે કવિનું લગ્ન અને રાશિ જળતત્ત્વનાં છે. કાવ્યકૃતિનો જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવો છે. ફિનોમિનોલોજી, સ્ટ્રક્ચરાલિઝમ ભાષાશાસ્ત્ર અને માનસશાસ્ત્રની જેમ જ્યોતિષશાસ્ત્ર પણ નકારી ન શકાય એવું વિજ્ઞાન છે. અમેરિકામાં તો મેડિકલ સાયન્સમાં એસ્ટ્રોલોજીનો ઉપયોગ કરવામાં આવે છે. આજે તબીબી વિજ્ઞાનમાં 'મેડિકલ એસ્ટ્રોલોજિનો અભ્યાસ અનિવાર્ય બન્યો છે.

## સ્વ. સરોજબહેન પાઠકને

□ ભગવતીકુમાર શર્મા

ઘરેડનો ન હતો કે પરંપરાનો હતો;
હતો એ જીવ નિજી છાક ને છટાનો હતો

હયાતી ક્યાં હતી? નકશો છૂપી વ્યથાનો હતો;
ગયા ભવે કોઈ વેઠેલ કારી ઘાનો હતો

ઘૂઘવતા હાસ્યની પાછળ વિષાદનો દરિયો!
એ વડવાનલનો સકળ પ્રાણ તો તૃષાનો હતો

ચમકતી આંખનો ચકચૂર રમ્ય પલકારો
'હું વ્યક્ત થાઉં'ની ઝળહળતી ઝંખનાનો હતો

સમૃદ્ધિ સંગની, ટોળાની તાતી એકલતા;
બધોયે રાગ ને અસબાબ ખાલીપાનો હતો

કલાને રક્તની બિન્દીથી કેવી શણગારી!
છતાં અપાર કરુણ અંત વારતાનો હતો.

'વિરાટ ટપકાનો એક અલ્પ અંશ આપો ને!'
'તથાસ્તુ' કહેતો શબ્દ કાળદેવતાનો હતો.

## સત્યજિત રે ને.... □ નલિની માડગાંવકર

સત્યજિત' દા,
તમને મેં નથી જોયા
મારા રમતિયાળ શૈશવમાં
કે પછી
કૈશોરના પરીજગતમાં.

ચોમાસુ નદી જેવી એક ઊછળતી યુવતી....
બંગાળનો ચહેરો ઓળખવા ગઈ
અને
એને પહેલે પગથિયે મળ્યા
રવીન્દ્રનાથ અને તમે.
એ વારી ગઈ.

રવીન્દ્રનાથની સભર માર્મિક સ્વપ્નસૃષ્ટિ
અને
માનવને ઓળખતી તમારી નવીનક્કોર દૃષ્ટિ
જાણે
આ બે કિનારાની દુનિયામાં
એ યુવતી ખોવાઈ ગઈ.

તમારી કેમેરાની આંખે ઝડપી
માનવજીવનની સામાન્ય-અસામાન્ય પળોને.
સાગરનાં મોજાંની આનંદલીલા જેવાં
'પથેર પાંચાલી', 'અશનિ સંકેત', 'પ્રતિદ્વન્દ્વી',
'ચારુલતા', 'મહાનગર',
'ઘરે-બાહિરે', 'સોનાર કિલ્લા'....*
આંગળીને વેઢે ગણી શકાય એવી
નાનીસૂની સંખ્યા નથી.

* સત્યજિત દિગ્દર્શિત ચલચિત્રો

બંગભૂમિને કેવી અને કેટલી નિકટતાથી
તમે નિહાળી.
વરવી, ગરવી-વાસ્તવિકતા!
તમે દિગ્દર્શન કર્યું....
ભૂમિનું, માનવનું, ભાવ-ભાવનાનું.
સાચે જ,
કચકડાની દુનિયા આવી વ્હાલી ક્યારેય નહોતી લાગી.
ભારતની ચલચિત્રોની દુનિયા
પહોંચી ગઈ વિશ્વના નક્શામાં.

કેમેરા બહારની આંખે જીવન ઝીલ્યું,
સૂર, કલમ અને પીંછીને ત્રિભેટે.

પિયાનો પર ફરતા દસ આંગળીનાં પતંગિયાંઓએ
કેટકેટલી વસંતોને આવકારી.
અને
'ફેલુદા' એ જગાવેલાં વિસ્મયલોકનાં આંદોલનો
હજુ ક્યાં શમ્યાં છે !
તમારી પીંછીએ
કલરવતી પ્રકૃતિ અને જીવનની મરુભૂમિનો પ્રવાસ
જલસાથી કર્યો.
સમય હાથતાળી દઈ ચાલ્યો જાય છે....

આજે વર્ષો બાદ
ટી.વી.પર ફરી એકવાર
'અપુર સંસાર' માણતાં
એ યુવતી વિચારે છે...

તમારા ચહેરાની પ્રત્યેક કરચલીમાં સચવાયેલી જિંદગી

અને
આંખમાં ડોકાતી શિશુ સહજ મુગ્ધતા જોઈ
એ વિચારે છે.....

વર્ષો પહેલાં જાગેલી એ લાગણી
ઘસાયેલી રેકર્ડ જેવી 'પ્રેમ કહાની' નહોતી.
આજેય
એ મૂર્તિ એને એવી જ વિરાટ લાગે છે.

## યે ગુવારાનું અવસાન

□ પીટર શેઝેડાલ
□ હર્ષિદા પંડિત

મને ખેદ છે કે યે ગુવારા
અવસાન પામ્યા છે
એમનું મૃત્યુ વિશ્વને અચાનક ઓછું
રસિક બનાવે છે.
કારણ કે દુનિયા સંપૂર્ણ સ-રસ
કરતાં ઓછી રસપ્રદ હોઈ શકે નહીં.
હું જે રીતે વિચારું છું તેની સાથે
યે ગુવારા પણ સંમત થાત
મને એમનામાં ખૂબ રસ હતો.
એટલે તો હું એમને યાદ કરું છું
તમે નોંધ્યું કે એક રસિક માનવીનું
હોવું તમને પણ રસિક-બનાવી શકે ?
મૃત્યુ, એ મહાન ધ્યાનાકર્ષક છે.
એણે મારું ધ્યાન ખેંચ્યું.

## કલ્યાણજીભાઈને.... □ નલિની માડગાંવકર

'ચંદન સા બદન ચંચલ ચિતવન'.... અને
'મૈં તો એક ખ્વાબ હું, ઇસ ખ્વાબસે તુ પ્યાર ન કર'
જેવી સદાબહાર તર્જની રંગબેરંગી 'સફર' કરાવનાર
સૂરોના બેતાજ બાદશાહ

તમારા વિષે કંઈ કહેવું
એ તો ધસમસતા પાણી નીચે
માથું સલામત રાખવા જેવું કપરું કામ.

સંગીતના, આનંદ-વેદનાના,
નિષ્પાપ મુક્ત હાસ્યના.....
કંઈ કેટલાય અંતરા તમે સાધ્યા.
રજનીશજી અને મુલ્લા નસરુદ્દીન સાથે
તમારો એવો તે કેવો
ભીતરનો નાતો
કે
બધું સભર સભર છલકાય....
મલકાય...
ઊછળે....
તોય સાગરની જેમ સમાય!

તમારી પાસે મૈત્રીનો હાથ,
શુભેચ્છકની તર્જની.
રિદ્ધિસિદ્ધિથી રક્ષાયેલા તમે
મહેફિલમાં લાવો નવો જાન.

ગાયકના ગાંધાર, પંચમ કે ધૈવતને
સાધકની કોટિએ પહોંચેલા જુઓ
ત્યારે તમે પોતે જ
વરસતા મેઘમલ્હાર.
તોય વળતી ક્ષણે
વળી પાછા
'આસન સે મત ડોલ'!

નિયતિએ તમને કેટકેટલી
ફરમાઇશ કરી છે એ જાણો છો?

માફ કરજો,
આજે થોડી ક્ષણો પૂરતા
તમને
આણંદજીભાઈથી વિખૂટા પાડીને
'કુછ શેર સુનાયે.'
અસલી ગઝલ કે લિયે
ફિર મિલેંગે.

## વાલ્મીકિ □ પ્રેમેન્દ્ર મિત્ર □ નલિની માડગાંવકર

(બંગાળી)

બીજાં બધાં નર્યાં ધોળાં ફીણથી સંતોષાય
મેઘધનુષના રંગોથી રાજી રાજી રહે
તમે રસ શોધ્યો
સમગ્ર જીવનની
કાદવ-કમળ સહુની પાંખડીઓમાં

તેથી સીધી રેખા દોરો
કે જેને કોઈ દુર્બળતા વિચલિત ન કરી શકે.

અધરી ગણતરીમાં
અસ્તિત્વ અને સત્યના ભાજ્ય અને ભાજક બંનેનો
પૂરેપૂરો તાળો મેળવી
ક્યાંય શેષ રાખી નથી
હૃદયની લેણદેણની.

તમારો રંદો સતત ફરતો રહ્યો છે
જેને દૃઢ હાથે ઘડ્યા છે
તેને એક કઠણ શાસનરેખામાં
બાંધી રાખ્યાં છે.
સદાય અચ્યુત રહેનારા ધર્મના બોધમાં.

જીવન ભલે ભાંગુભાંગુ થાય
જીવન ભલે વિહ્વળ, વ્યગ્ર, હતાશ થાય
સ્થિર કિરણો સાચવતાં
તમે તો કેંદ્રબિંદુમાં સ્થિર છો.

બધાં કહે છે પશ્ચાત્તાપ કરતો દસ્યૂ રત્નાકર
રક્ષાયો તમારા
કરુણાર્દ્ર આદિ શ્લોકમાં.

જો કે એ કરુણા
શું નરી ક્રૌંચ-મિથુનમાં જ પૂરી થઈ!

તપસ્યાનો નિર્દય રાફડો
જમીનદોસ્ત થઈ
રાખી ગયો છે ફક્ત કેટલાંક નીતિમૂલ્યો?

એવું નથી એ જાણું છું, જાણું છું.

વિધાતાની જેમ
પોતાની સૃષ્ટિના સત્યમાં તમે પણ બંધાયેલા છો.
જીવનની મૂઢ વ્યથાથી
દસ્યૂનું હૃદય રડે છે.
અને ઋષિ લાચાર.

## શિવજીનું સંધ્યાવંદન □ હ. ભાયાણી

(પ્રાકૃત)
જલ-અંજલિમાં પ્રતિબિંબિત થતું
ગૌરી-વદન-કમળ નીરખીને
મંત્રોચ્ચાર વિના ફફડાવે ખાલી હોઠ -
સંધ્યાવંદન કરતા એ શિવજીને શત શત વંદન.

Mind
The Yaravada–spinning–wheel.
What is being spun on the propelling belt
Is the white soft cotton as an outcome of yellow flowers.

Continuity of inch-to-inch stretch of thread
Compassion.
Covering of millions of bare bodies
White cloth of yellow flowers.

Smile so white
One or two teeth in the hollow mouth
Simple childhood of old age smiles.
The heart-churner collects
Deep green poison of the worldly life,
And churns;
Anxiety, commotion and final cooling down
Life-giving nectar floats in white abundance.

Eyes
The aboriginal dream of Providence,
The horizon of motionless dark, white edge,
Constellations the milky way,
The artifact of beauty and colour
Of the vast world
Singular anchorage.

Time hangs on to the waist,
The firm stride of half-bare feet.
In the realm of Bali's consecration
The wealthless dwarf
Was
No one else
But Vishnu in his three-fold victory;
Repeats
One single prayer
Ram.





I am not sure
that God always knows
who are His great men;
He is so very careless of
what happens to them
while they live. Mary Austin

# પ્યાસા ગુરુદત્તના કાગળના ફૂલની પાંદડી....

□ કિશોર શાહ

દૃશ્ય પહેલું-ટેક-૧.
હારબધ્ધ પુસ્તકોની આગળ
સફેદ પોષાકમાં
એ ઊભો છે
બન્ને હાથ પસારી
એની ભ્રૂકુટી તણાયેલી છે
એના કપાળ પર કૈં કેટલાય સળ લહેરાય છે
એના હોઠ પર અણઊકેલ્યો વળાંક છે.
એ કોયડા જેવો.
એ ગાય છે.
ખંડમાં એના સૂર છવાય છે.
"જાને વો કૈસે લોગ થે જીનકો પ્યાર સે પ્યાર મિલા
હમને તો જબ કલિયાં માંગી કાંટોં કા હાર મિલા."
ખૂણામાં રોકિંગચેર એકલી ઝૂલે છે
ઝૂરે છે
કોઈ હતું
હવે નથી
બાવરી આંખો
જોયા કરે છે શૂન્યતાસભર ખંડને
કટ કટ ઓકે.....

દૃશ્ય બીજું-ટેક-૪
સ્ટુડિઓનો દરવાજો ખૂલે છે
ભરપૂર પ્રકાશ સાથે એક લાંબો પડછાયો ફ્લોર પર ફેલાઈ જાય છે.
એ ડગ ભરે છે
દિગ્દર્શકની ખુરશીમાં બેસે છે
સામે બળદવછોયું ગાડું છે

કેટલીક સ્પોટ લાઈટો અંધારું સાચવે છે એની પ્રિયતમા સ્વેટર ગૂંથતી
હોય છે
એ પ્રકાશના શેરડાને વીંધે છે.
જાય છે અંધારા તરફ
પશ્ચાદ્ભૂમાં ગીત વાગે છે
"વકતને કીયા ક્યા હસીં સિતમ
હમ રહે ન હમ, તુમ રહે ન તુમ." ગીત પૂરું થતાં
એ કહે છે.
"આપણે હમેશાં એકબીજાને પિછાણ્યા છે"
"હમેશાં"
"ક્યારેક ક્યારેક લોકો એકબીજાને આટલાં ઊંડાણથી શા માટે
પિછાણે છે ? શા માટે ? ખેર આવું હોવું જોઈતું નહોતું."
કટ્ કટ્ કટ્ ઓકે.

દૃશ્ય ત્રીજું ટેક-૫.
કોઈ મકાનના કાતરિયામાં
તું વસે છે.
દિવસોની દાઢી વધેલ છે.
જર્જર કોટ અને લુંગી જેવું ધોતિયું તારો લિબાશ છે.
ઘસાઈને ફાટેલા બૂટમાં
તું સોલ ગોઠવે છે.
ત્યારે એ આવે છે.
તું સ્હેજ નજર ઊંચી કરીને એને જુએ છે
પતરાના ડબ્બા પર સ્વેટર બિછાવે છે.
એ જ તારો લેટેસ્ટ સોફા
તું પૂછે છે.
"તું સ્વેટર ગૂંથે છે ?"
"એ છેલ્લું સ્વેટર હતું. હવે હું ગૂંથવાનું ફરી શરૂ કરીશ."
"કેટલાય સમય પછી તું પાછી આવી છો. તારા પાછા

આવવાની ખુશાલીમાં એક ઘૂંટ...''
''ખુશાલીમાં લોકો ઝેર નથી પીતા.''
''ઝેર નથી પીતા? ન તો આ ઝેર છે ન અમૃત
આ શરાબ છે જેમને નશામાં રહેવાની
જૂની આદત છે તેમની છેલ્લી આશા છે.
કીર્તિ અને સફળતાનો નશો
વૈભવ અને પ્રેમનો નશો
જ્યારે બધા નશા દૂર ચાલ્યા જાય છે ત્યારે લોકો આનો આશરો
શોધે છે. જો આપણે હંમેશ એકબીજાને પિછાણ્યા છે. આપણે
એક બીજા વિષે કદી ગેરસમજણ નહીં કરીએ. કદી નહીં
તું તો જાણે છે સર્વસ્વ ખોઈ નાખ્યા પછી ફક્ત એક જ
ચીજ બચી છે. મારું ગૌરવ. મારું ગૌરવ આજે હું તને
સોંપી દઉં છું. હવે તું ચાહે તે કરી શકે.
કટ-શોટ ઓકે-પેકઅપ.

Full lights on
Show must go on

## રોબર્ટ ફ્રોસ્ટને □ પન્ના નાયક

કવિ-
માત્ર તમે કવિ નહીં.
કૃષિ-
માત્ર તમે કૃષિ નહીં.
ઋષિ-
માત્ર તમે ઋષિ નહીં.
કવિ-માનવી-માનવી-કવિ
પૃષ્ઠ પૃષ્ઠ પર ઉપસતી છવિ.
વૃક્ષ-પાંદડાં-નદી-પહાડ ને બરફ પણ
આ બધાંનું અકળ આકર્ષણ.
ને છતાં વૃક્ષ તો વૃક્ષ છે.
હૃદયની ભૂમિમાં ઊગતું બારી પાસે જઈ પૂગતું.

વૃક્ષ પર ગાય છે-પંખી નહીં, માણસો.
વૃક્ષ પર બોલતાં-પંખી નહીં, માણસો.
બોલતી ડોલતી ચાલતી ગુંજતી-
-વાણી તો સરળ છે.
વૈભવી સરળતા, સરળતા વૈભવી.
પ્રકૃતિ, માણસો, માણસો, પ્રકૃતિ-
અથથી ઇતિ સુધી
કાવ્ય છે કાવ્યની નિયતિ-શાશ્વતી.
પ્રકૃતિ, માણસો, માણસો, પ્રકૃતિ
તમે સ્વયં પરમની શ્રેષ્ઠ કાવ્યકૃતિ!

## મૅરિલિન મનરોનું મૃત્યુ ! □ ઍડવિન મૉર્ગન □ સુરેશ દલાલ

કેવી નિર્દોષિતા ? કોનો અપરાધ ? કોની આંખો ? કોનાં સ્તન ?
ચોળાયેલી - ગૂંથાયેલી અનાથ
સફેદ શબવાહિની, લૉસ ઍન્જિલિસ,
ડી-મેગીયો ! લૉસ ઍન્જિલિસ ! મિલર ! લૉસ ઍન્જિલિસ ! અમેરિકા !
મત્યુ જ એકમાત્ર રક્ષક -
બધા જ હાથ ફિક્કા થયા હોવા જોઈએ,
અને મોટા મોટા કૅમેરા અને લાઈટ્સ
ઝીણી પડપૂછ કરનારા અને સંતાપી -
કેટલાંયે પરિચિતો, હસ્તાક્ષરના શિકારીઓ,
જડ દિગ્દર્શકો, ટોળે વળતા પ્રશંસકો થવા જોઈએ
નાદાનીનું કલંક ને વેદના -
એકલવાઈ અનિશ્ચિતતા લંગડાઈ જવી જોઈએ
દાંત કચકચાવતા, વ્યાકુળ કરી મૂકતી બારબેચ્યુએટ્સથી,
અને એને જોયા કરો વસ્ત્રહીન પડેલી યાતનામાં
એને બોલાવો ! એને બોલાવો
જે એને એ સમેટાઈ જાય એવું
બળ આપે ! રીત
મરવાની, અમે હચમચી ઊઠયા,
અમે જઈએ છીએ, સ્ટ્રેશબર્ગ !
લૉસ ઍન્જિલિસ ! ઑલિવર ! લૉસ ઍન્જિલિસ !
બીજાઓ મૃત્યુ પામે છે
અને છતાં આ મૃત્યુથી
અમે થોડા વધુ હચમચી ઊઠયા
અમને લાગી આવે છે,
અમેરિકા !
હવે કોઈ કહેતા નહિ
કે પ્રત્યાયન એ સાંકેતિક ભાષા છે.

પથારીની પડખેના ફોન પરથી
એ લોકોએ એનો હાથ ઊંચકવો પડશે
પણ પોતે જે કહી શકી નહોતી
કદાચ એણે કહ્યું હોય
"મારી પાસે જે કંઇ હતું તે મારી જિંદગી.
મને કોઇ વસવસો નથી, પણ મેં કોઇ
ભૂલચૂક કરી હોય, તો હું જવાબદાર હતી.
હવે આ ક્ષણ છે – અને ભવિષ્ય છે.
જે કંઇ બની ગયું છે એ પાછળ. તો
શું એ તમારી આસપાસ અને આગળપાછળ ભમે છે ?
તો પણ શું ?– આ બધું
મિત્રને, દસ દિવસ પહેલાં.
અને એથી એ જવાબદાર હતી.
અને જો એ જવાબદાર નહોતી
પૂર્ણપણે જવાબદાર નહોતી,
લૉસ ઍન્જિલિસ ? લૉસ ઍન્જિલિસ ? શું આસપાસ ભમશે ?
શું અમેરિકાના સંતાનની
ધીમી સફેદ શબવાહિની તારી આસપાસ ભમશે ?

રખેને ! □ હ. ભાયાણી

(સંસ્કૃત)

જળ ભરવા તું નદીએ જતી
બહુ વારે પાછી ફરતી,
'નહાવા જઉં છું' કહી તું
યમુના-તીર નિકુંજે સરતી,
'ગાય વાળી આવું' કહી
ગોવર્ધન ગિરિ-વનમાં પેસે-
રખેને રાધા ! તું પડી હોય
જશોદાનંદન દૃષ્ટે !

## સુરેશ હ. જોષીને ▢ મણિલાલ હ. પટેલ

ખવાતા ખોખલાના જીવનને જાણ્યું તમે
પ્રમાણ્યું પશ્ચિમને રુચિબળે
અહીં તો આજેય અંધારું દીવા તળે...

તમે ભાવકને છપ્પનભોગ ધર્યા
મૂલ્યોનાં છિન્નપત્રોમાં આલેખ્યું મરણોત્તર
પ્રેમ, નારી અને અંધકાર.... હાહાકાર
તમારો આધાર-મંત્ર આકાર
તમે સર્જક નર્યા, સામે પૂરે તર્યા...

ન તત્ર સૂર્યોભાતિ
તથાપિ
નૈમિષારણ્યે ચાલે થીંગડું મારવાની મથામણ
કુરુક્ષેત્રમાં અગતિગમન થયા કરે
પણ લોહનગરની વિવશ વિદૂલા જાય ક્યાં ?
જમાના પાસે જવાબ ક્યાં છે ?
કામૂ કે કાફકા પાસેય ક્યાં ઉકેલ હતો કશો ?

જનાન્તિકે ઊભેલી ઈતરાનું અપાર આકર્ષણ
પાગલ તો પરકીયા જ કરે ને !
સાતકાશીના વનમાં સતીની દેરી
ગામ પાસેની ઝાંખરી નદી
ને આંબાવાડિયેથી છાનીછપની તોડેલી કેરી
ભૂરાયા શહેરમાં તમે જોયું :
માણસ જ માણસનો વેરી !

મનીષા ક્ષિતિજ આંબવાની ને
કોઠાયુદ્ધમાં તમે એકલા હતા
કેમકે તમે કહ્યાગરા ન્હોતા !

ઊહાપોહ જ અરણ્યરુદન બની રહે
ત્યારે ટકવાનું કપરું હોય છે
તમે શબ્દથી ટક્યા ને શબ્દ તમારા થકી...

એક ફૂટતી કૂંપળ, ચહકતું પંખી, ઊઘડતી કળી
તમને રોકી રાખવા પૂરતું હતું શિશુહાસ્ય પણ!
કેમ તમે ઉતાવળા થયા-?
સાક્ષરભૂમિ પર ઊતરતા અંધારે જ તમે
ગોવર્ધનરામમાં ભળી ગયા!
અમને હજીય કળ વળતી નથી....

૨૧-૭-૯૦
(ઉમાશંકર જન્મજયંતી)

## આત્મયાત્રી આવો- □ ઉમાશંકર જોશી

[વિનોબાના આગમને]

આત્મયાત્રી, આવો!
આવો સર્વમિત્ર!
પાવલે પવિત્ર
હૃદયાંગણ.
ક્યાંથી ચાલી આવે
'નંત સંતધારા?
અમીના ફુવારા
ક્યાંથી ફૂટે?
અષાઢા દીકરા
પાકયા તારી કૂખે,
માતા, દુ:ખેસુખે
સંતજન.

ગીતા-પય-ધાવ્યા
જ્ઞાનોબા-નરસૈંયા
મીરાંના હે ભૈયા,
દૈવી ભેટ
એક માત્ર શીખ્યા
અમે મારું-તારું
એ જ તો ગોઝારું
કર્મ દમે.
પ્રાયશ્ચિત્તે ધોઈ
કરો અવિરત
પ્રેમ-પલ્લવિત
વસુંધરા

## અનાવરણ □ કુસુમાગ્રજ □ જયા મહેતા

(મરાઠી)
મેં તમારા પૂતળાનું
બાબાસાહેબ
આજે અનાવરણ કર્યું
(તમને ખબર પડી જ હશે)
તમારા પૂતળાને
આંખ વીંચીને ભાવપૂર્વક
પ્રણામ કર્યા
('નાટક કર્યું બામણા ?')
નાટક ?
થોડું ઘણું હશે પણ ખરું
લોકોની નજર જ નાટકને જન્મ આપે છે.
તે પૃથ્વી પર રહેનાર
કોઈ જ ટાળી શકતું નથી
(સાંભળ્યું છે-'જગત આ રંગભૂમિ' વગેરે)
કબૂલ છે, પણ
બધું જ નાટક નહોતું
ક્ષણભર–
ફક્ત ક્ષણભર બાબાસાહેબ
મારી દૃષ્ટિમાંથી અવતર્યો
એક શ્રદ્ધાશીલ શ્રમણ
બોધિવૃક્ષ નીચે બેઠેલા
તથાગત તરફ જોતો
('કવિતા કરે છે કે ?')
ના બાબાસાહેબ
'તમે' એ વિષય
કવિતામાં સમાય એવો નથી

એ પહેલાં જ ધ્યાનમાં આવ્યું છે મારા.
રંગીન ફુગ્ગામાં
આકાશ પકડવા જેવું
ને તો પણ
સહસ્ર કવિતા લખ્યાનો
અપૂર્વ સંતોષ
તે ક્ષણે મને થયો
('લોકોની તાળીઓ મેળવ્યાનો ?')
તે પણ હોય છે જ
કોઈ પણ વ્યાસપીઠ પર
તાળીનાં તોરણો બાંધવાં જ પડે છે.
પણ મને મળ્યો
'તે' સંતોષ નહોતો
તે એક અદ્‌ભુત 'અનુભવ' હતો
તે ક્ષણભરમાં હું
મારા સંગેમરમરી ચોતરા પરથી
નીચે ઊંડે ઊંડે, પડતો ગયો
કરાડ પરથી ખીણમાં
ફેંકાયેલા પથ્થરની જેમ.
ઠેઠ પાતાળ સુધી, જ્યાં
'નીચે' એ સંજ્ઞા જ
શેષ રહી નહોતી
તે તળિયા પરથી
મેં તમારા પૂતળા તરફ જોયું
ત્યારે પૂતળું દેખાયું જ નહીં
દેખાતો હતો, અનુભવાતો હતો
એક વિરાટ દાહક તેજગોળો
સૂર્યના આભામંડળ જેવો.

## નાર્સિસસ □ રાજલક્ષ્મી દેવી □ નલિની માડગાંવકર
(બંગાળી)

સાંભળ નાર્સિસસ;
કોઈ સરોવરના જળમાં તું ક્યારેય મોઢું જોતો નહીં.
એમાં એક છાયાની રાક્ષસી લપાયેલી છે-
માયાવિની, છેતરામણી.

સાંભળ નાર્સિસસ,
હું છૂપો છૂપો રહું છું,
હું પડઘો તને બોલાવું છું.
નાર્સિસસ, સાંભળ.
જો તું ફક્ત પોતાની જાતને જ ચાહવાનો હોય, તો
પ્રેમ માગતો નહીં ક્યારેય.
તારા મનના અરીસામાં તું પોતે જ જે અપૂર્વ છબી
આંકી રહયો છે
એ કોણ ?
એને તું બહારના જગતમાં ક્યાં મેળવી શકવાનો ?
સાંભળ નાર્સિસસ-
થોડુંક ઓછું મેળવીને જ સુખી થવાનું હોય છે.
મનમાં મનમાં તું જેટલા સપનાં સર્જી રહ્યો છે
પ્રકાશમાં છાયાની જેમ જો એ બધાં
અલૌકિક રૂપે પ્રકટે તો
મને ખબર છે, તું દોડતો જઇશ,
મૃગજળને પામવા ઇચ્છનારા જેવો તું બેવકૂફ
સાંભળ નાર્સિસસ
મનના દર્પણની છબીને જીવસટોસટ
ચાહવાથી કોઈ ફાયદો નથી.
હું પડઘો, હું તારી પાછળ ફરું છું,

છૂપો છૂપો રહું છું.
મને જ ગળાડૂબ ચાહીને આખરે
. શું તું શાંત નહિ થાય ?
સાંભળ નાર્સિસસ–

સરોવરના નીતર્યા જળમાં પ્રતિબિંબ જોઈને
તું ક્યારેય બેફામ થયા વગર,
અરણ્યમાં અમથું અમથું મન ખોયા વગર,
અતૃપ્તિનું ફૂલ ખીલવ્યા વગર,
મારા અનંત સ્વરમાં તારો આશરો શોધ.
કરતો નહીં, કરતો નહીં ભૂલ.

## હેન્રી મિલરને □ હરીન્દ્ર દવે

(એનાઇસ નીનનું 'હેન્રી ઍન્ડ જૂન' વાંચીને)

આનબાન જોઇ કોઇ અંજાતાં નેણ
કોઇ હરખાતા સાંભળીને વાણી :
એકલો તને જ અલગ તારવ્યો, ને ફરમાવી
મધમીઠી કેદ કાળે પાણી

કાંઠો છલકાવતા આ સાગરતરંગ
તારા હૈયાથી હોઠને ભીંજાવે,
શિખરો પર શ્યામ ભેજ ધારદાર લોચન થૈ
પળપળ અકળાવે - રીઝાવે;
કોઇ કોઇ વાર એની ભરતીની લ્હેર તને
આખો ને આખો જાય તાણી.

તરણાનું ગાઢ ઊગ્યું જંગલ : વચાળ
એક પાતળિયા વીરડામાં પાણી,
કાળાં એ વાદળને વીંધવા ગયેલ જાત
સાતમા પાતાળે ખેંચાણી;
શ્યામ ઘટા, બીડાયાં લોચન, ને રોમરોમ
પુલકયા એ તેજલોક જાણી.

લેનિન □ પ્રેમેન્દ્ર મિત્ર □ નલિની માડગાંવકર
(બંગાળી)

માણસનાં કંઈ કેટલાંય માપ
કેટકેટલા માણસો આંકી ગયા,
—કોઈએ દેહનાં
તો કોઈએ ચેતનાનાં, બુદ્ધિપ્રતિભાનાં, મતિનાં
કે પછી હૃદયનાં.

બધાં માપ, તોયે જ્યારે
અંતમાં હિસાબ મેળવીએ
ત્યારે તો થાય ઉપહાસ.

જીવનને સ્વપ્નસભર ધુમ્મસમાં નખશિખ ઢાંકવા છતાંય
ચાલાક શૃંખલાનો
ખણખણાટ છુપાવી શકાતો નથી.

મુક્તિની મોટી મોટી વાતો સાંભળી છે.
ભાગવત પરમ-કરુણાધારા
પાપી-ક્રોધી-પતિતનો
ઉધ્ધાર કરે પવિત્ર ધારાથી.
આવું સ્વર્ગીય સમાધાન નહીં.

એક વ્યક્તિ નખશિખ ઐહિક
બધાંની સાથી બનીને ફક્ત
જોડાજોડ ચાલીને પહોંચી ગઈ
દુર્ગમ દુર્ભેદ્ય ભણી.

વિસ્મય સહ જાતે પગલું મૂકતાં જ

એકાએક માણસને સમજાય છે
કે એનું માપ તો આકાશમાં છવાઈ ગયું છે.
સત્યવ્રત આકરું સાહસ કરે
પ્રતિજ્ઞાના દૃઢ વિશ્વાસે.

શોષણ અને પીડારહિત
ભય-ગ્લાનિ મુક્ત ભાવિ દિવસ
બીજા એક નામથી ધબકતો.
લેનિન! લેનિન!

(રશિયન)

તારું નામ જાણે હાથ પર બેઠેલું પક્ષી
તારું નામ જાણે જીભ પર બરફનો ટુકડો
હોઠોનું હળવું કંપન.
ત્રણ અક્ષરોનું તારું નામ
જાણે ઊછળતો દડો આવી ગયો હોય હાથમાં,
જાણે ચાંદીની ઘંટડીઓનો રણકાર.

તારા નામનું ઉચ્ચારણ
જાણે શાન્ત તળાવમાં ડબક અવાજ
રાતના ધીમા અવાજની વચ્ચે
ગૂંજે છે તારું નામ
કાનની પાસે
જાણે બંદૂકના ઘોડાનો સ્પર્શ.

તારું નામ... અહો! શું કહું?
જાણે ચુંબન કોમળ ધુમ્મસનું
તરસી આંખો અને પાંપણ પર,
તારું નામ જાણે બરફ પર ચુંબન,
ભૂરા, શીતળ ઝરણાના પાણીનો ઘૂંટડો.
ગાઢ નિદ્રામાં સુવડાવે છે તારું નામ.

શ્રદ્ધેય શ્રી સુરેશભાઇ,

ઘણાં સારાં કાવ્યોમાંથી એક કાવ્યની પસંદગી કરવાનું કાર્ય મને સોંપી તમે મને પરીક્ષકને બદલે પરીક્ષાર્થી બનાવી દીધી છે. કવિશ્રી મકરન્દ દવે, જયન્ત પાઠક, મેઘનાદ ભટ્ટ, તેમ જ અન્ય કવિઓનાં કાવ્યો ફરીફરીને આસ્વાદ માણવા ગમે તેવાં છે. શ્રીમતી પન્નાબહેન નાયકના કાવ્યમાં બદલાયેલી પરિસ્થિતિ સાથે સમાધાન કરતાં એમણે અનુભવેલી વેદના વાચકોના મર્મને સ્પર્શે છે. 'એક ફેરિયો' **કાવ્યમાં કવિ કિશોર શાહે અત્યન્ત સરળ ભાષામાં જીવનના એક પરમ સત્યને રજૂ કર્યું છે.** દીર્ઘ સામાસિક શબ્દોના કે અલંકારોના ઘટાટોપ વગર થયેલી તથ્યની રજૂઆત મને સ્પર્શી ગઇ છે. તેથી કવિતા અંક ૧૩૮, ઓગસ્ટ ૧૯૯૦માંથી શ્રેષ્ઠ કાવ્ય તરીકે હું કવિ કિશોર શાહના 'એક ફેરિયો' કાવ્યની પસંદગી કરું છું.

જીવન એક વૈવિધ્યસભર દુ:ખની બજાર છે. તેમાં ભૂખનું દુ:ખ,સુખનું દુ:ખ, ભાવનું દુ:ખ અભાવનું દુ:ખ, સંતાનનું દુ:ખ અને માબાપનું પણ દુ:ખ હોય છે. જીવનની આ અપરિહાર્ય સ્થિતિથી બધા વાકેફ છે છતાં દુ:ખના નામ માત્રથી સહુ ભડકીને નજર ફેરવી લે છે. મનુષ્યનો આ તે કેવો પલાયનવાદ.

કોઇ સ્વેચ્છાથી દુ:ખ એકઠું કરવા નથી ઇચ્છતું. કોઇ બીજાનું દુ:ખ પોતાને માથે લેવા નથી માગતું. બલ્કે દુ:ખથી દૂર રહેવાના પ્રયત્નમાં જ વધારે દુ:ખી થાય છે. પ્રત્યેક વ્યકિત પર દુ:ખની છાયા, કવિના શબ્દોમાં કહીએ તો, દુ:ખની રાખ નગરના ઘરેઘરમાં લપાયેલી હોય છે. માત્ર તેનું રૂપ જુદુંજુદું હોય છે.'

કાવ્યની પસંદગી કરવાની મહત્ત્વપૂર્ણ જવાબદારી મને સોંપી તમે મારામાં જે વિશ્વાસ દર્શાવ્યો છે તેને માટે હું તમારો આભાર માનું છું.

--પ્રફુલા ત્રિપાઠી

## અશેષ શબ્દ-માધુરી

☐ **ઉમાશંકર જોશી**

[કવિશ્રી નાનાલાલની સ્મૃતિમાં]

મિલ ભૂંગળાં
ધૂમ્ર-ગૂંચળાં
વચેથી સ્વર્ગની સૂરાવલી સ્ફુરાવતું
વિહંગ ગાતું ગાતું કો સરી જતું.

કલબલે ભરી બજારના
કાળમીંઢ મૌનના
વક્ષશૈલને અફાટ ભેદીને ઝરી
ગુર્જરી તણી અશેષ શબ્દ-માધુરી.
અસ્મિ-ભાવ ડંખનાં
સહી સ્વયં વિષો, વિરાટ ઝંખના
ગાઇ સ્નેહની સદાવસન્તની.
મૂકી ગયા શી મ્હેકમ્હેક શ્રી અમોઘ આત્મની!

## □ સુરેશ દલાલ

બાબાસાહેબ આંબેડકર
મારે તમારે વિશે બોલવાનું.
જેમણે સંગીન કામ કર્યું હોય
એમના વિશે બોલવું કઠિન હોય છે
કારણકે
એમનાં કાર્યો જ બોલતાં હોય છે.
કાર્ય આગળ શબ્દો ફિક્કા લાગે છે
– ઘસાઇ ગયેલા સિક્કા લાગે છે.

બાબાસાહેબ
હું તમારે વિશે બોલીશ –
– તમને ગમશે ખરું ?

હું દલિત નથી.

મુંબઇ શહેરના ઊજળા વિસ્તારમાં રહેતો હું
બોલું, રે બોલ બોલ કર્યા કરું
તો એમાં કોઇ ઔચિત્ય છે ખરું ?

દલિતોની તો વાત જવા દો –
પણ મેં મારો પણ ઉદ્ધાર નથી કર્યો.
જે પોતાનો પણ ઉદ્ધાર ન કરી શકે
તે દલિત કહેવાય કે નહીં ?

હું મારી બહાર જ રહ્યો છું
– મેં હજી મારામાં પણ, પ્રવેશ નથી કર્યો –
તો મંદિર – પ્રવેશની તો વાત જ કયાં કરવી ?

બાબાસાહેબ !
તમે પરદેશથી અભ્યાસ કરીને પાછા ફરતા હતા
- ત્યારે -
સ્ટીમરમાં તમે પુસ્તકો મોકલી દીધાં હતાં
અને એ સ્ટીમર ડૂબી ગઇ
- એમાં વિધાતાનો કોઇ સંકેત હશે ખરો ?
કેમ જાણે
- વિધાતા એમ ન કહેવા માગતી હોય
કે બધું જ જ્ઞાન નકામું છે -
જે દલિત છે, પીડિત છે
જે અન્યાયનો ભોગ બનેલા છે
એમને માટે કરેલું કાર્ય
- એ જ સાચું જ્ઞાન
કર્મથી જ્ઞાન કદીયે મહાન નથી.

નથી મેં કારમી ગરીબી વેઠી
કે નથી મેં સહન કર્યાં કોઇ અપમાનો.
હા, મારી જાતને અવગણીને
મેં મારું અપમાન કર્યું છે -
પણ, યાતનાની ઝૂપડપટ્ટીથી
હું અજાણ્યો છું.

નથી અનુભવ્યું મેં ધર્મ માટે. કોઇ મંથન.
કહેવાય છે કે ધારણ કરે તે ધર્મ.
હું મને પણ પૂરેપૂરો ધારણ કરી શકતો નથી.
- સાવ સાધારણ છું હું.

## આરતી પ્રભુ

□ શંકર રામાણી □ જયા મહેતા
(મરાઠી)

દિવસ કેવા ચકરડી જેવા ઘૂમરાતા
અને અચાનક તડ પડેલા તારી
અલ્પાયુષી નિયતિના કાચને જડેલા અક્ષય
ધુમ્મસમાં હવે અજ્ઞેયનો રસ્તો પ્રકાશિત થયો છે.
... એમ અમસ્તી અમસ્તી જ અંતર્બાહ્ય ઉદાસ
સાંજ; શિશિરવૃક્ષોની વ્યાકુળ પીળીધમ્મક
પાનખર અને તળાવ થયેલા દુ:ખમાં
કવેળાએ જ થીજી ગયેલું એક કાળુંભમ્મર કમળ.
પણ તેં આખરની રાતે ગાયેલા
દિશાદૂર થયેલા ભૈરવીના સૂર સમૂળ
તોડે છે ફરીથી વિરાટ મધ્યાહ્નનો એકાકી પ્રહર
અને હું જોઉં છું ત્વચાની લાખલાખ આંખોથી
ફૂટુંફૂટું થયેલું અટળ અડવાણું પ્રભાત
તારા નસીબના સંપન્ન ધુમ્મસથી સંપૂર્ણ ઘેરાયેલું.

## પેગાસસ □ હરિશ્ચંદ્ર ભટ્ટ

એકી ફલંગ થકી ઇન્દ્રધનુ કુદાવી
જ્યોતિષ્પથે ગતિ કરે નિજ પાંખ ખોલી
દિક્કાલની સીમ પરે લઈને કવિને
શીર્ષે ધરે મુકુટ તું ભુવન ત્રણેનો.

અંતસ્તલો મહીં ય તું કવટી ઉખેડી
પીછો લઈ જગવતો મન, જે સૂતેલું ;
ક્યારેક અંતરપટે ઊતરી પડીને
હૈયે અજાણ કવિને તું પ્રવેશ પામે !

રે એક માત્ર પદઘાતથી માર્ગ કાઢી
લાવે રસાતળ પ્રદેશનું વારિ પીવા,
પાતો સહુ ય કવિ-સર્જકને જલો એ.

રે અશ્વમેધ હય તું, તુજ સાથ પૃથ્વી-
પાટે ફરે, જય ધજા ફરકાવતો તે
સમ્રાટ કવિ પૃથિવીનો નહિ કેમ થાય ?

## રાધા □ કુસુમાગ્રજ □ જયા મહેતા

(મરાઠી)

ત્રિકાલાબાધિત
પુરુષમનની
યુગયુગની
આકાંક્ષા.

નવીન અજાણ
વેણુવાદનની
પાંખડીઓ ખીલવનારી
રસજ્ઞતા.

ત્રિકાળ પાણીનાગના
પ્રતિકાર માટે
કિનારા પરનું
પ્રોત્સાહન.

ગૌરવના મસ્તકે
મુગટ પહેરાવનાર
નેત્રની નિ:શબ્દ
ભાવ-આરતી.

જખમનું લોહી
અસ્મિતાનું દહન
પાંપણથી લૂછનારી
સંજીવની.

પ્રણયમાં માતૃત્વ
મેળવેલા
પુરંધ્ર હોઠનો
સ્પર્શોત્સવ.

વ્યભિચારના
અદમ્ય આમંત્રક
સાહસદેશની
મુસાફરી.

## ઈશ્વર □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિંદી)

બહુ લાંબા ખિસ્સાવાળો કોટ પહેરીને
ઈશ્વર મારી પાસે આવ્યો હતો
મારી મા, મારા પિતા
મારાં બાળકો અને મારી પત્નીને
રમકડાંની જેમ
ખિસ્સામાં નાખીને ચાલી ગયો
અને કહી ગયો
બહુ મોટી દુનિયા છે
તારું મન બહેલાવવા માટે.
મેં સાંભળ્યું છે,
તેણે ક્યાંક ખોલી છે
રમકડાંની દુકાન
અભાગિયાની પાસે,
કેટલી જરા-જેટલી પૂંજી છે
ધંધો ચલાવવા માટે.

## ચંદ્રવદન એક..... □ ઉમાશંકર જોશી

ચંદ્રવદન એક ચીજ...
ગુજરાતે ના જડવી સહેલ.
જ્યાં પેઠા
ત્યાં ઊઘડે મહેફિલ.
જ્યાં બેઠા,
ખુશ્બો ત્યાં દિલદિલ.
એક ગાઉ લગી ગમગીની
શકે ન ઢૂંકી.

ચંદ્રવદન એક રડતી આંખ...
બીજી જગત-તમાશો જોતી,
તારતાર થઇ એકરૂપ સૌ સાથે નાચે,
જીવનનો રસ બિંદુબિંદુ બધેથી ચાખે.
એક આંખ નિરંતર ભીતર રડતી,
સતત ઝૂરતી.
શું ખૂટે છે ?
આટઆટલું તો લૂંટે છે !
દુનિયા ઊઘડે પગ આગળ તે કદી ન પૂરતી.

ચંદ્રવદન એક અલગારી ખુદમસ્ત...
રેલગાડી થંભે તો થંભે પોતે.
કદી ઠરે ના આગ.
ભાગે;
હાથ ન લાગે.
ગાડી એનું ઘર,
વિમાન એનું દર.
ચાલે સાથે ?
હા, પણ જેમ
રેલના પાટા,

સાથે છતાંય અળગા.
કદી ન વળગ્યા
કોઈનેય તે.

કૈંક ઈલાના માડીજાયા,
રંગાચાર્ય નટ લાડકવાયા,
શબ્દપીંછીરંગી તસ્વીરોના કીમિયાગર.
ઘરઆંગણ ક્યારેક અદીઠા નકરા ચં. ચી.
પરદેશે તે ઊંચકયા ના ઊંચકાય,
પ્રૉફેસર ડૉક્ટર સી. સી. કંઈના - કંઈ સી.સી.,
મશિયુ સી.સી. રંગમુકુટ કંઈ શિર ધરી આવ્યા.
દોન કિહોતેના પગલે પગલે ફરી આવ્યા.
પ્રેમભૂખ્યા, પ્રેમાળ,
યુવતીશા રિસાળ
કદી કો કન્યા શા શરમાળ,
અજબ વિચિત્ર,
વિરલ મિત્ર,
એક અલકમલકની ચીજ
ચંદ્રવદન તે ચંદ્રવદન તે ચંદ્રવદન...

## કવિ રાવજી પટેલ વિષેની ગઝલ

દર્દથી પીડાય છે તે રાવજી
હૉસ્પિટલમાં ગાય છે તે રાવજી.

જીવવાની પળ સતત ઝંખે અહીં
ને મરણ લગ જાય છે તે રાવજી.

જીવવું શ્વાસોની સાથે યુદ્ધ છે,
તેજ ખાંસી ખાય છે તે રાવજી.

મોલ ભર્યું હો કે ઉજ્જડ હોય પણ
જોઈ ખેતર ગાય છે તે રાવજી.

મોતને પણ આવકારો આપતા
જે સતત હરખાય છે તે રાવજી.

જોઈ આથમતો સૂરજ કંકુ તણો
ના છતાં ગભરાય છે તે રાવજી.

ડાળખી લીલી હતું એનું જીવન
હરક્ષણે સુકાય છે તે રાવજી.

આંગળી પકડીને સહુની આપણી
શબ્દ લગ લઈ જાય છે તે રાવજી.

રાવજી રાજા હતો મન મુલ્કનો
જે સ્વયં ખેડાય છે તે રાવજી.

□ પ્રવીણકુમાર રાઠોડ

## તૉલ્સ્તૉયની સમાધિએ □ ઉમાશંકર જોશી

"અહીં પરી જાદુઈ લેઈ લાકડી
આવેલ ક્યારેક, અહીં કહીં છે
દાટી ગઈ; જો કદી હાથ લાગે
એ જ્યેષ્ઠિકા, માનવજાત સારી
સુખી થઈ જાય જ."-બંધુ કહેતો
બાળાપણે બેય અરણ્યકુંજે
ટહેલતા, ત્યાં તરુઓથી વીંટી
ઊંડેરી કો કોતર એક દાખવી.

એ શબ્દ ખૂંપી સ્મૃતિમાં ગયા, ને
માગ્યું તમે આયુષ-અંતકાલે :
મારો હજો આખરનો મુકામ
આરામગાહે બસ એ જગાએ.

જીવ્યા લગી માનવજાતનાં સુખો
ઝંખ્યાં, અને મૃત્યુ પછીય શોધ
હૈયે ધરી એ જ; સદાય સત્યને
વ્હાલુ ગણ્યું. છે નર એહવો થયો

જેને નડયા હો શયતાન જ્યાદે,
જે હોય ઝૂઝયો શયતાનથી વધુ ?

આ દેહયષ્ટિ અહીં કબ્રમાંહી-
આ કબ્ર સાદી -, બસ એ જ જાદુઈ
તે જ્યેષ્ઠિકા, ઢૂંઢી રહ્યા હતા જે.

## સુ. દ.ની અનિચ્છા છતાં □ જશવંતી દવે

સુરેશ દલાલ !
કાવ્યસુરાના ઈશ છો તમે

અનેક ભાષા બોલતું
એક પંખી
તમારે આંગણે આવ્યું
તમે એના ટહુકાઓને
વિદ્વાનોથી માંડીને
જનસામાન્ય સુધી
વેરતા રહ્યા
અને એક આંખ
પંખીના માળા પર રાખી
બીજી આંખે પંખીને
આકાશનું સરનામું ચીંધતા રહ્યા

સુ. દ. !
સુદના ચંદ્રની જેમ
ખીલે છે તમારી કાવ્યકળા
દિન-પ્રતિદિન, સોળે કળાએ.

કવિતા તમારી શોભા છે
કવિતા રૂડી તમ થકી
સોહાવી એકબીજાને
સાધો લક્ષ્ય નવાં નવાં
પામો બધાં રહસ્યોને
કવિતાનાં, તમે અને
તપો કાવ્યનું સામ્રાજ્ય
યાવચ્ચંદ્રદિવાકરૌ .

## ઉમાશંકરભાઈને □ રમેશ પારેખ

બધી વ્યંજનાઓ ઊભી હશે નતમસ્તક
તમારી પથારી પાસે
તમને શૂન્યનજરે જોતી,
હે વૈખરીની આંખના મોતી...

તમે વિશ્વને નાનું કરવા મથ્યા
અને કર્યું
ઝીણીઝીણી બે આંખથી ને હૃદયથી...
ક્યાં જાય છે તમારો રથ સડસડાટ ?
આ પહોંચ્યા છે તમારા હાથ ક્ષિતિજપાર
આકાશગંગાઓને સૂકીભઠ સાબરમતીમાં વાળવા ?
મારી રંક ભાષાને ટોડલે
ટાંગ્યા પાંચસાત સૂર્ય
તમે ટાંગ્યા પાંચસાત ચંદ્રો
શબ્દને આકાશનો
અને આકાશને આંખનો દરજ્જો આપવા મથ્યા,
ઝૂઝયા ખોબોએક દેહથી
તેનો થાક પથારીમાં પડી રહ્યો ને તમે...
ક્યાં જાય છે તમારો રથ આમ સડસડાટ ?
સૉરી, અમારાં મસ્ટરોમાં
બહુ બહુ તો તમારી 'કૅઝ્યુઅલ લીવ' ભરીશું,
પાછા આવવું પડશે, તરત જ.

અમારી વાત કહેજો
મારગે મળતા દેવોને -
આખું માનવકુળ ભોળું છે
ક્ષમાપાત્ર છે,
પોતાના ખમીસની ચાળ ચાવી જાય એવું

તે પોતાનાં આંસુથી પવિત્ર...
થોડું અભણ પરંતુ વહાલુડું...
પાછા આવો ત્યારે શું શું લાવશો
આ તમારા માનવકુળ માટે ?
તમે અહીંથી લઇ ગયા તે સ્વપ્નદાબડો ?
પાદરે ઊભા રહીને વાટ જોઇશું રોજ સાંજે...
અને હા,
તમે આવો ત્યાં સુધીમાં
અમે વિશ્વને વધુ સુંદર કરી રાખશું, કવિ...

(કવિશ્રીના દેહવિલયના ખબર વાંચીને...)

## નર્મદ □ ઉમાશંકર જોશી

બજી તવ, યુયુત્સુ નર્મદ, શી યુદ્ધભેરી નવી !
તું લાલ સહુનોય, લાલ-સુત, મસ્ત લાલો હતો.
હતો તું ભરપૂર દોષ થકી. -એથી વ્હાલો હતો ?-
વિમિશ્ર ઇતિહાસરંગ થકી આંકી તારી છવિ.
નવીન મથતું થવા પ્રગટ આંહી, તુમાં કવિ
પરંતુ હજી ગુર્જરીસ્વરઉઘાડ કાલો હતો.
પ્રજાકર મહીં સુધા નહિ તું અગ્નિપ્યાલો હતો.
મથ્યો જ ધરવા તું પ્રાણ નિજ લોકયજ્ઞે હવિ.

હતી સુરત સ્વર્ણની, સૂરત તેની સ્હેવાય ના
દિલે ખટક ખૂબ હિંદપડતી તણી; રાડતો
અરણ્ય મહીં સિંહ ઘાયલ યથા; -કહીં સાહ્ય ના.
દબાવી ઉરશલ્ય દાસ્ય તણું, પ્રેમશૌર્યે રમ્યો.
અનર્ગળ પરિશ્રમે નવલ કેડીઓ પાડતો,
ગયો તું ઝબકી નવા યુગની નવ્ય નાન્દી સમો.

# કૌમુદી મુનશી - સોમૈયા વિદ્યાવિહાર - સંગીત સમારંભમાં

□ નીતા રામૈયા

ઊઠોને આમ શું બેસી રહ્યા છો
જઇ પહોંચીએ ગીતના મેદાનમાં
મોડા પડયા તો થોડી ધલબલ
કરતાંને જઇ ચડીએ સૂર ને સાજમાં
આખું મલક જઇ બેઠું છે આજ ત્યાં
કૌમુદી મુનશીના ગીતભર્યા ઠાઠમાં
ઊઠોને આમ શું બેસી રહ્યા છો
જઇ પહોંચીએ ગીતના મેદાનમાં.

શ્યામ રંગ સમીપે
ન જાઉંની વાત લઇ
કાનને ગોખાવે
શ્યામ એક નામ
હુલાવે ડોલાવે
ચગાવે શ્યામને
વેણભર્યા કહેણના લાડમાં
જઇ પહોંચીએ ગીતના મેદાનમાં.

છેલકડા છબીલાએ
છાંટીની વાત લઇ
ગાતાં જો હોય એ
એવું કોઇ ગીત કે
ગુમાવો ભાન થોડું
ગુમાવો સાન તો
રહેજો એ ગીતના માનમાં
જઇ પહોંચીએ ગીતના મેદાનમાં.

રેકની વાડીના એક
ચંપાના છોડને
જતન કરતાંય નહીં
આવડયાની વાત લઇ
ચીતરે દરદને
ચહેરે ચહેરે ને
પછી ઘેરે ઘેરે ને
કંઇ વ્હેરે ને વેંતરે
દ:ખદ:ખતા દિલને
આડા ઊભા ને વળી ત્રાંસમાં
જઇ પહોંચીએ ગીતના મેદાનમાં
આખું મલક જઇ બેઠું છે આજ ત્યાં
કૌમુદી મુનશીના ગીતભર્યા ઠાઠમાં.

## લાભશંકર ઠાકર □ સુરેશ દલાલ

કવિતાને લખી તમે કવિતાને ખાતર
શબ્દ એ સ્વામી નથી : અર્થ નથી ચાકર
અર્થ તો અર્થહીન
અર્થ તો અર્થદીન
નથી એમાં વિટામીન
અર્થની ગતિ થતી અનર્થ તરફ
અનર્થ એ સમર્થ
(સમરથ કો ન દોષ ગુંસાઈ)
કશું અહીં શાશ્વત નથી : બધું જશે ભુંસાઈ
સાંઈ ! તમે કાળ જેવા કસાઈને પામી ગયા
નામ બાજા ઠીક છે
રાજાબાજા ઠીક છે
ઠીક નથી એ ઠીક છે
ઠીક છે એ ઠીક નથી
તમને કોઈની બીક નથી
બીક નથીની બીક છે
બીક નથી બીક છે.
ઠીક છે ભાઈ ઠીક છે
અહીં બધું ચપટીક છે
અહીં બધું લગરીક છે
લગરીક છે પણ લિરિક નથી
ઠીક છે એ ઠીક નથી
પ્રતીકબતીક એ ઠીક છે
ઠીક છે એ ઠીક નથી
ચવાયેલું ચોળાયેલું ચૂંથાયેલું કશું નહીં
સોડામાં તો રહો નહીં
ને વ્હીસ્કીમાં તો બસો નહીં

વ્હીસ્કીમાં જીભલડીને લાગે ઠેસ વ્હાલમા !
લાગણી ભવાઈના કાઢે વેશ વ્હાલમા !
મોહનને મૂતરવાના મોહ નથી વ્હાલમા
પ્રેમ અહીં પ્રેમ નથી : દ્રોહ નથી વ્હાલમા
તસુ તસુ વસો તમે શબ્દોના અવકાશમાં.
બોલવામાં સાર નથી
ગીતના ઘૂંઘટને ખોલવામાં સાર નથી
પોલું પોલું પ્હોળું પ્હોળું
બ્હોળું બ્હોળું ડોલવામાં સાર નથી
પ્યાર થઈ જાય અહીં
એવો કોઈ પ્યાર નથી
આપણા જેવો અહીં
આપણો કોઈ યાર નથી
લગનીના લવારાના
લાગણીના ફુવારાના
શબ્દો કુંવારાના ભલે ઊડે છાંટા
સડક ઊપર વાગે નહીં 'કેવડિયાના કાંટા'
રાજેન્દ્રના છંદમાં પ્રારંભમાં લખી દઈ
પછી પછી છી છી
છી છી પછી પછી
લાભશંકરની કવિતા લાભશંકર થઈ
ગાભશંકર થઈ
આભશંકર થઈ
અવાજ અને મૌનની વચ્ચે ઉમાશંકર
બાલાશંકર કોઈ નહીં
કોઈ વાદ કે વિવાદના થવા માટે
મથવા માટે
અથવા માટે
વાય છે પવન તો પવન કે હવા માટે

કશુંક કહેવું છે એટલે કથવા માટે
સમાજ તો રોગી છે એની હવા માટે
-લખો કવિતા
એમ કહી કલમ તમારી હસી નથી રોઈ નથી
કલમ આવાં વલખાં મારે
કલમ આવા કશા માટે મોટી નથી
કલમ એ તો ચલમ નથી
ઇદમ્ નથી
અલમ્ અલમ્
ક્યાં છે કલમ ?

કવિતાને લખી તમે કવિતાને ખાતર
હે લાભશંકર ઠાકર
શબ્દો પરથી ઉઠાવી તમે વિશેષણની ચાદર
હે લાભશંકર ઠાકર
શબ્દોને જગાડ્યા ને ફરી પાછા બેહોશ કર્યા:
તમે એટલું પામી ગયા
કે
કવિતા તો પણે રહી બેહોશીને પાદર
હે લાભશંકર ઠાકર !

## રાવજી □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

રાવજી, અધવચ આંબા વેડ્યા રાવજી, રાત હવે નહિ હાલે
રાવજી, ધોરી મારગ ખેડ્યા રાવજી, જીભ કુંવારી કૂજે
રાવજી, લીલાં પાણી ભરિયાં રાવજી, સાવિત્રી વડ પૂજે
રાવજી, વેણીનાં ફૂલ ખરિયાં રાવજી, આભે પોયણી રીઝી
રાવજી, વાયદો કીધો ખોટો રાવજી, શબ્દે પાંખો વીંઝી
રાવજી, અંધારું ગલગોટો રાવજી, વાત હની એ સાચી
રાવજી, પાંપણને પલકારે રાવજી, કાયા માટી કાચી.

## રાવજીને, વલ્લવપુરાને પાદરેથી □ મણિલાલ હ. પટેલ

તું કવિતાનો તોરીલો તોખાર, રાવજી
માટી શેઢો સીમ ચરામાં ચરતું સારસ
તું આંબાનું ઝાડ રાવજી
મૉલ ભરેલું ખેતર ઝૂલે કવિતા તારી
તું ડુંડે ડુંડે આંખે ચડતો દૂધમલ દૂધમલ
અંધારું ઓઢીને અડતો મુજને
પાળ તૂટેલા વ્હેળા જેવો
એકાંતોની ભીડ ભાંગતો
વાયુ થૈ તું સીમને માથે હાથ ફેરવે
તું કલકલિયો ચાસ કાવ્યમાં
સૂરજ ચાખે ઝાકળભીનું ઘાસ...

વીસ ઉપર બે વર્ષો વીત્યાં
ભૂખે રીબ્યા વલ્લવપુરા ગામપાદરે
તળાવપાળે ઊભી અપેક્ષા*
હજી ઝૂરતી 'પપ્પા' કહેવા
રુવે પોયણાં કંકુવરણાં લેવા
ખરા બપોરે આથમતા સૂરજને જુવે ગામ
બા હજી બોલાશ સાંભળે તારો
ભીંતો ઘરની બેવડ વળતી
ગોબાયેલી છતને તો કે
કાળ અશ્રુઓ રોકે....
'અશ્રુઘર'નો સત્ય હજી પણ
ત્રણે ભાઈમાં પડખાં બદલે
તું લીંપણમાંથી પગને સ્પર્શે
ઝંઝા થઈને મેઘ કાળવો વરસે...

વૃત્તિ સૌની બને વારતા-

એવી તારી જિદ્દ રઝળતી જોઉં
'રણની વચ્ચે લીલોતરી ને લીલોતરીમાં નાગ'
સગી જિન્દગી કેવી વેરણ, કાઢ્યો એનો તાગ !
વડનો છાંયો વલ્લવપુરા નથી રહ્યું રે દોસ્ત !
નથી રહ્યાં એ ઝાડપાંદડાં જે તારી કવિતા પર ઝૂક્યાં....
જળ ખૂટયાં કે સૂકાં પોયણાં સાદર...
ક્યાં ઊગે છે સૂર્ય-રાવજી ?
તેં વાવેલા શબ્દો આજે
નક્ષત્રો થઈ દિશા ચીંધતા અજવાળાની...
*રાવજીની દીકરીનું નામ (રાવજીની પુણ્યતિથિ) ૧૦-૮-૯૦

મેડ્રિડમાં મૃત્યુ
રગેરગમાં લોહી
તમારા પત્ર અને બરફ નીચે શ્વેત પુષ્પો
સ્પેનમાં ધાર્મિક ઉત્સવો સરઘસ વિનાના હોય છે
સ્પેનનો શોક અંત વિનાનો છે
કોના માટે પ્રલંબિત સ્વરે આ મૃત્યુઘંટ વાગે છે ?
લોકો ચૂપ છે
ગુલાબની કટોરીમાં લોહી
અને અનેક લશ્કરી રક્ષકોના લોખંડી પોપાક નીચે
ગ્રેનેડાની રાત્રી મરી રહી છે.
ોડિયામાં બાળકો
છે
ર્કા ચૂપ છે
તમે મેડ્રિડમાં
શસ્ત્ર : ગ્લાનિ
અને એક જીવતો જ્વાળામુખી
ાટે પ્રલંબિત સ્વરે આ મૃત્યુઘંટ વાગે છે ?
છો
ાટ ને જંગલોની પથારીમાં લોહીના છાંટા ઊડ્યા છે.

## મહામના લિંકન □ ઉમાશંકર જોશી

"ગુલામ ન થવું ગમે, ત્યમ ગમે ન સ્વામી થવું"
-ઉદાર હૃદયે સ્ફુર્યો સુભગ મંત્ર માનવ્યનો,
થયો હૃદયશોણિતે યુગ-લલાટ પે અંકિત.

સુધન્ય વરદાન જીવન તણું મળે કૈંકને,
પરંતુ વરદાન મૃત્યુ તણું તો મળે કોકને.

સ્વયં પ્રભુ તણા પવિત્ર કર આહુતિ અર્પતા,
વિશુદ્ધ વળી વિશ્વયજ્ઞઅનલે પડે આહુતિ.
અમોઘ નહીં કેટલો બલિ સુમેધ્ય હોવો ઘટે ?

શ્વસી પ્રભુ મહીં પળેપળ ઉપાર્જવી સજ્જતા.
ક્ષણેક્ષણ પવિત્રતા પ્રતિ સંરત આત્મા વરે
કદી પરમ પાત્રતા; પ્રભુ પસંદ એને કરે
મહાર્ઘ વર વિશ્વયજ્ઞબલિ અર્પવા એહનો.

ન એ રુધિર, મૂર્ત ઈશકરુણા તણો એ ઝરો,
મહા દુરિતથી ભર્યા જગ-કલંક ધોવા વહ્યો.

કવિતા – વ્યક્તિત્વ મૌનનું
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૯
વર્ષ : ૨૪, અંક : ૧, ઑક્ટોબર ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા

## પાંગર્યો અનંગ □ હ. ભાયાણી

(સંસ્કૃત)

પાણિગ્રહણ - વેળાએ
પુલકિત બની ગયું
શિવ કેરું ભભૂતે ભૂષિત અંગે અંગ-
ભસ્મ-અવશેષમાંથી
જાણે પાછો પાંગર્યો અનંગ !

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમા ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,
આ અંકના છૂટક ૨૫ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

# કેડ પાતળિયા !□ હરિહર જોશી

ઉગમણું, આથમણું નાળિયું રે, કેડ પાતળિયા !
અમીં ઢાળે ઊતરતાં ભાળિયું રે, કેડ પાતળિયા !
ઊભી ફળીમાં એક માળિયું રે, કેડ પાતળિયા !
તંઈ દીઠું વાલમજીનું જાળિયું રે, કેડ પાતળિયા !
આ છાતી ઘુઘવાટનું ઢાળિયું રે, કેડ પાતળિયા !
મંઈ; કંઠે ડચૂરાનું ઝાળિયું રે, કેડ પાતળિયા !
તમીં ટોળું પારેવાનું પાળિયું રે, કેડ પાતળિયા !
અમીં શેરીમાં અધકચરું ખાળિયું રે, કેડ પાતળિયા !
નીચી વરખડીની ડાળિયું રે, કેડ પાતળિયા !
મંઈ, લટકે ડોહાજીનું ફાળિયું રે, કેડ પાતળિયા !
તંઈ પાંદડે પાડી તાળિયું રે, કેડ પાતળિયા !
અમી હોઠે આવેલ વેણ વાળિયું રે, કેડ પાતળિયા !
પછી ઝાંખે પરોઢ એને બાળિયું રે, કેડ પાતળિયા !
અમીં આટલેથી બોલવું ટાળિયું રે, કેડ પાતળિયા !

# હું મારા વિશે વિચારું છું ત્યારે

□ માયા એન્જેલો □ જયા મહેતા

હું મારા વિશે વિચારું છું ત્યારે
હસીહસીને લોથ થઈ જાઉં છું,
મારું જીવન છે એક બહુ મોટી રમૂજ,
ચાલતું નૃત્ય
બોલાતું ગીત
હું એટલું હસું છું કે ગૂંગળાઈ જાઉં છું
હું મારા વિશે વિચારું છું ત્યારે
આ લોકોની દુનિયાનાં સાઠ વર્ષ
જે બાળક માટે હું કામ કરું છું તે મને છોકરી કહીને બોલાવે છે.
હું કહું છું "હા સાહેબ", કામની ગરજે:
વળું નહીં એટલી ગર્વિષ્ઠ
ભાંગી પડું નહીં એટલી ગરીબ
હું પેટમાં દુ:ખવા આવે એટલું બધું હસું છું.
હું મારા વિશે વિચારું છું ત્યારે.

મારાં સ્વજનો મને હું બેવડ વળી જાઉં એટલું હસાવે છે
હું એટલું હસી કે મૃતપ્રાય: થઈ ગઈ.
તેઓ જે વાતો કહે છે તે જુઠ્ઠાણાં જેવી લાગે છે
તેઓ ફળ ઉગાડે છે
પણ છાલ ખાય છે
હું રડવા માંડું ત્યાં સુધી હું હસું છું
હું મારાં સ્વજનોનો વિચાર કરું છું ત્યારે.

# ધણીના જગતમાં □ સુન્દરમ્

(૧)

ધાર્યું ધણીનું થાય છે,
આપણું તો થાય ના,
તો પછી આ આપણે
શું કામ રહેવું 'આપણે' ?
આપણે-રે-આપણે-
અમને રચ્યા આવા ઈશે,
એ આપણા સૌ ધારવામાં
હોય કાંઈ માલ ના.
તો આપણે હા આપણે
રહેવા વિષે કંઈ અર્થ ના,
લાવો કંઈ કરીએ, મટી
જઈએ ખરેખર આપણે
જે કાંઈ કરવાનું હશે તે,
એ ધણી કરશે પછી-
આપણે ધણીનાં બધાં
થઈને રહીશું, શૂન્ય થઈશું આપણે.
જ્યાં જ્યાં નજર ઠરતી બધે ત્યાં,
'આપણે' શું કોઈ ના,
ઈશ કેવળ- ઈશ કેવળ,
એ વિના કંઈ અન્ય ના.

(૨)

આપણે હજાર વાર,
કરવા તૈયાર થાશું,
સંકોચની સીંદરી
સળગાવી દઈશું,
વારંવાર સેંકડો
હજાર રે અનેક વાર,
તારી ઈચ્છા જે હો,
તે તે બધું જ અમો
કરવા તૈયાર થાશું.

(૩)

ઈચ્છા જે તારી હો,
એ જ એક વાત છે,
ઈચ્છા અમારી જે,
એની જ પંચાત છે.
ઈચ્છી ઈચ્છી અમે
ઈચ્છવાના શું રે !
આ રે મગજ, આ
લાગણીનું ટોળું,
એમાંથી જન્મ લેત
ઈચ્છા નાનકડી ને,
તારી કને અરે,
ઓ રે પરમેશ્વર,
લાવી મૂકી દીધ-
હળવું હૈયું બધું,
હળવું હા ફૂલ શું !

## એક કોલમ દસ સે.મી. □ હેમેન શાહ

જે વ્યક્તિને સદેહે અનુભવી હોય
એને સ્વર્ગસ્થના વિશેષણ સાથે
છાપાંના વચલે પાને હસતી જોઈએ
ત્યારે
ઘણું બધું યાદ આવી જાય છે.
એમણે કરેલી મજાક.
આપણો પ્રતિભાવ.
ટૅક્સીડ્રાઈવર સાથેનો પરચૂરણ માટેનો ઝઘડો.
સાથે પીધેલી ચાની ચુસ્કીઓ
અને સાથે જોયેલાં સપનાંઓ.
કોઈ વાર ઉઘાડી પડી ગયેલી,
પરસેવાની ગંધ.
કોઈ વાર આંખોમાં ચમકતો
જીવનનો ઈલમ.
એમનાં વ્યક્તિત્વનું તેજ... અને તિમિર.
આ બધું
એક કોલમ દસ સે.મી.માં સમાઈ શકે ?

## ફૉકલૅન્ડ ૨૦... □ આદિલ મન્સૂરી

ઝન્ગ આલૂદા* લહૂકી નહ્ર
ગૌશ્તકા જલતા હુઆ ઈક શહ્ર
નીલે જિસ્મોંસે ઉબલતા ખ્વાહિશોં કા ઝહ્ર
બિસ્તરોં પર ટૂટતી લઝ્ઝત કી આહટ
મૌત કે હોન્ટોં પે કાલી મુસ્કુરાહટ

* ઝન્ગ આલૂદા = કાટ ખાધેલ

## પ્રેમ-પ્રદેશ □ સુન્દરમ્

હવે હું પ્રણયની કવિતા કરતો નથી,
પ્રેમ કરું છું.
પ્રેયસી અને હું,
અમો વચ્ચે વ્યવધાન
નથી જોઈતું.
જા દૂર બેસ-પ્રણય કવિતા,
દૂર... દૂર...
'તો મને પણ પ્રેમ કરો'
કવિતા બોલી,
લપાતી લપાતી
મારી કને આવી,
અમારી વચ્ચે એવી તો સરકી ગઈ,
બંનેમાં ઓગળી ગઈ.

## પ્રાર્થના □ નાથાલાલ જોશી

સવારનું મધુર વાતાવરણ!
પ્રકૃતિ કેટલી પ્રિયદર્શિની છે!
પુષ્પો રૂપરંગના વૈવિધ્યમાં
અવ્યક્ત સૌંદર્યનાં કેવાં
માધ્યમ બને છે!
માદક સુરભિઓ કેવાં
અંતર્મુખ બનાવે છે!
આ સંધિવેળાએ પ્રભુ!
તને વંદન કરીએ છીએ,

તને પ્રાર્થીએ છીએ,
અમારા જીવનની દરેક પળ
તારા ચિંતનમાં વીતો,
અમારાં દરેક કાર્ય
તારાથી પ્રેરિત બનો!
એ પળોની ગૂંથણીથી બનેલો જીવન-હાર
પ્રભુ! તારા કંઠમાં સદૈવ તાજો રહે!
ઝૂલતો રહે!

## દૃશ્ય □ કિશોર શાહ

વૃક્ષના છાંયડા હેઠળ
થડની છાલ જેવો યુનિફૉર્મ પહેરી
છાંયડા વગરના પોલીસ ઊભા છે.
આજે પ્રધાનમંત્રી આવવાના છે.
સખત બંદોબસ્ત છે.
કેટલાક આવતી-જતી કારના નંબર નોંધે છે
છાંયડા વિનાનો પોલીસ
ઘાસમાં લાકડી હલાવી જાણે કે છાંયડો ફંફોસે છે.
કોઈક બૂટથી સડક પરની કાંકરીને
ઠેસ મારે છે
કાંકરી ચગદાય છે
ઝડપથી પસાર થતી કારના ટાયર નીચે
ત્યારે કાંકરીની ચીસ કોઈને પણ સંભળાતી નથી
ઊગતા સૂર્યના રથ જેવી ધગધગતી - ચીસો પાડતી
પ્રધાનમંત્રીની કાર પસાર થાય છે
ત્યારે
પોલીસના અસ્તિત્વમાં એ સૂર્યનું
એક રજકણ રોપાઈ જાય છે
અને પછી ક્ષણમાત્રમાં
પોલીસની આંખમાં
અંધારપટ છવાઈ જાય છે.

## કારણો □ વર્ને રુત્સલા □ સુ. દ.

તું પૂછે છે શું થયું ? શા માટે તેં આવી રીતે વાત કરી ? મારી પાસે કોઈ જવાબ નથી. સવાર હતી, ઉનાળો, ટેબલ પર છાપું હતું નકશા જેવું પથરાયેલું. એ મને લઈ ગયું વિચિત્ર દિશામાં. મારે કશુંક કહેવાનું હતું.

## માતૃવંદના □ રમેશ પારેખ

ફૂલો, વનો, દરિયાઓ શીતળ છે,
મનોહર ને સુંદર છે, તેમાંથી
સરરર કરતું હૃદયને ક્યાંક સ્પર્શે છે,
કોઈ મર્માન્તક ઘાને પંપાળે છે તે, વાયુની થપકી જેવો,
માનો જ હાથ છે.
જે નદીઓ અને ઝરણાંઓ વહે છે મીઠાં
એ જ છે માની વાણી.

તમારા નિ:શ્વાસોનું સુગંધમાં રૂપાંતર કરતી મા
જાદુગરિણી છે,
તે તમારામાં ઉગાડે છે વિસ્મયની સવાર
સત્યનું રૂપાંતર સુંદરમાં કરી આપે છે તાબડતોબ
એટલે કે મા સ્વયંનું રૂપાંતર કરે છે
સત્યમાંથી સુંદરમાં.

મા હંમેશાં સુંદર હોય છે
તેનાં નાલાયક સંતાનોએ
અંદરોઅંદર યુદ્ધો લડીલડીને
યુગેયુગે માને રંજાડી છે, ઉઝરડી છે રુંવેંરુંવે,
અનેક વાર છૂંદી નાખ્યો છે માનો ચહેરો બૉમ્બ વરસાવીને
કૉન્સન્ટ્રેશન કૅમ્પોમાં આહત કરી છે એની દૂધભરી છાતીને
અનેક વાર પોતાના કાળા હાથ વડે લપેડ્યું છે માના રૂપને
છતાંય મા સુંદર છે
કેમકે મા સત્ય છે
અને સત્ય કદાપિ મેલું થતું નથી કે મરતું નથી

મા હાડચામમાં હોય કે બહાર - કશો ફરક પડતો નથી
ફૂટે છે તે તો એક બિંબ હોય છે
એક બિંબમાં તેનો વિલય થાય થાય

એ પહેલાં અનેક બિંબોમાં ફરી એનો ઝળહળતો ઉદય થાય છે

એના આશીર્વાદ વરસાવતા તેજસ્વી હાથ
કદી આથમતા નથી
કેમકે સત્ય કદી આથમતું નથી.

મા સત્ય છે
પ્રત્યેક બિંબમાં એ જ જગન્માતાનો ચહેરો
એ જ ઋત, એ જ નાલાયક પુત્રોને માફ કરવાની ગરિમા
છલછલતી હોય છે.

સમસ્ત વિશ્વ મા નામના શબ્દને ટેકે ઊભું છે.

હું એ જગન્માતાના લઘુક બિંબરૂપ અને વાત્સલ્યમયી એવી
જગતની તમામ માતાઓને
મારા નમ્ર અને નિર્બળ હાથ વડે,
મસ્તક અને હૃદય વડે
વંદન કરું છું - અને મારી શ્રદ્ધાને દૃઢાવું છું કે -

કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ.

## પ્ર-દર્શન □ કિશોર શાહ

ટ્રેડ-ફેરમાં
બોર્ડિંગના અનાથ છોકરાઓને
બૅન્ડ વગાડતાં જોઈને
મને થયું
કે આ છોકરાઓ
પોતાની ગરીબીને તાલ આપી રહ્યા છે
કે
અમીરોની 'અમીરાઈ'ની જાહેરાત કરી રહ્યા છે

□ પન્ના નાયક

આપણે સાથે રહ્યાં થાક ઊતર્યો કે નહીં?
જળ ઝાઝાં વહ્યાં થાક ઊતર્યો કે નહીં?

કોણે કોને સહ્યાં થાક ઊતર્યો કે નહીં?
કૈંક વર્ષો ગયાં થાક ઊતર્યો કે નહીં?

કદીક હસતાં રહ્યાં થાક ઊતર્યો કે નહીં?
કદીક રડતાં રહ્યાં થાક ઊતર્યો કે નહીં?

કદીક બોલતાં રહ્યાં થાક ઊતર્યો કે નહીં?
કદીક મૂગાં થયાં થાક ઊતર્યો કે નહીં?

કેવાં ખોવાઈ ગયાં થાક ઊતર્યો કે નહીં?
વળી પાછાં મળ્યાં થાક ઊતર્યો કે નહીં?

કદીક હળ્યાભળ્યા થાક ઊતર્યો કે નહીં?
કદીક અતડા થયા થાક ઊતર્યો કે નહીં?

કદીક લાગ્યો છે થાક થાક ઊતર્યો કે નહીં?
ચાલ બધુંય માફ થાક ઊતર્યો કે નહીં?

## વિરહ ભટકતા રામ □ હ. ભાયાણી

(સંસ્કૃત)

'જાગે છે, કાશ્મરિ? અહીં સ્થિર, કોવિદાર?
ક્યાં છે તું, વત્સ કૃતમાલ? તમાલ, જો તો.
શા વર્તમાન, દ્રુમવૃંદ! રઘુપતિના?'-
પૂછી રહી વિકલચિત્ત વનસ્થલીઓ.

# આ શહેરમાં □ સુરેશ દલાલ

'આ શહેરમાં' સુરેશ દલાલનાં નગરકાવ્યોનો સંચય છે અને તેનું સંપાદન જયા મહેતા અને ઉત્પલ ભાયાણીએ કર્યું છે, તેમ જ તેમણે બંનેએ પ્રસ્તાવના પણ લખી છે. કવિની સંવેદના જીવનના અનેકાનેક ભાવભાવનાઓથી ઝંકૃત થતી હોય છે. સુરેશ દલાલ જેવા કવિ વિપુલ સંખ્યામાં કાવ્ય-રચનાઓ કરે, ત્યારે એમાંથી અમુક એક વિષયનાં કાવ્યો જુદાં તારવી તેનો સંચય થઇ શકે. આવા સંચયનો હેતુ અમુક એક વિષય પ્રત્યે કવિના કેવા પ્રતિભાવ છે અને તેની અભિવ્યક્તિની તરાહો કેવી કેવી છે એ જાણવામાણવાનો હોઇ શકે.

ગુજરાતીમાં આ પહેલાં 'કવિતા' અને 'કવિલોકે' નગરકાવ્ય - વિશેષાંક પ્રગટ કર્યા હતા, આ સંગ્રહ તેનાથી જુદો એ રીતે પડે છે કે એમાં જુદા જુદા કવિઓની નગર વિષયની કૃતિઓ નહીં, પણ એક જ કવિની નગર વિશેની કૃતિઓ સંકલિત થઇ છે. આવો સંગ્રહ પહેલાં થયો હોય એવું મારી જાણમાં નથી.

પ્રસ્તુત સંગ્રહમાં કુલ ૬૦ કાવ્યો છે, ને એનો રચનાકાળ ઇ.સ. ૧૯૫૮થી ૧૯૮૮ છે. છેલ્લાં ત્રીસ વર્ષના નગરજીવનના અનુભવનો, વિશેષ, મુંબઇના નગરજીવનના અનુભવનો '...સૂર 'વિ'થી શરૂ થતો છે. એ પછી વિષમતા, વિસંગતિ, વિફળતા, વિદ્રોહ, વિરોધાભાસ, વિપરીત કે પછી અન્ય કોઇ વિ. હોય. 'વિ' તો રહે જ છે.'' (ઉત્પલ ભાયાણી). નગરજીવનના આવા અનુભવથી કવિચિત્ત વિષાદ અનુભવતું હશે અને મનુષ્ય પ્રત્યેની એની કરુણા જ કટાક્ષનું રૂપ ધારણ કરતી હશે એ આ કાવ્યો વાંચતાં પ્રતીત થાય છે. આ રચનાઓનો કટાક્ષ ક્યાંક ખુલ્લેખુલ્લો ને ધારદાર પ્રહારરૂપે પ્રગટયો છે, તો ક્યાંક પ્રતીકાદિના આવરણ નીચે ઢંકાઇને સૂચિત થાય છે. એના મૂળમાં કરુણા છે એટલે જ એમાં કોઇ પ્રત્યે ડંખદંશ નથી. આવો ડંખદંશ વગરનો કટાક્ષ હંમેશાં કરુણગર્ભ હોય છે, એની પ્રતીતિ પણ આ કાવ્યોમાં સતત થયા કરે છે :

નાઇટ કલબમાં
વાતાવરણમાં વહે છે કુંતાની ધ્રુવપંક્તિ
'વહેંચીને ખાઓ'.

પણ અહીં કેવળ કટાક્ષકાવ્યો જ છે એવું નથી. સરસ લયબદ્ધ પંક્તિઓમાં ચિત્રાત્મકતાથી કવિનું જીવનનિરીક્ષણ પણ પ્રગટ થાય છે :

**પિંજરપૂર્યા વાઘની જેવા**
**ચટાપટાળા દિવસો આંટા મારે**
**સવારસાંજે સાંજસવારે આજે ને અત્યારે.**

તો કેટલીયે પંક્તિઓ ભારોભાર કરુણતા વ્યક્ત કરે છે :

આ નગર
ટોળું થઈ જીવી રહ્યું માણસ વગર !

□

ઠારી હું નહિ શકું, / મારું તે શું ગજું
હું ચલવ્યો કોઈનો ચાલું

□

કાય આ છે કે કબર ?

'કે પૂછડીએ દોડાદોડી રે લોલ' જેવાં હાસ્યમિશ્રિત કટાક્ષનાં કાવ્યો અહીં છે, તો 'મારે વહેલા જાગવાનું છે, નોકરીએ ભાગવાનું છે, ટપાલો વાંચવાની છે...' જેવાં જીવનની યાંત્રિકતા વ્યક્ત કરતાં કાવ્યો અહીં છે, 'રામ વિનાનું રામાયણ' જેવાં કરુણગર્ભ કટાક્ષનાં કાવ્યો અહીં છે તો 'મુંબઇ : આખ્યાન, વ્યાખ્યા-ન :' જેવાં વર્ણનાત્મક ગદ્યકાવ્યો પણ અહીં છે.

આજે નગરની અવસ્થા કેવી છે તે વર્ણવતું એક નાનકડું કાવ્ય :

ગાર્બેજ ટ્રક જેવું આ શહેર
- ગંધાય.
કુત્તાના દાંત જેવો દિવસ
વેશ્યાના મંગળસૂત્ર જેવી
- આ રોશની
મને અંધકારનો પરિચય આપે છે
કોઈ બટકેલા ગીતનો તૂટેલો લય આપે છે.

"નગરમાં ક્યાં ક્યાં ને શું શું સડે છે ને ગંધાય છે, કયા કયા કુત્તાના દાંત કોને કોને, કેમ ને ક્યારે કરડે છે, ડંખે છે, કઇ વેશ્યાઓનાં મંગળસૂત્રો જીવનના કેવા કેવા અંધકારનો પરિચય આપે છે, ને કોનાં કોનાં ક્યાં ક્યાં ગીતોના લય કેમ બટકી-તૂટી ગયા છે એ ખોલીને - બોલીને દેખાડવાની જરૂર નથી જોતી. કવિએ પ્રયોજેલાં ચાર-પાંચ સબળ કલ્પનો જ ઘણું કહે છે." (જયા મહેતા)

આ કવિનાં નગરકાવ્યોનું વૈવિધ્ય સંગ્રહનાં કાવ્યો વાંચીને જ માણી શકાય.

- અશોક શાહ

[સંપા. જયા મહેતા અને ઉત્પલ ભાયાણી, આ શહેરમાં, ૧૯૮૯, મિહિકા પબ્લિકેશન્સ, મુંબઇ, પૃ. ૧૦૯, કિં. રૂા. ૩૫.૦૦]

□ કિશોર શાહ

મોટરનાં ટાયર ચીસ પાડે છે
ત્યારે ડામરની સડક શાંત પડી રહે છે
મંદિરમાં વસતા ઈશ્વર જેવી
નિસ્પૃહ અને નિર્લેપ હોય એમ,
એને કશું જ નથી સ્પર્શતું
પ્રથમ વરસાદ પડે ત્યારે એ અત્તર થઈ મ્હેકી નથી ઊઠતી
ધૂળિયા રસ્તાની જેમ એ કોઈનાં પણ પગલાં નથી સાચવતી
કોઈનું પણ રકત એના પર છંટાય ત્યારે
એ દ્રવી નથી ઊઠતી એની કાયા પર કચડાઈ મરેલા કુત્તા પ્રત્યે
એ શોક પ્રગટ નથી કરતી.
હા,
પ્રધાનમંત્રી પસાર થાય ત્યારે એ થોડીક પ્હોળી થાય છે.
અમે
શહેરના માણસો સડક પાસેથી ઘણું શીખ્યા છીએ
ફરક માત્ર આટલો જ
કે અમે
અમારા હૃદય પરનો ડામર કોઈને દેખાવા દેતા નથી.

□ રુમિ □ સુ. દ.

(પર્શિયન)
તર્કબુદ્ધિ, હવે છોડ!
અહીં તને શાણપણ નહીં મળે!
તું કૈશિકી જેવી પાતળી હોત તો પણ
હવે તારે માટે જગા નથી.
સૂર્ય ઊગ્યો છે!
એની વિશાળ ઝળાંહળાંમાં
દરેક દીવો ડૂબી ગયો છે!

□ પન્ના નાયક

ડ્રોઈંગરૂમમાં પ્લાન્ટ ઉછેર્યાં અને મનાવ્યું મન
મનમાં અમને એમ કે પાછળ વહી આવશે વન

ફ્લાવરવાઝમાં ફૂલો
જાણે મહેમાન થઈને આવ્યાં
વિખૂટાં તો યે પૂરવ જનમની
પહેચાન થઈને આવ્યાં
પંખી તો અહીં નથી બોલતું સૂનું છે આંગણ
ડ્રોઈંગરૂમમાં પ્લાંટ ઉછેર્યાં અને મનાવ્યું મન

સાવ પરાયા પરદેશી હોય
એમ ઊભા છે છોડ
જીવવા માટે આપણા જેવી
કરી દીધી તડજોડ
એમને અહીંથી ચાલી જવું છે ચાલી જવું છે પણ...
ડ્રોઈંગરૂમમાં પ્લાન્ટ ઉછેર્યાં અને મનાવ્યું મન.

## સમુદ્રમંથન થંભી ગયું □ હ. ભાયાણી

(પ્રાકૃત)

ઘૂમરાતા, ઘૂઘવતા ને ઊછળતા
કલ્લોલ, બુદ્‌બુદ, ફીણફીસોટા -
ને ત્યહીં પ્રગટી ઊઠી લક્ષ્મી:
વિલસતી શી વદન-કાન્તિ !-
ને પડતાં જ દૃષ્ટે
મધુસૂદન તો શા બન્યા સંભ્રાન્ત-
રે ! આ મંદરાચળ ભુજયુગલથી ઘૂમતો
બસ બની રહ્યો નિઃસ્પંદ !

□ કિશોર શાહ

મોટરનાં ટાયર ચીસ પાડે છે
ત્યારે ડામરની સડક શાંત પડી રહે છે
મંદિરમાં વસતા ઇશ્વર જેવી
નિસ્પૃહ અને નિર્લેપ હોય એમ,
એને કશું જ નથી સ્પર્શતું
પ્રથમ વરસાદ પડે ત્યારે એ અત્તર થઈ મ્હેકી નથી ઊઠતી
ધૂળિયા રસ્તાની જેમ એ કોઈનાં પણ પગલાં નથી સાચવતી
કોઈનું પણ રક્ત એના પર છંટાય ત્યારે
એ દ્રવી નથી ઊઠતી એની કાયા પર કચડાઈ મરેલા કુત્તા પ્રત્યે
એ શોક પ્રગટ નથી કરતી.
હા,
પ્રધાનમંત્રી પસાર થાય ત્યારે એ થોડીક પ્હોળી થાય છે.
અમે
શહેરના માણસો સડક પાસેથી ઘણું શીખ્યા છીએ
ફરક માત્ર આટલો જ
કે અમે
અમારા હૃદય પરનો ડામર કોઈને દેખાવા દેતા નથી.

□ રુમિ □ સુ. દ.

(પર્શિયન)
તર્કબુદ્ધિ, હવે છોડ!
અહીં તને શાણપણ નહીં મળે!
તું કેશિકી જેવી પાતળી હોત તો પણ
હવે તારે માટે જગા નથી.
સૂર્ય ઊગ્યો છે!
એની વિશાળ ઝળાંહળાંમાં
દરેક દીવો ડૂબી ગયો છે!

## કાવ્યનો પથ ❑ સુરેશ દલાલ

### હથોડી

જૂના પુરાણા દેવોને
મેં જતા જોયા છે
અને નવા દેવોને આવતા.

પ્રત્યેક દિવસે
અને વરસે વરસે
મૂર્તિઓ પડે છે
અને પ્રતિમાઓ ઊભી થાય છે.

આજે
હું હથોડીની ભક્તિ કરું છું.

– કાર્લ સેન્ડબર્ગ

કાર્લ સેન્ડબર્ગ અમેરિકાનો કવિ. આ નાનકડા કાવ્યમાં એક રીતે જોઈએ તો સમગ્ર માનવજાતનો ઇતિહાસ અને એની વૃત્તિ-પ્રવૃત્તિ તથા ઉત્થાનની વાત છે. કશુંક નવું પામવું હોય, તો જૂનાને જતું કરવાની તૈયારી હોવી જોઈએ. સુરેશ જોષીએ આ વાતને ધર્મના સંદર્ભમાં સરલ રીતે કહી છે: પરંપરાથી મારા ખભા પર એટલાં દેવદેવીઓ બેઠાં છે કે એ ઊતરે પછી હું મારો ભગવાન શોધી શકું. નવા બંગાળી કવિઓ ટાગોરને મનોમન ચાહતા હતા, પણ ટાગોરની પ્રતિમા એવી હતી કે જ્યાં સુધી એ પ્રતિમાનું ખંડન ન કરે ત્યાં સુધી નવા કવિઓની પ્રતિમા ઊપસે નહીં. ક્યારેક આવી બાબતમાં સમયનો તકાજો હોય છે, પણ ગમે એટલું કરો તોપણ કાળે ટાગોરની પ્રતિમા અખંડ રાખી છે. આડ વાત છે, તોપણ આ વાત કાવ્યના સંદર્ભમાં જોવા જેવી હતી એટલે કરી.

મધ્યકાલીન કવિતામાં અખાએ ક્રિયાકાંડી ધર્મની પ્રતિમા તોડી. આ અનિવાર્ય હતું. આવી પ્રવૃત્તિ સમાજના અનેક સ્તર પર થતી રહે છે અને થતી રહેવી જોઈએ. આપણા કવિ સુન્દરમે એક કાવ્યમાં આ જ વાત કહી છે : 'ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ મારી ભુજા.'' સંહારમાંથી નવસર્જન કરવાની વાત છે. દાયકે બે દાયકે નવા નવા નાયકો રાજકારણની રંગભૂમિ પર આવે છે અને જાય છે અને પોતે મોટા દેવતા હોય એવી વ્યક્તિપૂજા પામે છે. નાયક અને પ્રજાની આ મનોવૃત્તિ રહેવાની. સમય સમયનું કામ કરે છે પુરાણા દેવો વિદાય થાય છે, ભક્તિ જરીપુરાણી થાય છે. નવા દેવો આવે છે એમની વાહવાહ અને આરતીપૂજા

## થાક હતો □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

જીવી જવાનો એ અગિયારમો કલાક હતો
નહીં તો શ્વાસમાં સૈકાઓ જૂનો થાક હતો

તમે સ્વીકાર કર્યો એ તમારી મોટપ છે
કે મારો પ્રેમ તો મોડી પડેલી ડાક હતો

ક્ષણોની પૂતળી સાતત્યના જુલુસમાં ભળી
ટકી જવાના તકાજાનો કેવો ધાક હતો!

પુજાયા પથ્થરો, કંકુને બદલે લોહી ચઢ્યું;
કે પાળિયાઓનો આ વર્ષે સારો પાક હતો!

ન મૂળ રંગ દીવાલોનો દૃશ્યમાન હવે
મવાલી સૂત્રોનો કેવો નગરમાં છાક હતો!

તમે તો સૂર્યની માફક પ્રકાશતાં જ રહ્યાં,
આ મારા મનનો ઝુરાપો તો ચક્રવાક હતો.

## લાવણ્યમૂર્તિ □ હ. ભાયાણી

(સંસ્કૃત)

મયૂરપિચ્છે, વન્ય ફૂલે સજ્યા કુન્તલ
રમ્ય, શિલાજિત-રસેલો અગરુ-ચંદ્રક
શો વપુનો વર્ણ: બાલ તમાલ શ્યામલ!
વહેતું અધરેથી મધુરું વેણુ-ગુંજન:
હે શિશુ લાવણ્યમૂર્તિ!...
વીસરું વંદન!

# કાવ્યનો પથ ◻ સુરેશ દલાલ

## હથોડી

જૂના પુરાણા દેવોને
મેં જતા જોયા છે
અને નવા દેવોને આવતા.

પ્રત્યેક દિવસે
અને વરસે વરસે
મૂર્તિઓ પડે છે
અને પ્રતિમાઓ ઊભી થાય છે.

આજે
હું હથોડીની ભક્તિ કરું છું.

– કાર્લ સેન્ડબર્ગ

કાર્લ સેન્ડબર્ગ અમેરિકાનો કવિ. આ નાનકડા કાવ્યમાં એક રીતે જોઈએ તો સમગ્ર માનવજાતનો ઈતિહાસ અને એની વૃત્તિ-પ્રવૃત્તિ તથા ઉત્થાનની વાત છે. કશુંક નવું પામવું હોય, તો જૂનાને જતું કરવાની તૈયારી હોવી જોઈએ. સુરેશ જોષીએ આ વાતને ધર્મના સંદર્ભમાં સરલ રીતે કહી છે: પરંપરાથી મારા ખભા પર એટલાં દેવદેવીઓ બેઠાં છે કે એ ઊતરે પછી હું મારો ભગવાન શોધી શકું. નવા બંગાળી કવિઓ ટાગોરને મનોમન ચાહતા હતા, પણ ટાગોરની પ્રતિમા એવી હતી કે જ્યાં સુધી એ પ્રતિમાનું ખંડન ન કરે ત્યાં સુધી નવા કવિઓની પ્રતિમા ઊપસે નહીં. ક્યારેક આવી બાબતમાં સમયનો તકાજો હોય છે, પણ ગમે એટલું કરો તોપણ કાળે ટાગોરની પ્રતિમા અખંડ રાખી છે. આડ વાત છે, તોપણ આ વાત કાવ્યના સંદર્ભમાં જોવા જેવી હતી એટલે કરી.

મધ્યકાલીન કવિતામાં અખાએ ક્રિયાકાંડી ધર્મની પ્રતિમા તોડી. આ અનિવાર્ય હતું. આવી પ્રવૃત્તિ સમાજના અનેક સ્તર પર થતી રહે છે અને થતી રહેવી જોઈએ. આપણા કવિ સુન્દરમે એક કાવ્યમાં આ જ વાત કહી છે : 'ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ મારી ભુજા.'' સંહારમાંથી નવસર્જન કરવાની વાત છે. દાયકે બે દાયકે નવા નવા નાયકો રાજકારણની રંગભૂમિ પર આવે છે અને જાય છે અને પોતે મોટા દેવતા હોય એવી વ્યક્તિપૂજા પામે છે. નાયક અને પ્રજાની આ મનોવૃત્તિ રહેવાની. સમય સમયનું કામ કરે છે પુરાણા દેવો વિદાય થાય છે, ભક્તિ જરીપુરાણી થાય છે. નવા દેવો આવે છે એમની વાહવાહ અને આરતીપૂજા

થાય છે. આ પૂર પણ ઓસરે છે. આજે જે નવું છે તે આવતી કાલે જૂનું થાય છે. જૂનુ અબખે પડે છે અને નવાનો મોહ જાગે છે. આ મોહને કારણે જૂના પ્રત્યે દ્રોહ જાગે છે. આ દ્રોહ ક્યારેક વિદ્રોહમાં તો ક્યારેક ક્રાંતિમાં પરિણમે છે. મૂર્તિઓ પડતી જાય છે, પ્રતિમાઓ ઊભી થતી જાય છે. મૂર્તિઓ ભાંગેલાં પૂતળાં થાય છે. પ્રજામાં ભક્તિની સ્ફૂર્તિ રહેતી નથી. કવિને પડતી મૂર્તિઓ અને ઊપસતી પ્રતિમાઓ માટે વિરોધ છે અને એટલે જ અન્ડરલાઈન કરીને છેલ્લે કહે છે 'આજે હું હથોડીની ભક્તિ કરું છું.'

## નજરનો જાદુ □ મકરન્દ દવે

ઝીણી નજરનો જાદુ, મારા ભઈલા,
ઝીણી નજરનો જાદુ.
પાંચ-પચીની પલટણ નંઈ જ્યાં
ખેલે જણ એકાદું,
હારનું પ્યાદું રંગે રમતું
જીતથી ઔર જિયાદું, –
મારા ભઈલા, ઝીણી નજરનો જાદુ.

સાગ વિદુર ઘર ખાવા આવે
કાન્હડ કોઈ સુવાદુ,
સાથ ભળે મારા ધૂળિયાં સાધુ
કબીર, મીરાં, દાદુ,–
મારા ભઈલા, ઝીણી નજરનો જાદુ.

સુરેશ, જોને સુખ વરતે છે
કેવું સીધું સાદું !
દુનિયા તો દુખણાં લેતી મા
મીટે સકળ મુરાદું, –
મારા ભઈલા, ઝીણી નજરનો જાદુ.

ઉમાશંકર જોશીને- □ મણિલાલ હ. પટેલ

અલકમલકથી આવ્યું ઝરણું
લય ડુંગરિયો લાવ્યું...

o

ઈડરિયા ગઢ અને ડુંગર ખંભેરિયા
હાથમતી મેશ્વો ને સાબરનો એરિયા
તમે ઓછું બોલી ને અર્થ ઝાઝેરા વેરિયા...

o

ઝરણું ડુંગરમાંથી આવ્યું ઝરણું ઈડરમાં ઠલવાયું
ઝરણું લોકલયે છલકાયું ઝરણું મેળે મેળે મ્હાલ્યું
ઝરણે સુખદુઃખ સાથે ભાળ્યું ઝરણે લોકજીવન અજવાળ્યું

o

લોક બધા ભાવુક ને ભોળા પણ સ્હેજે નહીં વામણા
વનપદનો દેશ એમાં જનપદ એક આમણા
તમે શૃંગોને ચાહ્યાં પણ લોક ન'તાં લગરિ અળખામણાં

o

ઝરણું તો સાબરનો ગોઠિયો ઝરણું તો ભેરુ લંગોટિયો
ઝરણું ગીત ગોતવા ફરતું ઝરણું શબ્દે શબ્દે ઝરતું
ઝરણું હસતું ઝરણું રોતું ઝરણું આંખ લોકની લ્હોતું

o

શ્રાવણિયા મેળા ને ભારાઓ સાપના
સુખો તો પારકાં જણ્યાં પણ દુઃખો સગા બાપનાં
ચંપાનો વર અને સપ્તપદી શોધ સમસંવેદન આપનાં

o

ઝરણું શહેર સડક પર રમતું ઝરણું વર્ગભેદથી દમતું
ઝરણું અમૃત કાજે ભમતું ઝરણું યુગબોધ કલરવતું
ઝરણું 'બળતાં પાણી' બોલે ઝરણું ભેદભરમ સૌ ખોલે
ઝરણું મીનભાષી મૃદુભાષી ઝરણું કવિતા કેરું કાશી

o

રવીન્દ્ર ને કાલિદાસ વાલ્મિકી વ્યાસની પામ્યા પરંપરા
તમે જોયાં કૈં જીવતરનાં કોતરો ને મનઊંડી કંદરા
કવિઓમાં એક તમે લોકાદર પામિયા-
કળામાં આમ તમે રહ્યા કહ્યાગરા....

૬-૯-૯૦
(સુરેશ જોષીની પૂણ્યતિથિ)

## હવે ☐ કિશોર શાહ

મેં એની પાસે
ગોવર્ધન જેટલું સુખ
અને
ટચલી આંગળી જેટલું દુઃખ માગ્યું

મારા કહેવામાં
કે
એના સમજવામાં
કદાચ ભૂલ થઈ હોય

મેં કહ્યું તેનાથી અવળું જ થયું

હવે
હું નથી ભાર ઉપાડી શકતો
કે
નથી આંગળી કાપી શકતો.

☐ ભરત પાલ

દરિયો ચાખ્યો
તો ખબર થૈ કે ભૈ
આ તો આંસુઓ !

□ સુરેશ દલાલ

'નરસિંહ મહેતો કહે છે રે, પ્રભુજીને ક્રોધ કરી.'
તું અમને પૂછ નહીં રે, ક્યાં ક્યાં તારી શોધ કરી.

તને સ્થળમાં જોયો, તને પળમાં જોયો,
તને કાળમાં શોધી અમે થાકી ગયા;
તને જળમાં જોયો ને વાદળમાં જોયો,
આખું આકાશ ઢંઢોળી અમે હાંફી ગયા;
ઝરણાંની આડે અરે પથરા પડયા, કેવો રે અવરોધ કરી,
નરસિંહ મહેતો કહે છે રે, પ્રભુજીને ક્રોધ કરી.

ગોપીના ઘૂંઘટની પછવાડે
તારો ચહેરો જાણે મોગરાનું ફૂલ;
અહીંયા દેખાય, વળી તહીંયા દેખાય
તને જોવામાં આંખો મશગૂલ,
અવહેલા નહીં કરવી તારે, એક વાર અવબોધ કરી,
નરસિંહ મહેતો કહે છે રે, પ્રભુજીને ક્રોધ કરી.

[આ પદની પ્રથમ પંક્તિ નરસિંહ મહેતાની છે]

□ સુરેશ દલાલ

'નર નારી પાસે બેઠાં રે, ખુશી થઈને વાતો કરે.'
એંઠાં તોયે સાવ અજીઠાં રે, દિવસની રાતો કરે.

શબ્દ વિનાયે શબ્દને બોલે,
કરે વાત વિનાની વાત;
ઊજવી ઊજવીને ઊજળી કરે,
ઘોર અંધારી રાત;
એક ભમરો ખીલ્યો છે બાગમાં રે, વાયરાને ગાતો કરે,
નર નારી પાસે બેઠાં રે, ખુશી થઈને વાતો કરે.

ધરતીના ઢોલિયે રે
વાદળની રજાઈ ઓઢી,
બેઉ જણ જાગતાં રે
પડખામાં રહીને પોઢી;
કલ્પવૃક્ષ હેઠાં રે, કેવો આ તો નાતો અરે!
નર નારી પાસે બેઠાં રે, ખુશી થઈને વાતો કરે.

[આ પદની પ્રથમપંક્તિ મોતીરામની છે.]

# ચીનની ધરતી પર બરફ પડે છે

□ આઈ ચિંગ □ શીરીન કુડચેડકર

ચીનની ધરતી પર બરફ પડે છે
કાતિલ ઠંડી ચીનને અવરોધે છે.

પવન,
વેદનાગ્રસ્ત વૃદ્ધા માફક
પીછો પકડી
પોતાના બરફ જેવા ઠંડા નહોર વડે
મુસાફરનાં વસ્ત્ર ખેંચે છે,
ધરતી જેટલા પ્રાચીન એના શબ્દો,
વણથંભી પાર વિનાની શબ્દાળુતા.

ઘોડાએ ખેંચેલાં ગાડાં હાંકતા
જંગલમાંથી આવતા
ચીનના ખેડૂત,
રૂંવાટીદાર ટોપી પહેરી,
હિમપ્રપાતનો મુકાબલો કરતા,
તમે ક્યાં જઈ રહ્યા છો ?

તમને કહું છું
હું પણ ખેડૂતોનો વંશજ છું.
દુ:ખથી કંડારાયેલા તમારા કરચલીવાળા ચહેરા પરથી
હું અંદરથી પામી જાઉં છું
ઘાસલ મેદાનો પર જિંદગી પસાર કરનારી પ્રજાની
વરસોનાં વરસોની યાતના.

છતાં હું

તમારાથી સુખી તો નથી જ
- કાળની નદીમાં પડ્યો પડ્યો
પીડાનાં પ્રચંડ મોજાં
મને અનેક વાર ગ્રસી ગયાં છે અને ફરીફરી વમળમાં ધકેલ્યો છે,
રઝળવામાં અને કેદખાનામાં

મેં મારા યૌવનના
સૌથી મૂલ્યવાન દિવસો ખોયા છે,
મારી જિંદગી
તમારી જેમ જ
કંતાયેલી છે.

ચીનની ધરતી પર બરફ પડે છે.
કાતિલ ઠંડી ચીનને અવરોધે છે.

આ બરફાળી રાત્રિની નદી પર
એક નાનકડો દીવો ધીમેધીમે તણાતો જાય છે,
કાળા છત્તરવાળી ભાંગીતૂટી હોડીમાં
દીવાના મંદ પ્રકાશમાં
માથું નમાવી, કોણ બેઠું છે ?

ઓ, તું,
વિખરાયેલા વાળ અને ખરડાયેલા ચહેરાવાળી નવોઢા,
એ તારું જ ઘર હતું ને-
તારો જ ઉષ્મા અને આનંદભર્યો માળો-
જે પાશવી દુશ્મને
ભસ્મીભૂત કર્યું હતું ?
નહોતું બન્યું કે
આવી જ એક રાતે

લાચાર, રક્ષાહીન,
મૃત્યુથી ભયભીત
તેં સહન કરી હતી દુશ્મનના ભાલાની વિડંબના ?

હાય, આવી જ ઠંડીગાર રાતે
અમારી અસંખ્ય
વૃદ્ધ માતાઓ
પારકા ઘરમાં સંકોચાઈને પડી છે-
કોઈક અજાણ્યાની જેમ,
ખબર નથી કે
આવતી કાલનું ચક્ર
તેમને ક્યાં લઈ જશે.
અને ચીનના રસ્તા
કેટલા ખાડાટેકરાળા છે
કેટલા કાદવકીચડભર્યા.

ચીનની ધરતી પર બરફ પડે છે.
કાતિલ ઠંડી ચીનને અવરોધે છે.

યુદ્ધનાં તાપણાંએ કાચેકાચી ચાવેલી ધરતી પરથી,
બરફાળી રાત્રિના મેદાન પરથી, પસાર થાય છે
કુંવારી ધરતીના અસંખ્ય ખેડનારા,
ગુમાવ્યાં છે પોતાનાં જતનથી પાળેલાં પશુઓ.
ગુમાવી છે પોતાની ફળદ્રુપ જમીન
ખીચોખીચ ટોળેટોળાં
સમાયાં છે જીવનની નિરાશાની ગંદી ગલીઓમાં
દુકાળગ્રસ્ત ધરતી ઉપર
ઘેરાયેલા આકાશ તરફ તાકીતાકીને
તેઓ મદદ યાચતા, કંપતા

લંબાવે છે બે હાથ.

ચીનની આપત્તિ અને યાતના
આ બરફાળી રાત્રિ જેટલાં વિશાળ અને પ્રલંબ છે.

ચીનની ધરતી પર બરફ પડે છે.
કાતિલ ઠંડી ચીનને અવરોધે છે.



ચીન,
મારી આ પ્રકાશહીન રાત્રિમાં લખાયેલી
નિર્બળ પંક્તિઓ
તને સહેજે તો ઉષ્મા આપી શકશે ?

(૨૮-૧૨-૩૭ મીની રાત્રે લખાયેલું)

## સ્ટીલ લાઇફ

☐ કાકુભાઇ પંચમતીઆ

આ એક સ્ટેશન
 સ્ટેશન છે -
પણ કયારેય કોઇ ટ્રેઇન અહીં ઊભી જ નથી

બાંકડા છે
કોઇ પેસેન્જર આવીને બેઠું જ નથી

અહીં કયારેય કોઇ ઉતારુ ઊતર્યો નથી
કોઇ પ્રવાસી ચડયો નથી

બસ માત્ર એક કૂતરું
આખા પ્લેટફોર્મની પ્રદક્ષિણા કરી કરી
સૂઇ ગયું છે - કયારનું

આ એક સ્ટેશન છે -

# હું જે જોઉં છું અને કહું છું-ની વચ્ચે

□ ઓકતાવિયો પાઝ □ સુરેશ દલાલ

હું જે જોઉં છું અને કહું છું-ની વચ્ચે,
હું જે કહું છું અને મૂંગો રહું છું-ની વચ્ચે,
હું મૂંગો રહું છું અને સ્વપ્નું છું-ની વચ્ચે,
હું જે સ્વપ્નું છું અને ભૂલું છું-ની વચ્ચે:
કવિતા,
    એ સરકે છે
હા અને ના-ની વચ્ચે
    કહે છે
હું જે મૌન રાખું છું એ ?
    મૌન રહે છે
હું જે કહું છું તે,
    સ્વપ્નો
જે હું ભૂલૂં છું.
    એ વાણી નથી:
એ કર્મ છે.
    એ કર્મ છે
વાણીનું.
    કવિતા
બોલે છે અને સાંભળે છે :
    એ ખરેખર છે.
અને જેવું હું કહું છું
    'એ ખરેખર છે',
એ વિલય પામે છે.
    પછી શું એ વિશેષ સાચી છે ?
નક્કર કલ્પના,
    હાથમાં ન આવે એવો
શબ્દ :
    કવિતા
આવે છે અને જાય છે
    હોવા અને
ન હોવાની વચ્ચે.
    એ વણે છે
અને ઉખેડે છે પ્રતિબિંબોને,
    કવિતા
પૃષ્ઠો પર આંખોને વેરે છે,
શબ્દોને વેરે છે આપણી આંખ પર.
આંખો બોલે છે,
    શબ્દો જુએ છે,
નજર વિચારે છે.
    સાંભળવાના
વિચારોને
    જુએ છે
આપણે જે કહીએ છીએ તે,
    સ્પર્શે છે
કલ્પનાના શરીરને.
    આંખો બંધ થાય છે,
શબ્દો ખૂલે છે.

## PAZ ON DELHI

**Old Delhi, fetid Delhi**
**Alleys and little squares and mosques**
**Like a stabbed body**
**Like a buried garden**
**Dust has rained down for centuries**
**Your veil is the column of dust**
**Your pillow is a broken brick**
**You eat from a fig-leaf**
**The scraps left by your gods**
**Your temples are brothels for incurable**
**You are covered with ants**
**Abandoned yard**
**Ruined mausoleum**
**You are naked**
**Like a violated corpse.**

*Octavio Paz at the Bharatiya Jnanpith function*

# ઑક્તાવિયો પાઝ □ સુરેશ દલાલ

યુરોપિયન કવિતાની કંડક્ટેડ ટૂર હોય એવું એક પુસ્તક છે. નામ 'મોડર્ન યુરોપિયન પોએટ્સ.' એના લેખક છે જોન પિલિંગ, એમાં બોદલેર પણ છે, રિમ્બો પણ છે, કાવાફી, પોલ વાલેરી અને રિલ્કે, પાસ્તરનાક અને નેરુદા, યેહૂદા અમિચાઈ ઇત્યાદિ.... ત્રણસો અડસઠમા પાનાં પર ઑક્તાવિયો પાઝ વિશે પ્રારંભમાં માહિતી છે અને પછી ચારેક પાનાંમાં એનું મૂલ્યાંકન છે. નોબેલ પ્રાઇઝ મળે એટલે એના બેલ-ઘંટનાદ બધાને સંભળાય. આ કવિ મેક્સિકોમાં ઈ.સ. ૧૯૧૪માં જન્મ્યા. સ્પેનિશ સિવિલ વૉરમાં સહકાર પણ આપ્યો. માદ્રીદ અને અનેક સ્થળોની મુલાકાત લીધી. પોતાની ભૂમિને ઓળખવાનો ને પામવાનો પુરુષાર્થ કર્યો. સાહિત્યિક સામયિકો શરૂ કર્યાં. પેરિસ ગયા અને સરરિયાલિસ્ટ પ્રવૃત્તિ સાથે સંકળાયા. મેક્સિકન ડિપ્લોમેટિક સર્વિસ સાથે સંકળાયા. માણસ ફરંદો. સાન ફ્રાન્સિસકો, ન્યૂયોર્ક, ટોકિયો, દિલ્હી, જીનિવા,.... અનેક સ્થળોએ ફર્યા-રહ્યા. ઈ.સ. ૧૯૬૨થી '૬૮ સુધી ભારતમાં રાજદૂત તરીકે રહ્યા. ઈ.સ. ૧૯૬૪ માં પરણ્યા. મેક્સિકન સરકારના વિરોધમાં રાજદૂત તરીકે રાજીનામુ આપ્યું. એમની પાસે વિવિધરંગી અનુભવો છે. કવિતા અને ગદ્ય બંનેની ફાવટ છે. એમના ગદ્યમાં ભાવના અને વિચારનો સમન્વય છે.

આ ઑક્તાવિયો પાઝ. 'કાવ્યવિશ્વ'નુ સંપાદન કરતો હતો ત્યારે, (ઈ.સ. ૧૯૭૪-૭૫), જગદીશ જોષીને વિનંતિ કરી કે પાઝનું 'સનસ્ટોન' નામનું કાવ્ય છે. એનો અનુવાદ કરી આપ. દીર્ઘકાવ્ય છે- ત્રેવીસેક પાનાંનું છે. આ કાવ્ય મેં અંગ્રેજીમાં 'લંડન મૅગેઝિન'માં વાચ્યું હતું. મરાઠીમાં દિલીપ ચિત્રેનો અનુવાદ પણ વાંચ્યો હતો. મોટા ફલક પર કવિની કલમ કેવી સ્વસ્થતાથી કામ કરે છે એનો ખ્યાલ આ કાવ્ય આપે છે. સારું થયું કે અનુવાદ કરાવ્યો. પછીથી જાણવા મળેલું કે આ કાવ્યની ગણના જગતનાં પાંચ ઉત્તમ કાવ્યોમાં થાય છે. 'કાવ્યવિશ્વ' તો પ્રગટ થઈ ગયું. જગદીશ ત્યારે હાજર હતો. પછી આ કાવ્યને પુસ્તિકારૂપે પ્રગટ કર્યું- ગાંઠનાં ગોપીચંદન કરીને. એનો કોઈ વસવસો નથી. અહીં મારે એક વાત નોંધવી જોઈએ કે ગુજરાતી ભાષામાં કોઈએ સમ ખાવા પૂરતી પણ એની નાનકડી નોંધ નથી લખી. જે વિદ્વાનોને કૉમ્પ્લીમેન્ટ્રી કોપી મોકલેલી, એમણે પત્રરૂપે એક ચબરખી પણ લખી નથી. એમ.એ.ના અભ્યાસક્રમમાં આ પુસ્તિકા હતી, એટલે વર્ગમાં આ કાવ્ય શીખવવાનો અને શીખવતાં શીખવતાં શીખવાનો ભરપૂર આનંદ માણ્યો હતો. 'સૂર્યઘટિકા-યંત્ર' વિશે મારે જે કહેવાનું હતું એ તો પુસ્તિકામાં નાનકડી પ્રસ્તાવનારૂપે કહ્યું છે. પાઝ પારદર્શક મૌનનો કવિ છે. લિપ્ત અને અલિપ્ત થવાની કલા એને વરેલી છે. 'હું મારી જાતને ડુબાડું છું અને હું મને સ્પર્શતો પણ નથી.' આ જગતમાં સવાર સંધ્યાકાળ કરતાં વિશેષ મહત્ત્વની છે કે પથ્થર કરતાં વૃક્ષો વધારે શક્તિશાળી છે એવું માની ન શકાય એવું પાઝ માને છે. સત્યનો આત્મા અને દેહ એક જ છે એવી એની પ્રતીતિ છે. વૈશ્વિક ચેતના આશ્લેષમાં લઈને કવિ લખે છે. મરવું એટલે પાછા ફરવું એવી એની શ્રદ્ધા છે. મૃત્યુ પામેલા માણસો મૂંગા ભલે હોય, પણ આપણે જે કહીએ એ જ એ કહેતા હોય છે. ભાષા એ બધાનું

મકાન છે. અને વાત કરવી એ અત્યંત માનવીય વસ્તુ છે.

મારી પાસે પાઝની સમગ્ર કવિતાનો સંચય છે. એમાં ઇ.સ. ૧૯૫૭ થી માંડીને ઇ.સ. ૧૯૮૭ સુધીની કવિતા સમાવાઈ છે. એ નાનકડાં કાવ્યો પણ લખે છે અને લાંબાં કાવ્યો પણ. ચાલતી કલમે એમનાં કેટલાંક કાવ્યો જોતાં જઇએ: 'આ ગલીમાં હું ચાલું છું ને મારાં પગલાંનો ધ્વનિ બીજી ગલીમાં સંભળાય છે ને હું એમાં સાભળું છું મારાં પોતાનાં પગલાં- આ ગલીમાંથી પસાર થતાંથતાં. આ બધાંમાં કશુંક વાસ્તવિક હોય તો તે ધુમ્મસ છે.' મૂળ તો આ કવિ અવકાશનો કવિ છે. એના ઉલ્લેખો અવારનવાર આવે છે.

પાઝે ઇ.સ. ૧૯૬૨ થી ૧૯૬૮ સુધીમાં એક કાવ્યસંગ્રહ કર્યો, એનું નામ 'ઇસ્ટ સ્લોપ'. એમાં એમના ભારત-વસવાટનાં અનુભવનાં કાવ્યો છે. અમીર ખુશરુની કબર વિશેનું કાવ્ય પણ છે. ભારતમાં રહ્યા છે એટલું જ નહીં, ભારતના ઇતિહાસથી પણ વાકેફ છે. એક પંકિતમાં એમણે જે ચાર તત્ત્વોને ભેગાં કર્યાં છે, એ સૂચક છે. 'ભિખારીઓ, ફૂલો, કોઢ અને આરસ.' ઉદેપુર વિશેનુય કાવ્ય છે અને હુમાયુ વિશેનુય છે. સ્થળ વિશેનાં કાવ્યો છે, પણ એનો સંબંધ પળ સાથે છે, સમય સાથે છે, શાશ્વતી સાથે છે. એક કાવ્ય વિસ્મયનું છે : 'આશ્ચર્યચિહ્નનું છે. સ્થિરતા, ડાળી પર નહીં, હવામાં. હવામાં નહીં, ક્ષણમાં. ગુંજતા પક્ષીમાં.' બીજું એક કાવ્ય છે: 'દૂરનો પડોશી', 'ગઈ રાતે એક વૃક્ષ મને કંઇક કહેવા માગતું 'તું - અને કહ્યું નહીં.' એ માને છે કે કવિતા લખવી એનો અર્થ એવો કે જે લખ્યું છે એની વચ્ચે જે અવકાશ છે એ વાંચતાં આવડવું જોઈએ. કવિતા એ તો અચાનક દૂઝતો ઘાવ છે. અચાનક રૂઝાઈ પણ જાય અને અચાનક દૂઝવા પણ માંડે. આમાં સાતત્ય દૂઝવાનું છે. એમનું એક કાવ્ય અહીં ટાંકું છું :

હું ધુમ્મસિયા ટેબલ પર લખું છું, મારી કલમ ભારે હૈયે એની લગભગ જીવતી છાતી પર વિસામો લે છે, જે કહે છે અને સ્મરે છે પોતાના જનમના જંગલને. કાળી શાહીની વિરાટ પાંખ ખૂલે છે. દીવો વિસ્ફોટે છે અને ભાંગેલા કાચનો ઉપરણો મારા શબ્દને ઢાંકે છે. તેજનો તીણો ટુકડો મારા જમણા હાથને કાપી નાખે છે. હું શેષ રહેલા અવયવથી લખ્યે જાઉં છું, જેમાંથી પડછાયાઓ અંકુરે છે. રાત ખંડમાં પ્રવેશે છે, સામેની દીવાલ પોતાના મોટા પથ્થરિયા હોઠને ગમે તેમ વાળે છે, હવાના મહાન જથ્થાઓ મારી કલમ અને કાગળની વચ્ચે આવે છે. સીધોસાદો એકાક્ષરી શબ્દ પૂરતો છે દુનિયાને ઉડાડી દેવા માટે ! પણ આજની રાતે એકાદ પણ વધુ શબ્દ માટે અવકાશ નથી.

## રાત... ◻ આદિલ મન્સૂરી

શામ ઢલે ઇક કાલી બિલ્લી
કમરે મેં આ જાતી હૈ
ઔર ખરગોશ* કો ખા જાતી હૈ.

* ખરગોશ = સસલું

## અરસપરસ □ પન્ના નાયક

'અરસપરસ' પન્ના નાયકનો ચોથો કાવ્યસંગ્રહ છે. આ પહેલાં એમના 'પ્રવેશ', 'ફિલાડેલ્ફિયા' અને 'નિસ્બત' સંગ્રહો પ્રગટ થયા છે. ગુજરાતી સાહિત્ય-ક્ષેત્રે એમનું પ્રદાન કેવળ કવિતા પૂરતું મર્યાદિત છે. કવિતામાં પણ, આજના અન્ય કેટલાક કવિઓની જેમ પન્ના નાયક પણ મુખ્યત્વે અછાંદસ રચે છે, ક્યારેક જ ગીત લખે છે. છંદોબદ્ધ કાવ્યો ને ગઝલ વગેરે એમની લેખિનીને ફાવ્યાં નથી; જોકે 'અરસપરસ'ના નિવેદનમાં એ લખે છે કે ગીતોનો એક અલગ સંચય કરી શકાય એટલાં ગીતો લખાયાં છે, પણ એનો સમાવેશ અહીં કર્યો નથી.

પન્ના ઘણાં વર્ષોથી ફિલાડેલ્ફિયા (અમેરિકા)માં રહે છે. અને એમનો ઘડતરકાળ ભારતમાં, મુંબઈમાં વીત્યો છે, એટલે એમનાં મૂળ ભારતમાં છે. એટલે સ્વાભાવિક છે કે એમની રચનાઓમાં બંને સંસ્કૃતિના સંસ્કાર હોય. એ સંસ્કારો જરા ઝીણવટથી જોઈએ તો વરતાય છે કે ભાવસૃષ્ટિ અંગતના સંદર્ભે ભારતમુખી છે અને કલ્પનાદિ અભિવ્યક્તિની છટાઓ-મુખ્યત્વે અમેરિકાની, ખાસ કરીને ફિલાડેલ્ફિયાની પ્રકૃતિની પશ્ચાદ્‌ભૂ ઉપસાવે છે.

પ્રસ્તુત સંગ્રહમાં કવિ, કવિતા અને શબ્દ વિશેનાં કાવ્યો છે, તેમ જ એ ક્યાંક ક્યાંક ઉપવન તરીકે પણ પ્રયોજાયા છે. આ કવિનો સ્થાયીભાવ છે વ્યથા-વેદના. વાત કવિતાની હોય કે પ્રાર્થનાની હોય, વાત બાની હોય કે શૈશવસ્મૃતિની હોય, વાત પ્રેમની હોય કે મૃત્યુની હોય... એ બધાંનું કેન્દ્ર એક જ છે. અંગત એકલતા, ઉદાસી, વેદના. બીજી એક લાક્ષણિકતા આ કાવ્યોમાં તરત જ ધ્યાનમાં આવે છે કે સાવ સીધી સામાન્ય ઘરગથ્થુ વાતોમાં વીંટળાઈને સંવેદના-વેદના પ્રગટ થાય છે.

'પવનની લહર/પાણીમાં/ઓકળીઓની ભાત પાડે છે,' કે 'હાથીદાંતની બંગડી જેવી/મારી નિદ્રા/તરડાઈ પણ ભાંગી નહીં.' 'ગોધુલિથી ધૂંધળા બનેલા દિવસ જેવા/આકાશમાં' જેવા ભારતીય પશ્ચાદ્‌ભૂની પ્રતીતિ કરાવતાં અલંકાર-પ્રતીકોની સાથે 'આજે વરસેલો/કાચીલો સ્નો,' 'તાજા ઘાસની જાજમ', 'ચેરી બ્લૉસમની/કાવ્ય પંક્તિઓ, 'હિમપિચ્છનું ઝરમર થઈ વરસવું' ઇત્યાદિ અલંકારાદિ અહીં છે. આ સંગ્રહનાં કાવ્યોમાં સ્વદેશસ્મૃતિ સવિશેષ સતેજ જણાય છે, કાવ્યનાં ભાવ ને અભિવ્યક્તિ બંનેમાં એ જણાઈ આવે છે.

આ કવિ અંગત સંવેદનાનાં જ કાવ્યો લખે છે. ભાગ્યે જ એમની કલમે એ સિવાયનાં કાવ્યો આપ્યાં છે. કોઈ એક કવિનો પહેલો સંગ્રહ પ્રગટ થયા પછી બીજો, બીજા પછી ત્રીજો, ચોથો સંગ્રહ પ્રગટ થતો રહે ત્યારે કલમની ગતિનો વિકાસ વરતાય એવી અપેક્ષા રહે જ. આ સંગ્રહોનાં કાવ્યો વાંચતાં એ અપેક્ષા પૂરતી સંતોષાતી નથી. કવિતા હંમેશાં એક કે બીજી રીતે અંગત સંવેદનને જ પ્રગટ કરતી હોય છે. અલબત્ત, કોઈ પણ કાવ્યના મૂળમાં જાઓ તો એ અંગત રહેવાનું જ પણ ફળમાં એ અંગત ન રહેવું જોઈએ. દા.ત. કવિ કાન્તની પ્રણયભાવના કયા અંગત અનુભવોથી નીપજી હશે એ આપણે જાણતા

નથી, પણ એમણે 'ચક્રવાક-મિથુન' જેવો કથાઘટક શોધ્યો ને અંગતમાંથી બિનંગત અભિવ્યક્તિ કરી શક્યા.

પન્નાની કલમ પણ હવે એવા કોઈક નિરાળી દિશામાં જતા વળાંકે ગતિ કરે એવી અપેક્ષા રહે છે.

- જયા મહેતા

[પન્ના નાયક, અરસપરસ, ૧૯૮૯, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, પૃ. ૧૪૭, કિં. રૂ. ૫૦.૦૦]

## એક નઝ્મ...

□ આદિલ મન્સૂરી

રંગોં કે સૂખે સાહિલ પર
ખુશ્બૂ કી ગીલી મૌજોંને
યાદોં કે મોતી બોયે હૈં.

## પ્રભાત ભલે મોડું થતું

□ કાકુભાઇ પંચમતીઆ

તમે મોડી રાતે આવ્યા છો રાજ
પ્રભાત ભલે મોડું થતું
ભલે ઉગમણે પોઢી રહે રાત
પ્રભાત ભલે મોડું થતું

આ અંધકારનો આશ્લેષ
મને વ્હાલો લાગે
આ અજવાળાનો દેશ
મને ઠાલો લાગે
મને ચાંદનીનો ગમતો મિજાજ
પ્રભાત ભલે મોડું થતું.

તડકાના તાપ અને સંતાપો આકરા
રાતને ઝંખે છે નેણ મારા બાવરા
લાગણીને હોય નહીં રીત કે રિવાજ
પ્રભાત ભલે મોડું થતું

## મધુરજની ◻ હરિહર જોશી

ડુંગર ડેરા રાનમાં કેડા રઝળે ક્યાંક
ઢાળ ઊતરતી સીમનો કોડભર્યો રઘવાટ

કોરીમોરી આંખમાં અલપઝલપ મધરાત
કલરવ ભીની મેડીએ પડછાયા રળિયાત

આંગળીઓ આ બ્હાવરી કરતી દીવો ચૂપ
પડછાયો કંઇ ભોગવે સ્પર્શ વિનાનું સુખ

મેઘો ડમ્મર ગાજતો સૂનમૂન ઊભી રાત
મ્હેક બિડાયા હોઠમાં શમણું મઘમઘ થાય

ઝબકે એકલ આંગણું ઓગળતો અજવાસ
ખળખળ વહેતા વાયરે ચંદ્રવન ચારુ ઉગે

રગ રગ રેલે આભલું પલળે માઝમ શ્વાસ
દરિયા વીંધી લોહીના સારસ ટહુકે ટેરવે

ઓકળિયાળે ઓરડે શેરી રુમઝુમ થાય
કન્યા જેવી ચાંદની કલબલતી સંભળાય

ઉંબર ભારે ઓરડો નીંદર ભારે આંખ
ચચરે દર્પણ દેહમાં મીઠોતૂરો ઉજાગરો

ફોર્યો પગરવ પાંપણે આંગણ ફોર્યો પ્હોર
પતંગિયાંને છાંટણે પોંખું સંભવ પાતળો.

## એક કાવ્ય ◻ હર્ષદ ત્રિવેદી

વરસતા વરસાદમાં
ઠંડીથી થરથરતું
એક ઘેટું બીજા ઘેટાને
કહેતું હતું કે -
તું જા અને સામે ઊભેલા
ભરવાડ પાસેથી
ધાબળો લાવીને મારા ઉપર નાંખ !

## મરીન ડ્રાઇવ...

◻ આદિલ મન્સૂરી

શહેરીઓં સે તંગ આ કર
શોર સે દામન છુડા કર
ઊંચી ઊંચી બિલ્ડિંગેં
ખુદકુશી* કરને કી ખાતિર
સફ બ સફ દરિયા કિનારે
દૈર સે આકર ખડી હૈં.

*ખુદકુશી = આત્મહત્યા

## અગ્નિ □ વિશ્વનાથપ્રસાદ તિવારી □ સુશી દલાલ

ત્યારે દિવાસળીની શોધ નહોતી થઇ

મા થોડોક અગ્નિ પેટાવીને રાખી મૂકતી
સવારે રોટલી શેકવા માટે

રાત્રે જ્યારે બધા સૂઇ જતા
ત્યારે મા અગ્નિને એવી રીતે ઢાંકીને છુપાવતી
એક ખૂણામાં
જાણે કોઇ રત્ન હોય અણમૂલું
જાણે કોઇ બાળક હોય મુલાયમ
જાણે કોઇ દુલ્હન હોય લાલ-લાલ

વાદળ ગરજતાં હતાં રોજ રાતે
કડાકા થતા હતા વીજળીના
ખેતરમાં લાળી નાખે છે શિયાળ
અને ગલીઓમાં ડરતા હતા કૂતરાઓ

અમે ગભરાઈને ચોંટી પડતા
માના ખોળામાં

એ અંધારાના યુદ્ધમાં
માને માટે કવચ-કુંડલ હતો અગ્નિ
રાખથી ઢંકાયેલો
માના દિલની જેમ ધબકતો
માનાં સ્વપ્નો જેવો તપતો
માની ઇચ્છાઓની જેમ બળતો

મા અમને આશ્વાસન આપતી
'ઘરમાં અગ્નિ છે
તો કોઇ ભૂતપ્રેત નહીં આવી શકે'

અંધારામાં તે ધીમેથી ઉઠતી
અગ્નિને વધારે સાવધાનીથી
છુપાવી દેતી રાખમાં
જાણે પોતાના પાલવથી ઢાંકીને અમને દૂધ પીવડાવી રહી હોય.

## તારાદેવી માટે □ પેન કેમ્પ □ શીરીન કુડચેડકર

અમે સૌ તારો પરિવેશ છીએ, જેનું સ્વરૂપ
અનિવાર્ય છે લાગણી પ્રકૃતિમાં સંકેતાય છે

રાતી પાંખવાળા બ્લેકબર્ડનો કિચુડાટ, વૃક્ષનો થરથરાટ
મુખરિત કલા/આવિષ્કારનો ખપ શેનો અમે સમાધિલીન તારા લહિયા

હું તને સાંભળું છું દેવી તારા અસલ સ્વાભાવિક સ્વરૂપમાં
હળુહળુ નિરંતર મૌનને જ્યાં વિચાર પૂર્ણવિરામે છે સ્વચ્છ

ઇન્દ્રિયો અંતસ્થ થાય છે દિશાઓમાંથી બહાર પ્રકટે છે
શરીરમાંથી બંને દિશાના પ્રવાહો મને આખેઆખી નિ:શેષ કરી નાખે છે

પણ ત્યાં તો તારી સ્વરૂપલીલા ફરીથી આરંભાય છે
અન્ય ભાષાની ઓછે વત્તે અંશે સમાન લિપિમાં

□ રમણીક સોમેશ્વર

થોડા પ્રમાદ સાથે, થોડા વિષાદ સાથે
ચાલ્યા ચરણ અચાનક એક ભીની યાદ સાથે

ઝરમરતું આભ ઝીલી, બાહરભીતર પલળતા
આ દ્વાર ખટખટાવ્યા, એક ધીમા સાદ સાથે

વરસાદમાં ઝબોળી, બે લીલી-સૂકી વાતો
થોડો સમય વિતાવ્યો, ગમતા વિવાદ સાથે

રૂંવે રૂંવે પમરતાં, ધીમા ઉજાસ વચ્ચે
સંકોરતા સ્મરણને દીવાની વાટ સાથે

થોડી ક્ષણો ઉપાડી, શ્વાસોમાં સાચવીને
ધીમે કદમ ઉપાડ્યા, થોડા ઉચાટ સાથે

બાળક □ વ્લાદિમિર હોલન □ સુ. દ.

(એક)
બાળક મૂકે છે રેલવેના પાટા પર પોતાના કાન
અને સાંભળે છે ટ્રેનને...
ખોવાઇ જાય છે બ્રહ્માંડના સંગીતમાં
એને પરવા નથી.
કે ટ્રેન આવે છે કે જાય છે
કેવળ તું જ કોઇની પ્રતીક્ષા કર્યા કરે છે,
કોઇકને અલ્વિદા કર્યા કરે છે
જ્યાં લગી તું પોતાને પામે ત્યાં લગી અને હવે તું ક્યાંય નથી...

# હિસ્સો હજી અકબંધ છે

□ નીતિન વડગામા

મૂળ સાથે આભનો હિસ્સો હજી અકબંધ છે.
એ તૂટેલી ડાળનો હિસ્સો હજી અકબંધ છે.

રોજ દરિયો એક આખ્ખા સૂર્યને ભરખી જતો,
ડૂબતી એ સાંજનો હિસ્સો હજી અકબંધ છે.

શ્વેતકન્યાની વિહરવાની નિરર્થક ઘેલછા,
રાતના અંધારનો હિસ્સો હજી અકબંધ છે.

આ પલળતી ધૂળમાંથી ફૂટતી સુગંધમાં –
શ્રાવણી વરસાદનો હિસ્સો હજી અકબંધ છે.

એમ તારું આવવું ને એમ રિસાવું છતાં –
આખરી મેળાપનો હિસ્સો હજી અકબંધ છે.

□ રુમિ □ સુ. દ.

તર્કબુદ્ધિ, હવે છોડ ! અહીં તને શાણપણ નહીં મળે.
તું કેશિકી જેવી પાતળી હોત તો પણ,
તારે માટે જગા નથી.
સૂર્ય ઊગ્યો છે ! એની વિશાળ ઝળાંઝળાંમાં
દરેક દીવો ડૂબી ગયો છે.

## મને ઘેરી વળે ☐ પ્રફુલ્લા વોરા

સહેજ બારી ઊઘડે ને એક સાથે સામટા ટહુકા મને ઘેરી વળે.
ફૂલ પર સૂરજ ઠરે ને છમ્મલીલી રેશમી ઘટના મને ઘેરી વળે.

રંગદર્શી લાગણીનાં ઊડતાં કૈં કેટલાં પંખી હજી મુજ ભીતરે,
એક ચહેરાને સ્મરણવા જાઉં ત્યાં કૈં ધૂંઘળા ચહેરા મને ઘેરી વળે.

એટલે મેં પણ સદીઓથી અરીસા સાચવી મૂકી દીધા અભરાઈ પર,
ચોતરફથી તોય કાં હોવા વિશેની મખમલી છલના મને ઘેરી વળે.

હું અલગ થઈ જાઉં મારી જાતથી એ તાગવા મુજને કરું યત્નો સતત,
તોય પડછાયા બનીને ઘૂમતાં વળગણસમાં પગલાં મને ઘેરી વળે.

જ્યાં જરા આ શ્વાસના પર્યાયનું લીલું પગેરું શોધવા હું નીકળું
ત્યાં અચાનક આંખમાં બંજર ભૂમિની પ્યાસનાં સપનાં મને ઘેરી વળે

## પ્રતિબદ્ધ ☐ હિમાંશુ વ્હોરા

હે ખુલ્લી જગાઓ
તમે મને સતાવો નહીં
હું ફેક્ટરી નાખવાનો વિચાર કરું છું

ઓ હરિયાળાં જંગલો
મને લલચાવો નહીં
મારે તમારાં લાકડાંનું કામ છે

હે આકાશનાં વાદળો
મને આકર્ષો નહીં
મારે ધુમાડો છોડવો છે

હે સૂરીલાં વહેણો
મને મોહિત કરો નહીં
મારે તમને બંધમાં બાંધવાં છે

હે લીલાછમ ડુંગરો
મને લોભાવો નહીં
મારે તમને વીંધી નાખવા છે

હે કુદરતના પ્રેમીઓ
મને ચળાવો નહીં
હું પ્રગતિ કરવા પ્રતિબદ્ધ છું

## પદ □ જયન્ત પાઠક

પાણીમાં માછલી તરસી રહે તે
ઓલ્યા જ્ઞાનીને ગમ્મતની વાત :
પીએ પીએ ને વધે તરસ્યું જેને તે
જાણે માછલીના મનનો સંતાપ.
હાથવેંત હોય તોય જોજનવા આઘું ને
આવે કેમે કરી ન હાથ;
ઓગળી અલોપ થાય જોતાંજોતાંમાં
જ્યાં ભરવા જૈં વ્હાલપની બાથ !
કેટકેટલાંની અહીં વચમાં રહીએ ને
તોય એકલતા એક રહે સાથ;
બીજાં તો ઠીક, અરે આપણી સંગાથ
કયહીં રહે છે તે આપણી ય જાત !
પાણીમાં માછલી તરસે મરે તે
ભલે જ્ઞાનીને ગમ્મતની વાત
મીઠા પાણીનો એક જાણે આ જીવ મારો
ખારીલા સાગરને સાત !

## શમણાં □ જયન્ત પાઠક

હું આ છાનોમાનો નીકળી ઘરથી પ્હોંચું વગડે
ચડું વૃક્ષે, ઊંધે શિર લટકું ડાળે, ભટકું વા
ભર્યાં ભીંતિ જાળે - સગડ મુજ તે કેમ મળવા
પગીને યે, જ્યાં ના જમીન પર મારા પગ પડે ! -
મને એ પા શોધે વન મહીં, અહીં હું છું નદીએ,
ધુબાકા મારું છું તરુ ઉપરથી, પ્હોંચું તળિયે;
રમું છું વા સંતાકુકડી દૂરના કોળી ફળિયે,
- વડીલો જાણે છે પવન ન ચડે હાથ કદીએ -
અહો આ ગારાનું ઘર મુજ, કશું ચોખ્ખું દીસતું !
પડી છે એ પાટે, હળુહળુ સુણું ગાય હીંચકો;
પડાળીમાં માળે ચકચક કરે આ ચકી-ચકો;
ભીંતે કીડી, કોઢે પશુ, ભમરી સ્તંભે - બધું છતું;
અહો વીત્યું કેવું ફરીથી જીવું છું બાલ્ય હમણાં !
કહ્યામાં ક્યાં છે રે પણ મનુજનાં, સ્વૈર શમણાં ?!

## બઢિયા ગઢ □ ચન્દ્રવદન મહેતા

અમે બઢિયા ગઢ બહુ જોયાજી
    આખર, પોતીકા ઘરમાં મોહ્યાજી
અચરજનો એ શ્વાસનો ચરખો, નિયમબદ્ધ ત્યાં ચાલેજી,
એકથી નીસરે, બીજી વીસરે, બંનેમાં ભળી મ્હાલેજી.
પાંપણ ને જીભ, નિત્ય નચાવે વિધવિધ અંગ હલાવેજી
મનબુદ્ધિને સચેત જ રાખે, અઢળક સમજણ લાવેજી

એ ચરખામાં પ્રાણ પરોવ્યા, અંતરમાં અવતાર્યાજી
એક નહીં પણ અનેક પળભર સકળ વિચારને ઠાર્યાજી

એ ગુંગળામણ ઘોળી પીધી, અહંકારને ઓગાળ્યાજી
આરત સઘળી કરી એકઠી, એક ધ્યેય પર સબ ઢાળ્યાજી

હિમ્મત રાખી ધ્યાન પરોવ્યું, નવલખ તારા ઝળક્યાજી
એક ઝલક ત્યાં એવી દીઠી, શાંત સ્વરૂપે મલક્યાજી

સમરણ એનું હજી હૃદયમાં, શબ્દબધ્ધ નહિ થાયેજી
જાણે મનખો સઘળો મલક્યો, કેમે કહ્યો નહિ જાયેજી

## રાતનાં આક્રંદો

□ માઇકલ બેનેડિકટ □ સુરેશ દલાલ

રાતે થતું એ ક્રંદન છે. શું કોઇ પશુને ચાબુકે
ચાબુકે મારવામાં આવે છે કે બે પ્રેમીઓ અરસપરસ
કોઇ પરાકાષ્ઠાએ પહોંચ્યાં છે ? જે હોય તે, છેવટે તો
એ ક્રંદન છે, પણ એ આનંદનું કે વેદનાનું, હજી
લગી એના વિશે કૈં કહેવું કે બોલવું અશકય છે.

## શબરીનાં બોર □ વિશનજી નાગડા

શબરીએ બોર કદી ચાખ્યા'તા કયાં ? એણે જીભે તો રાખ્યા'તા રામને !
એક પછી એક બોર ચાખવાનું નામ લઈ અંદરથી ચાખ્યા'તા રામને
શબરીએ બોર કદી ચાખ્યા'તા કયાં ?

બોરબોર ચૂંટતાં કાંટાળી બોરડીના કાંટા જરૂર એને વાગ્યા હશે
લાલ લાલ લોહીના ટશિયા ફૂટીને પછી એક એક બોરને લાગ્યા હશે
આંગળીથી બોર એણે ચૂંટયા'તા કયાં ? લાલ ટેરવેથી પૂજ્યા'તા રામને
શબરીએ બોર કદી ચાખ્યા'તા કયાં ?

રોમ રોમ રાહ જોતી આંખો બિછાવીને, કેટલીયે વાર એણે તાકી હશે ?!
રામ રામ રાત દિ' કરતાં રટણ, કયાંક આખરે તો જીભ એની થાકી
હશે ?
હોઠેથી રામ એણે સમર્યા'તા કયાં ? ઠેઠ તળિયેથી ઝંખ્યા'તા રામને?
શબરીએ બોર કદી ચાખ્યા'તા કયાં ?

□ રુમિ □ સુ. દ.

તમે જે મૃત્યુને જાણો છો
એની પાર એક બીજું મરણ પણ મરવાનું છે.
હંમેશા જખમનું બીજું બારણું ખૂલે
બીજા ખંડ તરફ.

## સંબંધોના સમીકરણની કવિતા

□ અનિલ રાવળ 'નિર્મલ'

તું

\+

યાદ=આંસુનો અબ્ધિ

\+

ભરતી = આજ

ગઈકાલ=સંબંધોનું ખંડેર

\+

કુંવારા અરમાનો

÷

આપણે=ફાફડાથોર

×

ઝાંઝવા=પીંગળતું રણ

અને

આંસુનો અબ્ધિ+સંબંધોનું ખંડેર+પીગળતું રણ=હું+હું+હું=?

## ચૌપાટી... □ આદિલ મન્સૂરી

રાત ચૌપાટી કી ઠંડી રેત મેં
ખ્વાહિશોં કે ગર્મ સાયે સો ગયે
લઝ્ઝતોં કે જંગલોં મેં ખો ગયે.

□ રુમિ □ સુ. દ.

તને કંઈ ગૌરવ છે કે નહીં, મારા હૃદય,
કે તું હવામાં હંમેશા રજકણની જેમ ફંગોળાય છે ?
તું શું અગ્નિમાં છે ? તને ત્યાં જ પડ્યું રહેવા દઈએ.
ભય તને સૂક્ષ્મ બનાવશે.

# THREE POEMS BY JAGDISH JOSHI • Tr. NITA RAMAIYA

## 1

## COME, DARLING !

Let's make a cane-basket and put sorrows in it and in a current of water let it flow,
Come, Darling  Let's sit face to face with bliss :
The moment will be filled with its glow....

Bluish green sea of the sky flows in grace
Breeze envelopes the evening in glowy lace
Eyes lean low down over your face

Certain distant tunes fill up the parting of your hair with vermilion and slowly go,
Come, Darling! Let's sit face to face with bliss :
the moment will be filled with its glow....

Up there far beyond in the space
Is an isolated palace shimmering
Where dreams keep on glimmering,

The eyes drip drop down like a cloud  oozing dripping dripping so,
Come, Darling! Let's sit face to face with bliss :
The moment will be filled with its glow...

The breeze is softly blowing
My mind is filled with longing:
'Tell me, tell me something !'

These words of yoursflow like lamps flowing one after anotther in the watery flow
Come, Darling ! Let's sit face to face with bliss :
The moment will be filled with its glow....

## 2

## A STORY OF ALL AGES

May be we met and enjoyed ourselves one evening
But what about the whole of this life ?

How shall we read all over again this clean book these open eyes ?

May be our lips blossomed and rainbows sprang up in our hearts
But what about these palm-lines burning hot ?

May be the sky lowered itself a little to ask flowers how they had been
But what about this mute agony ?

May be we ate, drank and were merry, and may be, Your Highness, We ruled high over for a while
But what about this pining these longings ?

May be, O Queen! you conquered and may be ages passed by
But what about this story begun already ?

□ રુમિ □ સુ. દ.

શ્વેત જ્યોત
પવન વિનાના દિવસે
મારો પ્રેમ બાળી નાખે છે,
મારા મનને.

## 3
## I AM WATCHING MY FUNERAL

Just like a boat sinking to the bottom
    I have been sinking in my bed.
The doctor will have to say with his mouth unopened
    "Now.... nothing is left in this."
Several tears, several sobs
    Some phone-calls– some people.
I don't want to go from here but I can't help
    I have to go.
Was there any harmony between
    body and soul as such ?
I didn't obey *my* body earlier
    and now my body doesn't....
The body has turned out to be indifferent
— *to fire* and tears....
People will be talking while standing around
    the burning pyre in flames,
But the *deaf* ears will not hear anything.
    There will be a temple
At the entrance of the cremation ground but I will
    not be able to see it and join my hands to it.
I have for ever overtaken the flow
    of vehicles jammed up outside.
Papers will be full of news about
    war, murder, air-crash, fire:
So what, then ? My five-storeyed building
    will get burnt out in a short while
And a note on it in the papers will be *of no* news-value.

□ સુરેશ દલાલ

"આજ સખી આલિંગન લીધું, શામળિયે ઘેર આવી રે,"
રાતરાણીની જેમ મને તો અંગેઅંગ મ્હેકાવી રે.
મોરપીંછ મૂક્યું ઓશીકે
મૂકી વાંસળી આઘે
તોયે મારા રોમરોમમાં
સૂર મધુરા વાગે.
મોહન માને હું ફાવ્યો, પણ ભીતરથી હું ફાવી રે
આજ સખી આલિંગન લીધું, શામળિયે ઘેર આવી રે.
રંગમાં આખી રાત ગઈ
ને સંગમાં વહી ગઈ જાત
બાહુમાં મેં બાંધી રાખ્યા
ને મોહન કીધા મ્હાત
એકમેકનાં ચીર ઉતાર્યાં; કાંઈ ન રાખ્યું બાકી રે
આજે સખી આલિંગન લીધું, શામળિયે ઘેર આવી રે.

(આ પદની પ્રથમ પંક્તિ નરસિંહ મહેતાની છે.)

□ સુરેશ દલાલ

"આ જોને સખી મારગમાં રે, આવી આડો થાય રે"
નાની અમથી કાંકરી ને મોટા પ્હાડો થાય રે
જરીક ઉપાડું પગ ને ત્યાં તો રસ્તો મારો રોકે રે
ગામ-ફજેતી થાય મ્હારી ને લોકજીભને કોણ ટોકે રે!
એની આવી રમત-મમત તો રાત ને દહાડો થાય રે
નાની અમથી કાંકરી ને મોટા પ્હાડો થાય રે
મારગની એ રગ રગ જાણે : ક્યાં ખૂણો ક્યાં ખાંચો રે
'મારે જવું છે': નહીં જવા દઉં'. વચ્ચે શું શું વાંચો રે
લાડકો હોય તો એના ઘરનો; આવો ઉપાડો થાય રે.
નાની અમથી કાંકરી ને મોટા પ્હાડો થાય છે.

(આ પદની પ્રથમ પંક્તિ નરસિંહ મહેતાની છે.)

## □ સુરેશ દલાલ

"આ શ્રાવણ વરસે સરવડે, તે સાલે રે
આ ચોમાસાના દિન કહો કેમ ચાલે રે."
આ ભાદરવો તો ભર્યોભર્યો છો મ્હાલે રે,
આ આંખનું કાજળ રેલાય મારે ગાલે રે.
મારા આસોની આ રાત હવે રળિયાત નથી,
આ ચાંદ મને એકલડીને નિહાળે રે.
આ કારતક મહિનો કરવત થઈને કાપે રે
આવો માગશર શાને લખ્યો મારે ભાલે રે.
આ પોષ મહિનાની ઠંડી ટૂંટિયું વાળે રે
આ માહ મહિનો આવ્યો અહીં અકાળે રે
આ ફાગણિયો છો અબીલ-ગુલાલે ફાલે રે
આ ચૈતર કેરી ચાંદની મને બાળે રે
આ વૈશાખની તો શાખ નથી કોઈ સારી રે
આ જેઠ મહિનાની ઉજ્જડતા અકળાવે રે
આ અષાઢ મહિનો શ્યામ વિના કેમ ચાલે રે
આ શ્રાવણ વરસે સરવડે, તે સાલે રે.

(પ્રથમ પંક્તિ રાજે ભક્તની છે.)



## કચ્છ □ ભગીરથ બ્રહ્મભટ્ટ

પાણી વગરના કચ્છનું પાણી જુઓ
શુષ્કતામાં શકયતા નાણી જુઓ
છે કેટલી તાકાત તૂટેલા તારમાં
કચ્છના કોઇ તારને તાણી જુઓ

(કચ્છને નજરે નિહાળ્યા બાદ એક મુશાયરામાં રજૂ કરેલું મુક્તક)

□ સુરેશ દલાલ

"આજ તે આવ્યા હરિ દાવમાં, હાં રે ભોળા ભાવમાં, રે ભોળા ભાવમાં"

તરવું જો હોય તો તરશું અમે
અને ડૂબવું જો હોય તો ડૂબવું ગમે
અમે બેઠા છીએ એક નાવમાં રે, હાં રે ભોળા ભાવમાં રે
એની તે વાત અમને બધ્ધી મંજૂર
અમે તો છઈએ હાજી હજૂર
અમે હારીને જીતીએ એવા તો જીતીએ
હરિ જીતે ભલે
હરિ જીત્યાના ઊંડેરા ઘાવમાં રે, હાં રે ભોળા ભાવમાં રે
અમે રમતાં નથી કદી ઊઠીએ નહીં
અમે વાતે વાતે હવે રૂઠીએ નહીં
અમે ધરતીની જેમ હવે ધીખી રહ્યા
હરિ મ્હેક થઈ વરસવાનું શીખી રહ્યા
અમે તનમનના મનગમતા તાવમાં રે, હાં રે ભોળા ભાવમાં રે.

(પ્રથમ પંક્તિ રાજે ભક્તની છે.)

□ સુરેશ દલાલ

"અપને બાલમ કી બાત રે, હું કોને રે પૂછું,"
કૈસી કટી સારી રાત રે, હું કોને રે પૂછું."
મૈં યહાં જાગું, વહ વહાં જાગે.
મૂંગી મુરલિયાં, નહીં ઝાંઝર વાગે
આંખો મેં આઈ આંસુ કી બારાત રે, હું કોને રે પૂછું
અપને બાલમ કી બાત રે, હું કોને રે પૂછું
સાહેલી કો પૂછું તો વહ બોલતી નહીં
અપના દુવાર કભી ખોલતી નહીં
મેરે પિયા કી પંચાત રે, હું કોને રે પૂછું.
અપને બાલમ કી બાત રે, હું કોને રે પૂછું.

(આ પદની પ્રથમ પંક્તિ મીરાંબાઈની છે.)

એકલવાયો માણસ લખે છે □ વર્ન રુત્સલા
□ સુ. દ.

પ્રિય -:

હું સિગારેટ લઈને ફરું છું કેવળ એટલા માટે કે તને કદાચ કોઈક
દિવસ જોઈએ અને મારા ખિસ્સા પણ દિવાસળીઓથી ભરેલા છે.
કલાકો સુધી હું પીઠામાં બેસી રહું છું એટલા માટે કે કોઈક સાંજે
તું ટપકી પડે, નક્કી કરે કે ચિક્કાર પીવું છે અને તને કોઈક
પિયાઉ અનુભવી સાથી જોઈતો હોય. આ કાગળની ઉપરની
જગ્યા હું ખાલીખમ રાખું છું, અલબત્ત, જેથી તું ત્યાં તારું નામ
ભરી શકે.

આજે એનું એ જ □ વર્ન રુત્સલા □ સુ. દ.

હું સુંવાળી ખુરશીમાં બેઠો છું અથવા મારા જેવું જ કોઈ ત્યાં બેઠું
છે, સિગારેટના ધુમાડા કાઢતું અને જોયા કરતું. એ લોકો અંદર
આવે છે. પોતાને ભૂંસનારાં પ્રાણીઓ, તમામ પણ અદૃશ્ય, કદીય
સુધારાઈ નથી એવી છાપભૂલો, પછી ખભા ઉછાળતું અને
અમળાતું - વમળાતું આખેઆખું ટોળું, અન્યોન્યની લગોલગ અને
વધુ એકમેક પર અવલંબતું ઈંટ કરતાં પણ વિશેષ. અહીં આંખો
હાથ, ખીલ, કૉફી - પ્રત્યેક પ્રાણી સીધા નિવેદનાત્મક વાક્ય જેવા
જેનું રોજબરોજ પુનરાવર્તન થાય છે.

□ રુમિ □ સુ. દ.

તું સાગર; હું માછલી.
તું રણ; હું હરણ.
તારા શ્વાસથી મને સભર કર, હું એના પર જીવું છું,
હું તારી વાંસળી, તારી વાંસળી.

□ વિપિન પરીખ

રાવણના રાજ્યમાં
જીવવા માટેની
મને જડીબુટ્ટી જડી ગઈ છે
રોજ રાતે
મને રામરાજ્યનાં સ્વપ્નાં આવે છે.

આદરણીય સુરેશભાઈ
"માનવ કો નથી એવું
જેમાં નવ વસી શકે દેવ વા દાનવ"-ઉમાશંકર જોષી

વ્યક્તિવિશેષ સંદર્ભે લખાયેલાં કાવ્ય યા સાહિત્યમાં માનવીમાં દેવત્વ સિદ્ધ થતું જોઈ સર્જક આનંદ સહજ રીતે પડઘાય. દેવ અને દાનવ બની શકવાની વૈકલ્પિક શક્તિ ધરાવતો માનવી જ્યારે થોડો મૂઠી ઉંચેરો માનવી થાય, કે ક્યારેક માનવી તરીકે સહજ સ્વાભાવિક ગરિમા ઉપસાવે ત્યારે આંખો ભીની થાય, હૃદય પુલકિત થાય અને આવી વ્યક્તિ કોઈ પણ ભાવકના સન્માન-સ્નેહ પણ મેળવે જ. 'કવિતા'નો ૧૩૯ મો અંક વ્યક્તિવિશેષનો વિશેષાંક છે - તેમાં ઘણાં અને કેટલાં માતબર કવિઓનાં અગાઉ પ્રસિદ્ધ થયેલાં કાવ્યો છે - કોઈ પણ અપવાદ વિના આ કાવ્યો ગુજરાતી સાહિત્યનાં વિશિષ્ટ કાવ્યો છે જ.

મારે આ અંકમાં પ્રથમ વાર પ્રગટ થતાં કાવ્યોમાંથી પસંદ કરવાનાં હતાં. આ ફરજ એક ભાવક તરીકે બજાવું છું. કવિતાના ભાવકને, ચાહકને ન્યાયાધીશ બનાવવાનું તમારું પરાક્રમ તમને કેટલું ભારે પડે તે તમે જાણો. મારે માટે આ આનંદયાત્રા રહી છે.

"સ્વ. સરોજબેન પાઠક" ગુજરાતી સાહિત્યની એક અનન્ય ઘટના-એટલા જ વ્યંજનાસભર વ્યક્તિ. ભગવતીકુમાર શર્માએ "કલાને રક્તની બિન્દીથી શણગારનાર" આ વ્યક્તિવિશેષને જે ભાવાંજલિ આપી છે તે એટલી તો પારદર્શક છે કે ભાવક પણ 'વિરાટ ટપકા'ના એક અલ્પ અંશમાં અત્યંત વિરાટ વ્યક્તિનો સુપેરે પરિચય પામે. એટલું જ નહિ, ભાવતરબોળ થાય. મારી દૃષ્ટિએ આ અંકનું આ ઉત્તમ કાવ્ય છે.

સ્ત્રી છું એટલે જ નહીં પણ એક સ્ત્રીના ભાવવિશ્વને આબાદ ઝીલતા કવિ હરીન્દ્ર દવે "એનાયસનીનને" કાવ્યમાં એક માસૂમ, નિર્દોષ અને હયાતીના શણગાર બની રહેલી સ્ત્રીને કાવ્યશિલ્પમાં જે રીતે મઢી દે છે તે ગમે છે. સહજ રીતે આ કાવ્યને અંકના બીજા ક્રમે મૂકું છું.

"રાવજીને વલ્લભીપૂરાને પાદરેથી".

રાવજી મારો પ્રિય કવિ. પન્નાલાલ અને રાવજી એ ગુજરાતી સાહિત્યનું અનન્ય રહસ્ય. રાવજીની દીકરી અપેક્ષા વલ્લભીપૂરા ગામપાદરે તો પપ્પા પાટે ઝૂરે જ છે પણ કવિ મણિલાલ હ. પટેલ સાથે ભાવક પણ કવિતાના તોરીલા તોખાર રાવજીને ભીને હૈયે

ાવાંજલિ આપવા પ્રેરાય. અને કવિ સાથે સહમત થાય કે "તેં (રાવજીએ) વાવેલા શબ્દો આજે નક્ષત્રો થઈ દિશા ચીંધતા અજવાળાની." આ કવિતાને ત્રીજો ક્રમ આપું છું.

"કવિતા" નો આ વિશેષાંક (મૌનનું વ્યક્તિત્વ અવશ્ય ઉપસાવે છે. આટઆટલાં નહામના વ્યક્તિવિશેષોનો સાથ મળે તો ઈશ્વર (એ હોય તો) પૃથ્વી પર વસવાને અવશ્ય આકર્ષાય. મને તો માનવતાના આ મહામેળામાં મન મૂકીને મહાલવું ખૂબ ગમ્યું છે.

આભાર, અભિનંદન.

દુર્ગા ભટ્ટ

**પ્રથમ ઇનામ : રૂા. ૫૦૦ ભગવતીકુમાર શર્મા**
**દ્વિતીય ઇનામ : રૂા. ૨૦૦ હરીન્દ્ર દવે**
**તૃતીય ઇનામ : રૂા. ૧૦૦ મણિલાલ હ. પટેલ**

## રવીન્દ્રનાથ પ્રત્યેની કૃતજ્ઞતા

□ વિજયા મુખોપાધ્યાય □ નલિની માડગાંવકર

દરેક વૃક્ષ નીચે ફિક્કાં પીળાં
ખરેલાં પાંદડાં, ડાળ પરની છાલ ઊતરડી
હિસકસુખિયાં કેટલાંક નગ્ન ગંદાં છોકરાંઓ
જાણે બિભત્સદૃશ્યની ચિત્રશાળા ખોલી ગયાં છે.
કેટલાય સમયની અનાવૃષ્ટિ–નીચે ઘાસ નથી.
શૂન્ય વન, મૃત નદી, દુભાયેલું આકાશ.

તોપણ માટીમાંથી અંકુર તો માથું ઊંચકે
વિશ્વાસથી - એની ભૂમિને ભાગ્યે પ્રાચીન વૃષ્ટિ તો
નિર્ધારિત છે. એટલું જ નહીં, અંતમાં પણ
એનો જન્મ અનાયાસે કૃતકૃત્ય બની શકે છે
દિવ્ય કરુણામય સ્નેહથી–અલૌકિક.

પ્રતારણાથી ઊંચે જીવતો હોય છે વિશ્વાસુ અંકુર.

કવિતા-શબ્દની પહોંચ, મૌનની ટોચ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૦
વર્ષ : ૨૪, અંક : ૨, ડિસેમ્બર - ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



* રુમિના અનુવાદ સુરેશ દલાલે કરેલા છે.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,
આ અંકના છૂટક ૧૦ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

## ગઝલ □ હેમેન શાહ

પ્રત્યેક ગલી-નગર-મુલકમાં શોર થઇ શકે,
કંઇ જાણકારી ના હો છતાં જોર થઇ શકે!

અત્યારે સહેલગાહ પૂરી થઇ ગઇ છતાં,
પરવાનગી આપો તો બીજો દોર થઇ શકે.

રસ્તા તરફ જે પૂજ્યભાવ રાખતો હતો,
પગથી કચડવા જેટલો કઠોર થઇ શકે?

પાનાં કિતાબનાં હવાઓ ફેરવી શકે,
કિન્તુ શરીર ક્યાં ફરી કિશોર થઇ શકે.

અઘરી નથી અહીં ચળકતી લોકપ્રિયતા,
લોકો વિદૂષકોથી યે વિભોર થઇ શકે.

કહેવું પડે કે મિત્રોનાં હૃદય છે ફૂલનાં,
એકાદ પણ ન ખેલદિલ ટકોર થઇ શકે.

શરત □ રાધેશ્યામ શર્મા

મારી આંખની આસપાસ ઊભેલી દીવાલો કેવી છે ?
મંદિરમાં પ્રવેશી ના શકતા ચહેરાની તિરાડો તેવી છે ?!
કર્ટનની ડિઝાઈનમાં ખૂંપેલા સળિયા
સૂરજના પ્રખર છત પે સૂતાં નળિયાં
ખીલે ખોડાઈને ખડી રહેલી ખુરશી નાખુશ છે
ખાલીખમ અવકાશ નિર્વેદના નશાથી બા-ખૂબ છે
મારાથી ચોથા રૂમે દેશનિકાલ પામેલો ટેલિફોન
કાળોકાળો મેશ બનીઠની ઊજવતો સાયલન્સ ઝોન
ઍશટ્રેનું રમકડું હાલેડોલે
ચપટીમાં ચુસ્ત સિગાર મ્હાલેબોલે
મને પીતાં આવડતું નથી
એથી શું
જીવી જતાં આવડવાનું નથી ?
નાઈટલૅમ્પમાં ચીપકી ચૂકેલો ગોળો
કાચળીથી હાથ છેટે રાખતો ભલોભોળો
કાંટાથી કાળને હલાવવા તરફડતું ઘડિયાળ
તેજનાં તીડ અંતરિયાળ, ઘડીકમાં દેશે આળ
ડાયરીનાં પાનપિંજરે પૂરવી નથી કવિતા
બસ થશે મને મળી ગયેલી ગતજન્મે સવિતા
ફોરમ ફૂલડાંની વેરતી સૂતી છે 'ડાઈંગ' ચાદર
સસલા સાથે આવે જો ચાંદની
મળશે આવ અને આદર...

□ કાન્તિ મામણિયા

મારી તમામ સાંજ
પ્રેમના પાટા નીચે
ચગદાઈ ગઈ છે

ઝલ □ મેઘબિન્દુ

ધારને ઓળંગીને ચાલું ઉજાસમાં
ટકી રહ્યું છે કોણ તોયે શ્વાસેશ્વાસમાં.

તાવરણને આમ એ ગૂંગળાવી દે નહીં
ઈક તો ચોક્કસ ભળ્યું ફૂલની સુવાસમા.

ાથે રહે છે તે છતાં અળગા રહી ફરે
ગ્રામ રોજ થાય છે મનના નિવાસમાં.

આજ તારી પાસમાં આવી ઊભો રહ્યો
પણ ભૂલીને ચાલ હવે તો પ્રવાસમાં.

યારે ખુદાએ દીધો છે વૈભવ આ સૃષ્ટિનો
ારણ વગર તું ફર નહીં કાળા લિબાસમાં.

## ગઝલ □ મેઘબિન્દુ

તમારી શરારત નડે છે અમોને
અમારી શરાફત નડે છે અમોને

હતો ખ્યાલ એવો કે સંધાઈ જાશે
કરી જે મરામત નડે છે અમોને

સહ્યાં દ્વેષ ઈર્ષા ને અન્યાય પળેપળ
હવે તો અનાગત નડે છે અમોને

અહીં પ્રેમ પૂજ્યો પ્રભુના સ્વરૂપે
છતાં જે લખ્યા ખત નડે છે અમોને

અસ્મિતા અહમ્‌નો નથી ભેદ ઝાઝો
છતાંયે તફાવત નડે છે અમોને.

ધરમના જ નામે ચલાવી રહ્યા છો
તમારી બગાવત નડે છે અમોને

## આપવીતી વૃક્ષની □ હર્ષદ ચંદારાણા

ચોતરફથી ફૂલનાં તોફાન વધતાં જાય છે
એ સહન કરતાં રહે કૈં વૃક્ષ પણ એવાંય છે

એક દિવસ એક ડાળીના સમો ફેલાય છે
એક વડલો વૃદ્ધ ને ઘેઘૂર થાતો જાય છે

વેલ જેવા કેટલાયે ઓરતા વીંટાય છે
વૃક્ષને લાંબા સમયની કેદ ગમતી જાય છે

ફૂલ, ફળ ને પાન ગમતાં તે ય ખરતાં જાય છે
છાંયડાઓ પણ ખરે છે, ક્યાં કશું સચવાય છે !

એક લીલું પાન ફૂટયું છે ઘણા અરસા પછી
આ પળે કોનું સ્મરણ છે ? કોણ જે ભુલાય છે ?

## મારી કવિતા

□ હર્ષદ ચંદારા

મારી કવિતા -
કાળના કાંડે
ત્રાજવડે ત્રો
મારું નામ છે.

□ **મયંક ઝવેરી**

જે થાય તે સારા માટે
સાગર ધખતો હોય તે જલધારા માટે.

તાપ અને સંતાપ એ તો
મનની એક અવસ્થા
આવવું હોય તે આવે : એને
લઈશું હસતા હસતા
સાવ અમસ્થા રસ્તાઓ ઊઘડતા આવે વણઝારા માટે
સાગર ધખતો હોય તે જલધારા માટે.

રેતીમાં મૂકેલાં પગલાં
આજ હશે ને કાલ નહીં
આકાશમાં પગલાં મૂકવાનો
પંખીને કોઈ સવાલ નહીં
શાને માટે ખૂણાખાંચાં ? આ મારા માટે કે તારા માટે
સાગર ધખતો હોય તે જલધારા માટે.

૪

જાણ □ રાધેશ્યામ શર્મા

. પડખે બાવળિયા
...જે ડામરની સૂની
...કે ખડા શામળિયા.

...તડાને વાઢતી કૃષ્ણા કિશોરી
...ર્વે બાહુના ગોળાકારોથી
...ડતી નજરોને લેતી ચોરી.

...થે ભારાને વહી જતો ખેડૂત
...ાયુશિરાબદ્ધ છતાં
...ણિયાનાં વ્યંગવેણે થતો હડધૂત.

...ક વણજારાને તાણી જતું ઊંટ
...કે બાઝેલી ઘરવખરી ખોલતાં
...ોરાંમાં મચતી ઝૂંટાઝૂંટ.

...ફેલમના ગીત ફેલાવતાં પાન-પાર્લર
...ન્દિરની આરતીવિહોણી
...ડૂસકાં ભરતી પડી મૂક ઝાલર.

અજાણ્યો જણ હું થાઉં પસાર
પથે પડી અધરાત
કેવી રીતની ઉગશે સવાર ?

... લિપિ આંક વગરનું ઘડિયાળ આકાશ
ક્યાંનો લાધશે
લથડેલા કાંટાને પ્રકાશ ?

□ નાથાલાલ જોશી

દુર્ગાષ્ટમીનો આજે મહોત્સવ છે.
મા ! અમારા તને ભાવભર્યા નમસ્કાર.

સમસ્ત પ્રકૃતિ પ્રસન્નવદના છે.
તારું ઉમળકાથી સ્તવન કરે છે,
વિશ્વભરમાં તારું નર્તન છે.

તું સૌમ્યા છો, તું રૌદ્રી છો !
અમારી દૃષ્ટિમાં તો સર્વમંગલા છો !
અમો તારા અબોધ શિશુ છીએ.

તારા જ્ઞાનખડ્ગથી અમારી ત્રુટીઓનું
હનન કર.
તું વરદા છો, અભયદા છો ;
અમોને તારું શાશ્વત સાંનિધ્ય દે !

તારી ગોદમાં રહી, બ્રહ્મપ્રાપ્તિ કરવી છે,
તને છોડીને બ્રાહ્મી-સ્થિતિ નથી જોઇતી !

□ પન્ના નાયક

અમે ખાધું પીધું ને રાજ કીધું નથી.
અમે કરવા જેવું કાંઇ કીધું નથી.
તોય અમે આનંદ આનંદથી જીવ્યા
 આનંદથી જઇએ છીએ.

અમે પંખીનાં ગીતો સાંભળ્યાં હતાં.
અમે ફૂલોને વ્હાલથી પંપાળ્યાં હતાં.
અમે આંખોના દીવાને બાળ્યા હતા.
અહીં પામ્યા ગુમાવ્યાની વાતો નથી
હતો નાતો ઘણો ને કોઇ નાતો નથી.
ઝેર પીધું નથી : અમરત પીધું નથી.
અમે ખાધું પીધું ને રાજ કીધું નથી.

અમે જાગ્યા સવારે ને સૂતા રાતે
અમે સાંજને સમે કદી વળગ્યા વાતે
અમે સળગ્યા છીએ તો સળગ્યા જાતે
અમે મોટા નથી : અમે નાના નથી.
અમે ખુલ્લી કિતાબ : અમે છાના નથી.
કૈં લીધું નથી : કૈં દીધું નથી
અમે ખાધું પીધું ને રાજ કીધું નથી.

## રસ્તા પરનાં ઝાડ ક્યાં ગયાં ?

□ વસંત પાટણકર □ જયા મહેતા
(મરાઠી)

રસ્તા પરનાં ઝાડ ક્યાં ગયાં ?
ઝાડ પરનાં પાંદડાં - ફૂલો ક્યાં ગયાં ?
પગ નીચેના રસ્તા ક્યાં ખોવાઇ ગયા ?
મારી ભીતરનું પક્ષી ક્યાં ગયું ?

□ કિશોર શાહ

સવારમાં બાથરૂમની તિરાડ પાસે
મૂછ મરડતા વાંદાએ કહ્યું
I Love Bombay
હું જોતો જ રહી ગયો.
ચોપાટી બસસ્ટેન્ડના ખાંચામાં
ભેળ ખાઈ ફેંકી દીધેલા
આઈ લવ બૉમ્બેના ફરફરિયાને
એક ઉંદર ઘસડતો લઈ જતો હતો
પોતાના દરમાં

આકાશમાં એક સમડી
પોતાનો માળો ગોતવા
ચક્કર લગાવી રહી હતી.

ડૂબતો સૂરજ
પીળું પીળું મરકયો
આકાશ થયું દરિયા જેવું રાખોડી
પછી તો રોશનીની
કિકિયારીઓ અને કોલાહલ વચ્ચે
કેટલીય ચીસો દબાઈ ગઈ.

રાતે
મારા બેડરૂમમાં
વાંદો ફરતો ફરતો આવ્યો
મૂછ મરડીને મને પૂછ્યું
Do you Love Bombay ?
હું ધખી ગયો
મેં એની મૂછ પકડીને ઊંચકયો.
એ લટકતો લટકતો એના પગ વડે
કશાક હાવભાવ કરતો રહ્યો.
મેં તેને બારીમાંથી બહાર ફેંકી દીધો.
અને બબડયો, અને થૂંક્યો અને બબડ્યો
"I Love Bombay."

□ ઓસિપ મેન્ડેલસ્ટામ
□ સુરેશ દલાલ

(રશિયન)
લજ્જાળ વાણી વિનાનો ધ્વનિ
વૃક્ષ પરથી પડતા ફળનો.

અને આસપાસ નીરવ સંગીત
વનનું અખંડ...

## "બાઈ હું તો..." □ નીતિન મહેતા

સ્હેજ ઊભી'તી તરુવરની છાયામાં
ને બાઈ, હું તો લીલીછમ લીલીછમ થૈ
પાંદડાંઓ ટીકી ટીકી જોયા કરે
મને પડતી કશી ય ગમ નૈ.

મેં તો તડકા ઉલેચ્યા ખોબે ખોબે
ને થયો કાયાનો સોનેરી રંગ,

હેબતાઈ જઈ હું તો ફૂલમાં છુપાઈ
મારે રોમ રોમ ફૂટી સુગંધ

ટેરવે ઝીલીને એક ટીપું પીધું
ને બાઈ, હું તો ભીનીછમ્મ ભીનીછમ્મ થૈ

નેજવું કરીને જરી જોયું આઘે
ત્યાં છાતીના મોર બધા ગ્હેકયા,
શરમાઈ જઈ મેં તો શમણાં ઓઢયાં
ને ભીતર અરમાન કૈં બ્હેકયા
કમખેથી ગાંઠના ઊડયા કબૂતર
ને બાઈ, હું તો ખાલીખમ ખાલીખમ થૈ
મને પડતી કશી ય ગમ નૈ.

## □ રુમિ □ સુ. દ.

(પર્શિયન)

મારે કેટલીયે વાર એ જ કહેવાનું ?
તર્કપાગલ માણસ શાણપણનો માણસ છે.
વેદનાને પંથે અનુસરો ઠેઠ હૃદય સુધી
તમે તમારી ભીતર જ પામશો હજારો અજાણ્યા જણ.

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

પકડો કલમ ને કોઈ પળે એમ પણ બને
આ હાથ આખેઆખો બળે એમ પણ બને

જ્યાં પહોંચવાની ઝંખના વરસોથી હોય ત્યાં -
મન પહોંચતાં જ પાછું વળે એમ પણ બને.

એવું છે થોડું છેતરે રસ્તા કે ભોમિયા ?
એક પગ બીજા પગને છળે એમ પણ બને.

જે શોધવામાં જિંદગી આખી પસાર થાય
ને એ જ હોય પગની તળે એમ પણ બને.

તું ઢાળ ઢોલિયો; હું ગઝલનો દીવો કરું,
અંધારું ઘરને ઘેરી વળે એમ પણ બને.

- મનોજ ખંડેરિયા

કોરા કાગળનો મુકાબલો કરીએ અને કવિતા આવે જ એની બાંયધરી તો કોણ આપે ? હાથમાં કલમ લઈએ અને કવિતાનો ઇલમ થાય, એવું તો બને તો બને, અર્થાત્, કયારેક ન પણ બને. કાગળ અને કલમની વચ્ચે કવિનો અશબ્દ શબ્દ છે અથવા કવિનું મૌન છે. આ મૌન મૂર્ત પણ થાય અને એમાંથી કવિતાની મૂર્તિ પણ ઘડાય.

મનોજ ખંડેરિયા આપણા ઉત્તમ ગઝલકાર છે. એ લખે છે ઓછું, પણ લખે છે ત્યારે કશુંક નીપજે છે. પ્રારંભના શેરમાં એમણે કાવ્યસર્જનપ્રક્રિયાની વાત છેડી છે. કવિતા એમ ને એમ નથી લખાતી. નરસિંહ મહેતાના ગામ જૂનાગઢમાં રહેતો આ શાયર એમ કહે છે કે કલમ ને કાગળની વચ્ચે આખો હાથ નરસિંહની મશાલ થઈને બળવો જોઈએ. ગઝલના સ્વરૂપની મજા એ છે કે આપણે એક બાગમાં હોઈએ ને બાગમાં જુદાં જુદાં ઝાડ હોય ને પ્રત્યેક વૃક્ષને પોતીકું વ્યકિતત્વ અને સૌંદર્ય હોય અને વળી પાછી પ્રત્યેક વૃક્ષની છટાઘટા અને છાયામાયા જુદી હોય. બીજા શેરમાં કવિએ વેદનાની વાત છેડી છે. કયાંક પહોંચવાની ઝંખના વર્ષોથી હોય અને માનો કે આપણે ત્યાં પહોંચી પણ ગયા ને પહોંચ્યા પછી મનને પાછા વળવાનું મન થાય એવું પણ બને. જરાક જુદા સંદર્ભમાં એક મરાઠી કવિના બાળગીતના ભાવની યાદ આવે છે. બનતાં લગી આ બાળગીત વિંદા કરંદીકરનું

છે. માએ છોકરાને એક દિવસ કહ્યું છે કે હું તને પૂના લઇ જઇશ. મુંબઇથી એક દિવસ મા ને દીકરો પૂના જવા માટે ટ્રેનમાં બેસે છે. થોડી વાર થાય છે. સ્ટેશન પર સ્ટેશન આવતાં જાય છે. પ્રત્યેક સ્ટેશને બાળક પૂછે છે, મા, પૂના આવ્યું ? અને જ્યારે પૂના આવે છે ત્યારે મા કહે છે કે બેટા, પૂના આવ્યું ને બાળક પૂછે છે કે હવે મુંબઇ કયારે જઇશું ?

ગઝલમાં આપણે ત્યાં આત્મનિરીક્ષણ અને એને પરિણામે ચિંતન કાવ્યમય રીતે પ્રગટે છે એટલે એનો ભાર લાગતો નથી. મનોજની ગઝલની આ લાક્ષણિકતા છે. મનુષ્યમાત્રનો સ્વભાવ છે કે પોતાનો દોષ બીજા પર ઢોળવો. આપણે કયાંક ખોટે રસ્તે વળી ગયા હોઇએ તો રસ્તાનો કે ભોમિયાનો વાંક કાઢીએ, પણ આપણને છળનારાં તત્ત્વો કેવળ બાહ્ય નથી, આપણું મન જ આપણા મનને છળતું હોય છે; પણ કવિએ આ વાતને બહુ સરસ રીતે મૂકી છે. આપણો એક પગ બીજા પગને છળતો જાય છે. કશું અશકય નથી. આપણી સ્થિતિ પણ કસ્તુરીમૃગ જેવી છે. કેડે છોકરું ને ગામમાં શોધીએ એમ જે આપણા પગની તળે હોય એની જ આપણે તલાશ કરતા હોઇએ છીએ. અંતે મકતામાં ગઝલનો મહિમા અને પ્રણયનો મહિમા બંનેને ગાયા છે. તાળીઓની વચ્ચે ગઝલ ભીંસાઇ જતી હતી ત્યારે મનોજ જેવા કવિએ ગઝલના દીવા પ્રગટાવ્યા છે.

## મારે તને આ કહેવું હતું...

**□ વસંત પાટણકર □ જયા મહેતા**

(મરાઠી)

સૂસવાતો પવન વાય છે સમુદ્રની કૂખમાંથી.
સમાધિ પર હમણાં જ પેટવેલા દીવાની જ્યોત પણ
બુઝાઈ ગઈ છે, ઊંડા નિ:શ્વાસની જેમ.
ખૂણામાં અધોમુખ બેઠેલા કોઈકે લપેટી લીધું છે
પોતાની આસપાસ કાળુંભમ્મર આકાશ. સમુદ્ર પણ ખૂબ ઊંડો
હોય એવો. કોઈક ઉત્કટ માણસ
અંતર્મુખ થાય કરુણાથી, એવું આ ઘેરાયેલું વાતાવરણ.
મારે તને આ કહેવું હતું...

# કંઈક/કશુંક અથવા તો... □ સંજુ વાળા

'કંઈક/કશુંક અથવા તો...' સંજુ વાળાનો પ્રથમ કાવ્યસંગ્રહ છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી ઘણા કવિઓ ગદ્યકાવ્યો તરફ જ વળી ગયા છે, અથવા મુખ્યત્વે ગદ્યકાવ્યો જ લખે છે, ત્યારે આ ગીતગઝલનો સંગ્રહ જોઈને આનંદ થાય છે, ને કાવ્યો વાંચીને એ દ્વિગુણિત થાય છે.

'સખીરી' કાવ્યગુચ્છનાં સાતે કાવ્યોમાં પ્રણયની મધુર નહીં, પણ કરુણ, પવનમાં ઓગળવાના અનહદ કોડ જાગે એવી મન:સ્થિતિનું આલેખન છે. અહીં તો છે જળની લિપિ ને તરંગ લિસોટે પડેલી છાપ, ઘટના પળ બે પળની છે, અનરાધાર ભીંજાવાની ઝંખના છે ને ફોરાં જ વરસે છે, અધીરી આંખ ફોરાંઓનો વિસ્તાર સમજતી નથી. કંકુના થાપા મારવા છતાં ઘરની પછીત ને નેવાં જ ધસી પડે છે, ને કેવળ પળનો સંદર્ભ લઈને જન્મેલી વારતા છે અને ઘટનાઓની છબી જળવત્ છે.

જીવનની ક્ષણભંગુરતા પણ કવિએ જુદાજુદા સંદર્ભે માર્મિકતાથી વ્યક્ત કરી છે. 'ચપટી ભરતાં ખરી પડે રે તરણાંની ટોચે બાઝેલું અન્જળ !' (પૃ. ૨૮), 'ફીણ ફીણ જિવવાની પળ મળે તોય અમે/ ભરપૂર જીવાયાનું માનશું (પૃ. ૨૨), અરધું-પરધુ જીવ્યા ત્યાં તો જીવને વાગી ઠેસ : જીવ તને ઘણી ખમ્મા (પૃ. ૨૫), અધવચ્ચેથી પાછા વળતા શ્વાસ સદંતર છૂટયા (પૃ. ૨૬),

આ વાદ્યને કરુણ રસ વિશેષ ભાવે છે અને નિજી મુદ્રા ઉપસાવતી બાનીમાં તે પ્રગટે છે : 'ઊંડાણથી તપાસ - આંખોનું પ્રવાહી તળ / થોડાં કમળ પછી તને મળશે નર્યા 'વમળ' (પૃ. ૫૮), 'ખખડાટ સિવાય બીજું કંઈ નથી વિશેષ' (પૃ. ૬૮), 'ખૂણેખૂણા વૈફલ્યથી ખરડાઈ ખાંસતા' (પૃ. ૬૯), 'રે વ્યતીત પીડતા થઈને ડૂમો' (પૃ. ૭૫), 'ઇંચફૂટમાં વ્હેંચી દઈને કોણ મને આ માપે' (પૃ. ૨૪), 'જીવમાં પડયા છે હવે આંકા' (પૃ. ૨૩), 'આંખ સલામત રહી જતી ને દેખવું ફૂટે' (પૃ. ૯).

અવનવાં કલ્પન - પ્રતીકો અને શબ્દપ્રયોગો અહીં નિરાળા માહોલની પ્રતીતિ આપે છે : આછરતો ભૂખરો ઉઘાડ, પાતળી સંવેદનામાં પડતી તિરાડ, અંગ ધ્રાસ્કો મ્હોર્યો, સપરમી પીડા, આસપાસ ઊગેલી આખરતા વાઢીને, સૂમસામ સન્નાટો પહેરી, જીવને વાગી ઠેસ, કુંજડીની આંખોમાં ફૂટી રે પાંખો, તૃણ સમી ચંચળતા ડોલી, છેડતી સુગંધની પણ થઈ હતી, આંખનું બારણામાં રૂપાંતર થતું, મનસ્થળ ઉપર મેઘ ઝળૂંબે, પાંખોના પોલાણે પાળેલો ફફડાટ, ચડે ધુમરિહ શ્વાસ, પરવાળાં શી પાંપણ, પાંદડાં હમચી ખૂંદે...

ગીતગઝલોમાં શૈલીવૈવિધ્ય અને કયાંક પ્રયોગ પણ જોવા મળે છે : લોકગીતની શૈલી, અંતરાવાળી રચનાશૈલી, લાંબા લયની પંક્તિઓનાં ગીત, ગીતમાં દૂહાની ગૂંથણી છે 'પ્રથમ વરસાદ'ની એક પછી એક દીર્ઘ થતી જતી પંક્તિઓ રવાનુકારી શબ્દોની પુનરુક્તિ અને મધ્યકાલીન હિંદી કવિતાની બાનીનું સ્મરણ કરાવતી પદાવલિથી જુદું પડી આવે છે અને 'એક અ-નિયંત્રિ ગઝલ' એના શીર્ષકથી જ નવતર પ્રયોગનું સૂચન કરે છે. આ બંને

પ્રયોગાત્મક કૃતિ સુરેખ - સરસ અવતરી છે.

સંધિ - સમાસયુક્ત શબ્દોનો સમુચિત પ્રયોગ નોંધપાત્ર છે : મર્માલય, દર્ભદશાવત્, કેળગર્ભ, કલમજાયા, યાદવશ, દિશાન્ધતા, મીણવત્, અભાવદરિયો, પ્રતીક્ષામય, ત્વચાતળ, લયવલય, લજામણીમન, વ્યંજનાવત્.

ઘણા કાવ્યોનાં ઉપાડ અને શીર્ષકો પણ એટલાં જ નોંધપાત્ર છે. સંગ્રહનું શીર્ષક 'બિલોરી રંગની અનુભૂતિ' (પૃ. ૩૧), કાવ્યની પંક્તિમાં છે :

કંઇક/ કશુંક અથવા તો અચરજ: રંગ બિલોરી.

અન્ય પણ ઘણી પંક્તિઓ ભાવ ને અભિવ્યક્તિ ઉભય દૃષ્ટિએ અહીં ઉતારવી ગમે એવી છે, થોડીક જ ઉતારું છું :

**સાંવરા ! ખુશ્બૂ ખરીદી લાવવા વાચા અમે વેચી દીધી છે ! (પૃ. ૪૮)**
*

**બેય કમાડો બેય દિશામાં દોટ મૂકીને એકબીજાથી અળગાં ભાગ્યાં**
**બારસાખના મંદ અવાજે એમ કહ્યું કે તો જ બને જો સાંકળ આવે...**
**(પૃ. ૭૭)**

**મન વરસતું હોય ત્યાં ભીનાશના જથ્થા વિશે પૂછો તો શું પૂછી શકો ?**
**(પૃ. ૭૮)**

સંજુ વાળાનો આ કાવ્યસંગ્રહ વાંચતાં અપેક્ષા જાગે છે કે બીજા આવા સરસ સંગ્રહો તેમની પાસેથી જરૂર મળશે.

જયા મહેતા

[સંજુ વાળા, કંઇક/ કશુંક અથવા તો..., ૧૯૯૦, રાજકોટ, પૃ. સંખ્યા - ૮૦, - ]

## □ ઓસિપ મેન્ડેલસ્ટામ □ સુરેશ દલાલ
(રશિયન)

તેં લઈ લીધા તમામ સાગરો અને તમામ ખંડ
આસપાસ સળિયા સાથેની તેં મને આપી પગરખાં જેટલી પૃથ્વી.
એને તારું સરનામું ક્યાંથી મળ્યું ? ક્યાંયથી નહીં.
તેં મારી કને રાખ્યા મારા હોઠ, અને મૌનમાં પણ એ શબ્દોને આકારે છે.

## *THREE POEMS By NALIN RAVAL*
## □ *Tr. NITA RAMAIYA*

1

### HOT AIR BLOWING

The red hot sun burning in the sky
Tearing open the back of the mountain
    Hot air blowing

A scarecrow, scorched to the core.
In the middle of the field. wailing
    Hot air blowing

Thighs of the earth drying up rapidly
Songs of birds fading·fast fading
    Hot air blowing

Snatched from mother's breast a child crying
Someone falling in a well of stones
    Hot air blowing

A ghost turned into a flame fleeing
Trees dare not look at its back
    Hot air blowing

The Cloud-thirsty eyes turning red
A gypsy screaming uproariously
    Hot air blowing

2

### MIND

        When
    I looked into the dark
My mind leaped out and spread itself there;
        When
I looked into the mind spread in the dark
An age-old song, all forgotten, flooded out there;
        When
I found the song flooding all over in the mind
        which was spread out in the dark

A certain seen silky face sang something in my silky ears;
when
I saw the face
Singing the song flooding all over
in the mind which was spread out in the dark
My little ignorant mind lost itself somewhere
deep down in the dark.

## 3
## POETRY

Learn by heart ABCD - e - e
Read up poetry -e - e

Speak out tables speedily
Read up poetry - e - e

Climb down the stairs noiciy
Read up poetry - e - e

While having a quickish bath
While gobbling lumps of food

While loitering here and there without work
While yawning away early in the morning

Poetry e - e - ...
Will you read poetry in this way ?
Poetry is squatting
Squat if you can
Otherwise you better go to the rooftop to fly kites.

□ ઓસિપ મેન્ડેલસ્ટામ □ સુરેશ દલા
(રશિયન)

બધા જ દીવાઓનો પ્રકાશ મંદ કર્યો
પાતળી શાલમાં તું ઝડપથી સરકી ગઇ
આપણે કોઇને પણ ખલેલ નહીં પહોંચાડીએ
નોકરો ઊંઘતા જ રહ્યા.

## એક પત્ર □ હરિહર જોશી

પ્રિયાં,
પેલી પારના સમુદ્રોની પૌરુષી ગન્ધ
તારા દેહે લીંપી
તું ઊભી હોઈશ અજંપે,
રિક્તરાત્રીઓના ઝરૂખે બેઠો હશે
બેબાકળો પ્રહર !
તારાં પિનસ્તનો પર પડખું ફરતી હશે એકલતા
અહીં -
આંખોમાં અરીસાઓ આંજી બહાર નીકળી ગયાં છે પ્રતિબિમ્બો
દૂ...ર,
બિસતન્તુના વળાંકો પર નીરવ નિદ્રામાં સૂઈ ગયું છે શહેર
ઋતુઓનાં દૃઢ આલિંગન અને મોસમી પવનો પર
ચામર ઢોળે છે કમલવનો
તને કેમ જણાવું કે,
આજે લોહીના હિલ્લોળમાં આપણું પોતીકું એકાન્ત રચવા
વધુમાં વધુ સમીપ હતાં, ત્યારે જ તો વધુમાં વધુ દૂર હતાં !
પૂર્વા,
મારા ઘેનભર્યા લોચને ચિત્રવત્ પડી છે ભૂરાઈ નદીઓ
મારી કલમની માથાબૂડ સ્યાહીમાં તરતી તારી
સત્તરમી વસંતને જ્યાં કાગળ પર પાથરું છું ત્યાં જ
અવાક્ થઈ ગયેલો સમય ટકોરો થઈ ખરે છે
બાકી તો,
ઘૂરકતો ઊભો છે યાળ ઉછાળતો સૂનકાર... માત્ર.... સૂનકાર !
આગિયાના ઉજાસે હું પડઘાની લિપિ ઉકેલતો
બેઠો છું પૂર્વા.
મારાં ન રચાયેલાં ગીતોની તરજ તું જ છે,
તો શબ્દો થવા મથતી મારી સંવેદનાને

જળલહરની જેમ વિખેરતી
શા સારુ ઊભી છે તું ?
તું આવ,
પુષ્પ પર બેસતા પતંગિયાની હળવાશથી
મારા શબ્દો પર
તને નક્ષત્રોની ઝરમરથી શણગારું
આજે -
પારિજાતના ખભે હાથ મૂકી ફરવા નીકળ્યો છે ચંદ્ર
ને,
ત્વચાના અંત:પુરમાં સાંભળું છું
શરમાતી દિશાઓનો પગરવ
વિરહના બધા જ પર્યાયો પામવા
વિષાદના બધા જ અર્થો ઓછા પડે છે. આજે
પૂર્વા,
હું કવિ,
વેદનાનો વણઝારો તને શબ્દોથી વધુ
શું મોકલું ?
આ..વ..જે..
તા:ક:

> ક્યારેક યાદ આવું તો,
> મારા પત્રોની નૌકાઓ બનાવી ઉત્સવ ઊજવજે
> છૂટતા કિનારા અને હોડીના સંબંધો
> આમેય ક્યાં કાયમી હોય છે, પૂર્વા ?

□ રુમિ □ સુ. દ.

હું બળી જાઉં છું; હસો; મારી રાખ જીવે છે ![*]
હું હજારો વાર મરણ પામું છું :
વળી પાછી નાચે છે મારી રાખ -
હજારો નવા ચહેરાઓ.

# ડાયરીનાં થોડાંક પાનાં

## □ શ્રીકાંત વર્મા □ ભાનુબહેન એન. શાહ

વર્ષ : ૧૯૭૨, ૧૧ જાન્યુઆરી, ૧૯૭૨

મેં બીજી વાર ડાયરી લખવાનું શરૂ કર્યું છે. પહેલી વાર, દસ વર્ષ પહેલાં, ૧૯૬૨માં મેં ડાયરી લખવાનો પ્રયત્ન કર્યો હતો. થોડા દિવસ ચાલુ રહ્યા બાદ ક્રમ તૂટી ગયો.

એ દિવસોમાં હું એક ભયાનક માનસિક સંઘર્ષમાંથી પસાર થઈ રહ્યો હતો. જિંદગી અર્થહીન લાગતી હતી. ચારે તરફ અંધકાર હતો.

આજે ફરી મારી તરફ અંધકાર છે. પહેલાં કરતાં કૈંક વિશેષ. આજે હું જે સંઘર્ષમાંથી પસાર થઈ રહ્યો છું તે પૂરેપૂરો સંઘર્ષ છે. -બૌદ્ધિક અને આધ્યાત્મિક. ઘણા અંશે મારા વ્યક્તિત્વ (આઈડેન્ટીટી)નો સંઘર્ષ છે.

દસ વર્ષ પહેલાં આ સંઘર્ષ દૂર કરવા માટે એક પછી એક એમ ઘણા નિર્ણયો લીધા હતા. મુક્તિનો અનુભવ કર્યો હતો. પણ એ અનુભવ ખોટો હતો. આજે લાગે છે કે ત્યારે મેં જે નિર્ણયો લીધા હતા તે જ ખોટા હતા.

આજે હું પહેલાંથી વધારે પરાધીન છું. પરાધીનતા સ્વયં કોઈ પડકાર નથી. હું પરાધીન છું એવો ખ્યાલ જ વાસ્તવિક રીતે એક પડકાર છે. અને હું મારા ભવિષ્યને બદલવા અસમર્થ છું એવો ખ્યાલ જ વધારે તકલીફદાયક છે.

૧ ફેબ્રુઆરી

હું પાછલા ઘણા મહિનાથી સિગારેટ છોડવાનો પ્રયત્ન કરી રહ્યો છું.

સિગારેટનાં પરિણામો બાબત વિચારતાં ભય લાગે છે. આ દિવસોમાં એ ભય બરાબર સતાવી રહ્યો છે. ભયને લીધે કાંઈ પણ કરવું, લખવું, વાંચવું અસંભવ બની જાય છે.

વચ્ચે વચ્ચે હું ઘણી વાર બેએક દિવસ માટે છોડી ચૂક્યો છું કોઈ ને કોઈ બહાને ફરી શરૂ થઈ જાય છે.

આ વખતે એક અજબ વાત બની.

બે દિવસ પહેલાં મેં સિગારેટ છોડવાનો નિર્ણય કર્યો. ચોવીસ કલાક ન પીધી. ઑફિસે પહોંચતાં જ સિગારેટ પીવાની ઇચ્છા થઈ. એક સહકાર્યકર પાસેથી માગીને પીધી. ઘરે પાછો ફર્યો. બજારમાંથી સિગારેટ ન લીધી. વગર સિગારેટે એક દિવસ વધારે વિતાવ્યો. બીજે દિવસે બહાર નીકળ્યો તો ઘરથી ડરવા લાગ્યો. લાગ્યું કે ઘરે પાછો ફરીશ ત્યારે એક વિશાળ એકાંતનો સામનો કરવો પડશે.

આખો દિવસ મારી સાથે લડતો રહ્યો. સાંજે સિગારેટનું પૅકેટ ખરીદ્યું. ઘરે પાછો ફર્યો. લાગ્યું કે હવે સાવ સૂનું નહિ લાગે.

એક વાર ફરી મારા પ્રયત્નમાં હારી ગયો. હવે મારી ઇચ્છા પર કાબૂ મેળવવા મેં એક બીજો ઉપાય વિચાર્યો છે. આવતે અઠવાડિયે ચાર-પાંચ દિવસની રજા લઈશ. ઘરમાં એક

પણ સિગારેટ નહિ હોય. પાંચ દિવસમાં સિગારેટની તલપ ઘણે અંશે મરી ગઈ હશે. આ તલપ પર કાબૂ મેળવીને જ બહાર નીકળીશ.

૩ ફેબ્રુઆરી, ૧૯૭૨.

સવારે મને ઝાડામાં થોડું લોહી ગયું. થોડી નબળાઈ લાગી. પહેલાં પણ - છ મહિના પહેલાં આવુ થયું હતું. ડૉક્ટરે કહ્યું હતું કે કોઈ ખાસ તકલીફ નથી. પેટની ગરમીને લીધે આવું થઈ જાય છે.

પણ હું મારી બાબતમાં બહુ શંકાશીલ આદમી છું. મને મારી પોતાની બાબતમાં, ખાસ કરીને તો શરીરની બાબતમાં જાતજાતની શંકાઓ થયા કરે છે. પાછલાં દસ વર્ષથી આ જ ક્રમ છે. ક્યારેક કૅન્સર, ક્યારેક હાર્ટ ઍટેક તો ક્યારેક બીજું કાંઈક એમ સંદેહ રહ્યા કરે.

આજે આખો દિવસ મને લાગ્યા કર્યું કે મારા પેટમાં ચાંદું (અલ્સર) છે. અને આખો દિવસ યાતનાનો એક લાંબો દિવસ રહ્યો. મૃત્યુના ભયે મને પૂરેપૂરો ઘેરી લીધો.

મૃત્યુનો મને શારીરિક ભય એટલો નથી જેટલો નૈતિક. મને લાગે છે કે મેં મારી પારિવારિક જવાબદારીઓ પૂરી કરી નથી; કદાચ મારું આકસ્મિક મૃત્યુ થઈ ગયું તો વીણા અને મન્ટુનું શું થશે ? પણ એ ખ્યાલ થોડું આશ્વાસન આપે છે કે મેં ૫૦,૦૦૦નો વીમો ઉતરાવી રાખ્યો છે.

મારે મૃત્યુના આ ભયમાંથી, આ નિરાશામાંથી ઊગરવું જોઈએ. અને હું એને માટે કાંઈક યોજનાઓ બનાવી રહ્યો છું.

૧૨ ઑગસ્ટ, ૧૯૭૨

સવારે આંખ ખૂલતાં જ છાપામાં વાંચ્યું, પાલમ નજીક વિમાન દુર્ઘટનામાં મિની માતા ના રહી.

હૃદય અને બુદ્ધિનો આપણા સંબંધીઓ, સ્નેહીઓનાં મોત સાથે જરૂર કોઈ સંબંધ હોય છે. રાત્રે મને ત્રણ વાર કૈંક થયું અને ગભરાટનો અનુભવ થયો. આ બધું અર્ધી રાતની આસપાસ થયું. બરાબર એ જ સમયે મીની માતાનું મૃત્યુ થયું હશે. આવું મારી સાથે પહેલાં પણ થયું છે. જ્યારે પણ જીવનમાં કોઈ દુર્ઘટના થવાની હોય છે. ત્યારે મન આશંકાઓ, ડરામણાં સ્વપ્નાંઓથી ઘેરાઈ જાય છે.

સવારથી બપોર સુધી અમે દુર્ઘટના-સ્થળ પર મિની માતાના શબની તલાશ કરતા રહ્યા. લગભગ બે વાગ્યે બપોરે એમનું શબ મળ્યું. શરીર કમર પાસેથી બે ટુકડામાં વહેંચાઈ ગયું હતું. માથા અને ચહેરાની જગ્યાએ ખોપરીનો એક ટુકડો અને થોડાક દાંત હતા. ઓળખ એમની કાંડાના છૂંદણાથી કરી શકાઈ. શરીરના નામ પર માંસનો એક લોચો મળ્યો.

વિમાનના બધા યાત્રીઓ માર્યા ગયા હતા. આવું ભયાનક દૃશ્ય મેં ક્યારેય જોયું નથી. ચારે તરફ આકાશમાં ગીધ અને કાગડા ઊડી રહ્યાં હતાં. આખી રાત જંગલી જનાવર આ શબોને ખાતાં રહ્યાં હતાં. વિમાન પરિચારિકાની સાડીનો એક ટુકડો એક ઝાડની શાખા પર ઝૂલી રહ્યો હતો. લાગતું હતું કે દુર્ઘટના પછી યાત્રીઓનાં શરીર દૂર દૂર સુધી ઊડયાં હતાં.

કોઈ પણ શબ આખું નહોતું.

જિંદગી પર મોતનો આ વિજય છે.

૧૩ ઑગસ્ટ, ૧૯૭૨

મિની માતાના અંતિમસંસ્કાર આજે દિલ્હીમાં વિદ્યુત સ્મશાનગૃહમાં કરી દેવાયા.

મારા જીવનનો એક અધ્યાય, કદાચ સૌથી કીમતી અધ્યાય, સમાપ્ત થયો. કેટલી યાદો મિની માતાની સાથે જોડાયેલી છે.

૧૯૫૬માં હું દિલ્હી આવ્યો હતો. મિની માતાએ ન ફક્ત રહેવાની જ જગ્યા આપી, બલ્કે એક એવી શક્તિ આપી કે જેનાથી હું આ કપરા શહેરમાં, કપરા સમયમાં પણ ટકી શક્યો હતો. ૧૯૫૮માં **'ભારતીય શ્રમિક'** બંધ થઈ ગયું અને હું બેરોજગાર થઈ ગયો. પાંચ વરસ બેકાર રહ્યો. દરેક જાતની માનસિક, આર્થિક, બૌદ્ધિક વિપત્તિઓ આવી. મિની માતાની મદદ વગર તેમાંથી એકનો પણ સામનો કરવો શક્ય ન હતો. કહેવું જોઈએ કે મિની માતાએ મને પુનર્જીવન આપ્યું. હું નષ્ટ થઈ ચૂક્યો હતો. મને ઝરખમાંથી મનુષ્ય બનાવ્યો.

મિની માતાનું મૃત્યુ નથી થયું. હું જ મરી ગયો છું.

કેટલાયે માણસોની મુલાકાત થઈ. કેટલાક હેવાન સાબિત થયા. કેટલાક દગાબાજ. મિની માતા એકલાં જ એવાં હતાં જે મને ઠીકઠીક સમજ્યાં. મારી કદર કરી. મને દરેક વખતે મૃત્યુથી બચાવ્યો, જે મને મૃત્યુથી છોડાવીને લાવ્યાં. આજે હું એમને જ ખાખ કરીને આવ્યો છું.

૪ ડિસેમ્બર, ૧૯૭૨

મોહન રાકેશ રહ્યા નથી. કાલે સાંજે હૃદયની ગતિ અટકી જવાથી એમનું મૃત્યુ થયું.

લાગતું નથી કે મોહન રાકેશ રહ્યા નથી. ગુસ્સામાં આવી જઈ સભામાંથી વૉક આઉટ કરી જવાની એમની આદત હતી. એમ લાગે છે કે એ એમ જ વૉક આઉટ કરી ગયા છે.

૩૧ ડિસેમ્બર, ૧૯૭૨

આ આખું વર્ષ સંઘર્ષ અને નિરાશામાં ગુજર્યું. કેટલાય દોસ્ત અને આત્મીય, ગાર્ડન રોડરમલ, મોહન રાકેશ, મિની માતા વિખૂટાં પડી ગયાં.

મને પોતાને બીમારીઓ આવી. **'દિનમાન'**ને બરાબરનો હેરાન કર્યો. રઘુવીર સહાયની સતત એવી કોશિશ રહી કે એવી પરિસ્થિતિ ઊભી થાય કે હું છોડીને ચાલ્યો જાઉં. એ અલગ વાત છે કે આમાં હજી સુધી એને કામયાબી મળી નથી.

નવું વર્ષ કાલે શરૂ થઈ રહ્યું છે. જોયું જશે. ભવિષ્યના ગર્ભમાં મારે માટે શું છે તે.

## મારું ઘર

□ રઘુવીર સહાય □ નૂતન જાની

(હિંદી)

મારી કવિતામાં મા
મારી કવિતામાં પત્ની-બાળકો
મારી કવિતામાં પંખી વસંતનું
તડકા અને પાણીનાં સંસ્મરણો
બધાં ત્યાં જ રહી ગયાં
અને હું ચાલ્યો ગયો
એમની સ્મૃતિઓ રહી ગઈ
ત્યાં જ, મારા ઘરે.

જાઓ, જેને પ્રવાસમાં બે દિવસનો
પડાવ મળે
ત્યાં કદાચ મા મળશે
અથવા તો એની યાદમાં
તડકામાં ખીલેલું ફૂલ

મારા ઘરે રોકાઈ જજો.

## ગણપતિ □ અરુણ કોલટકર □ જયા મહેતા

(મરાઠી)

લાવ તારા ગણપતિ
મૂકી દે મારી આંખમાં

હારમાં ઊભા રહેવાનું કહો
બધાંનું વિસર્જન કરવાનો છું.

□ ધનસુખલાલ પારેખ

જ્યોતિષીનું કથળેલું
લગ્નજીવન જોઈને
મેં મારા જન્માક્ષર
ફાડી નાખ્યા.

□ રમેશ પટેલ

વરસાદમાં
વૃક્ષ પર
એક ખિસકોલી રમતી'તી.
રમત રમતાં રમતાં -
ખિસકોલીએ ભીની પૂંછડી
ઊંચી - નીચી કરી
ત્યાં તો-
આકાશમાં
ઈન્દ્રધનુ રચાયું !

## મારા પિતા □ અબ્રાહમ શાલ્ફી □ હસમુખ દવે

મારા પિતાનું વૃદ્ધત્વ હું જીવું છું
અને એના વર્ષો વેંઢારું છું મારા હાડ-ચામમાં
ઝંઝાવાતના ડરથી ભયભીત વૃક્ષો જેમ એમની
ડાળીઓમાં એમનાં સપનાં ભંડારી દે
તેમ જ અમે બન્નેએ ભંડારી દીધાં છે. એક-મેકને અમારામાં !

શિયાળુ વરસાદ
વરસે છે અમારા પર
અમને તાણી જાય છે
કંઈ પણ સાંત્વન આપ્યા વગર !
"કેટલો સમય થયો ?" મારા બાપુ પૂછે છે.
"આયખું, બાપુ !" હું જવાબ આપું છું.
પછી આપુ છું એને આશાનો આસવ,
જેને ઘૂંટડે ઘૂંટડે
એના જીવતરને
એના શ્વાસને
કંઈક નિરાંત થાય !

મારા બાપુ ઉદાસ છે !

## □ રુમિ □ સુ. દ.

તું મારા હૃદયનો ગુપ્ત રાજવી
મારા જખમ રુઝાવનાર, અસ્તિત્વનો કીમિયાગર –
તારો વરસાદ પડે છે, અમે તારા બગીચામાં ભેગા થઈએ છીએ.
વરસાદ વરસે છે, ત્યારે અમે નાચીએ છીએ.

□ બીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય □ જયા મહેતા

કઈ ઉદાસી
માણસને દોરી જાય છે
માણસની હત્યા કરવા
કે
પોતાની હત્યા થવા દેવા ?
કઈ ઉદાસી ?

એ જે શોધે છે
અને એને નથી મળતું
તે એને પોતાની હત્યા કરવા
કે પોતાની હત્યા થવા દેવા
પ્રેરે છે ?
માણસ શા માટે
આમ સહે છે ?

હત્યારાઓએ પોતાની તલવારો વીંઝી
અને કહ્યું : 'આ ઇતિહાસ છે !'

ઘર □ બીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય
□ જયા મહેતા

હું રહું છું એ ઘર
જૂનું અને જર્જરિત છે
એનાં બારણાં બંધ છે

બારી ખોલું છું ત્યારે
મને દેખાય છે
એના પાયા ઉખેડી નાખવા
ધસી આવતી એક મોટી નદી

□ બીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય
□ જયા મહેતા

મેં મને જોયો
સમયના દર્પણમાં
અને અસ્થિમજ્જા સુધી હું
નગ્ન જણાયો

કેળથંભની બનાવેલી હોડીમાં
હું પ્રવાસ કરું છું
પોતાના મૃત પ્રિયતમને
પાછો લાવનાર સાવિત્રીનું
અનુકરણ કરતી વિધવાની જેમ.

## ગઝલ □ હેમેન શાહ

સોબત વાદળ માફક થઈ ગઈ,
માંડ મળ્યા ત્યાં ચકમક થઈ ગઈ !

કોણ ટહૂક્યું ભરબપ્પોરે ?
રસ્તે રસ્તે ઠંડક થઈ ગઈ.

બારી ખોલી - મેઘધનુષ ત્યાં !
શું અણધારી આવક થઈ ગઈ.

જે ક્ષણને મેં ધુત્કારી'તી,
એ તો ભાગ્યવિધાયક થઈ ગઈ.

બત્તી ઊઘડી, હસ્યા ફુવારા,
અને નગરમાં રોનક થઈ ગઈ.

જૂનાં સ્મરણો પાછાં આવ્યાં,
મન વચ્ચોવચ બેઠક થઈ ગઈ.

## નવી કવિતા

### □ ચાર્લ્સ રાઈટ □ સુરેશ દલાલ

(અમેરિકન)

એ દરિયા જેવી નહીં દેખાય.
એના બરછટ હાથ પર ગંદકી નહીં હોય.
એ મોસમનો અંશ નહીં હોય.

એ પોતાનું નામ નહીં પ્રગટ કરે.
જેનાં તમે લેખાં લઈ શકો એવાં સ્વપ્નો એની પાસે નહીં હોય.
એ તસ્વીરશીલ નહીં હોય.

આપણી ગમગીનીની એ માવજત નહીં કરે.
આપણાં સંતાનોને એ સાંત્વન નહીં આપે.
એ આપણને મદદ નહીં કરી શકે.

## ઊભો છું ▫ 'પ્રણય' જામનગરી

કેટલાં કામ લઈને ઊભો છું
હાથ સૂમસામ લઈને ઊભો છું.

રાત વીતે પછી વિચારીશું
ધૂંધળી શામ લઈને ઊભો છું.

ખાલીપો જે મહીં ભરેલો છે
હું એવો જામ લઈને ઊભો છું.

આ હકીકત મને ડરાવે છે
સ્વપ્નનું ગામ લઈને ઊભો છું.

કોણ સમજી શકે ખુલાસાને!
તે છતાં હામ લઈને ઊભો છું.

કામ કોઈ નથી થતું એમ જ
એટલે દામ લઈને ઊભો છું.

એમ આઘો નહીં હઠી જાઉં
એમનું નામ લઈને ઊભો છું.

ચાલ, ચિંતા બધી મૂકી દીધી
ક્યાં, કોઈ કામ લઈને ઊભો છું!

'પ્રણય' કોઈ નથી ગતિ જાણે!
પૂર્ણવિરામ લઈને ઊભો છું.

## એકલવાયો માણસ બોલે છે
### ▫ વર્ન રુત્સલા ▫ સુરેશ દલાલ

(અમેરિકન)

"આજે હું છાપરાંઓ ઉપર ઊડું છું. હું હેતુભર્યું વાદળ છું, છું એક પ્રચંડ ચાઈનીઝ પતંગ અને મને છે માછલીના ચરબીભર્યા ગાલ. બપોર પછી અને સાંજ પહેલાં હું મકાનેમકાને અને ચીમનીએ ચીમનીએ ઠેકડા મારું છું. તમે જે સૌ જે મારી આતુરતાથી રાહ જુઓ છો એના પ્રત્યેકના ઘરે હું આવું છું. તમારા પ્રત્યેક પાસે હું આવું છું, અને કહું છું વિચિત્ર વાર્તાઓ તમે જ્યાં સુધી સ્વપ્ન વિનાની નિદ્રામાં સરી ન પડો ત્યાં લગી, અને છેવટે તમારું જતન કરું છું અને એ જ તો મારું હંમેશનું પ્રયોજન છે."

## વિ - સંવાદ □ કિશોર શાહ

તું કોણ છે ?
હું તારી લાશ છું.
મારી લાશ ? હું હજી મર્યો નથી.
મને ખબર છે.
તો પછી ?
તો પછી શું ? આમેય ક્યાં તું જીવતો છે ?
હું.... હું.....
હું, હું ન કર. વાસ્તવિકતા જે છે તે આ છે.
પણ
તારો શ્વાસ અટક્યો છે ને હજી તું મર્યો નથી.
પણ મારી વાત.....
તારી વાત મેં જિંદગીભર સાંભળી છે. હવે થાક
લાગે છે.
હું થાક્યો નથી અને તને થાક લાગે છે ?
હા,
લાશ કદી થાકે ?
થાકે, લાશ પણ થાકે.

એકાએક ડોરબેલ.....
હું મારી લાશને
ઝટપટ સંકેલીને ટેબલના ખાનામાં નાખું છું.
તે સરખી રહેતી નથી
હું જબરદસ્તીથી ખાનું બંધ કરું છું.
તેનો પંજો અને આંગળીઓ બહાર લટકી રહે છે.
હું દરવાજો ઉઘાડું છું.
દરવાજો ઉઘાડતાં જ અવાક્ થઈ જાઉં છું.
આ શું ?

□ રુમિ □ સુ. દ.

એ લોકો ગમે તે કહે કે વિચારે –
હું તારામાં છું અને તું છું
મનને જ્યાં લગી મનવટો ન આપે

ફરી પછી બીજી લાશ? મારી જ?
એક ધડાકે દરવાજો બંધ કરું છું.
અને ખુરશી પર ફસડાઇ પડું છું.
કપાળ પરથી પરસેવો લૂછતાં લૂછતાં
આંખ જડાઇ જાય છે ટેબલના ખાના પર
એક પંજો લટકે છે.
હસ્તરેખા વગરનો
અને
મારી મુઠ્ઠીઓ ભીડાઇ જાય છે.

## બની શકે! □ ભરત ભટ્ટ "તરલ"

એના પછી બધાં રહસ્યો જળ બની શકે,
તું આંગળી ચિંધાડ અને સ્થળ બની શકે!
એવી રીતે તો સાવ હું રણવશ બની ગયો,
તારા બધાય કાગળ મૃગજળ બની શકે!
જે જે વહી ગયું છે તે ઇચ્છી શકું નહીં,
જે જે રહી ગયું છે તે અંજળ બની શકે?
આવેગ ને ઉમંગમાં દરિયે ભળ્યા પછી,
કેવી રીતે નદી પણ વિહ્વળ બની શકે?
પહેરણની સાથ સાથ અડપલાં ગયાં હવે,
આ જીર્ણ વસ્ત્ર આમ ફરી, સળ બની શકે!

☐ પન્ના નાયક

કોઇની બુદ્ધિના પાંજરામાં લાગણીનું પંખી થઇ
ટહુકયા કરવાનું મને મંજૂર નથી.
કોઇ પ્રેમને નામે મને ડંખ્યા કરે
અને ઇચ્છા મુજબ મને ઝંખ્યા કરે.
જે બોલે તે બોલવાનું ને નાગ જેમ ડોલવાનું
મને આવું અઢેલવાનું મંજૂર નથી.
પોતાની આંખ હોય પોતાની પાંખ હોય
પોતાનું આભ હોય પોતાનું ગીત હોય
મનની માલિક હું મારે તે બીક શું
હું તો મૌલિક છું
હામાં હા કહીને ઠીક ઠીક રહીને
મને ઠીક ઠીક રહેવાનું મંજૂર નથી.
માપસર બોલવાનું, માપસર ચાલવાનું
માપસર પહેરવાનું, માપસર ઓઢવાનું,
માપસર પોઢવાનું
માપસર હળવાનું માપસર ભળવાનું
આવું હળવાનું ભળવાનું માપસર ઓગળવાનું
મને આવું પીગળવાનું મંજૂર નથી.
કોઇની બુદ્ધિના પાંજરામાં લાગણીનું પંખી થઇ
ટહુકયા કરવાનું મને મંજૂર નથી.

☐ રુમિ ☐ સુ. દ.

ઘોડેસ્વાર ઝબૂક કરતો પસાર થયો, પછી અલોપ થઇ ગયો
ધૂળના વંટોળમાં.
ધૂળ રહે છે. ચમકે છે તમામ ચીજ પર.
આ શાશ્વતિનું ઘર છે.

થવું □ પેન કેમ્પ □ શીરીન કુડચેડકર
(કનેડિયન)

બેટા, લટકતી દ્રાક્ષવેલમાંથી થઈને આવતા
માંડ ઝીલી શકાય છે એવા
ધીમા સાદને તું દાદ ન દેતી.

દૂરના પંખીના,
સડેલા ઝાડના,
બડબડાટને અવગણજે.

આવા સાદ
પેલે પારને
વધારે પડતો નજીક લાવે છે.
અને તું સાંભળીશ તો
મરી જ જઈશ, અમે બધાં પણ.
એ તો સંજોગવશાત છે, સ્વપ્ન
આગ્રહ કરે છે. હું હડસેલું છું, હડસેલું છું.
માતાઓના સાદને
મારા મનમાંથી
હું પોતે જ સાંભળી લઈશ.
સીટી મારીને મારી દીકરીને સાદ પાડું છું.
ત્યાં જો, સાંભળ,
તને સંભળાય છે ધીમો સાદ
તૂટક, વણથંભ
બીજા સાદ, બીજી પસંદગીઓ.
કેટલાક સમય પછી મને ખ્યાલ આવે છે કે
મારી માતાના સાદથી
મારો સાદ જુદો નથી?
મારી દીકરીનો સાદ
બદલાયો નથી. કદાચ એ આપણને
અચંબામાં નાખી પણ દે.

□ રુમિ □ સુ. દ.
હું શંકા, શ્રદ્ધા, વાસના, પવિત્રતા,
વૃદ્ધ, જુવાન, સંત, બાળક.
હું મરું ત્યારે 'એ મર્યા છે' એમ કહેશો નહીં
આખરે હું જીવીશ, પ્રેમમાં.

## મળવાનું નામ હવે મૃગજળ □ વિશનજી નાગડા

મળવાનું નામ હવે મૃગજળ રાખો ને નહિ મળવાનું નામ હવે પાણી
સાંભળ્યું છે કહાન તમે રાજા થયા છો ને રાજાને સોળસો રાણી

બ્હાવરી આ આંખોને સમજાવી થાકી
પણ થાય છે જરીય ક્યાં બંધ ?
આંખો તો આંખો પણ કાનને હજીય કેમ
પજવે છે પગરવની ગંધ ?!

પરવશતા પ્રેમમાં આટલી હશે એ કેમ લીધું પહેલાં નહીં જાણી ?
મળવાનું નામ હવે મૃગજળ રાખો ને નહીં મળવાનું નામ હવે પાણી

ઊંબરિયે ઊભી ઊભી વાટ જોઉં કેટલી
ને કિયાં લગી સાચવું હું યાદને
રોજરોજ વધતા આ ઘેરા ઘોંઘાટમાં
જાળવું હું કેમ વેણુનાદને ?

આછેરા આછેરા ઘેરાતા તેજમાં આંખોને કેટલી મેં તાણી
મળવાનું નામ હવે મૃગજળ રાખો ને નહિ મળવાનું નામ હવે પાણી

## વયમાં આવેલા છોકરાનું ગીત

□ મણિલાલ હ. પટેલ

મૂછ ફૂટે કે દોરો ?
બંદૂક જેવો પ્રશ્ન પૂછતો સત્તર વર્ષે છોરો
મૂછ ફૂટે કે દોરો ?
કેસૂડાંની કળીઓ વાંકી વીંછીનો અંકોડો
વિજોગણની વાણી વાંકી રણે ચડેલો ઘોડો
આંબાને મંજરીઓ આવે પલખે છાંયો કોરો
મૂછ ફૂટે કે દોરો ?

વગડા માથે વાટ પડેલી શીમળે રાતી રાત
સીમ સૂંઘતો સાપ ફૂંફાડે તંગ પણછ આ જાત
ફાગણ વીતે કોરોમોરો આષાઢ આવે ઓરો
મૂછ ફૂટે કે દોરો ?
બંદૂક જેવો પ્રશ્ન પૂછતો સત્તર વર્ષે છોરો.

## સ્વર્ગમાંથી પતન

જ્હૉન મિલ્ટન (૧૬૦૮-૧૬૭૪) મહાન શેક્સપિયર પછી મહત્તામાં બીજો ગણાય છે. અલબત્ત, બંનેની પ્રતિભા ભિન્ન કક્ષાની છે. પણ અંગ્રેજી ભાષાના પોતમાં મિલ્ટનની વાચા છે–બાઈબલના ભાષાન્તર અને શેક્સપિયરની માફક. આપણે ગાંધીજીનું આવાહન કરીએ તેમ ઓગણીસમી સદીનો એક અંગ્રેજ મહાન કવિ મિલ્ટનના તત્ત્વને નિમંત્રે છે : 'અહો મિલ્ટન ! આ ઘડીએ તારી જરૂર છે, ઈંગ્લૅંડને તારી ભીડ છે, દેશમાં જીવનજળ બંધિયાર છે; બધે લીલ બાઝી છે...' આમ છતાં શેક્સપિયર જેટલો દેશપ્રેમ કે વિશ્વપ્રેમ મિલ્ટને નથી પ્રાપ્ત કર્યો. આધુનિક વાચકને એની ધર્મકથામાં ઓછી શ્રદ્ધા છે, તેનું વલણ વાસ્તવિકતા તરફ છે. કદાચ એને આદમ કરતાં સેતાનની વાતમાં પોતાની વાત લાગતી હોય. પણ મિલ્ટનની ઉદાત્ત શૈલી, હૃદયસ્પર્શી વ્યગ્રતા અને વ્યથાનો એને નશો રહે છે.

એની સમૃદ્ધ અને તેજસ્વી ભાષા અને એના લયનો ઉદાર આરોહ અવરોહ - એનો વેગ આધુનિક વાચકને પણ શબ્દના કોઈ અસ્પર્શ્ય ઘુમ્મટમાં લઈ જાય છે, જ્યાં કેવળ ધ્વનિ છે, વ્યંજના અને વિશ્રાન્તિ છે. મિલ્ટનના 'પૅરેડાઈઝ લૉસ્ટ'ના આ સુઘડ અને સુવાચ્ય અનુવાદને માટે શ્રી. દુષ્યન્ત પંડયાને હું અભિનંદું છું. તેમણે પુરુષાર્થ યોગ્ય કવિતાનો એક વિશાળ પંથ ચીંધ્યો છે.

– **વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.**

[અનુ. દુષ્યન્ત પંડયા, 'સ્વર્ગમાંથી પતન', ૧૯૯૦, ગંગોત્રી ટ્રસ્ટ, અમદાવાદ, પૃ. ૩૧૭, મૂલ્ય રૂ. ૫૦].

## અંધકારમાં વસંત

□ લીલાધર જગૂડી □ ઉષા પટેલ

(હિંદી)

દિવસની કલમ, અને ઋતુનાં ફૂલ
અંધકાર, મને વસંતની માફક ભોગવી રહ્યો છે.

ગયા વર્ષે, જ્યાં કૂંપળ હતી
ત્યાં હવે કશું જ નથી
ત્યાં હું ફૂટવાનો રવ સંભળાવવા ઈચ્છું છું.

જમીન ફાડીને ફૂટવાની પીડા
બધી જ ડાળીઓમાંથી ઊગવા મથે છે
નગ્નતા પર વરસી ચૂક્યા પછી

એક અપરાધી હવે
મને કહે છે, મેં નથી ઉગવ્યું
આ વર્ષે ફેલાયેલું જંગલ.

તમારે માટે, મારે માટે.
કશું ન ઊગ્યું, કશું જ નહીં.

## વૃદ્ધનું વક્તવ્ય

□ રઘુવીર સહાય □ માલા કાપડિયા

હજી ગઈ કાલ સુધી તો હું નહોતો માનતો
કે વૃદ્ધ થઈ રહ્યો છું
આ શું થયું કે બે-ચાર દિવસમાં જ
વૃદ્ધ થઈ ગયો!
કોઈ વિચાર, કર્મ, અપરાધ એવો કર્યો નથી
કે જેથી અકસ્માત આયુ ક્ષીણ થઈ જાય.

'કંઈ થયું નથી, પુરુષોને એવું જ થાય છે,
કંઈ છે એમનામાં જે આખો વખત મર્યા કરે છે...'
આવું કંઈક મને કહ્યું હતું કમલાએ પ્રેમથી
.... કદાચ સાચું કહ્યું હોય.

કેટલાય રસ, ગંધ, રૂપ, રંગ, સ્પર્શ
મેં ભોગવ્યા હશે; વચ્ચે વચ્ચે મારા શરીરને
તપાસતો રહ્યો, પરિપક્વ થઈ રહ્યું હતું એ,
સ્મૃતિઓનો સંચય જ્યારે એક દિવસ
અનુભવના સંબંધ વિસ્મૃત કરે છે
ત્યારે એકેય ચુંબન યાદ નથી રહેતું
એક બૃહદ અતૃપ્તિ શેષ રહી જાય છે.
પૂછી લીધું, આવું કેમ? એનો ઉત્તર નહોતો.
કમલા સમજી ન શકી પોતાની બહાર સંસારને.

જેટલું સમેટી લઈએ છીએ ગઠરીમાં
જાદુના ખેલ જેવી ટોપલી ખાલી નીકળે છે
દુઃખને પણ એની જગ્યા નહીં આપી
અને એ ઊડી ગયું પાંખ ફફડાવીને.

□ **સુરેશ દલાલ**

આપણે એકમેક સાથે બંધાયા ત્યારે તો એવી લાગણી હતી કે જાણે આ બંધનમાં જ મુક્તિ છે. પછી ધીમેધીમે તને આ બંધનનો ભાર લાગ્યો. આવી બંધનમુક્તિમાં સાર ન લાગ્યો. રોજ-બ-રોજની જિંદગીમાં પ્યાર ન લાગ્યો. સામસામા અત્યાચાર થવા લાગ્યા - આ અત્યાચાર છે એની જાણ વિના. વાણી, મૌન, કાર્ય છુપાવવું, જુઠ્ઠું બોલવું - આ બધાં હથિયારનો ઉપયોગ - આપણા જ છાપરા તળે. સોનાનાં નળિયાં માટીનાં થઇ ગયાં. તારી કે કાળની યુક્તિ-પ્રયુક્તિથી. મનથી આપણે આઘા ને અળગા થવા માંડયા. એકમેકની સાથે રહેવાના અભરખા તો ઓગળી ગયા ક્યારના.

અત્યારના તો તારું મન બીજે ગૂંથાયેલું. તારી ઉત્કટતા એને માટેની છૂપી રહેતી નથી અને મારી આંખ તારી આવનજાવનને, એની સાથે ફોન પર વાતચીત થતી હોય ત્યારે તારા અવાજના આરોહઅવરોહને નોંધે છે. એમ તો નહીં કહી શકું કે આ બધું સાક્ષીભાવે હું જોઉં છું.

હવે તારી પ્રિય વ્યક્તિનો તારે માટેનો ઊમળકો થીજી ગયો છે. હવે એ અન્યને ચાહે છે. તારે માટે હતી એવી જ ઉત્કટતા. એ જ પગલાઈ, એ જ અધીરાઇ. હવે તું જ આ બધું જોયા કરે છે. સાક્ષીભાવે ન જુએ તો જીવી ન શકાય એવી તારી સ્થિતિ છે.

પ્રેમ હવે નામ નથી. વારે વારે અર્થ બદલાય એવું એ વિશેષણ છે. વફાદારીનું વર્તુળ ક્યાંક પૂરું થાય છે અને બેવફાઇનું વર્તુળ ત્યાંથી શરૂ થાય છે. આંખમાં ઘેરાય છે આંસુનાં કુંડાળાં. આ કુંડાળામાં જ પ્રેમનો પગ પડયો છે. હવે બહુ મોડું થયું છે, અહીંથી આગળ જવા માટે કે પાછા વળવા માટે. આ ક્ષણ ભૂતકાળ અને ભવિષ્યથી વહેરાઇ રહી છે. આંખ હવે આંસુને પણ ઊંચકવા તૈયાર નથી અને આંસુને આંખ અળખામણી લાગે છે.

સગવડ પ્રમાણે તું મારા આ અક્ષરને ઉકેલજે. આ કાગળ પણ હોઇ શકે અથવા આ કવિતા પણ હોઇ શકે, આ આરોપનામું પણ હોઇ શકે, આ બચાવનામું પણ હોઇ શકે, આ નિરીક્ષણ પણ હોઇ શકે, વાસ્તવિકતા પણ હોઇ શકે અહીં કલ્પનાને કોઇ સ્થાન નથી, સંવેદનનું હવે કોઇ કામ નથી. નિવેદનનો કોઇ અર્થ નથી, આખી જિંદગી વેસ્ટ-પેપર બાસ્કેટ -

# કહે કવિ : માનસી □ રવીન્દ્રનાથ ટાગોર □ નલિની માડગાંવકર

નાનપણથી જ બંગાળની પશ્ચિમે આવેલો પ્રદેશ મારે માટે રોમેન્ટિક કલ્પનાના વિષય જેવો હતો. લાંબા સમય સુધી આ જ સ્થાને પરદેશી સાથે આપણો સંયોગ-સંઘર્ષ સર્જાતો રહ્યો. ઇતિહાસની વિશાળ પટભૂમિકા પર અનેક શતાબ્દીઓ સુધી કંઇકેટલાંય સામ્રાજ્યોની, એમનાં ઉત્થાન-પતનની, અવનવાં ઐશ્વર્યનાં વિકાસ-વિલયની પોતીકી, વૈવિધ્યપૂર્ણ ચિત્રોની પરંપરા આ જ સ્થાને અંકાતી રહી. ઘણી વાર એવું મન થયેલું કે આ પ્રદેશના કોઇ એક સ્થાને થોડા દિવસ રહીને ભારતવર્ષના વિરાટ, વિક્ષુબ્ધ અતીતનો સ્પર્શ મેળવું. આખરે એક દિવસ પ્રવાસે નીકળી પડ્યો: આવડા મોટા પ્રદેશમાંથી મેં શું કામ ગાજીપુર જ પસંદ કર્યું એનાં બે કારણો હતાં. મેં એવું સાંભળેલું કે ગાજીપુરમાં ગુલાબના મોટા મોટા બગીચાઓ છે. મેં તો મનમાં મનમાં ગુલાબવિલાસી સિરાજની છબી પણ આંકી દીધેલી. એનો મોહ જ મને પ્રબળ રીતે આકર્ષતો હતો. ત્યાં જઇને જોયું તો વેપારીઓના ગુલાબના બગીચાઓ હતા, ત્યાં બુલબુલને નોતરું નહોતું, કવિને પણ નહીં, ખોવાઇ ગઇ એ છબી. બીજી બાજુ ગાજીપુરમાં મહિમાવંત પ્રાચીન ઇતિહાસના હસ્તાક્ષર નજરે ચડે એવા નહોતા. મને તો નજરે ચડ્યું એનું રૂપ સફેદ કપડાં પહેરેલી વિધવા જેવું, અને એય પાછી મોટા ઘરની ગૃહિણીનું નહીં, સામાન્ય સ્ત્રીનું.

તોય ગાજીપુરમાં જ રહી ગયો એનું એક કારણ હતું ત્યાં રહેતા અમારા દૂરના સગા ગગનચંદ્ર રાય. તેઓ અફીણ વિભાગમાં એક મોટા કર્મચારી હતા. એમની મદદને લીધે જ મારી ત્યાં રહેવાની વ્યવસ્થા સહેલાઇથી થઇ શકી. એક મોટો બંગલો મળ્યો, ગંગાની નજીક પણ તદ્દન ગંગાને કિનારે નહીં. લગભગ એકાદ માઇલનું અંતર હતું. ત્યાં જવનાં, ચણાનાં, રાઇનાં ખેતરો હતાં. દૂરથી ગંગાનો જળપ્રવાહ જોઇ શકાતો. એમાં સઢવાળી હોડીઓ ડોલતી ડોલતી વહેતી જણાતી. બંગલાની આજુબાજુની સારી એવી જમીન ઉજ્જડ હતી. બાંગ્લાદેશની માટી હોત તો તો અત્યારે ક્યારનુંય જંગલ બની ગયું હોત.

આ સૂમસામ બપોરમાં કોસના પાણીનું પૂર કલકલ ધ્વનિએ વહી રહ્યું છે. સફેદ ચંપાનાં ગીચોગીચ પાંદડાંમાંથી કોયલનો ટહુકો આ બળુંબળું થતી બપોરની થાકેલી હવામાં વહી આવે છે. આથમણી દિશાના ખૂણામાં એક વિશાળ જૂનું પૂરાણું લીમડાનું ઝાડ છે, એની ફેલાયેલી છાયા નીચે બેસવાની જગ્યા છે. સફેદ ધૂળિયો રસ્તો બંગલાની અડોઅડ આગળ વધતો જણાય છે. દૂરદૂર દેખાય છે ઘાસથી છવાયેલાં છાપરાંવાળું ગામડું.

ગાજીપુર આગ્રા, દિલ્હી જેવું નથી, સિરાજ - સમરકંદ સાથે પણ એની સરખામણી થઇ શકે એમ નથી, તોય મન મોહયું આ ખુલ્લા અવકાશમાં. મેં મારા ગીતમાં કહ્યુ છે, હું દૂર-સુદૂરનો પ્યાસી છું. પરિચિત સંસારમાંથી અહીં હું એ દૂરત્વથી જ વીંટળાઇ રહ્યો છું. આદતનું સ્થૂળ આવરણ દૂર થતાં વેંત જ મારા મનોરાજ્યમાં મુકિત પ્રવેશી. આ આબોહવામાં મારી કાવ્યરચનાનું એક નવું પર્વ આપોઆપ પ્રગટ થઇ શક્યું. મારા કલ્પનાપ્રદેશ પર નવાં તત્ત્વોનો પ્રભાવ વારંવાર પડ્યો છે. તેથી જ હું જ્યારે આલ્મોડામાં હતો ત્યારે મારી કલમે અચાનક શિશુકવિતાનો નવો માર્ગ પકડ્યો. જોકે એ પ્રકારની કવિતા માટેની કોઇ પ્રેરણા કે કારણ, નિમિત્ત ત્યાં હતાં નહીં. જૂની સર્જનપ્રણાલિ કરતાં સ્વતંત્ર તે એક નવા કાવ્યરૂપનું પ્રગટીકરણ હતું. 'માનસી'નું પણ એમ જ થયું. નવા વાઘા પહેરીને આ કવિતાઓએ સહસા જાણે નવો દેહ ધારણ કર્યો. આની પહેલાંની 'કડિ ઓ કોમલ'ની કવિતાઓ સાથે આ કાવ્યોનું ખાસ સરખાપણું જોઇ શકાશે નહીં. મારી આ રચનાઓના પર્વમાં જ હું યોગ્ય અક્ષરોને પૂર્ણ મૂલ્ય આપી છંદને નવી શકિત આપી શક્યો છું. 'માનસી'માં જ છંદની નવી નવી કલ્પનાઓ પ્રગટ થવાની શરૂઆત થઇ છે. જાણે કે કવિને એક કળાકારે સાથ આપ્યો છે.

□ કરસનદાસ માણેક

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે :
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે !

ટળવળે તરસ્યાં, ત્યહાં જે વાદળી વેરણ બને,
તે જ રણમાં ધૂમ મૂસળધાર વરસી જાય છે !

ઘર-હીણાં ઘૂમે હઝારો ઠોકરાતાં ઠેર ઠેર:
ને ગગનચુમ્બી મહાલો જનસૂનાં રહી જાય છે !

દેવડીએ દંડ પામે ચોર મુઠી જારના:
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે!

કામધેનુને મળે ના એક સૂકું તણખલું,
ને લીલાંછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે!

છે ગરીબોના કુબામાં તેલ ટીપુંય દોહ્યલું:
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે !

□ करसनदास माणेक □ जशवंती दवे

(गुजराती काव्यम्)

इदमेव नाकलये अहं यत् ईदशं भवति कथम्।
कुसुमानि मज्जन्ति ननु, प्लवन्ते खलु प्रस्तराः॥

तृषिता: सीदन्ति वै जनाः मेघो भवति वैरी यदा।
सैव वृष्टिभिः प्लावयति वालुकाभूमिं अपि॥

गेहं विना नूनं भ्रमन्ति पामरा शतशो जनाः।
किन्तु गगनचुम्बिगृहाणि निर्जनानि आसते॥

नगररक्षास्थानके नु मुष्टितस्करः दण्डयते।
शस्यं प्रभूतं लुटयति सः सभायां सन्मान्यते॥

कामधुग् लभते न हि एकं खलु शुष्कं तृणम्।
पुंगवा किन्तु चरन्ति शाद्वलां सकलां भूमिम्॥

एकः अपि न हि तैलबिन्दुः दृश्यते दीनकुटजे।
खातभूमौ श्रीमतां तु ज्वलन्ति घृतदीपकाः॥

□ રુમિ □ સુ. દ.

હું કશુંય વિશેષ કરતો નથી માત્ર તારે માટે સહન કરું છું,
વિનાશમાં વાવું છું વાસનાનું બીજ :
દિવસ ને રાત સાયુજ્યના ચ્હેરાને શિલ્પસ્થ કર :
આત્મા હથોડી, વેદનાનો પથ્થર.

(એનિમસમાંથી) □ પેન કેમ્પ □ શીરીન કુડચેડકર
(કેનેડિયન કવિતા)

એ
એક
એક વાર
એક વાર ત
એક વાર તને ઓ
એક વાર તને ઓળખ
એક વાર તને ઓળખ્યા પછી
એક વાર તને ઓળખ્યા પછી નિશ
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જો
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારે
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મન

એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મનમાંથી કાય
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મનમાંથી કાયમ મા
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મનમાંથી કાયમ મારા શરીર
એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિત છે કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મનમાંથી કાયમ મારા શરીરમાંથી

☐ રુમિ ⊔ સુ. ૬.
તને ચડાવામાં, મેં ગુમાવ્યાં તમામ મિત્રો, તમામ દુશ્મનો
નથી રહી 'પિયાલી' નથી રહી 'સુરાહી'.
તેં પીધું છે મારું રક્ત!
તારા હોઠ પર એની મને વાસ આવે છે.



એક વાર તને ઓળખ્યા પછી નિશ્ચિતતા કે જોઈશ તને પસાર થતાં ક્યારેક મારા મનમાંથી
કાયમ મારા આત્મામાંથી મને ગાળેગાળે કરી મૂકે છે

□ સુરેશ દલાલ

એક આંખમાં ધરતી અને એક આંખમાં આભ
આપણી એવી દૃષ્ટિ કે અહીં વસતા શુભ ને લાભ

ફૂલને કેવળ જોયા કરે
વાદળ ઉપર મોહ્યા કરે
કોઈકના સુખમાં હરખ હરખ
ને કોઈના દુ:ખથી રોયા કરે.

આટલું સહજ સહજ થતું હોય તો હૃદય સાફ
આપણી એવી દૃષ્ટિ કે અહીં વસતા શુભ ને લાભ,

કોરી કોરી ભાવનાઓથી
કોઈનું કદી ચાલશે નહીં
ધન ઊછીનું ચાલશે
પણ અહીં મન ઊછીનું ચાલશે નહીં.

મન-ટૂંકા આ માનવીઓને કરજો પ્રભુ માફ
આપણી એવી દૃષ્ટિ કે અહીં વસતા શુભ ને લાભ.

# એક જ વાર્તા છે

□ એરિકા જોંગ □ ઉષા ઠક્કર
(અમેરિકન)

એક જ વાર્તા છે
તે પ્રેમમાં હતો
અને પછી નહોતો
પણ તે તો
તેના પ્રેમમાં રહી જ.

એક જ વાર્તા છે
તે પ્રેમમાં હતી
અને પછી નહોતી
પણ તે તો
પ્રેમમાં રહ્યો જ.

સત્ય સરળ છે
તમે પ્રેમથી
મરતા નથી
ફક્ત તેવું થાય
તેવું ઇચ્છો જ છો.

# યોગ્ય વિચાર કર્યા પછી

□ નીકાનોર પારા □ મેઘનાદ હ. ભટ્ટ

હું જેહોવાહ આથી આદેશ આપું છું, આહ્વાન કરું છું
પોકાર કરું છું, પડકાર કરું છું.
કે
પૃથ્વી પર પ્રકાશ પથરાઈ જાઓ
સાંપ્રત સમયના ધર્માચાર્યોએ
ધર્મનો અને ધાર્મિક ક્રિયાકાંડોનો
પૂરતો અધાર્મિક વિનિયોગ કર્યો છે.
– નક્કું સત્ય તો એ છે કે શું વિચારવું એય હું જાણતો નથી –
હું હતપ્રભ થઈ ગયો છું.
આંખના એક પલકારા માત્રમાં
સૌ ધાર્મિક પ્રતિષ્ઠાનોની અવહેલના કરવામાં આવે છે.
કદાચ,
સારીય માનવજાત પણ એ જ દિશાશૂન્ય મંઝિલ પર વિહરી રહી છે
બેશક, હવા-આબોહવાની વજનગર્ભ વાસ્તવિકતા
એટલી તો ભારે થઈ ગઈ છે
કે
કોઈ ધારદાર છરીથી કદાચ એ છેદી પણ શકાય
અને એથી જ તો હું પ્રકાશને આવાહન આપ્યા કરું છું.
યાદ છે ને ?
બાઈબલમાં મેં એમ જ કર્યું છે
– અલબત્ત, સમય અને સંજોગોના અલગ-અલગ જોગસંજોગમાં –
પણ,
ધર્મગ્રંથોમાં નિર્દિષ્ટ અપેક્ષા કરતાં તદ્દન વિપરીત રીતે
પ્રકાશ તો ન જ પથરાયો.
કે,
પ્રકાશ પથરાયો હોય તોય કોઈએ એને બુઝાવી નાખ્યો હોય

- કાઈ શયતાને યા અન્ય કોઈએ -
શું થઈ રહ્યું હતું તે સમજી ન શકનાર કોઈએ
પણ, સાચું પૂછો તો આ એક એવી હકીકત છે
જેનો મને અનહદ આનંદ, આનંદ છે
- ગમે તેમ તોય હું ઈશ્વર તો છું જ ને!
મારા ધર્માદેશોનું પાલન તો થવું જ જોઈએ
(તમે શું માનો છો તે તો કોણ જાણે -હું તો અવશ્ય એવું માનું છું)
હું યકીનન એમ પણ માનું છું.
કે
સમગ્ર સર્જન એક ખોવાયેલી મંજિલ છે
પણ,
પડોશમાં રહેતા પેલા તંતુવાદ્ય લઈ ભટકતા ભજનિકની જેમ
હું એમ હાથ જોડીને બેસી તો ન જ રહું
કે
એકના એક ગીતની પુનરુક્તિ પણ નહીં કર્યા કરું
જોકે
હું નિર્ભ્રાંતપણે સ્વીકારું છું
કે
ચિલીવાસીઓ મારી હયાતીનેય સ્વીકારતાં નથી
મારે બીજી પણ એક ચોખવટ કરવાની છે
એક ભ્રાંતિ ઘણીવાર ફેલાવવામાં આવી છે કે
આ વિશ્વનું નિર્માણ માત્ર સાત દિવસમાં થયું છે
- આ વિચારમાત્રથી તો હું હસીહસીને એવો તો બેવડ વળી જાઉં છું
કે
કદાચ એ રીતે હું મરીય જાઉં -
સર્જન હજી પૂરું જ ક્યાં થયું છે ???
અને છેલ્લે : સલ્લાહનો એકાદો શબ્દ :
ધર્મસ્થળો અને દેવળના કહેવાતા પિતાઓની વાતોને
ક્યારેય શ્રદ્ધાથી સાંભળવી યા સ્વીકારવી નહીં.

તમે તરસ્યા રહો તો મને પાણી લાવ્યાના ઘણા કોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
તમે ઝાઝું વરસો તો મને નાહ્યાધોયાના ઘણા કોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
તમે પાસે આવો તો મને ઝીણું સાંભળવાના કોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
તમે આઘે રહો તો મને અખ્ખર ઉકેલવાના કોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
દિવસના કામમાં ખોવાઈ જાઉં : રાતનો તો જુદો મરોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
તમે રાતે રહો તો મારી સુંવાળી સુંવાળી સોડ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે
પાસે આવીને તમે શોધી કાઢો : મારી સોડમાં તો રાત ને પરોઢ છે
સાહ્યબો મારો ગુલાબનો છોડ છે

## મારા પિતાનું મૃત્યુ

□ નિસ્સીમ ઇઝીકલ □ હસમુખ દવે

મારા બાપુ બહુ જ બોલતા
અને વળી બહુ જ મોટેથી બોલતા !
પરંતુ એના મૃત્યુની થોડીક ક્ષણો પહેલાં
એનો અવાજ કોમળ અને ઉદાસ થઈ ગયો હતો !
જાણે ખૂબ મોડે મોડે અનુભવેલાં કોઈ સત્યો ગણગણતા ન હોય !
એણે મને ખૂબ નજીક બોલાવ્યો
અને એનાં સત્યો મારી સમક્ષ મૂક્યાં.
મેં તો માણી માત્ર એના પ્રેમની ઉષ્મા
એનો એક પણ શબ્દ સાંભળ્યો નહિ !

## ના, ના અને ના □ દેવારતિ મિત્ર □ નલિની માડગાંવકર

(બંગાળી)

મને જરાય ઉતાવળ નથી.
અત્યારે સમય નથી એમ જો તું કહીશ
તો રાહ જોવા તૈયાર છું.
દર્પણો બાકી બચ્યાં નથી-
તારી ભીતર જ પારદર્શી પડદો
મીણબત્તીની પરી ઝળહળતી નાનકડી જીભથી
ચાટી જાય છે મીઠો અંધકાર.
એકલી બેઠી દૂરથી જોઉં છું.
તમરાંના ગીતની લકીર ફરવા જઇ રહી છે વરંડામાં.
હું કંઈ નથી, કંઈ કરતાં કંઈ જ નથી એ જાણું છું
તોપણ રાહ જોયા કરું છું.
તારા હાથનો જો અણસાર મળે અચાનક.
બારી ખોલી, નાંખો-
એ જ ચહેરો, ઊજળા ઢળુંઢળું થતા વાદળ જેવો
મારા સાગર પર ઊતરી આવીને જો મોજું બની જાય!
એકાદ વાર નજરે ચડે
પગના કપાયેલા નખની કણી જેવા
એકાદ બે તારાઓ, દૂર દૂર.
જેનાં કિરણો હજીયે આ આકાશની સીમા સુધી નથી પહોચ્યાં.
ભય નથી, પણ શું આશાય નથી?
હજી કંઈ કેટલાય ભવ પડયા છે-
કીટજન્મ, પશુજન્મ, વૃક્ષજન્મ, રેતી અને પથ્થરજન્મ
મને એકેયનો વાંધો નથી-
હું ઘૂમતી રહીશ.
મારે જોવું છે તું કેટલી વાર ના કહે છે,
કેટલી વાર ના બોલી શકે છે.

# મારી વ્યર્થતા

□ દેવારતિ મિત્ર □ નલિની માડગાંવકર

(બંગાળી)

વ્યર્થતા એક મધપૂડો છે
હું એને જાતજાતનાં પ્રાયશ્ચિત્તનાં
આંસુઓથી ભરું છું.
એનું ભીતર ભીની વીજળી જેવું
અને બાહ્ય છે કરમાયેલી કરેણનું વન.
આવું જો ન હોત તો
ઉનાળાના શેવાળિયા તળાવના હાડપિંજર સાથે
હું મારી સ્મૃતિનો તાળો મેળવી શકી ન હોત.
વર્ષાઋતુનાં વહેતાં જળમાં મન ભરીને માણ્યો હોત
મેં નૌકાવિલાસ.
શરદઋતુમાં માટીનો રથ બની હોત પૃથ્વી
અને છેલ્લી ઋતુમાં આમળાની ભીતર જ રહ્યું
હોત વિજ્ઞાન.

વ્યર્થતા, એક ગુપ્ત શિલારસ, ભૂરો અર્ક
દદડતી વહી રહે છે મારા માનસમાં, ગર્ભમાં
મૃત્યુ સુધીનાં પગલાંની છાપમાં.
આ ઉન્માદિનીની અવચેતના જેવી એ અતૂટ
કેમેય કરી ભંગાતી નથી.

□ રુમિ □ સુ. દ.

વાત વાત ને વાત હજી પણ વાત....
રાતના પૂર આપણી પથારી પર પથરાતાં હોય તોપણ
શરાબને સતત ભરતો જા
હું ઝંખું છું મારી બેહોશીને.

માનનીય સુરેશભાઇ,

ધાત્રીનું ચિર-પરિચિત કલ્યાણમય સ્વરૂપ આલેખતું શ્રી રમેશ પારેખનું કાવ્ય અંકનું સર્વોત્કૃષ્ટ કાવ્ય જણાયું.

કવિએ અંદર રહેલા Odipusને વ્યક્ત થવાનો અવસર આપ્યા સિવાય સ્વસ્થ ભાવે માતાની વૈશ્વિક સ્ત્રીય વિભાવના ગાઇ બતાવી છે. વિશ્વને માનો ટેકો - અને એવા મહાસમર્થ ટેકાને ઉધઇ માફક કોતરી ખાવાની ચેષ્ટાઓ - વસ્ત્રાહરણ, નગરવધૂ, ચેસ્ટીટી બેલ્ટ્સ અને ઓશવિત્ઝ જેવા કૅમ્પના સ્વરૂપે યુગે-યુગે કરાઇ છે, યદ્યપિ માતાનું સામર્થ્ય, સાર્વત્રિકપણે પ્રભાવી રહ્યું - બિંબ ભૂંસવા મથનારના હાથે જ અનેક બિંબો પ્રદીપ્ત થયાં. માતૃત્વ Homo Sapiensનો ઇજારો નથી, તેથી જગતની તમામ માતાઓને વંદન - ખાસ તો, તેમના ઔદાર્યને નમન કરતાં દૂબળા, રાંક હાથ - મસ્તકવાળો કવિ ખરેખર શોભે છે. એકંદરે સામ્યવાદીથી લઇને પર્યાવરણવાદી સહિત તમામે વાંચવા જેવું.

- અમિત ત્રિવેદી

## એક અજાણ્યો

□ જ્યાં જેલમન □ હસમુખ દવે

ઝગતી સિગારેટ સાથે મારા પિતા કલાકો સુધી
ચાલ ચાલ કરતા :
ભોજન ખંડના અંધારામાં :
ફૂલઝાડ રાખેલા વરંડામાં :
એની પત્ની એને કહેતી :
'આમ ચાલ ચાલ કરવાનું બંધ કર જોઝ !
પણ ન'તો એ ખાતા
કે સૂતા
બસ ચાલ્યા જ કરતા ?
એક બપોરે એના ટાંટીઆ ઘસાઇ ગયા.
એણે પડખું ફેરવ્યું
અને આંખો મીંચી દીધી
એક નાનકડા પક્ષીની જેમ !

## ચાલો, આપણે – ☐ જયન્ત પાઠક

પૃથ્વી સ્વર્ગ થઇ જાય ને
માણસ દેવ બની જાય, તે પહેલાં
ચાલો, આપણે એકબીજાનાં દુ:ખને રડી લઇએ
– પછી તો સૌએ પોતપોતાનું હાસ્ય જ હસવાનું;
આંખમીંચકારાની આપ-લે કરી લઇએ
– પછી તો આપણે આપણી આંખમાં જ વસવાનું;
ચાલો, થોડું સ્વપ્નોની દુનિયામાં ટહેલી લઇએ
– પછી તો ઉઘાડી આંખે ચિરજાગરણમાં રાચવાનું;
આવો, એકબીજાને વળગીને નાચી લઇએ
– પછી તો ઇન્દ્રસભામાં અપ્સરાઓએ જ નાચવાનું;
આ ખરતાં પાન ને ઊઘડતાં ફૂલને જોઇ લઇએ
– પછી તો એકધારો ઉઘાડ જ ઉઘાડ :
નહીં કરમાવાનું, નહીં ખરવાનું;
આવો, એકબીજાના અભાવોને કરુણામાં કાલવી લઇએ
– પછી તો કલ્પતરુની છાયામાં સુખશય્યામાં આળોટવાનું;
ચાલો, આપણે આપણાં આંસુને એકઠાં કરીએ, ને
એક સમુદ્ર રચી લઇએ
આપણી પૃથ્વીને એમાં ડુબાડી દઇએ
વરાહ-અવતાર થાય, ને કદાચ એમ બચી જઇએ.

'કવિતા' દિવાળી અંક સને ૧૯૯૦નાં ઉત્તમ કાવ્યોનું પ્રથમ પારિતોષિક ભગવતીકુમાર શર્માને એનાયત થયું હતું. એ જાહેર થયા પછી એમણે જણાવ્યું કે એ કાવ્ય પહેલાં છપાઈ ચૂકેલું છે. એથી એમણે પુરસ્કાર પરત કર્યો છે એની નોંધ લઇએ છીએ.

□ નલિની માડગાંવકર

ચાના ઘૂંટડા સાથે પીવાતી
સૂર્યોદયની લાલિમા
હવે ગળે ઊતરતી નથી.
આજે તો લાલ રંગ કંપાવે છે
સમગ્ર માનવજાતિના અસ્તિત્વને.

મકરસંક્રાન્તિના આકાશમાં
જોયેલા પતંગોના પેચ...
ક્યાં દૂરની વાત છે!
ત્યાં આ ક્ષેપકાસ્ત્રોના દાવપેચ!

વર્તમાનપત્રોની આંખોથી વંચાતો
એક જ શબ્દ
યુદ્ધ... યુદ્ધ... યુદ્ધ...

ક્યાં છે કવિ વ્યાસ!
કે એ પણ
ફરી પાછી પોતાની તર્જની ઉવેખાશે
એવી પ્રતીતિથી મૌન!

આકાશ!
તારી પાસે ચંદ્ર-તારાના સૌમ્ય તેજની અપેક્ષા
હું ક્યારે રાખું

□ કિરાત વકીલ

મારે તો
ગુલાબને કશુંક કાનમાં કહેવું હતું.
પણ કાંટાઓ સાંભળી ગયા.

મારે તો
પંખીને કશુંક કાનમાં કહેવું હતું
પણ શિકારી સમજી ગયા.

મારા હાથમાં
ગુલાબની એક પાંદડી
અને પંખીનું એક પીંછું છે.
હવે મારે કોઈને
કશું જ કહેવું નથી.

□ અરવિંદ મુનશી

લયની કેડી લપાઇ ગઇ છે સાવ કોરા આ કાગળમાં
વીજળી જાણે લપાઇ ગઇ છે આભના ઘેરા વાદળમાં.

પતંગિયાની પાંખો પ્હેરી
શબ્દો ઊઘડે ફૂલની જેમ
ભમરાના ગુંજનમાં મ્હેકે
બાગ માટે છાનેરો પ્રેમ.
કેમ બધું આ થાય એને બાંધો નહીં કોઇ સાંકળમાં
લયની કેડી લપાઇ ગઇ છે સાવ કોરા આ કાગળમાં.

કેમ ઊછળે દરિયાનાં મોજાં
કેમ સરોવર શાંત?
કોલાહલની વચ્ચે મારું
અકબંધ છે એકાન્ત.
સૂરજ જેવા સૂરજનો પણ જીવ ઠરે છે ઝાકળમાં
લયની કેડી લપાઇ ગઇ છે સાવ કોરા આ કાગળમાં.

કવિતા : ઈનર લૅન્ડસ્કેપ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૧
વર્ષ : ૨૪, અંક : ૩, ફેબ્રુઆરી ૧૯૯૧
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૯૦/-, એર મેલ રૂા. ૧૬૦/-,**
**આ અંકના છૂટક ૧૦ રૂપિયા.**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.**
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.**

## કેટલાંક કાવ્યો □ સુન્દરમ્

### હરિને વિદાય

વૈકુંઠે સિધાવો રે,
વૈકુંઠે પધારો રે,
હવે હરિ વૈકુંઠ જાઓ રે.

કામ નથી હવે ઝાઝું તમારું,
તેં વણસાડ્યું ઊલટું વાજું,
લોક નથી હવે ભોળિયા જૂના,
દેશે ના ખાવા ય ખાજું.

કેવે કાળે તારાં પગલાં થયાં આંહીં,
ભૂમિને બેઠી પનોતી,
આવ્યો ત્યાંથી માંડી મારામારી તેં,
ધરતી કરી સદા રોતી.

વૈકુંઠમાં જાણે ધાન ખૂટ્યું તે તું
આવ્યો શું ઢોર હરાયો,
ગોકુળનાં દૂધ-માખણ ખાતાં તું
ફાટ્યો, કદી ના ધરાયો.

દરિયામાં સાપ પરે સૂઈ રહેવું
લાગ્યું હશે જ અકારું,
ગોકુળમાં ઝટ્ટ આવી ભરાયો તું
ધરતીનું કીધું નગારું.

ખાધું પીધું ખૂબ મારામારી કરી,
દુનિયાનો વાળ્યો દાટ,
થાક્યો ત્યારે તેં તો મંદિરમાં પેસી
વાસી દેવાડયાં કમાડ.

તું તારે મંદિરમાં જઈ બેઠો ને
ઠોકરે ઠેલ્યાં આ લોક,
તારું નાચેલું આ નાચ્યાં, તારું વેણ
સાચું ન સમજ્યું કોક.

તું તારે જા હવે વૈકુંઠ ચાલી, જો
દિન આવ્યા હવે માઠા,
તારા વારાના ગોવાળો ને રાજા
સ્વર્ગે કે નરકે નાઠા.

ગાયો અને એના ગૌચરા એકે
આજે નથી રહ્યાં સાજાં,
અન્નપાણીનાં વલખાં અમારે ત્યાં
તારે શાં માખણ તાજાં ?

મોર મુગટ ને પીળાં પીતાંબર
કાને કરેણનો ગોટો,
ભૂલી જાજે તારાં લાડ જસોદાનાં
મળશે હવે જાડો જોટો.

મોરલી તારીને મેલ્ય તું ફૂંકી ને
શંખલો દરિયામાં નાખ,
હડકાયાં કૂતરાંની બીક લાગે તો
હાથે ડંગોરી તું રાખ.

ગાવાં ને નાચવાં, જમનામાં ન્હાવાં
તારાં ન આજ કો સાંખે,
રોગ રડે, અહીં નાચે દુકાળો,
મોત ખાઉં ખાઉં ભાખે.

તું પોઢ્યો સોનાને પારણે ને અહીં
નાકલીટી લોક તાણે,

કવિત

છપ્પન ભોગનો ખાનારો અમ્મારાં
પેટની પીડા શું જાણે ?

કાળને મોઢે આ દેશ ઓરાયો તું
કહેને તારાથી શું થાય ?
જમ્મ બેઠા ગળે ટૂંપો દેતા તેને
તારાથી કહે શું કરાય ?

પોલું દેખી અહીં પેઠો તું લાગ છ,
મીઠડે દૂધે મોહ્યો,
તેં તારું દૂધ ને ઘી સંભાળ્યું,
મનખો અમારો ન જોયો.

દેશે દેશે તને દીધો જાકારો,
આંહી કોએ ના ઉઠાડ્યો,
રશિયાએ, ટર્કીએ હાંકી કાઢ્યો તને
પંપાળી હિન્દે સુવાડ્યો.

કોયો ભગત એના આંખના ડોળા
ફાડી ફાડી તને પૂછે,
જુગના જુગો તને રાખી જોયો હવે
કામ તારું અહીં શું છે ?

## ભંગડી

બામણા ગામની ભંગડી રે,
  એક ભંગડી રે, એની આંખમાં આંજેલ મેશ,
લીલા કાચની બંગડી રે,
  ચાર બંગડી રે, એનો ચૂંદડિયાળો વેશ.

ઘમ્મર ઘેરો ઘાઘરો રે,
  એક ઘાઘરો રે, એના પગમાં કાંબી ઠેશ,
ડોકમાં રૂપા હાંસડી રે,
  એક હાંસડી રે, એના તાણી ગૂંથેલ કેશ.

નાકમાં પીતળ નથણી રે,
  એક નથણી રે, એના કાનમાં લોળિયાં લ્હેર,
મુખમાં ચુંગી શોભતી રે,
  એક શોભતી રે, એના ધૂમની ચાલે સેર.

ખેમલો એનો દીકરો રે,
  એક દીકરો રે, એની ઉઘલાવી છે જાન,
ભંગડી પહેરે ઝૂમણાં રે,
  સૌ ઝૂમણાં રે, આજ હરખે ભૂલે ભાન.

આઠ દહાડા પર ગામમાં રે,
  આ ગામમાં રે, એક નીકળી બીજી જાન,
ગામનું આખું માનવી રે,
  સૌ માનવી રે, જૈ ભેગું થયું સમશાન.

ગામના શેઠની સુન્દરી રે,
  રૂપસુન્દરી રે, ત્યાં પોઢી અગન સાથ,
હીરની નવરંગ ચૂંદડી રે,
  રંગચૂંદડી રે, ત્યાં ભંગીને આવી હાથ.

શેઠાણી પહેરે ચૂંદડી રે,
  રંગચૂંદડી રે, જ્યારે નીકળે એના પ્રાણ,
ભંગડી પહેરે ચૂંદડી રે,
  રંગચૂંદડી રે, જ્યારે નીકળે છૈયાની જાન.

## બુદ્ધનાં ચક્ષુ

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં,
ઊગ્યાં ને ખીલ્યાં ત્યાં કિરણકણી આછેરી પ્રગટી,
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા મુદતણી,
હસી સૃષ્ટિ હાસે, દલ કમલનાં ફુલ્લ બનિયાં.

પ્રભો! જન્મેજન્મે કર ધરી કંઈ શસ્ત્ર ઊતર્યા,
નખાગ્રે, દંતાગ્રે, દમન કરિયું શબ્દછળથી,
સજ્યું કે કોદણ્ડ, ગ્રહી પરશુ, ચક્રે ચિત ધર્યું,
તમે આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.

વિધાતાનાં દીધાં નયન કરીને બંધ જગ આ
ભુજાએ ઝૂઝંતું કુટિલ મનનો આશ્રય લઈ,
પ્રભો! આવી આપે નયન, જગને અર્પણ કર્યાં,
ભમંતું અંધારે જગત નવ ચક્ષે જગવિયું.

મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બંધ પ્રભુનાં,
પૂર્યાં કિલ્લે, મ્હેલે, રમણીભુજને પિંજરવિશે;
વિદાર્યાં એ બંધો, નયન ઊઘડયાં ચેતનભર્યાં
ન ઊંઘ્યાં જાગેલાં મૂરછિત દૃગોને જગવિયાં.

ફરી ખૂણેખૂણે જગત નીરખ્યું નેત્ર સદયે,
લહ્યું : સૃષ્ટિખાડે ખદબદી રહ્યા કીટ જગના,
જરા-વ્યાધિ-મૃત્યુ ત્રિવિધ વમળે ડૂબી મરતા,
અને બીજા જીવો ઉપર નભતા જીવ નીરખ્યા.

ઘૂમ્યાં શાંતિઅર્થે વનવન, તપો તીવ્ર તપિયાં,
ન લાધ્યું ઇચ્છેલું, નયન ભમતાં ત્યાં વિરમિયાં;
સર્યાં તે મીંચાઈ નિજ હૃદયને સાગરતલે,
ઠરી આત્માગારે વિરલ લઈ મુક્તા ઊઘડિયાં
અને આત્મસ્નાને અધિક થઈને આર્દ્ર નયનો
ખૂલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી,
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન વિશે,
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની
ઉધારી સૃષ્ટિને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અંતર ખૂલ્યાં;
પછી ઝંઝાવાતો ઊમટી કદી એને મૂંઝવતા
તૂફાનો દાબી એ દ્વિગુણ બલથી તે ચમકતાં.
હવે ના મીંચાશો નયન કદી યે જે ઊઘડિયાં,
દયાની ગંગા આ પરમ તપઅંતે ઊતરી, તે
અખંડા વ્હેતી ર્‌હો કઠણ તપના સિંચનથકી,
વહો ખંડેખંડે, પ્રતિ ઉર વહો તપ્ત જગને.

## માનવી માનવ

પૃથ્વીઉછંગે ઊછરેલ માનવી
હું માનવી માનવ થાઉં તો ઘણું.

અનન્ત વિશ્વે લઘુ બિન્દુ પૃથ્વી
પરે હું ચૈતન્ય તણો જ બિન્દુ
ચૈતન્યશાળી થઇ ચેતનાનો
પ્રવાહ સીંચું જડમાં ઘણું તો.

આ દેહ પે પાંખ ઉગાડવી ના,
આ ખોબલે સૃષ્ટિ ઉછાળવી ના,
અમાનુષી શક્તિ જ જાચવી ના.

દિક્કાળનાં સર્વ પેટાળ ભેદી
નેપથ્ય સૌ સ્થૂલતણા જ છેદી,
સૂર્યોતણી જોઇ નિહારિકાઓ
આ આંખ પે પાંપણ બીડવાની.

ઊડીઊડી આભતણા ઊંડાણે,
સમુદ્રનાં ગહ્‌વરના પટાળે,
ભમીભમીને પગ ઠારવા તો
ને શ્વાસ લેવા અહીં આવવાનું.

કીકી કયહાં આ, ઉડુમંડળો કયાં ?
કયાં પાય આ, કયાં જ દિગન્તરાળો ?
આ દેહડીની રજ શી ભુજામાં
આ ઊંડળે આભ સમાય શાનું ?
આ પંચતત્ત્વે ઘટડો ઘડાયો,
જે માનવી અંગ મને મળેલાં
સાર્થકય તે અંગ થકી જ સાધું
આ જિન્દગીનું, અહીંયા ધરા પે
ચાલી પગેથી જ ઉકેલું ભેદો.
વસુન્ધરાને ઉર શીર્ષ ઢાળું,
અંગાંગ એનું સઘળું નિહાળું.
આ વિશ્વનો અંશ જ જો ધરા તો
કને તજી દૂર જ કેમ ઘૂમું ?
ધરાતણો અંશ જ પિણ્ડ આ તો
બ્રહ્માણ્ડ આ પિણ્ડ વિશે જ ખોળું.

છે વિશ્વ મારા હૃદયે સમાયું,
શ્વાસે ભર્યો મેં જગપ્રાણવાયુ,
આંખે ભર્યા સૂર્યતણા પ્રકાશો,
દેહે બધા દેવતણો જ વાસો;
પરમાણુમાં સર્વવ્યાપી સમાયો,
આ બુદ્‌બુદે ચેતનઅબ્ધિ માયો,
આ વૈખરીથી જ અગમ્ય ગાયો,
આ સ્થૂલમાં સૂક્ષ્મતમે વિલાસ્યો.

રે, સૂક્ષ્મથી સ્થૂલ પ્રકાશ પામ્યું,
નિશ્ચેષ્ટથી ચેષ્ટિત સર્વ જામ્યું,
રે, સ્થૂલ ને ચેષ્ટિતને ઉપાસી
અતીત તે સૂક્ષ્મ મથું હું જોવા :
મારા પદે આ પડી મૃત્તિકા જે
તે ખોબલે લૈ મસળું, નિહાળું,
કણેકણે ત્યાં સ્ફુરતી શું વાણી :
આકાશ, વાયુ, જળ, તેજ, પૃથ્વી
એ પાંચની પંચવટી સમાણી
આ ખોબલામાં, કણ આ સમાથી
હિમાલયો કૈં પ્રગટ્યા ઊંચેરા,
ખંડો રચાયા પણ આ કણોથી,
સમુદ્ર પૂર્યા પણ એહ પાત્રે,
ને જીવસૃષ્ટિ સ્ફુરતી અહીંથી;
આ મૃત્તિકાના કણમાં દટાઇ

તૃણાંકુરો, પુષ્પની વલ્લરીઓ,
વૃક્ષોતણાં જંગલ, ઔષધિઓ,
અનેક ધાન્યો, ફળ પુષ્ટ કૈં કૈં
ઊગે, ફૂટે પાંગરતાં, ફળતાં,
એ સર્વથી આ નિજ દેહ પોષતી
કીટાદિથી માનવની સુધીની
આ જીવસૃષ્ટિ સ્ફુરતી નિહાળું.

આ ખોબલામાં કણ માટીના, ને
સૌ ન્યાળતી આંખતણા જ તારા,
એ બે ય રે એક જ શું ખરે રે?
ને માહરી ચિત્તકણી સ્ફુરે રે :

ફૂંકે ઊડંતા કણ આ જ ક્યાં ને
ક્યાં ભેદતી આંખ દિગન્તરાળો ?
નિશ્ચેષ્ટ માટીકણ આ પડેલા,
સચેષ્ટ મારા કણ આ બનેલા,
નિશ્ચેષ્ટને વાયુ જગે વિખેરે,
સચેષ્ટ મારા કણ હું વિખેરું,
નિશ્ચેષ્ટથી ચેતનધાન્ય ઊગે,
સચેષ્ટથી હું ય કંઇ ઉગાડું.
જે જે કણોથી ઘટ આ ઘડાયો,
પાછા દઉં તે સઉ વ્યાજ સાથે,
મારું અહં પોષું કદી ન એથી,
ન સ્વાર્થનાં મંદિર બાંધું એથી,
નિશ્ચેષ્ટ ને ચેષ્ટિત જે કણો તે
આ ભૂમિ મારી, મુજ ભાંડુઓ જે
તે કાજ આ સૌ કણ દૌ વિખેરી,
વીંટા દઉં સૌ ઋણના ઊભેરી.

વિકાસકેરા ક્રમમાં વધંતાં
કીટાદિથી માંડી મનુષ્ય થાતાં,
જે ખોળિયું પામું ન તેહ નિંદું,
તેના જ દ્વારા કરું કાર્ય સર્વું.
આજે પડ્યા માનવદેહમાં હું
સંપૂર્ણ થાવા જ મનુષ્ય ઇચ્છું.

આ ચેતનાના કણ કાજ આંહીં
પ્રકાશવાની ઘણી કાલિમા છે,
હજી ઘણાં ભૂતલ ખેડવાનાં,
હજી ઘણાં જંગલ વીંધવાનાં,
હજી ઘણાં અદ્રિ ઉલંઘવાના,
હજી ઘણા સાગર માપવાના,
ભૂગર્ભ છે કૈં હજી ભેદવાના,
હજી ઘણાં છે રણ સીંચવાનાં,
હજી ઘણી રાત્રિ ઉજાળવાની,
દિનો ઘણા છે હજી ઠારવાના,
રે, ધુમ્મસો કૈં છ ઉડાડવાનાં,
રે આતશો કૈં છ જલાવવાના
હિમાદ્રિઓ કૈંક પિગાળવાના,
જ્વાલામુખી કૈંક શમાવવાના.
વિકાસની રિફ્ નિત મોકળી હ્યાં,
હ્યાં સત્ત્વ ઉદ્યોગ્ય ખિલાવવાના
નિ:સીમ છે કાર્યપટો બિછાવ્યા.
આ ભૂતલે જે પુરુષાર્થગંજ
તે એક શું કિન્તુ અનેક જન્મો
મનુષ્યનાથી પણ ના ખૂટે રે.

આ શક્તિદાત્રી, પુરુષાર્થદાત્રી,
મનોવિધાત્રી, મુદપ્રાણદાત્રી,
હૈયે ઊઠંતા સહુ ભાવકેરી
આ માનવી ભૂમિ જ કામધેનુ,
ભૂગર્ભરત્ના વસુધા જનેતા
તજી ક્યહાં હાલ જવા ન ઇચ્છું.

આ ચેતનાનો કણ જાળવી હું
અમાનુષી દાનવતાપ્રવાતે
બુઝાઈ જાતો હું લઈ બચાવી,
એ ચેતનાને અધિકાધિકં હું
પ્રજ્વાળવા ઈચ્છું અહીં અહીં જ,
આ ભૂમિમાં, માનવદેહમાંહે
પુન: પુન: પ્રાર્થું હું જન્મ મારો.

ને આમ ઉત્ક્રાન્તિપથે પળંતો
હું માનવી ચિત્ચણગાર ઝાઝો
જ્વલંત થાતો કંઈ કાળ અંતે
નિર્ધૂમ્રજ્યોતિ થઉં શુદ્ધ આત્મા,
ભલે ભલે તો, પરવા પરંતુ
સુદૂર એ ભાવિતણી હજી ના.
આજે અહીં ભૂતલમાંહી જન્મ્યો
મનુષ્યદેહે બસ ઈચ્છું આટલું :

આ અલ્પદેહે પ્રભુની પ્રતિષ્ઠા,
સ્થપાયલી શાશ્વત સત્યનિષ્ઠા,
સત્કાર્યદીક્ષા હૃદયે બલિષ્ઠા
ધરી મથંતો હું મરું ઘણું તો.
અનંતનો દીપકવાહી હું આ
અકલ્પ્ય પંથે પળનાર હું જે
મનુષ્ય જન્મ્યો, મરતાં સુધી હું
'હતો ખરો માણસ' હું બની રહું;
જ્યાં પાય મારા તહીં શીશ મારું,
જ્યાં દેહ મારો તહીં હૈયું મારું.

વસુંધરાનું વસુ થાઉં સાચું,
હું માનવી માનવ થાઉં તો ઘણું.

# બાનો ફોટોગ્રાફ

અમે બે ભાઇ બાને લૈ ગયા ફોટો પડાવવા,
ભાવતાલ કરી નક્કી સ્ટુડિયોમાં પછી ચડ્યા.

ભવ્ય શા સ્ટુડિયોમાં ત્યાં ભરેલી ખુરસી પરે,
બાને બેસાડી તૈયારી ફોટો લેવા પછી થતી.

'જરા આ પગ લંબાવો, ડોક આમ ટટાર બા!'
કહેતો મીઠડા શબ્દે ફોટોગ્રાફર ત્યાં ફરે.

સાળુની કોર ને પાલવ શિરે ઓઢેલ ભાગ ત્યાં
ગોઠવ્યાં શોભતી રીતે ફૂલ, પુસ્તક પાસમાં.

ચ્હેરા પે તેજ ને છાયા શોભતાં લાવવા પછી
પડદા છાપરામાંહે આમ ને તેમ ગોઠવ્યા.

શામળા વસ્ત્રથી ઢાંક્યા કૅમેરામાં લહીલહી,
લઇને જોઇતું ફોકસ, પ્લેટ તેમાં ધરી પછી,

ઢાંકણું ખોલતાં પહેલાં સૂચના આમ આપતો,
અજાણ્યો, મીઠડો, ખાલી ફોટોગ્રાફર બોલિયો :

'જોજો બા, સ્થિર હ્યાં સામું, ક્ષોભ ને શોક વિસ્મરી,
ઘરમાં જેમ બેઠાં હો, હસતાં સુખડાં સ્મરી.

આછેરું હસજો ને બા, પાંપણો પલકે નહિ,
રાખશો જેવું મોં તેવું બરાબર પડશે અહીં.'

અને બા હસતી કેવું જોવાને હું જહીં ફર્યો,
જૂઠડા વર્તમાનેથી કારમા ભૂતમાં સર્યો.

હસવાં રડવાં બેમાં નમતું કોણ ત્રાજવું?
જિંદગી જોઇ ના જોખી કોઇએ કદી બા તણી.

યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરા કેરા આશ્રયે બા પડી હતી.

વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી.

બાએ ના જિંદગી જોઇ, ઘરની ઘોલકી તજી,

એને કોએ ન સંભાળી, સૌને સંભાળતી છતાં.

ઘસાતી દેહમાં એના રોગ ને દોગ ઊતર્યા,
સૌની બેપરવાઈથી દર્દ દુ:સાધ્ય શું થયું.

અને બાના પ્રતિ સૌને કરુણાપ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં.

આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી
પ્રેરાઈને અમે ચાલ્યા દવા બાની કરાવવા.

બતાવ્યાં શહેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સિનેમા, નાટકો કૈં કૈં, ગાડીઘોડે ધુમાવી ને

અમારા પ્રેમ કે સ્વાર્થતણા સ્મારક શો અમે
અનિષ્ટો શંકતાં ઈચ્છયું બાનો ફોટો પડાવવા.

અને ત્યાં નમતા પ્હોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા.

પુત્રોથી, પતિથી, સાસુ-સસરાથી, અરે, બધા
વિશ્વથી સર્વદા સાચ્ચે બિચારી બા ઉપેક્ષિતા,

પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઊભો,
અજાણ્યો, મીઠડો ખાલી હસવા ત્યાં કહી રહ્યો.

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં,
બોર શું આંસુ એકેક બાને નેત્ર ઠર્યું તહીં.

ચિડાયો ચિત્ર લેનારો, 'બગડી પ્લેટ માહરી.'
પ્લેટ શું જિંદગીઓ કૈં બગડી રે હરિ, હરિ!

## એક સવારે

એક સવારે આવી
મુજને કોણ ગયું ઝબકાવી?

વસંતની ફૂલમાળા પ્હેરી,,
કોકિલની લઈ બંસી,
પરાગની પાવડીએ આવી,
કોણ ગયું ઉર પેસી?

કિરણતણી કોમળ અંગુલિએ
રમ્ય રચી રંગોળી,
સોનલ એના સ્નેહસુહાગે
કોણ રહ્યું ઝબકોળી?

## હકારા જા

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા,
મારી વીણાની વાણી જગાડી તું જા.

ઝંઝાનાં ઝાંઝરને પહેરી પધાર પિયા,
કાનનાં કમાડ મારાં ઢંઢોળી જા,
પોઢેલી પાંપણના પડદા ઉપાડી જરા
સોનેરી સોણલું બતાડી તું જા.

સૂની સરિતાને તીર પહેરી પીતાંબરી
દિલનો દડૂલો રમાડી તું જા,
ભૂખી શબરીનાં બોર બેએક આરોગી
જનમભૂખીને જમાડી તું જા.

ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા,
સાગરની સેરે ઉતારી તું જા,
મનના માલિક તારી મોજના હલેસે
ફાવે ત્યાં એને હંકારી તું જા.

## નમું

નમું તને, પથ્થરને ? નહીં, નહીં,
શ્રદ્ધાતણા આસનને નમું નમું :

જ્યાં માનવીનાં શિશુ અંતરોની
શ્રદ્ધાભરી પાવન અર્ચના ઠરી,
કે મુક્ત તલ્લીન પ્રભુપ્રમત્તની
આંખો જહીં પ્રેમળતા ઝરીઝરી.

તું માનવીના મનમાં વસ્યો અને
તને ય આ માનવ માનવે કર્યો;
મનુષ્યની માનવતાની જીત આ
થયેલ ભાળી અહીં; તેહને નમું.

તું કાષ્ઠમાં, પથ્થર, વૃક્ષ, સર્વમાં,
શ્રદ્ધા ઠરી જ્યાં જઈ ત્યાં, બધે જ તું.
તને નમું, પથ્થરને ય હું નમું,
શ્રદ્ધાતણું આસન જ્યાં નમું તહીં.

## બધાંઇ ગયુ

બેઠી બિસ્તર બાંધવા પ્રિયતણો લૈ ત્યાં પ્રવાસે જવા,
બાંધ્યાં કોટ, ખમીસ ધોતર ડબી અસ્રો અને સાબુ યે,
ને ત્યાં ગાંઠ ઘણી કસી, પણ વળી મંડી જ સૌ છોડવા.
આવ્યો પ્રીતમ પૂછતો, 'ક્યમ અરે, પાછું બધું છોડતી ?'
બોલી : 'ભૂલથી આ બધાંની ભળતું બંધાઇ હૈયું ગયું.'

## તે રમ્ય રાત્રે

તે રમ્ય રાત્રે
ને રાત્રિથી યે રમણીય ગાત્રે
ઊભી હતી તું ઢળતી લતા સમી
ત્યાં બારસાખે રજ કાય ટેકવી.

ક્યાં સ્પર્શવી ?
ક્યાં ચૂમવી ? નિર્ણય ના થઇ શક્યો.
આવડી ઉત્તમ કામ્ય કાયા
આલિંગવાને સરજાઇ, માની
શક્યું ન હૈયું. જડ થીજી એ ગયું
એ હૈમ સૌન્દર્યતણા પ્રવાહમાં.

ન પાય પાછા ફરવા વળ્યા જ્યાં
ત્યાં સોડિયેથી કર બ્હાર નીસરી
મનોજકેરા શર શો, સુતન્વી
કાયાકમાને ચડી, વીંધવાને
ધસંત ભાળ્યો : 'નથી રે જવાનું.'

હલી શકયો કે ન ચલી શક્યો હું,
નજીક કે દૂર જઇ શક્યો ન હું,
એ મૂકતા-સાગરમાં વિમૂઢતા-
તણા અટૂલા ખડકે છિતાયલા

કો નાવભાંગ્યા જનને ઉગારવા
આવંત હોડી સમ તું સરી રહી.
ક્યાં સ્પર્શવો ? કયાં ગ્રહવો ? તને તે
નડી શકી ગૂંચ ન લેશ ત્યારે
તે રમ્ય રાત્રે, રમણીય ગાત્રે !

## તને મેં

તને મેં ઝંખી છે-
યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.

## ઘણ ઉઠાવ

ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ, મારી ભુજા !
ઘણુંક ઘણું તોડવું, તું ફટકાર ઘા, ઓ ભુજા !
અનંત થર માનવી હૃદય-ચિત્ત-કાર્યે ચઢ્યા
જડત્વ યુગ જીર્ણના, તું ધધડાવી દે ઘાવ ત્યાં.

ધરા ધણધણે ભલે, થરથરે દિશા, વ્યોમમાં
પ્રકંપ પથરાય છો, ઉરઉરે ઊઠે ભીતિનો
ભયાનક ઉછાળ છો, જગત જાવ ડૂલી ભલે,
પછાડ ઘણ, ઓ ભુજા ! ધમધમાવ સૃષ્ટિ બધી !

અહો યુગયુગાદિનાં પડ પરે પડો જે ચઢ્યાં
લગાવ, ઘણ ! ઘા, ત્રુટો તડતડાટ પાતાળ સૌ,
ધરાઉર દટાઈ મૂર્છિત પ્રચંડ જ્વાલાવલી
બહિર્ગત બની રહો વિલસી રૌદ્ર ફુત્કારથી.
તોડીફોડી પુરાણું,
તાવીતાવી તૂટેલું,
ટીપીટીપી બધું તે અવલનવલ ત્યાં અર્પવા ઘાટ એને
ઝીંકી રહે ઘા, ભુજા ઓ, લઈ ઘણ, જગને ઘા થકી ઘાટ દેને !

## ઈટાળા

મળે છે માર્ગમાં મારા ઈટાળા વીસ ત્રીસ કૈં,
મળેલા અલીબાબાને લૂંટારા જેમ ચાલીસ.

બેઠેલા પેંતરા બાંધી ફસાવા માર્ગગામીને,
આમ ને તેમ વેરાઈ પડયા છે દુષ્ટ એ બધાં

દિવસે સભ્ય વેશે એ વ્યવસ્થિત વસ્યા દીસે,
શિશુનાં ઘરની ભીંતો ઈરાનીના ચૂલા બની.

કિંતુ એ રાતને ટાણે પલટે વેશ-પેંતરા,
માહરાં ટાયરે વાગે ભચોભચ બની છરા !

જાળવી જાળવી હાંકું તો ય એ મત્સ્ય શા ધસી,
કોમળાં ટાયરો મારાં ભરખે છે ડસી ડસી !

તેઓ અહીં આ ફરલાંગ અર્ધના
પંથે વસે, નીમ તરુની છાંયમાં
કોઈ કદી દૂર જરાક જે પડયા,
છે ભામટા સૌ દિલના સદા બળ્યા !

કોઈ અહીં કેવળ માટી રૂપમાં
ઢેફાં સ્વરૂપે, કંઈ ઈંટ કાચી
બની પડયા છે, પથરા ય કેંક તો
પાક્કા ઘણા ઈંટતણા સ્વરૂપમાં,
એ અભ્રવર્ણા, વળી શ્વેતકાય,
કે રક્તવર્ણા, અભિરામદેહી,
સૌને શિરે મંડિલ શી દીસે વસી
કાળાશ, જે ધૂમ ગયો તહીં રસી.

કો આવિયા છે અહીં ખેતરોથી,
કોઈ ચણાતાં ઘરમાંથી ભાગી,
કે કો જતી લારી થકી પડીને
ભાંગી બની બે કટકા, પડી રહ્યા.

ખંડાયલી કાય બધાયની અહીં,
ન ઈંટ આખી વરતાય કોઈ,
અખંડના ભાગ્ય વિષે ન ખંડ છે!
આ તો બધાં ખંડિતનાં જ બંડ છે!

દુર્ભાગી આ માલિકહીન શ્વાન શા,
જુગારી શા કે નિત હારનારા,
અભાગિયા ભાગ્ય ફરી જતાં અહીં
આવી ચડયા હ્યાં વસવા વિરાનમાં.

એ એકદા ખેતરમાં સુકર્ષિતા
માટી હતા ધાન્યફળોથી શોભતા,
કોઈ હતા મંદિર માળિયે ચડયા,
પૂજાગૃહે, સ્નાનગૃહે ઘડયા-મઢયા?

એ આજ આંહીં રખડાઉ ભામટા
અકિંચનો ને રખંડત નિર્ગૃહી
લોકોતણો સાથ જ સેવતા વસે,
રસ્તે જતાનાં પગ-ટાયરો ડસે.

આવે અહીં સૌ ઋતુની પ્રવાસી
કૈં ટોળીઓ અલ્પ દિનો-નિવાસી,
ઈરાનીઓ મસ્ત અને ગુલાબી,
છારાં, મદારી, ભટકંત વાઘરી.

તંબૂ તણાતા, પથરાય સાદડી,
રચાઈ જાતી ઘર-છાવણી-છટા,
ને આ ઈંટાળા નિત સેવનાતુર,
ચૂલા બની તત્ક્ષણ સ્હાય દેતા.

સંરક્ષતા કાયથકી સુઅગ્નિ,
માથે ધરે ભાણ્ડ પચંત અન્નનાં,
એ તાવણીમાં કપરી તવાતા,
કચ્ચા મટી થાય ઘણાક પક્કા!

અનેક રૂપે નિજ સેવ અર્પતા,
અનેકની મૈત્રીથકી સુશિક્ષિત,
પ્રગલ્ભ ને પ્રૌઢ અનેક લક્ષણે,
કરી રહ્યા કર્મ અનેક સંકુલ.

એ ટોળીઓની રખડાઉ જિંદગી
માંહે વસ્યાં વેરની તૃપ્તિ અર્થે
કૈં છે બન્યા સ્હાય અમોલી, જાતે
ચપ્પુ છરા સંગ ઘસાઈ ધાર દે!

કે કૈં નજીવી વસથી વઢી પડયે,
વાગ્યુદ્ધ અંતે કરયુદ્ધ જામતાં,
ગોળા સમા તોપતણા કરે ચડી
શસ્ત્રો બની સ્હાય દીધી અમોલી !

કે રાત્રિ-એકાંત વિષે અભાગણી
પતિવિહોણી પરિત્યક્ત નારીને
ઉદ્વેગ ઓછો કરવા બન્યા હશે
સહાય માથું કૂટવા મહીં કો.

કે ઝાડનાં પર્ણથકી ચળાતી
જ્યોત્સ્ના તળે સુપ્ત યુવાન યુગ્મની
કેલિપ્રસંગે બની કો શકયા હશે
ઘેને ભર્યાં શીશ તળે ઉશીકાં.
...થયું, થયું, એ રખડાઉ લોકની
કથા બધી ના કહી નાખવા ચહું.

જાવા દો વાત એ આખી સંબંધો માનવીયની,
કંટાળું કથની કહેતાં ઈંટાળા ને લૂંટારુંની.

હજારો ઈંટ સિમેન્ટ પથ્થરોનાં ચણેલ કૈં
મકાનોમાં ખપ્યાં જે ના, તરછોડાયલાં છ જે,
અહીં આ રવડે માર્ગે અડફેટે ચેડે સદા,
અને તે એમના જેવાં તરછોડાયલાં સદા

સમાઈ ના શકયાં કયાંઇ ચોગઠામાં સમાજના,
ફરંદા, ભમતાં, ભૂખ્યાં, અકિંચન ચ નિર્ગૃહી-

તણી સોબતમાં થોડો જીવ્યાનો રસ માણતાં,
રખડુ રખડુ સંગે, ઈંટાળા તે ઈંટાળુ શું.

અને તે ચોરલૂંટારા, ખિસ્સાકાપુ, ખૂંટેલ શું
શીખીને કર્મ તેવાં છો મને આ આંતરી રહ્યા,
બેઠા છો પેંતરા બાંધી છો ટીચે મુજ ટાયરો !
રાચું છું નિત્ય આ ભાળી રખડુ જન ડાયરો !

અને આ માર્ગમાં મારા ઈંટાળા વીસ ત્રીસ કૈં,
અલીબાબાતણા ચોરો સમી આ લોકટોળીને
નીરખી ચિંતું છું નિત્યે: ઈંટાળા રખડાઉ આ
તથા આ રખડુ ટોળાં :- કોઈ શું કડિયો નથી

ચણી લૈ જેહ સંધાંને, રચે કો ભવ્ય આલય,
આપણાં ઈંટચૂનાનાં થકી યે ભવ્ય આલય ?

## ૧૩-૭ની લોકલ

વાદળી ચાળણીમાંથી ચળાતો તડકો ધીમે
મેંદા શો મોહનસ્પર્શ ધોળોપીળો રહ્યો લસી.
ને તેમાં લીમડા લીલા, છાપરાં લાલ રંગના,
કાળાં ને કાબરાં ઢોરો ધૂળના માર્ગની પરે
જોતાં શું દૂરબીનેથી સ્વચ્છ રેખાંકને રચ્યાં
અણીશુદ્ધ બધાં દીસે બપોરે એકને સમે.

ત્યહીં કો ભવ્ય રૂપેરી પડદાને હઠાવીને
રાજાનો બાળ તોફાની જોતો કૌતુક હોય શું,
તેમ આઘાં ખસેડીને વાદળાં, સૂર્ય પેખતો
આશ્ચર્યે ચમકે છે આ રેલપાટા પ્રલંબને -
લંબાતા એ...ય લંબાતા આશાના ભુજની સમા
વીંટાયા ક્ષિતિની કેડે, ક્ષિતિજોમાં સરી જતા
સીધા ને સોંસરા જાણે શરો ગાણ્ડીવધારીના !

બપોરે એકને ટાણે નાના આ સ્ટેશને અહીં
નથી સિગ્નલની ભીડ, સાઈડિંગોની ન જાળ છે,
ન ડબ્બા ગુડ્સના એદી ઢોરો જેવા જમા થયા,
ન ઊંચા ઓટલાઓ છે પ્લૅટફૉર્મોના, ન પુલ કે
ભોંયરાંની ગલીકૂંચી, કઠેડાના ન કોટ છે,
ન તાળાંબંધ દરવાજા, પૉર્ટરોની ન ધાડ છે,
બગીચા ના, ફુવારા ના, ઝૂકતાં કે ન ઝાડ છે.

એક છે ખોડીબારું ને, એક છે ખુલ્લું છાપરું,
એક છે ટિકિટૉ'ફિસ ને બે બાજુ બે સદા પડયા
રહેતા સિગ્નલો બે છે,
અને બે બાંકડા બાંડા,
અને હાથા'થનાં ઊંચાં પ્લૅટફૉર્મો બે છ રેતીનાં.
તે બેની વચમાં રેતીરંગી પથ્થરપાળમાં
વચ્ચે છે વહી જાતી બે પાટાની જોડ પાથરી.

એવા એ સ્ટેશને હાવાં બજ્યા છે બાર બાવન,

અને સંચાર થાતો છે આછેરો ત્યાં ઉતારુનો.

આકાશે વાદળાં કાળાં ભૂખરાં ધૂળ રંગનાં
વેરાયાં છે અહીં તેવાં પ્લૅટફૉર્મે કૈં ઉતારુઓ.
ચડીને મોટરે આવ્યાં નથી, કે બૅગબિસ્તરા
ચડાવી પૉર્ટરો માથે પધાર્યાં, ટાઈમ જોઈને
ઘરની ભીંત કે મેજે ખિસ્સે કાંડે મઢેલ કે
ઘડિયાળે નિહાળીને એક્કેયે આવિયું નથી.

સૌ પેલા ખોડીબારામાં આડાં થૈને પ્રવેશીને
કે પેલી વાડના તારો વચ્ચેથી છટકી સરી,
માથા પે પોટલી દાબી બગલે બચકા, 'થવા
હાથમાં ટિનના ડબ્બા, કે થેલી ચાર જૈં તણી,
કે ખાલી હાથમાં ખાલી છત્રી કે લાકડી ગ્રહી
આવીને ક્યારનાં આંહીં બગાસાં ખાઈ છે રહ્યાં.

જવાની એકની લોકલ એટલું ભાન ધારતાં,
અગ્યારે બાર કે બારે પચ્ચીસે બાવને, 'થવા
પૂર્વની ગાડીનો ટૅમ ગયા કેડે ઉતાવળાં
આવેલાં, હત ઉત્સાહે દામણાં જે પડી રહ્યાં :
એવાં સૌ બેય પ્લૅટ્ફૉર્મે જમા થ્યાં, ગાડી આવતી
નજરે ભાળતાં, ત્યારે જવું ક્યાં તેહ જાણતાં
મંડે જે દોડવા, એવાં ભોળિયાં મૂઢ સ્વસ્થતા
ધરીને, ઢગલીઓ થૈ નાની મોટી અહીં તહીં
'ડૂબ્યાં છે નિજના ચાલુ વ્યવહારોની વાતમાં.

નથી ટિકિટબારીની કને ત્યાં ભીડ, માસ્તર
માખો છે મારતો, લાંબી કપાતી ટિકિટો નથી,
નથી વા જામતી થપ્પી સિક્કાની નોટની, નથી
ફ્સ્ટ કે ક્લાસ સેકન્ડતણો એકે ઉતારુ હ્યાં.
નાનકી હાટડીમાંહે બેઠા કંદોઈ જેમ એ
પૈપૈસો લઈને આપી પાશેર'ચ્છેર શું રહ્યો !
અને એ થાકીને ખિસ્સે હાથ નાખી નિરાંતથી
ઓટલે ઊભતો, નીચે બેઠેલાં માનવી મહીં

ખુદાબક્ષ ઉતારુને પારખી નીરખી રહ્યો.
અને 'શું બાપનું મારા જતું ?' એવા અભિનયે
સિસોટી જીભથી ઝીણી વગાડી જાય અંદર.

નીચે તે મેદનીમાંહે ખુદાબક્ષો ચ ઓલિયા
ફકીરો, શાહુઓ જૂના, સાધુઓ ને મવાલીઓ
કફની કાળી કે લીલી ભગવી કે સફેદમાં
છાપેલાં કાટલાં જેવા સદા લાઈસન્સધારીઓ,
મેળામાં ઊડતા ફુક્કા રંગેલા જેમ શોભતા,
મોટેરા સ્ટેશને હારી અહીં વિશ્રબ્ધ ભાવથી
સ્વસ્થ થૈ દમ લેતા છે ચિરૂટે ચલમે 'થવા.
ને નવીન શિખાઉ કો આ ખુદાબક્ષ સંઘનો
લપાતો ક્યાંક બેઠો છે છૂપા કો ગૂમડા સમો.

ઉતારુસંઘમાં એવા શરીફો ઉપરાંત છે
લોક કૈં પૉર્ટરો ભંગી કિવા માસ્તર સા'બનાં
સગાં સંબંધીઓ દોસ્તો : લાભ સંબંધનો લઈ,
એ વિના ટિકિટો લેઈ ખિસ્સે છેડે ચ ફાળિયે
ખોસીને પરવાનાને, ઊભેલી એ જમાત જે
અટાણે તેર ને સાતે આવતી લોકલે જવા
અહીં જે એકઠી થૈ તે જનતા છે જુદી સદા.

એમ તો લોકલો જાતી દસ-અગ્યારની તથા
સાંજની પાંચ-છોની કે રાતના દસ-વીસની.
તેની જે ભદ્રતા તે ના વસી આ તેર-સાતમાં.
પેલી તો કોર્ટ ઑફિસો નોકરી રળનારને
રળી કે ઘેર જાતાને અરથે ખાસ ગોઠવી,
કે છેલ્લી ભગતાણી તો ડાકોરેથી પધારતાં
ભક્તોને લાવતી પાછી, પણ આ તેર-સાતની
નથી કો નોકરીવાળા-વ્યાપારી - ભક્તલોકને
કામની :

જેમને છે ના મિનિટોને મિલાવવી,
ન જેને પડતા પૈસા કલાકોના હિસાબથી,

ન જેના દિવસો આઘાપાછા સ્હેજે થતા નથી,
જેમની જિન્દગી આખી પવને પાંદડાં સમી
ખેંચાતી અત્ર કે તત્ર ઊંચે કે શું નીચે બધે
એવા આ ગ્રામલોકો ને ગ્રામલોકોપજીવીઓ :
બંગડી -ચૂડીઓવાળા, સૂડી કે ચપ્પુ કાતરો
હરાજી કરનારા, ને ફૅશનોના ઉપાસકો
તેલનીતરતા કેશે, ઘસી મૂંડેલ ને મુખે,
નવાં કકડતાં વસ્ત્રે છેલ કૈં ગામડાંતણા.
વળી કૈં આદમી : દાઢી ઊગેલી દસ દી તણી,
કોટના કૉલરો મેલા, ફાટેલા કફ બાંયના,
ચોળાયાં ધોતિયાં, જૂનાં ઘસાયાં : ઘાંચી-વાણિયા.
અને આ કણબી કોળી કડિયાં કસહીનને
ભરાવી અંગ પે ઊભા બગલે ડાંગ ટેકવી,
ફાળિયાં ફાળકા જેવાં વીંટયાં માથે અને પગે
જોડા છે હોડીઓ જાણે તરવા ભૂમિસાગર.

વળી આ વાંકડી મૂછે, કંઠે રૂપાની કલ્લી ને
બંડીમાં બાંયહીણી આ રાતુડા ફાળિયે કંઈ
રાયકા ફૂંકતા ચુંગી હાથની, ગાલ ફૂલવી :
ગંધાતા ગાયનાં ગંદાં ગોબરો કેરી ગંધથી.
અને આ સાવ છેવાડે ઊભાં છે ભંગિયાં વળી,
ફાટેલા કોટ છે અંગે, માથે સાફા, ખમીસ છે

ચિરાયાં છાતીએ; લાંબા લીરાની ફૂલથી મઢી
સાડીએ શોભતી જાણે વાદળી શ્યામકર્બુરા
ઊભી છે ભંગડી, હાથે ખાંડી વાઢી ગ્રહી ઊભી
દોરાથી બાંધીને, કાળી પ્રતિમા નિજ જાતની -
ભરેલી ઘૃત કે તૈલે કે ખાલી સ્વપ્નની સમી ?-
સોડમાં છોકરાં ટોળું નવસ્રું મોજથી ઊભું,
લીંટથી મુખ શૃંગારી, પેટ ને હાથ ધૂળ ને
પ્રસ્વેદે ચર્ચીને, સાક્ષાત્ શીતળા મા સુપંકનાં.

વળી કો ડોસીમા દૂરે, પોમચો તપખીરિયો

પ્હેર્યો છે, નાકમાં ફાકો ભર્યો છે તપખીરનો,
મૂક્યા છે હાથ બે માથે, કને છે મૂકી પોટલી,
અને બે હોઠથી બોખા રટે છે રામ-ગાળ કે.
એમ આ પચરંગી- ના સપ્ત કે શતરંગી સૌ
જુએ છે રાહ આવ્યાની ગાડીની, કો ઉતાવળા
રહે છે દૂર તાકી, કો પૂછે, 'થ્યો ટૅમ ચેટલો ?'
બાવાજી હિંદીમાં ફેંકે ફિલસૂફી સાથ છાંટતા.

તેર ને સાતના ટાઈમે વ્હેલી મોડી ઘણી થતી
છતાં આજે પધારે છે ટૅમસર ટ્રેન; દૂરથી
નાનું શું ટપકું કાળું ને છોગું શીશ ધૂમનું
ધીરેથી વધતું પ્હેલાં, પછી તો ડુંગરા સમી-
ગામડાં ગામના ભોળા ખેડુના દેણની સમી
ક્ષણમાં વાધતી આવે ધ્રોડતી પ્લૅટફૉર્મમાં,
ફૂંફાડે, હાંફતી, મોટા સીત્કારાઓ ડરામણા

કરતી ઉગ્ર છીંકાટા વંઠેલી ભેંસના સમી,
થોભી ના થોભી ને જાણે નાસુંનાસું થઈ રહે.
અને આ થર્ડ કલાસોનાં ઉતારુ નહિ જાણતાં
કયા ડબ્બા ક્યહીં ઊભે - પોતાની સંમુખે લહી
ન ત્રીજા વર્ગનો ડબ્બો, દોડી ર્‌હે આમતેમ ત્યાં,
અને એ ઊંચી ગાડીનાં બબ્બે ઊંચાં પગોથિયાં
ચડતાં સળિયે બાઝી ઠેલંઠેલા કરી મૂકી,
પડતાં વાઘ શું પૂંઠે આશરો એક ઝાડનો
લેવાને ચડતાં જાણે અરણ્યે માણસો સમાં.
'બીજે જા ઉલ્લુ, બીજે જા!' એવા જાકાર સુણતાં
દોડે કૈં આમ ને તેમ, સ્વર્ગનાં બારણાં સમાં
ભરેલાં બારણાં સાથે ટિચાતાં પડતાં નીચે
દોડતાં વ્યગ્ર થૈ, લાગે જો ટિક્કી તો ચડી જતાં,
નહિ તો સમણા જેવી આવીને આ સરી જતી
ટ્રેનનાં બારણાં બંધ દેખી ર્‌હે છે દયામણાં.

ફૂર્‌રે ગાર્ડની સીટી ખિસ્કોલી જેમ ખાખરે,

અને ત્યાં ઊપડી જાતી એમ તે ગાડી આખરે.
તેર ને સાતની ત્રીજા વર્ગની પ્રતિમા સમી
એન્જિને સ્ટાફ ને ડબ્બા ઉતારુઓ- બધા મહીં-
આમાં જે ફર્સ્ટ ને સેકન્ડ તે ય તો થર્ડના સમા
જાણવા - સહુમાં રહેતી સદા એ 'થર્ડ ક્લાસ'ની
રહે છે દોડતી પાટે ફાસ્ટ ને મેલ ટ્રેનના,
સદાની ઓશિયાળી એ, સિંહ પૂંઠે શિયાળ શી!

આપવા માર્ગ ઊભે છે દબાઈ એક બાજુએ
બાપડી શાંતિથી નિત્યે, મોટાંની મ્હેરબાનીથી,
તેમનાં પગલાં પૂજી જીવી ખાતી યથાતથા
લહું છું આજ ઊભેલી જીવતી દીનતા સમી!
મોટાંને કારણે ચોખ્ખો કરી એ માર્ગ છે ગઈ,
અને આ સ્થિર પાટાની સ્થિરતા શું હરી ગઈ!

સૂના આ સ્ટેશને પૉર્ટર ગાડીના કોલસા સમો,
અને તે એકલો માસ્તર વળે છે ઓરડી ભણી.

ખાલી એ અવકાશે ત્યાં તગતા સૂર્યતેજમાં
પાટાઓ સાંધતા સૂતી ક્ષિતિજો બે દિશા તણી.
ત્યહીં શું કોટિ કોશાન્તે ઝગતો સવિતા દીસે
ઊતરી આવીને નીચે દ્રાવતો દ્રવ્ય પૃથ્વીનાં,
ભિન્નની ભિન્નતા ગાળી એકત્વે ઓપતો બધું.
ના, ના, એ ઝાંઝવાં સંધું! દૂર એ ભર્ગધામ છે!
અહીં તો હાલ સર્વત્ર
માટી ને લોહના જેવી પૃથક્તાના મુકામ છે!

## પુણ્યાત્મા

દીપજ્યોતિ લહી, તજી કુસુમની કૂંળી પથારી ધસ્યું
ઉગ્રૌત્સુક્યભર્યું સૂવા ઝળકતી જ્યોતિતણી ઝાળમાં,
આવ્યું, પાંખ પછાડતું પણ રહ્યું ! ને જ્યોતને આંતરી
ભાવિ જેમ અદૃશ્ય કાચ જ પડ્યો ! એ ભેદને પામવા
માથું મુગ્ધ અફાળતું, હૃદયની ઊર્મિથી ભીંજાવતું
ધોળી કાચ સપાટીને નિજ સમાં કૈં સાથીસંગાથમાં
ઝૂરંતું : 'અયિ તેજમૂર્તિ ! લઇ લે, લે લેઇ તારે ઉરે !'

ત્યાં એ મુગ્ધ ઉરોની હાર ચૂપકીથી આવી ભક્ષી લઇ -
ખૂણામાં જઈને લપાતી - ધવલા - સુંવાળી ને ઠાવકી -
ગાંભીર્યે લસતી - અને ઉદરના ઔદાર્યથી ઓપતી -
સૃષ્ટિની સઘળી પ્રવૃત્તિ થકી જે સ્વાર્થાસવ સ્રાવતી -
પુણ્યાત્મા લપકી ગરોળી તરપી, લીધું ગ્રસી બાપડું
ભોળું મૂઢ પતંગ - દૂર સરકી જાણે બન્યું ના કંઇ !

## હું ચાહું છું

હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની,
ને જે અસુન્દર રહી તેહ સર્વને
મૂકું કરી સુન્દર ચાહી ચાહી.

## कस्मै.....

कस्मै देवाय हविषा विधेम ?

કોને નમું ! કોણ પદે ઢળું જઇ;
કે સ્તોત્ર કોનાં રહું ગુંજી ગાઇ ?

ન તે પ્રભુને, નહિ વા પ્રભુની
અનેક રમ્ય પ્રતિમા પ્રણમ્યને !

હું તેમને આજ સ્મરી નમી લઉં,
જેણે કર્યું જીવન જીવવા સમું;

ક્ષણેક વા અર્ધક્ષણેક જેણે
ઝગી જઇ અંતર વ્યોમ મારે
રંગોળીઓ પૂરી પ્રસન્ન તેજની,
ને હું સમા

આ જિન્દગીના અવિજેય શત્રુને
કર્યો સદાનો મજનૂન મત્ત.

હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે,
આવે ભલે તે લયલા બનીને !

# દ્રૌપદી

યજ્ઞના અગ્નિપંકેથી ખીલેલી તેજપદ્મિની,
સૃષ્ટિની દિવ્ય કો શોભા, નમસ્તે, દેવિ દ્રૌપદી!
ઉષ્માભર્યે અંગ ગુલાટી તું હશે
માતાપિતાના ઉછરંગ ખૂંદતી,
દિવ્યાગ્નિની લેઈ શિખા ઘૂમી વળી
પ્રજ્વાલતી જંગલ પૃથ્વીરાજ્યનાં.

અગ્નિનો છોડવો મ્હોર્યો અગ્નિની ઉગ્ર મંજરી,
તામસી સૃષ્ટિમાં એણે બજાવી વ્યગ્ર ખંજરી.

આ અગ્નિનું પુષ્પ પ્રફુલ્લ ચૂંટવા
આવ્યા ઉમંગે નૃપલોક નર્તતા,
સૌની દઝાડી યશ-દેહ-ડાળીઓ
ઝિલાઈ તું પાણ્ડવ-તામ્રકુણ્ડમાં.

પાણ્ડુના પંચ પુત્રોના પાત્રમાં પ્રાણને ધરી,
સાચવી રહી જ્વાલાઓ વિશ્વભુક્ સત્રને સ્મરી.

નૃપત્વને રાખભરી જટા વિષે
લપેટી ઘૂમ્યા વન જેમ પાણ્ડવો,
સંતાડી જ્વાલા નિજ સૌમ્ય સાળુમાં
તું યે ભમી ઉજ્જ્વલ ભાવિ ઝંખતી,

રાજ્યના મુકુટો આવ્યા, સામ્રાજ્ઞીત્વ પદે પડ્યું,
વિધિના સૂત્રયંત્રે ત્યાં ઘટનાકોકડું ચડ્યું.

એ અંધના ગૌરવઅંધ પુત્રને
હસી રહી તું હસતી અટારીથી,

એ હાસ્યપડઘા પ્રતિઘોષ પામતા
શમ્યા સહુ રાજ્યની દાહભૂમિમાં.

ખખડ્યા દ્યૂતના પાસા, શિરથી મુકુટો સર્યા,
ઊંચાં એ શિર થ્યાં નીચાં, કરોથી શસ્ત્રયે સર્યાં.

પાંચાલીની પોક સભા વિષે પડી,
ને નિમ્ન નેત્રે નૃપમંડળી ખડી;
દુ:શાસને વસ્ત્રવિમોચ આદર્યો,
દુર્ભાગ્યની શી વરસી રહી ઝડી.

પૃથ્વીની પટરાણીની લજ્જા રક્ષાઈ દેવથી,
ખેંચાતાં દ્રૌપદી વસ્ત્રો નવસ્ત્રા કીર્તિ કૌરવી.
લઈ પ્રતિજ્ઞા ભડ ભીમ ઊછળ્યો,
આર્યત્વનો રોષ મહાન ઊકળ્યો;
વિનાશની શ્યામળ ઘોર છાયા
સૌ કૌરવો પે ચકરાઈ ત્યાં રહી.

અરણ્યે તૃણશૈય્યામાં પોઢેલા પાણ્ડુપુત્રના
તળાંસી દ્રૌપદી નિત્યે પોઢ્યા પૌરુષને રહી.

કિરીટીએ ત્યાં રીઝવ્યો કિરાતને,
ને ભીમ ભીમત્વ વધારી ત્યાં રહ્યો,
સૌમ્ય પ્રભા ધારત ધર્મકિરી
પ્રજ્વાળી જ્વાલા નિત દ્રૌપદી રહી.

શકિત ને તપ, ઉત્સાહ સંવર્ધી પાણ્ડુપુત્ર સૌ
દટાયા વેશ અજ્ઞાતે ધાન્ય શા કૂટવા ફરી.

સૈરિન્ધ્રીની સોડ ચહંત કીચક
અગ્નિતણી છેવટ સોડ પામ્યો,

ને ઉત્તરાનો ગુરુ મુગ્ધ વ્યંડળ
સ્વપુત્રની ભાવિ વધૂ જ પામ્યો.

વિષ્ટિની વાત વંઠી ગૈ, ખાંડાં ત્યાં ખખડી રહ્યાં,
અગ્નિને અર્ચવાનાં આમંત્રણો વિશ્વમાં વહ્યાં.

તેં ભીમની કમ્મરને કસી હશે,
પ્રેર્યો હશે અર્જુનને ય ચુમ્બને.
યુદ્ધ થતા અસ્થિર તેં યુધિષ્ઠિર
હશે હલાવ્યા સ્મરણોથી દૈન્યનાં.

મદથી અંધ ઝાઝેરા અંધના પુત્રજૂથની
પાશવી રાજ્યવૃત્તિની સીમા ત્યાં તૂટવા ખડી.

સ્વસ્વસ્થિતિ ન્યાયભરી પ્રમાણતા
અધર્મ પક્ષે ય સ્વધર્મ માનતા,
મહાન પ્રજ્ઞો સ્થિરબુદ્ધિ વિજ્ઞ સૌ
રહ્યા વહાવી નિજ શસ્ત્રસ્રોતને.

ગીતાનો ઘોષ સંગ્રામે શંખભેરી સમો થયો,
શત્રુ ને મિત્ર બંનેને પ્રયોજી કર્મમાં રહ્યો

સમગ્ર સંતપ્ત સુદુઃખી જીવને
ઝંખેલ ઐશ્વર્ય ફળંતું ન્યાળતી,
સંગ્રામના તે શિબિરે સુતેલીને
નિદ્રા કદી નેત્રની ઢૂંકતી હશે ?

ભીષ્મના પદ પૂજીને યાચી સૌભાગ્યની સુધા,
ભીમનાં ભીમકર્મોની બની એ પ્રેરણા સદા.

ઝઝૂમતા યુદ્ધ વિષે સુયોધથી
ઝાંઝેરું હૈયે ધરતી જ ધૈર્ય,
સુવીર્યને વીરતણાં ટપી જતી
સંગ્રામની યોજક એ બની રહી

કોપેલી ભ્રમરે એની કૌરવો રગદોળિયા,
ઉગ્ર આવેગથી એના મોડાયાં માન મત્તનાં.

અસ્તે જતા યુદ્ધની એક રાત્રિએ
પાંચે હણાતાં સુકુમાર પુત્રો,-
પંચાંગથી છિન્ન શી માતૃવલ્લરી
બની રહી કાલિ કરાળ કોપતી.

આંતરી અશ્વત્થામા ભીમે ભોગળ શા ભુજે,
ઝૂંટવી તેજ એનું લૈ પાંચાલીને પ્રસન્ની ત્યાં.

સ્મશાનમાં એ કુરુક્ષેત્રકેરા
નિહાળી અગ્નિ શતશઃ ચિતાના,
એ અગ્નિજા કૌરવની નિષૂદની
શોચી રહી કૈં શિબિરાંગણે ખડી :

પૃથિવી પ્રાપ્ત થૈ હાવાં શત્રુનાં શૂળ સૌ ટળ્યાં,
આંગણે આવ્યું ઐશ્વર્ય, હૈયે કાં અશ્રુ ના ઘટ્યાં ?

સ્વપુત્રને યોજી સ્વરાજ્યની ધુરે
પ્રસ્થાન ત્યાં આદરતા જ પાણ્ડવો,
પાંચાલપુત્રી પતિપાય પેખતી,
રહ્યાં વધી સૌ હિમવાનની દિશે.

ભવ્ય એ ગિરિને ભાલે વસેલી વિશ્વશાંતિ ત્યાં
યુદ્ધદાઝ્યા નરોને તે શાંત્યર્થે નોતરી રહી.

ત્યાં કંદરાને શિર લાગી કેડીએ
આલંબી અન્યોન્ય વધી રહ્યાં સૌ,
ચોમેર ઊભો હિમથી છવાયલો
મહાદ્રિ સૌનાં પગલાં ઝીલી રહ્યો.

રંગબેરંગી કર્મોની જાગે છે જીવનસ્મૃતિ,
વધતાં પગલાં આગે, વિસ્મૃતિ મેર મુક્તિની.

અમૂર્ત ભાવી ગમ મુગ્ધ હૈયે
નિહાળતી ઉત્સુક નેત્ર દ્રૌપદી
સરી પડી જીવન અદ્રિકેડીથી
ઢળી તહીં મૃત્યુ તણી કરાડમાં.

'ક્ષમા...'ના અધૂરા વાક્યે સમાતી વાણી કંઠમાં,
પાંચે યે પાણ્ડવો ભાળે હૈયાનાં રિક્ત રંધ્રમાં.
વસેલી હૈયે મધુરા હુતાશ શી
તેના જતાં અંતર ખાલી કંદરા
સમાં થયાં આંધી હિમાળી મૃત્યુની
ઠારી રહી જીવનકેરી ઉષ્મા.

અગ્નિની દુહિતા કેરી ચિતા ત્યાં હિમમાં થઈ,
બળેલાં ઉરની ભસ્મે છાવર્યો અદ્રિને જઈ.

ને જિંદગીની અવશિષ્ટ સંસ્મૃતિ
વાગોળતા પાણ્ડવ પાંચ શોચતા,
સ્વર્ગાભિમૌખ્યે પગ માંડતા શનૈ :
હૈયું દબાવી હિમનું-વધી રહ્યા.

## રાઘવનું હૃદય

મને આપો આપો હૃદય પ્રભુ તે રાઘવતણું,
તજી જેણે સીતા વિપળમહીં ધર્માર્થ સ્ફુરતાં.

અહા જેને કાજે શિવધનુષ ભંજી, પરશુના
પ્રહર્તાનો વ્હોર્યો પ્રલય સમ ક્રોધાગ્નિ વિષમ,
વળી જેને કાજે વનવનમહીં મંગળ રચ્યાં,
અને જેને કાજે કપટમૃગની કીધી મૃગયા;
હરાતાં જે, આંખો ભરી ભરી કશાં આંસુ બહવ્યાં,
અને નાથ્યો અબ્ધિ, દશશિર શું સંગ્રામ રચિયો,
અને જેને પાછી નિજ હૃદય સોડે ગ્રહી સુખે
વિમાને આરોહી, પુનિત અભિષેકે નિજ કરી
સુભાગી સામ્રાજ્ઞી, વિપુલ વિભવોની સહચરી.
અને જેના-જેના મૃદુ મૃદુલ હા દોહદ કશા!
પૂછ્યા પ્રીછ્યા મીઠા અમૃત વચને, ને અવનવા
જગાવ્યા ઉત્સાહો સહચરણ ઉલ્લાસ રસના.

ક્ષણમાં તેને રે નિજ અનુજની સંગ વનમાં
વિદા કીધી, રે રે મુખ નીરખવા યે નવ ચહ્યું,
હતી જે પોતાનું હૃદય બીજું, જે અમ્રત સમી
હતી અંગેઅંગે, નયનદ્વયની કૌમુદી હતી -
અરે તેને જોવા ચિરવિરહ આરંભ સમયે
- જરા જોઈ લેવા મન નવ કર્યું, માત્ર ઉરને
કર્યું એવું, જેવો કઠિન પણ ગ્રાવા નવ બને.
અને જે જેતાએ દશશિરની સામે કપિદલો
લીધાં સંગે, તેણે અવ ન નિજ સંગે જન ગ્રહ્યું,
અને એકાકીએ પ્રિયવિરહનો અગ્નિ જીરવ્યો,
પચાવ્યો ને ભાર્યો હૃદયપુટ જે માંહી, અહ તે
કશું કૂણું ને હા કશું કઠિન તે વજ્જર સમું!

મને કોઈ આપો હૃદય પ્રભુ તે રાઘવતણું,
તજી જેણે સીતા વિપળમહીં દિવ્યાર્થ સ્ફુરતાં.

## મળ્યાં

મળ્યાં વિરહના અનેક કપરા દિનોની પછી.
મહા જનસમૂહમાં કરત માર્ગ ધીરિધીરિ,
ઘડીઘડી અનેક સંગ કરી ગોઠડી લ્હેરથી,
બધાંનું પતવી પછી બહુ નિરાંતથી તે મળ્યાં

ઘણો સમય તો ન કાંઈ જ વધ્યાં, અને જ્યાં વધ્યાં
પૂછી ખબર અન્ય કોકતણી સાવ સાદીસીધી.

અને ખબર એ સુણી નહિ સુણી કરી બેઉ તે
અકંપ અણબોલ મૌન મહીં મૂક પાછાં સર્યાં,
ઘડીઘડી ઉઠાવી નેણ નીરખ્યા કર્યું અન્યને.

## મારા કુસુમ

જ્યારે મારાં કુસુમ વિકસ્યાં, હૈયું તેના પરાગે
એવું ડૂબ્યું, જગતભરના રાગ ફિક્કા બન્યા સૌ;

જ્યારે મારા પ્રણય વિકસ્યા, જીવને જાગ જાગ્યા
એવા રૂડા, અખિલ નભના દ્યોત ઝાંખા થયા સૌ.

કિન્તુ, પુષ્પો-પ્રણય મુજ સૌ ચીમળાયાં, ખર્યાં હા,
ને ધા નાખી મુરછિત થઈ જિન્દગી ભોં ઢળી ત્યાં.

સન્ધ્યા વીતી, રુમઝુમ સરી રેણ માઝમ રૂપાળી,
જાગી આંખો, અસિત નિશિની ભવ્ય લીલા લસી શી !

ને મેં મારાં કુસુમ નિરખ્યાં તારકો થૈ હસંતાં,
ને મેં મારા પ્રણય પરખ્યા હૈયે હૈયે લસંતા,

# એક કિલ્લાને તોડી પડાતો જોઈને

[૧]

અહીં નથી મુહૂર્ત, મંગલપ્રદીપ ના, ધૂપ ના,
ન કુંકુમ, ન પુષ્પ, સ્વસ્તિક નથી, નથી અર્ચના,
પુરોહિત ન મૌલવી, ન અહીં મંગલપ્રાર્થી કો,
ન શિલ્પગુરુ કો, નથી અગણ સંઘ તજ્જ્ઞોતણો,
નહીં બૃહદ યોજના, ઢગ નહીં સરંજામના.
અહો બદનસીબ કોટ! તુજ આજ ઉત્ખાતને
સમે અહીં નથી જ કોઈ કશું જે હતું ત્યાં તદા
યદા પ્રથમ તારી ઇંટ અહીંયાં મુકાઈ મુદા.

મજૂર અહીં પાંચ સાત ઘણ કોશ કોદાળી લૈ
મથે, પરમ જીર્ણ તોય હજી વક્ષ તારે દૃઢે
ઝીંકે સતત ઘા ઉસાસભર ખિન્ન અંગાંગમાં.
જરા ખણણ, ધૂળગોટ, ગબડે તૂટેલી ઇંટો,
અને ઢગ બની ઢળે યુગયુગો ઊભેલી કથા;
પસાર સહુ થાય ત્યાંથી, નહિ આજ કોને વ્યથા!

[૨]

વ્યથા અહીં નથી, તથા તવ નથી હવાં કોઈને :
પુરાતન સમે ભલે તવ પ્રશસ્ત કાયા પરે
ઠર્યાં અયુત નેણ ને અયુત અંતરોની દુવા,
નિહાળી તુજ દુર્ગ-રૂપ જન શ્વસ્ત સૌ પોઢતાં.

પુરાતન સમે ભલે અચળ દીર્ઘ દુર્ઘર્ષ તું
ખડો અરિદળોની સંમુખ અભેદ્ય ઉત્તુંગ તું,
બની કમઠ-ઢાલ વજ્જર વિદારી પાછાં કર્યાં,
પ્રરક્ષક તું ચંડ આ નગરશ્રીતણો દિગ્ગજ!

હવાં નથી તું, દુર્ગ! દુર્ગમ, અભેદ્ય, ઉત્તુંગ ના;
તને ટપી જતાં અહીં ત્રણ બદામનાં મ્હેલડાં,
ઝટોઝટ ઊંચાં ઊંચાં શિર કરી વિહાસે તને,
ખણે શુકર શ્વાન ગર્દભ લલાટ તારું ખરે.

શી ચંચલ દશા ! કશી ન'તી કરામતોની કમી,
કૃતાંતતણી કૂચને પણ શકી ન એકે ક્રમી.

[૩]

અતિક્રમી શક્યું નહીં કદમ કાળનાં કોઈ, સૌ
અનુક્રમી રહ્યું કૃતાંત-પગલી, પૃથુ પંથ પે
ધરા-રથ ધસે, હવાં બૃહદ ઉચ્ચ અભ્રંકષ
બને ક્ષણ પછી લઘુ અવચ ને ધરાશાયી તે.
અહો સફર શી અપૂર્વ, અતિકાય હે દુર્ગ, તેં
નિહાળી નજરે મનુષ્ય લઘુકાયની, વામણો
ધરા ઉપરે શું ટગુમગુ પળંત જંતુ સમો
ધસે ગગન આંબતો ગરુડ, માતરિશ્વા શું વા !
હવે અચળ દુર્ગના દિન ગયા, ગયા તે દિનો
ચઢી બુરજગોખ ધૂમ ધમસાણના ખેલના,
ગયા ભુજબળોતણા, પ્રખર દ્વંદ્વના, ટેકના.
હવે અસિ ન, અશ્વ, ચાપ, નહિ તોપ બંદૂક, ના
કશુંય અહીં કામયાબ, તહીં જીર્ણ ને વૃદ્ધ હે,
તને નહિ નભાવશે જગ જિગીષણા-ક્ષુબ્ધ આ !

[૪]

જિગીષુ જગ ક્ષુબ્ધ આજ, નહિ પાજ એકે ક્યહીં,
અફાટ મદ-ક્ષોભ-સાગર વિષે ન નૌકા ક્યહીં,
યુગોયુગ ટકી તું અંતર ટકાવી રાખ્યે ગયો.
હવે તું ય તૂટે, પછી કશું જ એવું જે ના તૂટે ?

મથીમથી મનુષ્યજાત રચી દુર્ગ તું શા શકી,
ખરે પણ ત્યહીં ન આશ ટકવાની ના ના ટકી.
થતા સુગમ દુર્ગ, દુર્ગ-રચના હવે ક્યાં હવી ?
જળો મહીં, હવા મહીં, ગગન માંહી, અંત્રિક્ષમાં ?

અહો ધસમસે મનુષ્ય-ઉરની જિગીષા-ક્ષુધા,
રચે અશનિ-શસ્ત્ર-અસ્ત્ર દુરજેય અન્યોન્યથી,
પ્રચંડ પણ હાથ હેઠ પડતા, ઉરો થંભતાં.
અજેય કંઈ આજ તે અતિ સુજેય કાલે થતું.

જયાજય તણાં અહા વિકૃત ઘોર આ ઢગલો,
બધા જય પરાજયો, સકળ મંગલો જંગલો.

[૫]

બધા જય પરાજયો ? સકળ મંગલો જંગલ ?
નહીં. જહીં લગી હજી પરમ સત્ય ના જીતશે,
તહીં લગ અહીં અઘોર ઘમસાણ ર્‌હેશે મચી,
અને ધરતી હા સદા રુધિર-પંક ર્‌હેશે પચી

તુંયે અડગ દુર્ગ આજ ડગતો, ડગાવે તને
કયું પરમ સત્ય ? શું, અચળ દુર્ગ તો તે જ જે
રચાય મનુ-અંતરે વિમલ સત્ય-સંધાનનો
સમસ્ત જગને અમોઘ પ્રણયેથી સંરક્ષતો ?

સુદૂર અહ સ્વપ્ન ! રમ્ય અભિરામ માંગલ્ય શું !
ઊડે ઊડતી ધૂળમાં મધુર ઝાંય એ ભાવિની.
તું આ ખરતી કાંકરી મહીં ખરે નિરાશા બધી,
અને ચડતી આશ ઊર્ધ્વ ગગને સુદુર્ગા બની.

ભલે અહીં ન ધૂપ દીપ ફૂલમાળ ના અર્ચના,
છતાં અહીં ધુળેટીમાં નવવસંત-આરાધના.

## એક ગાંડી

પ્હેલી મેં જોઇ'તી એને ગાભા શી ગોદડીતણા,
ટૂંટિયાં વાળી પોઢેલી આંબા હેઠે નિશા સમે,
જ્યારે વર્ષા ચઢી પ્હેલી તૂટેલી ધાર મુશળે.

લોચા શી સ્થિર એ સૂતી મોઢું માથું છુપાવીને,
આછો આકાર અંગોનો સૂચવે કે મનુષ્ય એ,
બાકી ઢેફા સમી કાયે શ્વાસે પે સ્ફુરતો ન'તો,
વટાની પાયથી ત્યારે બચી એ સ્હેજમાં ગઇ.

વળી મેં જોઇ'તી એને બીજા આંબાની હેઠળ,
બપોરે તડકો જ્યારે ખીલ્યો'તો ચાંદની સમો,
ત્યારે એ પગ લંબાવી પૂંઠ રસ્તા ભણી કરી
બેઠી'તી સ્વસ્થ, ત્યાં એના વાળ ને વસ્ત્ર ઊડતાં
વાયુથી-વાળ આછેરા ધોળા વાંકડિયા અને
રાત્રે તે અંગ પે ચોંટ્યું પલળેલું જ વસ્ત્ર તે
કોઇએ જે હશે આપ્યું રંગીલી ભાતવાળું જે
સુકાઇ આપમેળે તે ફરકંતું હતું હવાં.

કટોરો કાચનો તેની કને ખાલી પડ્યો હતો,
જેના પે આંગળી તેની ફરતી'તી કદીકદી.

ત્યાં થોડી વારમાં બે'ક કૂતરાં આવિયાં અને
કટોરો તે ગયાં સૂંઘી, ડોસીને યે ગયાં સૂંઘી.
ને ડોસી સ્થિર ને સ્વસ્થ બેસી તેવી જ ત્યાં રહી,
ઊડતા વસ્ત્રને આઘું સંકોરી કરથી ધીમે.

પાસે થૈ મોટરો કેરા ખટારા ખખડી જતા,
એની ના દૃષ્ટિ કે ધ્યાન બીજે ક્યાં ય જતું જરા.
જાણે આ જગથી જુદી સૃષ્ટિની રાણી એ હતી.

છેલ્લે મેં જોઇ ત્યાં એને ત્રીજા આંબાની હેઠળે,
ખાડામાં કચરો, જ્યાં સૌ ભંગીઓ નાખતા હતા,
બેઠી બેઠી ત્યહીં તેહ ખસતી'તી જરા જરા.
આ વેળા મોં હતું એનું રસ્તા મેર, હતો નહિ
કટોરો એની પાસે કે વસ્ત્રે યે અંગ પે ન'તું.
મુઠ્ઠી શાં હાડકાંની એ કાયા સ્ત્રીની હતી જ એ
ખ્યાલે ના આવતો : માથે બાબરાં ઊડતાં હતાં,
આંગળાં કચરામાંહે નાખીને સ્હેજ ખોતરી
શોધતી હોય કૈં એવું ઘસડી દેહ ત્યાં રહી.

એ કાળી ચામડી, અંગો ટૂંકાં વેંતેકનાં, નહીં
એકે યે જાતિનું ચિહ્‌ન, મોઢા પે હોઠ તે જરા
લાગતા માનવી જેવા સ્હેજ માત્ર અને તહીં
આંખો એની હતી સ્વચ્છ તો યે એ ભાળતી ન'તી
આપણે ભાળીએ જેવું, કશોયે અર્થ એહને
હતો ના દૃષ્ટિનો, લજ્જા પીડા કે ભૂખ, દુઃખ કે
કશું યે જોઇએ, ક્યાંકે જવું, કે કોઇ અર્થ રે,
એની એ ગતિમાં ન્હોતો, દૃષ્ટિમાં ને, ક્યહીં ય ના.

ખીલેલા માનવીમાંથી ચેતના કેરી પાંખડી
ખરી જે ગૈ બધી ને આ ખાલી જે ડાંખળી રહી
સ્થૂલ ને સૂક્ષ્મ એકે જ્યાં નહીં ઇન્દ્રિય જીવતી,
માટીનો એક લોચો શું સ્ફુરતો સૃષ્ટિ આદિમાં
કેવું ચૈતન્યનું રૂપ કલ્પવા મથતો જરા
હોયે શું તેમ ઊઠીને દડતો - એવી એ મહીં
ફરી સૌ પાંખડી પાછી ચોંટાડી ના શકે જ કો
ન દયા, ન દવા કોઇ, ન કે સૌરાજ્ય સામ્યનાં.

## અહો ગાંધી !

અહો ગાંધી ! સાધી સફર સહસા આમ અકળી,
રચી આંધી, શાંતિપ્રિય જન, ન છાજે જ તમને !
ગયા-ના રોકાયા વચન 'જઉં છું' એ ય વદવા,
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા !

તમારે ના વૈરી, પણ જગતનાં વૈર સહ હા
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વ અદ્રિ સમ વિરચવા શાંતિસદન.
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને માત્ર પ્રભુનું.

ઢળ્યા એ સંગ્રામે ! પ્રભુથકી જ આ ત્રાણ ઊતર્યું ?
તમોને વીંધી ગૈ સનન, કરુણા એ શું પ્રભુની ?
મનુષ્યે ઝંખેલાં પ્રણય-સતનો સિદ્ધિ-પથ આ
અસત્-હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ ?

હજી રોતી પૃથ્વી. પ્રગટ ધરતીનાં રુદન શા
હતા ગાંધી. એને ગત કરી, પ્રભો ! તેં રુદનને
વધાર્યાં, ક્યારે યે રુદન સ્મિતમાં ના પલટશે ?
હે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે ?

પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય-આનંદનો ઘટ
અક્ષુણ્ણ, ધરતી તીરે પ્રગટાવ, મહા નટ !

## મેરે પિયા !

મેરે પિયા મૈં કછુ નહીં જાનૂં,
મૈં તો ચુપચુપ ચાહ રહી.

મેરે પિયા, તુમ કિતને સુહાવન,
તુમ બરસો જિમ મેહા સાવન,
મૈં તો ચુપચુપ નાહ રહી.

મેરે પિયા, તુમ અમર સુહાગી,
તુમ પાયે મૈં બહુ બડભાગી,
મૈં તો પલ પલ બ્યાહ રહી.

## પહેલી

એ જ્યાં મળી, ત્યાં હું ફરી જઈશ,
અને વળી પ્રશ્ન ફરી કરીશ,
એ ડાળની હેઠળ જ્યાં મળેલ,
તે ડાળને -

એ ડાળનાં હા પ્રતિ પર્ણ પર્ણને :
કહો હવાં એ કયહીં ભૂતલે આ ?

આવી અહીં ભૂતલ એ ભમંતી :
નિર્માયલી એ ક્ષણ પે મળી ગઈ :
ને સાર શું જીવનનો બની રહી.

એ આવી જેવી-ગઈ તેમ તેવી,
આવ્યા-ગયાનો અફસોસ ના કંઈ.
પરંતુ આ કેમ : સહુ હોશ લૈ ગઈ.

ને પૂછું - જે તે પળમાં કહી ગઈ.
કહેવા સમું આ જગમાં હતું જ જે.

જોવા સમું આ જગમાં હતું જ જે.
થૈ સાર તેનો, મુખ પે મઢી તે
ખડી રહી : 'આ હું રહી' વદંતી.

રાચે ભલે સૌ રચી કિવદંતી :
'શો આદમી આ -' પણ આ કથા નો
જૂની, હવા - આદમના દિનોની :
મને મળ્યું જ્ઞાનતણું મહાફળ,
અને મળી દર્શનની મહા પળ.

હવે ભલે સ્વર્ગ ન સાથમાં રહ્યું :
રહી પરંતુ પણ સાથમાં એ :
જ્યાં જ્યાં રહીએ - ત્યહીં નિત્ય સ્વર્ગ.

## એક અચંબો

મેં એક અચંબો દીઠો,
દીઠો મેં ઘર ઘર કૃષ્ણ કનૈયો,
હ્રદય હ્રદય મેં રાધા દીઠી
હું બન્યો મુગ્ધ નરસૈયો.

મેં વન વન વૃંદાવન દીઠાં,
મેં તરુ તરુ દીઠી વૃંદા,
મેં પર્ણ પર્ણમાં વૃંદા કેરાં
દીઠાં નંદ જસોદા. - મેં એક ૦

મેં નદી નદીમાં દીઠી યમુના,
મેં દ્રહ દ્રહ દીઠો કાલિ,
મેં પળ પળ દીઠી કાલિ દહંતી
કાલી મહાકરાળી - મેં એક ૦

મેં નયન નયનમાં ઉદ્ધવ દીઠા,
શયન શયન હરિ પોઢયા,
મેં અખિલ વ્યોમ પયસાગર દીઠો,
મેં અંગ અંગ હરિ ઓઢયા. - મેં એક. ૦

## કંઈ વાત કહો

તમારા કિયા દેશ દરવેશ ?
હો અવધૂત, દિયો દિયો કો અણસુણ્યો આદેશ
આ દુનિયાના નવે ખંડથી
દશમ ખંડશું ન્યારો ?
આ જગ કેરા ખટરસથી શું
સપ્તમ રસ કો પ્યારો ?
તમોએ પીધ પરમ રસ ખરો ?
અરે કંઈ વાત કહો, દરવેશ !

અહીં અમારા અમલકમલથી
અધિક કમલ શું કોક ?
રત્નજડિત અમ નગરચૉકથી
ચડિયાતો કો ચૉક ?
તમોએ સગી નજરથી દીઠ ?
અરે, કંઈ વાત કહો, દરવેશ !

અહીં અમારાં હિમશૃંગોથી
ઉન્નત શું કદી શૃંગ ?
આ અમ રંગભવનથી મધુરો
બાજે કયહીં મૃદંગ ?
તમોએ સુણ્યો શું કાનોકાન ?
અરે, કંઈ વાત કહો, દરવેશ ?

અમ ધખ ધખ આ અંતરથી શું
અધિક રહી કો આગ ?
આ મૃત્યુની ભોમ અરથ કો
અમરતિયો સોહાગ ?
મળ્યો કો દાતા હાથોહાથ ?
અરે, કંઈ વાત કહો, દરવેશ !



(?), બ્રોકર, બ.ક.ઠા., કિ. ચાવડા, બચુભાઈ રાવત, (ઉભેલા) સુન્દરમ્, ઉ. જોશી.



"અરેરા" - શ્રી અરવિન્દ શિબિરમાં સુન્દરમ્

## મુગ્ધ છું

હું મુગ્ધ છું :
આ કોઈનાં ઝુલ્ફાં ઉપર,
ને કોઈની અણિયાળી એ આંખો ઉપર,
કે કાનની લાલી ભરેલી કિનાર પર,
કે પાનીની ઢંકાયલી ઘેરી ગુલાબી કોર પર.

હું મુગ્ધ છું :
કો કંઠના ઘેરા બુલંદાવાઝ પર,
ને કોઈનાં નૂપુરની રુમઝુમ ચાલ પર,
કે મેઘ શી માદક ખુમારી વેરતા કો બાહુ પર,
કે આંગળી ટચલીના નખની કોઈ કાતિલ ધાર પર.

હું મુગ્ધ છું :
આમે ય જે જે મુગ્ધ ના મુજને કરે તે સર્વ પર,
ને આંસુ જે હસવાને રોકે, હાસ્ય જે આંસુ તણું થૈ મ્યાન થોભે,
ને હાથ જે ઊંચકાય હણવા તે થઈ આશ્લેષ રહે,
ને આંખ જે ભમતી ભ્રમર શી, ભ્રમર શી એકાગ્ર થૈ સ્થિર જે ઢળે.

હું મુગ્ધ છું :
આ જોઉં આલીશાન ટોચો મહેલની,
ને ઘોર કાળી મેંશ ભમ્મર જેલની,
આ હાથનાં મીંઢળ અને નાડાછડી,
આ ફાંસી કેરા ગાળિયાની શી સુંવાળી એ ગડી.

હું મુગ્ધ છું :
કિરતાર તારી આ કરામત સર્વ પર,
આ જન્મ કેરું પારણું-આરસમઢી આ કબ્ર પર,
આ તું મને ભીંસીને ભેટે, યા ધકેલે લાખ જોજન દૂર પર,
આ તું બને મુજ રાહબર કે તું બને મુજ ફાંસીગર.

હું મુગ્ધ છું.

## ચલો ચમેલી

ચલો ચમેલી, સાંજ ખીલી છે,
સાંજ તણી ખુશબોની સુરખી
કપોલ તારે આજ ખીલી છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

મેં નયનોમાં પુષ્પ-નયનની
પરિમલ - ધારા પૂર્ણ ભરી છે,
અહો બગીચે છટા હરિત કો
તવ વસનો શી હરીભરી છે;

ગીત ઝરણનાં ચરણ તળાંસી
કૈંક મોતીડાં કશાં ટળ્યાં છે
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

ચલો ચમેલી ! કો રસરેલી,
આભ થકી અબ રહી ઝૂકી છે,
મેં મટકી મુજ જુગ જુગ ખાલી
પનઘટ લઇ જઇ ખૂલી મૂકી
છે;

હે બદરી તું બરસનહારી
હવાં કસોટી કોની રહી છે ?
ચલો ચમેલી, સાંજ ખીલી છે.
ચલો, ચમેલી, ગોરસઘેલી !
તને પ્યાસની પ્યાસ લગી છે,

આજ શ્યામની ચંદ્રચૂડ પર
મેં મારી અર્પી કલગી છે,

આજ બંસીના અધર પરે કો
અધર તણાં અહેસાન ઢળ્યા છે
ચલો ચમેલી, સાંજ ખીલી છે

## મોહનકી

સબ અપની અપની ગતમેં,
મૈં ગતમેં અપને મોહનકી,
વહ મુરલી બાજત, મૈં નાચત,
નાચત રાધા મોહનકી.

વહ મેરા હૈ કૃષ્ણ કનૈયા,
મૈં ઉસકી દોહત હું ગૈયા,
હમ દોનોં જમુનાકે તટ પર
ખેલત હોરી ફાગુનકી.

લાલમેં લાલ મિલ્યો મન મેરો,
ગરજ ગરજ ઘન આયો ઘેરો,
મૈં અપને ઘનશ્યામકી બરસત
બરસત બદરી સાવનકી.

## અશ્રુ-મોક્ષ

વહી જાતી જ્યારે નયન થકી ચોધાર સરિતા
ઉન્હાં આંસુ કેરી -
જુએ આ આંસુને નયન પણ કો પથ્થર સમાં -
હસે આ આંસુને નયન ત્યહીં કો સ્હેજ સ્મિતથી -
હસે આ આંસુને નયન પણ કો સ્નેહરસથી -
ગ્રસે વા આંસુને નયન મૃદુ કો છીપ સમ થૈ
રચી દે એમાંથી અવલ મુદનાં મૌકિતક નવાં -
જલાવે વા એને પ્રખર થઇ અગ્નિ નયન કો,
ઉડાડી દે બાષ્પીભવન કરી એનું, નવ રહે
નિશાની એક્કે, રહે અમલ ત્યહીં આકાશ અ-ગુણ,
ચિદાનંદે છાયું, અખિલ જગને છાઇ વળતું.

## વેષ્ટન

આ વાસના-વેષ્ટિત કેવું જીવન !
જાણે અરે કંટકનું મહાવન.

હા, આ અમે જંગલમાંહિ મંગલ
રચ્યું સજયું, તોય અરે બિછાતનાં
પુષ્પો થકી કંટક શા ફૂટી ઊઠે,
ને પુષ્પમાળા અમ રંગરાગની
શી સર્પ થૈને અમ પ્રાણ ભીંસે.

ને બુદ્ધિનો દીપ ઝગે તગે છતાં
અંધારનો માત્ર હિસાબ દાખવે,
સશકત બાહુ બહુ ઝૂઝતા છતાં
સંધ્યા સમે વિશ્લથ કલાન્ત થૈ ઢળે.

કાલિન્દી આ કાલિયથી વસેલી,
ભર્યાં ભર્યાં વારિ, તથાપિ કાળાં
હલાહલે દૂષિત, એવું જીવન.

હે કૃષ્ણ, ક્યારે દડુલો ઉડાવીને
ઝંપલાશો આ વિષ-સૃષ્ટિ જીતવા ?
સમર્પણ]

## છો સૂતાં

એ સૂતી છે
સર્વ સંકેલી સ્વપ્નો,
કેવી કેવી નિત્ય કેરી તમન્ના,
ાની નાની મીઠડી માગણીઓ,
ણી કૂણી કામ્ય ક ં લાગણીઓ,
હૂંફાળા હેતથી પૂર્ણ શ્વાસો,
ક્યારે ઢૂંકતો એ નિસાસો,
સૃષ્ટિનો આગવો એક ખૂણો
લૈ બેઠેલી -
એ કરી ખાલી ચાલી
ચાલી ગૈ - જ્યાં ના હવે
સાતતાળી -
ખેલી લેવા હ્યાંનુ સંગાથી સાથી.
છો સૂતી એ -
જાગતા જોઈ રહેશું
વાત આ નિત્ય કહેશું.

## પ્રભુ દેજો

પ્રભુ, મારી અંધારી રાત્યુંને દેજો તારલાજી,
મારી અંજવાળી રાતડીને ચાંદ,
કે ઊજળા દિનોને દેજો ભાણજી-પ્રભુ મારી ૦
પ્રભુ, મારી ફોરમને દેજો એનાં ફૂલડાંજી,
મારા વગડાને દેજો એનાં ઝાડ,
કે ધરતીને દેજો એનાં આભજી-પ્રભુ મારી ૦
પ્રભુ મારી ચણને દેજો રે ચણનારજી,
મારાં પાણીડાંને દેજો એનાં તીર,
કે સમદરને દેજો એનાં લોઢજી-પ્રભુ મારી ૦
પ્રભુ, મારા આંગણાને દેજો એનાં બાળુડાંજી,
મારા ગોંદરાને દેજો રે તળાવ,
કે ગાયોને દેજો એનાં દૂધજી-પ્રભુ મારી ૦
પ્રભુ, મારા મનડાને દેજો એનાં માનવીજી,
મારા દિલડાને દેજો એનું દિલ,
કે આતમાને દેજો એના રામજી-પ્રભુ મારી ૦

## ઝરે છે

ઝરે છે વ્યોમેથી -
સતત વરષા કોક રસની,
ઘડી ટીપે ટીપે, ઘડીક અહ ધોધે ધસમસે;
ઘડી આછા આછાં ધુમસસમ વ્યાપે સ્થળ સ્થળે.
ઘડી વા આલિંગે સઘન ઘન શી ગાઢ ઉરને.
અહો એ વર્ષાથી -

કઠણ ગિરિ થાતાય કુમળા,
રણો એના સ્પર્શે પુલકી ઉઠતાં કો નવ તૃણે,
સૂતાં અંગો જાગે, જડ ચરણમાં પાંખ પ્રગટે,
હટે હા અંધારાં, કુસુમ દ્યુતિનું પૂર્વ ઝળકે.
ખરે આ સર્જાયું જગત નવ જન્માર્થે તલસે,
પુરાણાં પોથાંની કથની અબ ના જીવન ઝરે.
ધરાને ભીંસંતી દ્યુતિ અવર સૃષ્ટિની અધુના
રચે છે પૃથ્વીના કણ કણ વિષે ભવ્ય રચના.
અને જૂનું જૂનું જગત નિજનાં જીર્ણ વસનો
ઉતારી કો જામો સુરભિત ધરે ઇન્દ્રધનુનો.

## પ્યાર કરૂં ?

અબ તો કિસસે પ્યાર કરૂં ?
કિસસે બોલૂં, કિસસે રૂઠૂં કિસકો આકુલ દિશ દિશ ઢૂંઢૂં ?
કિસસે પ્યાર કરૂં ?

ભરેભરે સાવનકે બાદલ જૈસે તુમ વૈસે વે શ્યામલ,
ચકા ચૌંધ બિજલી ઝિલમિલ ઝિલ, મૈં કિસસે કહાં છૂપૂં ?
કિસસે પ્યાર કરૂં ?

જૈસે તુમ બરસો વે બરસત રોમ રોમ તવ પાવક પરસત,
છનક છનક મેરો મનવો નરતત, મૈં કિસસે રાર કરૂં ?
કિસસે પ્યાર કરૂં ?
મૈં બનબનકી બની પપીહા રટત રટત તુમ દેખ્યો મેહા;
અબ રાત નહીં અબ સદા સબેરા, મેં નયનન નીર ભરૂં
કિસસે પ્યાર કરૂં ?

# नैं नैं नैं

દેખાતું નૈં તેથી નૈં,
એ વાત ના સૈ, ના સૈ, મારા ભૈ!
દેખાતું નૈં તેથી ૦

દેખી દેખીને તું દેખે શું કેટલું,
દેખ્યું તે સમજે શું કૈં?
મરકટના હાથમાં મોતીડું આલ્ય એને,
કિંમત ના એની જૈં. દેખાતું નૈં તેથી ૦

રણની રેતીએ નથી દરિયો દીઠેલ, નથી
દીઠો સૂરજ કદી ઘૂડ,
દરિયો સૂરજ તેથી ગપ્પાં ગણે તેને
ગણવા તે ઘૂડ ગળાબૂડ. દેખાતું નૈં તેથી ૦

સૂરજ તપે ત્યારે તારા બુઝાય અને
તારા તગે ત્યાં નહિ સૂર,
સમજું તે સાચું ને બાકી બધું કાચું,
એ તો પીધેલની વાત ચકચૂર.
દેખાતું નૈં તેથી ૦.

આંજણ પ્હેલાંની અને આંજણ પછીની આંખ,
દેખ્યા દેખ્યામાં બહુ ફેર,
આંજણ મારું જો તને ખપતું અજાણ્યા જણ,
તારાં ઉતારું સહુ ઝેર. દેખાતું નૈં તેથી ૦

## ક્યાં જાશે ?

ચલત ચલત મન ક્યાં જાશે ?
કવણ દેશ, કઈ દિશા, કહે ક્યાં તિમિરે, ક્યા ઉજાશે ? ચલત.

જગ અનંતના પથ અનેક ને પંથ પંથની કૈં કેડી,
જન જનના મારગ જુદા ને મન મનની જુદી મેડી.
ચલત.

તાર તારના તાણાવાણા, પટ વણિયો રંગ્યો નવરંગ,
ભાતભાતના જામા સરજ્યા, નવલખ ઊડતા આભ પતંગ.
ચલત.

નવલખ તારક આભ ઊગે પણ એક જ ધ્રુવની અવિચળ આંખ,
તું ભમતાં ભવસાગરમાં જ્યાં પંથ નથી ત્યાં લઈ લે પાંખ.
ચલત.

આવ, પવનની પાંખ સજી લે, વ્યોમ શિખરનું માંડ નિશાન,
સૌ રાગોનો રાગ સરજતું છે સૂણવું એકલનું ગાન.
ચલત.

ત્યાં એકલ, નહિ દૂજો કોઈ, તું - હું ની નહિ કોઈ કરાળ,
ત્યાં સોનાની પાંખ સજેલા વિચરે ઉજ્જ્વળ બ્રહ્મ મરાળ.
ચલત.

## ફાગણનું એક ફૂલ

મને ફાગણનું એક ફૂલ આપો, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

વનની વાટે તે વ્હાલા એક ફૂલ દીઠું લોલ,
એકલ કો ડાળ, એક એકલડું મીઠું લોલ,
મેં તો દીઠું દીઠું ને મંન મોહ્યું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

ઉત્તરના વાયરાએ ઢંઢોળ્યાં વંન લોલ,
જાગી વસંત, કૈંક જાગ્યાં જીવંન લોલ,
મેં તો સુખડાંની સેજ તજી જોયું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

રૂપલિયા વાટ મારી રૂપલિયા આશ લોલ,
સોનલા સૂરજ તારા, સોનલ ઉજાશ લોલ,
તારી વેણુમાં વેણ મેં પરોવ્યું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

## કાહેકો ?

કાહેકો રતિયા બનાઇ ?
નહીં આતે, નહીં જાતે મનસે,
તુમ ઐસે ક્યોં શ્યામ કનાઇ ? કાહેકો ૦

હમ જમનાકે તીર ભરત જલ,
હમરો ઘટ ન ભરાઇ,
ઐસો ઘટ ક્યોં તુમને દિયો,
જાકો તુમ બિન કો ન સગાઇ ?
કાહેકો ૦

ચલત ચલત હમ વૃંદાવનકી
ગલી ગલી ભટકાઇ,
સબ પાયા રસ, પિયા પિલાયા,
તુમરી સુરત ન દિખાઇ. કાહેકો ૦

હમ ઐસે તો પાગલ હૈં પ્રભુ,
તુમ જાનો સબ પગલાઇ,
પાગલકી ગત પાગલ સમઝે,
હમેં સમઝો, સુંદરરાઇ ! કાહેકો ૦



## શોધું

શોધું સાંજસવાર,
આ પારે ઓ પાર,
મારા સૂરોનો અસવાર જી,
મારા સૂરતણો સરદાર જી.

રંગમહલમાં દીપ જલાવ્યા મેં બાંધ્યા હીંડોળા ખાટ જી,
સજ્જ મારા સહુ તાર સતારના, વાદકની રહી વાટ જી.
મારા સૂરોનો સરદાર જી. શોધું ૦

કુંજનિકુંજે ફૂલ ખીલ્યાં, ખીલ્યાં જલકમલ કાસાર જી,
આજ વસંત કેરી વાત જાગી, મારું ઉર માગે ઉદ્‌ગાર જી.
મારા સૂરોનો સરદાર જી. શોધું ૦

મનપવનની પાવડી પહેરું, આંખમાં આંજુ જ્યોત જી,
નીલ ગગનની ગોદ ગોતે મારો પ્રાણનો પ્રેમ-કપોત જી.
મારા સૂરોનો સરદાર જી. શોધું ૦

આભ ઓળંગુ ને ભોમ ભેદું, માંડુ ગુરુ ચરણનમાં ચિત્ત જી,
કંઠ મારે એણે કંઠ ભર્યો નિજ, પ્રીતમાં પૂરી પ્રીત જી.
મારા સૂરોનો સરદાર જી. શોધું ૦

# પુષ્પ થૈ આવીશ

હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.
તું બાળ નાનું ખેલતું હોશે તરુની હેઠળે,
હું ટપ દઈ તારા શિરે ટપકીશ,
તારી આંખનો ભોળો અચંબો પીશ,
તારા હાથનું નાનું રમકડું થૈ રહીશ રમી, ભલે
તું પાંદડી પીંખી પીંખી મેલે ઉડાડી આભમાં.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

તું નાનકડી બાળા હશે કોડે ભરી કૌમાર્યના,
હું કેશ તારે લાડિલી વેણી બની ઝૂલીશ,
તારા કાનમાં ઝૂલી કપોલે તાહરે ગેલીશ,
કે ગજરો બની તારા કરે સોહીશ, મોહીશ સર્વનાં મન,
તું ભલે હો સ્વપ્નની ડાળે ચડી મુજને જતી બસ વિસ્મરી.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

તું હશે જોબનછટાળો છેલ કો સોહામણો,
હું હૃદય પર તારે બટન આવી જઈ બેસીશ,
તારી આંગળીનાં ટેરવાં હા પળપળે ચૂમીશ,
તારું ચિત્ત ચોર્યાસી દિશે ભમતું ભલે હોશે છતાં,
શી ખબર તુજને અરે કે હૃદયરસ તારો પિનાર-જ એક હું.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

તું હશે ગૌરવઘટાળો કો મહાજન માનીતો,
હું કંઠ તારે હાર ભરચક સૌરભે મ્હેકીશ,
હું આજાનુ તારે અંગ ઝૂલતો કદમ કદમે
સંગ તવ આંદોલતો ડોલીશ,
તારું ચિત્ત કોઈ ઉદાર પ્રેમળ નિશ્ચયે રહેશે વહ્યું,
એ વહનમાં તવ સંગ આખું જગત જૈ ઘૂમીશ હું.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

તું હશે કો માનવોત્તર દેવચિતિ સંબુદ્ધ જન,

હું ચરણ તારે શ્વેત જૂઇ પુષ્પ પુંજ થઇ ઠરીશ,
એ ચરણની રજશું ભળી, રજને સુગંધે સંભરીશ,
તવ આત્મ હા પરમાત્મ સંગે ગુફ્તગૂમાં લીન તબ,
તવ દ્વારરક્ષક ધવલતમ પાવિત્ર્ય ધન્વા થૈશ હું.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

હું ચાહું છું કુદરત અને કૃતિની.

## 'દૈવસ્ય કાવ્યમ્' □ સુન્દરમ્

'સર્જકની આંતરકથા'.

બહુ રસિક વિષય છે. જીવનમાં અનેક રીતે પ્રવર્તતું રહેલું ચૈતન્ય છેવટે કવિતાના સાન્નિધ્યમાં જઈને સ્થિર થયું.

મેં ફોટોગ્રાફી કરેલી, ચિત્ર શીખવાનું કરેલું, થોડું ઘણું વર્ષો લગી સંગીતનું શિક્ષણ લીધું. પણ સૌથી વધુ સુલભ, સબળ, ગહન, અનર્ગળ કેવળ હવામાંથી હાથ આવી જાય એવી વસ્તુ તો 'શબ્દ' હતી. કોઈ બાહ્ય ઉપાદાનની જરૂર નહિ, ચિત્રપાટી, સ્થૂલ રંગોની શુષ્ક મિશ્રણ ક્રિયા, રૂપોનો રેખાઓનો વ્યાયામ યા આલંબન, સ્થૂલ વિસ્તારમાં ચિત્રોની સ્થિતિ, સ્વરોના પ્રગટી પ્રગટીને મૌનમાં વિરમી જતા મહાતરંગોની આરાધના - આ બધું ઘણું ઉપાધિમય કામ હતું. વળી જોયું કે આ દરેક વસ્તુ અનન્ય સાધના, આજીવન ઉપાસના, પ્રેક્ષક અને શ્રોતાનાં આલંબન માગે છે. કવિતામાં જોયું કે તમે ઉરના એકાંતે બેસી શબ્દ પ્રતિ ઉન્મુખ થાઓ, એને મેળવવા ઉત્સુક થાઓ, એને માટે તપ તપો એટલે બસ. અને ભણવાનું તો હતું જ, એટલે ભણતાં ભણતાં, બાળપણમાં વાતાવરણમાંથી સહજ રીતે આવી મળતો તાલબદ્ધ - લયબદ્ધ શબ્દ વધારે પ્રતિષ્ઠિત બની, અભ્યાસ અને આરાધનાથી પુષ્ટ બની, અનેકવિધ સંજોગોમાં, અનેક રૂપોમાં, અનેક સપ્તકોમાં આવતો રહ્યો.

બાળપણમાં માએ ગાયેલાં હાલરડાં તો ઘોડિયામાં જ નિદ્રાની અંદર વિરમી ગયાં હશે. પણ ટગમગ પગ પળતા મટી ટપટપ દોડતા થયા, ચકોર કાન સાંભળતા થયા, ત્યારથી લગ્નનાં ગીતો, ભજનિકોનાં - ભજનમંડળનાં ભજનો, મૃત્યુના મરસિયા - એ બધાંના અંદરના ભાવ તરફની તો બહુ ગતિ નહિ, પણ તેમાં રહેલી સ્વતંત્ર આહ્લાદકતા, તેમાંનાં લય અને ગુંજન એ બધું અંદર આવી આવીને બેસી ગયું.

શબ્દો ટૂંકાં ટૂંકા સૂત્રોમાં આવતા ગયા, અને પછી તો ધોરણે ધોરણે ભણવામાં મળતી કવિતા સાથે મિત્રતા થવા લાગી; પણ તેની અભિવ્યક્તિ મધુર અનુભવાતી, તો તેની અપરિચિતતા શુષ્ક નીવડતી અને અકળાવતી પણ ખરી.

હસતે મુખ રસ્તામાં વેર્યાં
ફૂલ નસીબે ગુલાબ કેરાં;
નીચા નમી વીણીશું ક્યારે
આજ આજ ભઈ અત્યારે

આમાં રહેલો કર્તા 'નસીબ' કદી સાકાર બનતો જ નહિ, અમૂર્ત રહેતો ને કાવ્યત્વ અનનુભૂત રહેતું.

એવડું દુઃખ તે શાને ધરો,
પ્રજા કેરાં સંકટ હરો.

-- આનો લય 'દુઃખ અને સંકટ' જ લાવી આપતો. નિશાળમાં અંગૂઠા પકડવાની સજા થતી તેવું થતું.

ઘેરું જ ગાય અહીંયાં જળધોધ વારિ.

- આ 'વારિ' એટલે પાણી એવું અમારા માસ્તર પણ સમજાવતા નહિ કે સમજાવી શકતા નહિ. 'ઘેરું' પછીનો 'જ' 'ગાય'માં જોડાઈ જઈ 'જગાય' બની જતો, અને અર્થ

ધુમ્મસમાં લીન થઇ જતો. તો -

મધુર ઘંટડી કંઠની વાગતી

માંનો રણકાર ખરેખર શબ્દની મધુરતાનો આર્દ્ર અનુભવ કરાવતો. એમાંના અનુસ્વારોનું - એકેએક અક્ષરનું સુયોજન સંપૂર્ણ રસાનુભવ કરાવતું.

પછી તો શાળાની સાત ચોપડીની દુનિયામાંથી નીકળી અંગ્રેજી શાળાના 'સાહિત્યરત્ન' અને 'કાવ્યમાધુર્ય'થી માંડી 'બૃહત્ કાવ્યદોહનો' સુધીની દુનિયામાં પહોંચાયું. વિદ્યાપીઠમાં તો 'કાવ્યસમુચ્ચય'ના મહાદ્વારમાં થઇ આખી કાવ્યસૃષ્ટિની ઝાંખી મેળવી અને સંસ્કૃતના અધ્યયનથી તો મહાકાવ્યના 'વિરાટપર્વ' આદિ સાગરો-મહાસાગરોમાં પહોંચાયું, અંગ્રેજી કવિતાનાં નાનાં નાનાં સર્જનો દ્વારા, ચોસરથી માંડી શેક્સપિયર, મિલ્ટન, કીટ્સ, શેલી, ટેનિસન આદિની અભિનવ સૃષ્ટિ સુધી દેશદેશાન્તરોમાં જઇ આવવાનું થયું અને છેવટે શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'નું અનંત ગગનોમાં પહોંચાડતું સ્વર્ગારોહણ અમૂર્ત અનંતમાંનું મહા-ઉડ્ડયન બની રહ્યું.

આની કથા થોડીક 'ડૉક્યુમેન્ટરી'ની રીતે કહીએ.

વસ્તુઓને સાચવવાની સહજ વૃત્તિ અને ચીવટ પણ ખરી, તેને લીધે મારાં બધાં કાચાંપાકાં લખાણો, નાનામોટા કદની નોટબુકો, પૅડ ઇત્યાદિને મેં સમયના ક્રમે ૧૩ આંકડા સુધી સાચવીને બાંધ્યાં છે. આને મેં મારાં 'archives' ગણ્યાં છે, સૌને - જગતને (!) ભેટરૂપ આપવા માટે, કોઇ સમુચિત ગ્રંથાલય કે સંસ્થાને માટે.

આમોદમાં એક મિત્રને ત્યાંથી મળી આવેલી, તેના રસિક પિતાએ ઉતારેલી ઘણી કાવ્યસામગ્રીવાળી નોટમાં, ભરૂચમાંના મારા અંગ્રેજી સાતમા ધોરણના અભ્યાસમાં સંસ્કૃતનો સારો પરિચય થયો અને છંદનો વ્યાયામ મેં શરૂ કર્યો (આ ભરૂચમાં નહિ પણ અમદાવાદમાં બનેલું હશે). વસંતતિલકાથી શરૂ કરી શિખરિણી, મંદાક્રાંતા, દ્રુતવિલંબિત, લલિત, તોટક, ભુજંગી, શાર્દૂલ સુધીના છંદો દરેકની નીચે તેના લઘુગુરુનાં ચિહ્ન લખી મૂળ શ્લોકનું ગુજરાતી, અનુવાદ ઇત્યાદિ ગોઠવવા માંડયું. એની પહેલી સાધના આમ લખાયેલી છે :

વસંતતિલકા

ત ભ જ જ

---

તાતાર ભોજન જકાત જકાત સારા

પછી નીચે લીટી કરી લખ્યું -

નિંદાક રોસ્તુતિ કરોની તિજાણ નારા

બીજી બે પંક્તિ તરત બેસી ગઇ, છેલ્લી પંક્તિએ વધુ કામ કરાવ્યું. બે વાર લખ્યું -

કિંતુન હિપગ ડગેધી રનોસુ પંથાત્

'સુપંથાત્' શબ્દ એમ જ રહ્યો, તે માટે વધુ મહેનત કરી લખ્યું -

નાતોય ધીરજ નસત્ય થકીડ ગાતા.

છેવટે ચાર લીટીના આમ ગણવાર વહેંચીને લખેલા શબ્દોને મૂળ રૂપે ગોઠવીને લખ્યું :

નિંદા કરો સ્તુતિ કરો નીતિ જાણનારા
ઇચ્છાનુસાર, ધન પ્રાપ્ત બનો, બનો ના.
આજે જ મોત ગ્રહી લો, બહુ કાળ કેડે,
ના તોય ધીર જન સત્પથથી ડગાતા.

આમ ૧૬ જેટલા શ્લોકમાં સાત-આઠ છંદોની તાલીમ લીધી.

પૃથ્વી છંદ આ પ્રમાણે લઘુગુરુનાં ચિહ્નો લખીને બરાબર શીખવામાં આવ્યો. નવરંગપુરાની મેડી ઉપર રાતને વખતે કરેલી એ સાધના હજી પણ તાજી થાય છે. એ ૧૯૨૭-૨૮માં હશે.

પણ છંદો, માત્રામેળ, સહજ રીતે આવી જતા, તે આમોદમાં એક હિંદી - ભાષી જૈન સાધુની કૃતિનો અનુવાદ મેં કરેલો તે પરથી જણાય છે.

અહંકારનો ભાવ ન રાખું
કોઇ ઉપર નહિ ક્રોધ કરૂં,
અન્ય જનોની વૃદ્ધિ જોઇને
કદી ન ઈર્ષાભાવ ધરૂં.

આમાં બીજી લીટી સુધારેલી છે : 'કોઇ ઉપર' નીચે લીટી કરી, 'ઉ' છેકી નાખ્યો છે, તેની નીચે '૨' લખ્યું છે, 'નહિ'ની નીચે લીટી કરી ત્યાં '૧' લખ્યું છે. એ રીતે આ લીટી 'નહીં કોઇ પર ક્રોધ કરૂં' એવી બને છે.

પણ છંદોની સાથે સાથે ગદ્યનો પરિચય પણ ખૂબ ખૂબ વધતો ગયો. મુંબઇથી આવતા 'ગુજરાતી' સાપ્તાહિકમાં, તેનાં પ્રકાશનોમાં, દર વર્ષે અપાતી ઠક્કુર નારાયણ વસનજીની નવલકથાઓમાં ભાષાનું સંસ્કૃતમય સ્વરૂપ બહુ પરિચિત બન્યું. ખાસ તો 'ચન્દ્રકાંત' ગ્રંથના ત્રણ ભાગોએ બહારથી અને તેથીયે વિશેષ આંતરથી વધુ અસર કરી, તાલીમ આપી. રજાઓમાં હું માતર જતો, ત્યારે એ ગ્રંથના ત્રીજા ભાગને મેં સરસ અક્ષરોમાં શબ્દશ : ઉતારી લીધેલો.

'પૂર્ણાનંદ પૂર્ણ પુરુષોત્તમ શ્રી સર્વેશ્વર પ્રભુની લીલા અપાર છે, વિચિત્ર છે, આશ્ચર્યમયી છે, આનંદમયી છે, આ ચમત્કૃતિ અધિકારી જનોને, ઠામેઠામ અને ક્ષણે ક્ષણે દૃષ્ટિગોચર થાય છે.'

એમાંનુ આ પહેલું વાક્ય એ શિષ્ટ, અતિશિષ્ટ ભાષાનો ખ્યાલ આપશે. આખો ગ્રંથ ભાષાને આ રીતે બહલાવીને લખાયેલો છે.

આમ પદ્ય અને ગદ્ય બંનેનો પરિચય, તેના પ્રત્યે આકર્ષણ, રસ સાથે સાથે થતાં રહ્યાં. ગુજરાત વિદ્યાપીઠમાં આવીને પહેલા જ વરસમાં મેં એક હસ્તલિખિત માસિક 'જટાધર' એકલે હાથે શરૂ કર્યું. ચાલુ નોટબુકમાં જ તેનો પ્રથમ અંક કાઢયો. પૂંઠા ઉપર વડ ચીતર્યો. અંદર 'પૃથ્વી'માં લખાયેલી કવિતા હતી. અંક પાઠકસાહેબ (રા. વિ. પાઠક) ને જોવા આપ્યો. એ અમારા ગૃહપતિ હતા. મને તેમાંના કાવ્ય વિષે તેમણે પૂછયું : 'આમાં કયો છંદ છે ?' મેં ગૌરવ સાથે કહ્યું : 'પૃથ્વી.' પણ એ સાચો નહિ ગરબડિયો પૃથ્વી છંદ હતો. પાઠકસાહેબે એક જ વાક્ય કહ્યું : 'છંદ બરાબર શીખવા જોઇએ.' અને તે મેં કર્યું. પાઠકસાહેબ વર્ગોમાં પણ છંદ શીખવતા.

આમ આ 'જટાધર'થી મારામાંનો ગુપ્ત 'પત્રકાર' પ્રગટ થવા લાગ્યો. એનો બીજો અંક પછી કદી ન બન્યો. પણ મહાવિદ્યાલયના બીજા વર્ષમાં હું સાઇકલોસ્ટાઇલ કરાતા સાપ્તાહિક 'પંચતંત્ર'નો તંત્રી થયો. તેમાં એ સત્તર-અઢાર વર્ષના છોકરાએ ગદ્ય લખવા માડયું. 'અમે' શબ્દવાળી તંત્રીનોંધો લખી. વધારે પડતી કડક લખાવટથી મારા પર 'વોટ ઑવ સેન્સર' આવ્યો. વિદ્યાર્થીઓની એ સભામાં પાઠકસાહેબ પ્રમુખ હતા. ઠરાવ પસાર થયો. હું તંત્રી મટયો, પણ લેખો લખતો રહ્યો. તેમાં વિનોદાત્મક લખાણો માટે 'સુન્દરમ્'

શબ્દ વાપરવો શરૂ કર્યો. સ્નેહરશ્મિ બોલેલા : 'સુન્દરમે કાવ્ય લખ્યું છે.' મને એ શબ્દ જચી ગયો ને કાયમ માટે અપનાવ્યો. પછી હું અમારા ત્રૈમાસિક 'સાબરમતી'નો તંત્રી થયો. મારાં કાવ્ય તો 'સાબરમતી'માં જ છપાતાં થઇ ગયેલાં. પ્રથમ છપાયેલા શુદ્ધ પૃથ્વી છંદના કાવ્ય 'એકાંશ દે'થી તો કેવોય હર્ષાનુભવ થયેલો. પછી તો મારા તંત્રીપદે તૈયાર થતા 'સાબરમતી'ના મોટા ભાગના લેખો મારે લખવા પડતા. મને ઉત્તમ લેખ માટે 'તારાગૌરી રૌપ્ય ચંદ્રક' તેમ જ અખિલ ભારત વિદ્યાર્થી પરિષદમાં ઇનામરૂપે ઘણાંબધાં પુસ્તકો મળ્યાં. અને હું પદ્ય-ગદ્ય ઉપરના લેખનમાં ઊતરી પડ્યો.

વિદ્યાપીઠમાં લેખનપ્રવૃત્તિ વિવિધ પ્રકારની હતી. અમારા વાતાવરણમાં વિનોદ, હાસ્ય, મસ્તીતોફાનનું તત્ત્વ પણ પૂરતું હતું, જે ગાંધીયુગના આશ્રમમાં નહિ હતું. એમાંથી પ્રતિકાવ્યોની ક્રિયા-પ્રવૃત્તિ શરૂ થઇ. 'આશ્રમભજનાવલિ'માંનાં ગીતો હાથ લેવાવા લાગ્યાં. 'મુખડાની માયા લાગી રે'નું 'રોટલીની માયા લાગી રે' થયું. ન્હાનાલાલની જાણીતી કૃતિ 'ઝીણા' ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચૂંદલડી' એમાં 'ચૂંદલડી'ને બદલે 'પોતલડી' શબ્દ આવ્યો. ન્હાનાલાલની ડોલનશૈલી અને 'બ્રહ્મ' અને 'રસ' શબ્દના અતિપ્રયોગનું અકાવ્ય અનુભવાતાં પછી તેના ઉપર પ્રચંડ મારારૂપે 'રસનાટિકા' લખાઇ અને તેનો ઉત્તમ ભાગ વાર્ષિક 'શરદ'માં છપાયો. પણ કાકાસાહેબે અમને ચેતવ્યા : 'દરેક કાવ્યનું પ્રતિકાવ્ય ન થાય. અમુક વસ્તુઓને 'પવિત્ર રાખવી જોઇએ.' થયું.પ્રતિ – કાવ્યોને પૂર્ણવિરામ મળ્યું. વર્ષો પછી એ પ્રતિકાવ્ય શકિતને ખબરદારે તેમ જ તેમના એક શિષ્યે અભદ્ર કરવા માંડેલી નિંદક પ્રવૃત્તિની સામે પ્રખર રીતે પ્રયોજી. 'રેખા' માસિકમાં મેં ઉગ્ર પ્રતિકાવ્યો લખ્યાં. પરિણામે એ દુર્લભ વસ્તુ અંત પામી ગઇ. એ હાસ્યનું તત્ત્વ પછી તો અમુક નાટકોમાં ખાસ રહ્યું. પણ બીજી રીતે એ હળવો ગૂઢ વિનોદ, સ્મિતમય ભાવ બધાં લખાણોમાં ફેલાતો બન્યો.

વિદ્યાપીઠના દિવસો પૂરા થયા. અને તરત સ્વાતંત્ર્યસંગ્રામ આવ્યો. ૧૯૨૯થી ૧૯૩૪ સુધીનાં વર્ષો ગુરુકુલ સોનગઢ, મુંબઇની ફેલોશિપ શાળા, ભરૂચ જિલ્લાનાં શહેરો, ગામડાં, ખેતરો અને સાબરમતી, વિસાપુરની જેલોમાં વીત્યાં. અને મોકળા મને, સભર પ્રાણે ઘણુંબધું અનુભવાતું ગયું અને લખાતું ગયું. કોઇ પણ વસ્તુ કાવ્યનો અવિષય ન રહી. પ્રભુ તો હતો જ, કહો કે 'હતા'. કુદરત પણ હતી જ. ચિંતન તથા પ્રેમ-પ્રણય, વીરભાવ, કારુણ્ય, ઘણુંઘણું હતું. પણ પ્રભુ વિશે માત્ર અભિગમ જ હતો, એ એક 'વિષય' રહેલા, જીવંત તત્ત્વ નહિ. 'અનુભૂતિ' તો યોગમાં આવ્યા પછી થઇ. તોપણ એ અભિગમ ઘણો સભર, ગહન, સર્જનાત્મક હતો. વળી યુગપ્રભાવ તો હતો જ. ગાંધીજીની આંગળી પકડીને આખા વિશ્વનો વિજય કરવા નીકળી પડેલા, અમે જુવાનિયાઓ, ખાસ તો ઉમાશંકર અને હું. એટલે અમારા બેની કવિતા, અને અમારી જોડલી કવિતાને લઇને સમાજજીવનમાં જીવંત રૂપે હરતીફરતી થઇ. લખાતું ગયું ને તાજેતાજું લોકો આગળ રજૂ થતું ગયું. અમારા કાવ્યસંગ્રહો, વાર્તાઓ, નિબંધો સડસડાટ પુસ્તકરૂપ પામતાં ગયાં. ચંદ્રકો આવતા થયા, હારતોરા, સમારંભો ઇત્યાદિ ઇત્યાદિ.

અને લોકજીવનનો, સમગ્ર જીવનનો, જીવંત સ્પર્શ, કારાવાસ સુધીનો એટલે બાળકની શિશુવાણીથી માંડી શક્ય તેટલી પ્રૌઢ વાણી સુધીની બાની આવી. અમે બ.ક.ઠા. કે ન્હાનાલાલ જેવા, ઘટ્ટ કાઠિન્યના કે લયબદ્ધ લાલિત્યના ઉપાસક ન રહ્યા. પણ કાવ્યત્વ, રસત્વ, સૌંદર્ય અને સત્યનાં અંતરતમ તત્ત્વોને આરાધતા અનેક રીતે ગાતા થયા. દરેક

સ્થળે, દરેક વિષયમાં, કવિતાને જોતા થયા, પામતા થયા, આરાધતા અને સાધતા થયા.

સ્વાતંત્ર્યસંગ્રામમાં જરૂરી બાહ્ય પ્રવૃત્તિ, હિલચાલ ઉપરાંત બીજી નવરાશ ઘણી મળતી. એટલે મેં પ્રથમ મહત્ત્વાકાંક્ષી કાવ્ય 'ચક્રદૂત' લખી ભારતના સંગ્રામને તેમાં ગૂંથ્યો, ગામડાંનાં ખેતરોમાં ને ઘરોમાં રહીને. નકલો કરાવી કાવ્યને વહેતું મૂક્યું. મુરબ્બી બ. ક. ઠા.એ એમાંનાં કાવ્યગુણને શંકાસ્પદ ગણ્યો. પરિણામે વધુ સંસ્કારની રાહ જોતું બેઠું છે. પણ આ જ દિવસોમાં 'કલાન્ત કવિ'ની શૈલીમાં થોડું વધુ બહલાવેલું 'માયાવિની' બન્યું. અને પાદરાની કોરટમાં બેસી મેં તેની દીર્ઘ ટીકા લખી અને 'પ્રસ્થાન'માં તે છપાયું.

સાબરમતી અને વિસાપુરની જેલો એ સ્વર્ગીય મુક્ત ધામો જેવી હતી. ત્યાંનાં વિશાળ ખુલ્લાં આકાશો, સાંજના સમયે સંધ્યાઓ, ઊગતાં પ્રભાતો જોવાની તકો, અવકાશો મળ્યા; રાતની બરાકોની અંધારી આછા અજવાળાવાળી દુનિયાઓ મળી. પરિણામે 'રંગ રંગ વાદળિયાં', 'બહુરૂપિણી' બન્યાં. જેલથી બહારના ગાળાઓમાં, વડોદરા સ્ટેશનના બાંકડા ઉપર 'કડવાં કારેલાં' આવ્યું. અમદાવાદના મ્યુનિસિપાલિટીના ઢળતા રસ્તા પર ચાલતાં 'અમારે તો હિંદુઓને' આવ્યું. અને આ બધી સામગ્રી 'કડવી વાણી'ના હળવા સ્વરૂપમાં અને 'કાવ્યમંગલા'ના પુષ્ટ સ્વરૂપમાં એક જ સમયે ૧૯૩૩માં ગ્રંથસ્થ બની. 'કાવ્યમંગલા' પ્રસિદ્ધ થયા પછી ઉમાશંકર અને હું વડોદરાની અમારી છાવણીમાં તેમ જ પ્રકાશકના 'નંદભવન'માં સાથે રહ્યા. પાસે જ ખર્ચીકરના ખાંચામાં મુરબ્બી વત્સલ બલુકાકા-બ. ક. ઠાકોર નિવૃત્તિવાસ ગાળતા રહે. એમને ત્યાં ચા વખતે અમે મળીએ જ. અમારા પ્રકાશક - હવે સ્વર્ગસ્થ - સરલ સંસ્કારી સમજદાર વ્યક્તિ મૂળશંકર સોમનાથ ભટ્ટને ત્યાં પણ અમારો મુકામ. નર્મદ શતાબ્દી અમે ત્યાં વડોદરામાં આ ૧૯૩૩માં કરી. મૂળશંકરે એ શતાબ્દી ગ્રંથનું પ્રકાશન હાથ ધર્યું. 'પ્રાણવંતા પૂર્વજ'ને લખી તેમાં તે મેં છાપી આપ્યું. અને ઉમાશંકરના પ્રથમ સંગ્રહ 'ગંગોત્રી'નુ સંપાદન ઇત્યાદિ અમે સાથે રહીને કર્યું.

વિસાપુર તેમ જ સાબરમતી જેલમાં લખવાની સામગ્રી મળતી. એમાંની ચાર નાનીમોટી દળદાર નોટોનાં સરકારે ગણીને - નોંધીને આપેલાં ચારસો-પાંચસો પાનાંમાં ઘણી રચનાઓ થઇ. ગીતો, છંદો, સૉનેટો લખાયાં; અને ખાસ તો 'લોકલીલા' લખાયું. સાબરમતીના બીજી વારના જેલનિવાસ દરમિયાન લખવાનું કામ પેન્સિલથી જ થતું. બલુકાકાએ એ વાંચ્યું અને લખ્યું 'ફેંકી દો એ પેન્સિલો તમારી.' એમના ઉત્તમ મરોડદાર મોકળાશથી લખાતા રહેલા અક્ષરો, જાગૃત સમર્થશક્તિના દ્યોતક હતા. એ 'લોકલીલા' પ્રેમાનંદની; 'બૃહત્ કાવ્યદોહનો'માં ભરપટ્ટ પીધેલી પ્રાચીન કવિતાની સેરને, તેના પ્રવાહી સ્વરૂપને, કડવાં; સાખીઓ આદિ પ્રબંધક રૂપને આજના સંદર્ભમાં ફરી જાગૃત કરવાને ગતિ કરવા લાગી. તેનો થોડો અંશ, શરૂનાં ચારેક કડવાં પ્રસિદ્ધ થયાં. આખું કાવ્ય પ્રકાશનની તૈયારીમાં છે. પછી નોટબુકોમાં કશું લખાયું નહિ, ૧૯૪૨ની છેલ્લીએક મારા આશ્રમનિવાસ દરમિયાનની એક નોટ છે અને તેમાં 'ચક્રદૂત'ના જેવું, કશ્ચિદ્ યોગી'થી શરૂ થતું મેઘગંભીર દૂતકાવ્ય છે, ૪૭ ૧/૨ જેટલી મંદાક્રાન્તાની કડીઓ આગળ તે અટકેલું છે. આ નોટ મારાં 'આરકાઇવ્ઝ'ની છેલ્લી – ૧૩મી – નોટ છે. કારાવાસમાંનાં કાવ્યોની નોટો ૭-૩, ૮, ૯, ૧૦ છે. ૧૧-૧૨ નાની પાકી બાંધેલી નોટબુકોમાં આ પાછલી નોટોમાંથી ઘણાં સાફ ઉતારીને લખેલાં કાવ્યો છેઃ ૨ થી ૬ સુધીની નાનીમોટી, હળવા કાગળની પૅડબુકો છે,

એ પછીની ૧૯૩૫ પછીની કવિતા છૂટા કાગળો પર લખાયેલી છે. મોકળાશથી તેના

સુધારાવધારાવાળાં પાનાં, નાનાંમોટાં, તેની પહેલેથી માંડી છેલ્લી સાફ નકલોનાં બધાં મેં ભેળવીને વર્ષવાર ગોઠવી રાખ્યાં છે. ૧૯૫૧ની 'યાત્રા'માં મુકાઈ ગયા પછી બાકી રહેલાં પહેલાંનાં તથા પછીનાં આજ લગી ૩૦-૪૦ વર્ષનાં કાવ્યો ગ્રંથરૂપે તૈયાર કરવા કટિબદ્ધ તો થયાં છે. હવે તેની પ્રગતિ નોંધતા રહેવાની.

કાવ્યલેખનની આંતરગતિ - સર્જનની પ્રક્રિયા વિશે તો આ પૂર્વે ઘણું લખી ગયો છું. આપણી બાહ્ય ચેતના અને આપણને ઊર્ધ્વમાંથી ગતિ આપતી પરા ચેતના એ બેની વચ્ચે આપણી અનેક સ્તર પરની ગતિ-સર્જન થતાં રહે છે. કાવ્યપ્રવૃત્તિના આરંભમાં નવી વસ્તુને સાધવા માટેનું તપસ્ હોય છે. નવી વસ્તુ હાથ આવ્યાનો આનંદ-ઉત્સાહ હોય છે, અને આગળ જતાં પછી સહજતા, ઉપશમ, સ્વસ્થતા અને અપૌરુષેયતા જેવું આવે છે. બેના વચલા ગાળાઓમાં પ્રકૃતિની અનેક ગતિઓ, અહંભાવ, વાસના - મહત્ત્વાકાંક્ષા, આત્મસંતોષ ઈત્યાદિ કામ કરતું રહે છે. ખાસ કરીને તો લખવાની વાસના, કીર્તિનાં કોટડાં હાથે કરીને ચણવા બેસવું. પોતાને માટે બીજા પાસે ગુણગાન કરાવવાં, 'પરસ્પરં પ્રશંસન્તિ'ના જેવું થવા દેવું. પણ આ બધું અનિવાર્ય છે. ભીતરમાંનો અંતરાત્મા સિંહાસનારૂઢ ન થાય ત્યાં લગી ચાલે, દરમિયાન, આ બધાં 'કોટડાં' ભાંગી જતાં, ખંડેર થઇ જતાં રહે છે, નવું ચણતર પણ શીખાય છે.

પણ મૂળ મુદ્દો એટલો જ રહે છે, જે કાંઇ આવે તે નાના કે મોટા સૌંદર્યથી રસિત થઇને, સત્યથી પૂત અને સંચિત થઇને, પરમાનંદના કોઇ આનંદાંશને લઇને વાણીના પૂર્ણ ઔચિત્યપૂર્વક આવે છે કે નહિ; કવિના શબ્દને તમે બદલી ના શકો, તે પોતે પણ ન બદલાઇ શકે તેવું થઇને આવે છે કે નહિ તે જોતા રહેવાનું. પણ આમાંયે કક્ષાઓ - અધિત્યકાઓ આવે છે. પ્રત્યેક સ્તર પરની પરિપૂર્ણતા તેથી ઉપરના સ્તર પરની પરિપૂર્ણતા માટે આકાંક્ષા-અભીપ્સા કરે છે. અને કવિની કલમ ચડતી જાય છે. આપણે એ બધા સ્તરોને સ્વીકારવાના છે.

મેં ખાસ તો એ જોયું કે હું કવિતા વિશે જ સભાન બન્યો. કવિતા પોતે, તેનાં વિવેચનો પણ, કાવ્યનો વિષય બનવા લાગ્યાં. મેં 'કાવ્યપ્રણાશ' લખ્યું. વિવેચકોને માટે 'તમને' લખ્યું. અને પછી 'મારે તો ક. દ. ડા. થાવું' એવું એવું ઘણું લખાયું ને છેક છેલ્લે સુધી લખાતી કવિતા વિશે પ્રશ્નોત્તરી જેવું થતું રહે છે. આખી ગુજરાતી કવિતા - ખાસ તો ક. દ. ડા.થી શરૂ થતી, વિશેનો 'કવિતા પ્રવાસ' જ લખી નાખ્યો. એમાંથી જ્ઞાનોદય ભલે ગમે તે થયો હોય, જે રસોદય થયો હોય તેને વધાવી લેવાનો.

આ રસોદય એ પણ ઘણો ચિંત્ય, સાપેક્ષતાઓથી ભરેલો વિષય. વાચકની - ભાવકની રિતૃપ્તિ, સર્જકની પોતાની તૃપ્તિ કે 'આપરિતોષાત્ વિદુષામ્'ની અવસ્થા. છેલ્લી અવસ્થા જ સ્વીકાર્ય ગણાય. લખેલું ભૂંસી નાખવાની તૈયારી, લખાતાં લખાતાં પણ કેટલી બધી છેકછાક, કાપકૂપ, વધઘટ થતી રહે છે. ને કાચા લાકડામાંથી, ડોળિયું બની, સંઘેડાઉતાર કૃતિઓ મળે છે. જગતના અનંત વિષયોમાંથી અમુક જ કવિતાનો વિષય બને છે. તો આખા જગતને હરેક વસ્તુ કાવ્ય માટે સમુચિત દેખાય છે.

છેલ્લાં છેલ્લાં વર્ષોમાં, યોગસાધનાના અનુભવ પછી, મનની નીરવતા પણ વધારે સ્થાયી બને છે. અને એ નીરવ - મૌન - મનની પ્રસુપ્તિમાં કાંઇક સ્ફુરણ, 'ભણકાર'માં આવે છે તેવું ક્યાંકથી ઊતરી આવે છે. આછું સંસ્ફુરણ, કોઈ વિષય નહિ, ઊર્મિ નહિ, અને કોઇક વસ્તુ

અનેક રીતે પુષ્ટ થતી થતી સાકાર બને છે. માનસિક રીતે કલ્પેલું પરિણામ, તેના કરતાંયે અનેકગણા અકલ્પ્ય સંભાર લઈને અંત પામે છે. આમ એક રીતની આ અપૌરુષેયતા રહે છે. આવું છેવટનાં વર્ષોમાં બનવા લાગ્યું. એક વર્ષમાં ૩૬૫+૩૦ જેટલી કૃતિઓ લખાઈ! છેલ્લાં વર્ષોથી, ત્રણ ચાર, આવી વાર્ષિક ડાયરીઓ ભરાઈને લખાય છે, અને એક દિવસની એક નહિ, કેટલીક રચનાઓ થાય છે. હવે નથી લખવું, સૂવાનો સમય થઈ ગયો, એવો માનસિક, શારીરિક અભિગમ લઈને બેસો અને એ બધાની ઉપરવટ થઈ કવિતા કહે છે, 'એ બધું માર્યું ફરે, હમણાં લખી લે.'

પણ વિનમ્ર રીતે કવિતાને માટે કોઈ વિરાટ સર્જનની વૃત્તિ પણ જાગે છે. પણ આ બધું મૌનમાં રાખવું જોઈએ. સર્જન આદિની આ ગૂઢ ક્રિયાને સ્થૂલમાં, વાચ્યમાં બહુ લાવવી ન જોઈએ. કંઈ કહેવાનું બને તો તે ધ્વનિત, અનુરણિત થવા દેવું જોઈએ.

અનુવાદો વિષે પણ બે શબ્દો કહેવાના છે. છેક આરંભથી જ એ થતું રહ્યું છે. ગદ્ય અને પદ્ય ઉભયના અનુવાદો. અમારા સ્નાતકના અભ્યાસક્રમમાં અનુવાદનો પણ વિષય હતો. કવિતાઓ નાનીમોટી અંગ્રેજીમાંથી, તેમ જ સંસ્કૃતમાંથી અનુવાદિત થતી ગઈ. સંસ્કૃત શ્લોકોના સમશ્લોકી અનુવાદો બહુ મીઠા લાગવા માંડયા, ભાષાની સિદ્ધિ જેવા. અંગ્રેજીમાંથી 'The Hound of Heaven' કર્યું એ તો મોટી પરિતૃપ્તિ બની રહ્યું. તો થૉમસ હાર્ડીની સરળ રચનાઓ પણ હૃદયમાં ઊંડું ઘર કરી ગઈ. શ્રી અરવિન્દનાં કાવ્યો હાથ લીધાં ત્યારે તો ગજબનું કામ થતું લાગ્યું. મૂળ માટે જાણે બીજી કોઈ ભાષા જ ન સંભવે, કોઈ શબ્દ જ ન આવે, વચ્ચે વચ્ચે પણ શબ્દશક્તિ શૂન્ય જેવી થઈ ગયેલી લાગે, પણ એવી નકારાત્મક સ્થિતિમાં શબ્દો આવે, છંદમાં અર્થને અનુસરી તે ટપ દઈને બેસી જાય. આખુંયે સૉનેટ પૂર્ણ સૉનેટ બનીને રહે. એવાં ઘણાં કાવ્યો કર્યાં અને એક ધન્ય ક્ષણે 'સાવિત્રી', શ્રી અરવિન્દનું મહાકાવ્ય, પ્રગટ થઈને સંમુખ આવ્યું. એ શબ્દશક્તિનો મહાન આવિષ્કાર હતો. બે-ત્રણ વાર લખો ને કંઈક ઇષ્ટ-નિર્વાહ્ય જેવું પરિણામ આવતું થાય. આવી છએક હજાર પંક્તિઓ બની છે. પૂજાલાલે તો આખું કાવ્ય કરી આપ્યું છે. પણ માત્ર છંદમાં નહિ, એની મૂળ રસસભરતામાં એ કેટલું બને છે તે જોવાનું રહે છે.

ચાલો. હવે થોડું લખ્યું ઘણું કરીને વાંચજો એમ કહીએ. પણ એક વાત કહેવા જેવી છે. કવિની છબી જોવાને, છાપવાને, કવિને જોવાને લોકો આતુર હોય છે. કવિ પોતાની પણ ઉત્તમ છબી રજૂ થાય તેમ ઇચ્છે છે, ઝંખે છે. તેથીયે વિશેષ પોતાની દ્વારા વિશ્વના પરમ સચ્ચિદાનંદ તત્ત્વમાંથી કાંઈક સત્યાંશ ઊતરતો રહે તેમ તે ઇચ્છે છે. પણ વિશ્વની યોજના ગૂઢ-ગહન છે. પ્રભુ કહે છે 'नाहं प्रकाशः सर्वस्व योगमायासमावृत्तः' આપણને પોતાની યોગમાયાના અંચળા પહેરાવીને આ જગતમાં આપણો ભાગ ભજવવા તેમણે મોકલ્યા છે. મૂળનો મહાનટ અનેક વેશ ભજવે છે. મૂળ સ્વરૂપનું સંપૂર્ણ વિસ્મરણ થઈ જાય છે. દ્વૈતની પરિસીમા બને છે ને પ્રભુ-અંદર કે બહાર, ક્યાંય દેખાતા, અનુભવાતા નથી. 'बहूनां जन्मनामन्ते' કાંઈક બને છે, જ્ઞાની હોય તેને. પણ એ પરાત્પર સાથેનું અનુસંધાન, પૂર્ણ અદ્વૈત પણ રચાય છે, અને છતાં દ્વૈતની આ સૃષ્ટિમાં આપણે અટૂલા પણ બની રહીએ છીએ. એવો એક અકલ્પ્ય બનાવ બન્યો. મુંબઈમાં ઠક્કુર વસનજી વ્યાખ્યાનમાળામાં મારા લખી લાવેલા આખ્યાનને વાંચવામાં હું લીન હતો, કહો કે સંપૂર્ણ આત્મવિસ્મૃત, સ્વથી અતીત હતો, એવી આહ્ય પરમ શૂન્યતાની સ્થિતિમાં, શ્રોતાઓમાં બેઠેલા એક મિત્રને મારા ચહેરાને

બદલે શ્રી માતાજીનો ચહેરો દેખાવા લાગ્યો, આંખ મસળીને તેમણે ફરી ફરીથી જોયું, પણ એ દર્શન થતું રહ્યું.

શું કહેવું આને ? દિવ્યતા આપણા ઉપર આવી રીતે આરૂઢ થવા માગતી હોય તો તે જાણે. આપણે વાંધો નહિ લઈએ. પણ એ આરૂઢ બનીને પછી અનારૂઢ પણ બને છે ને ! અને આપણે अ ब क ड થઈને રહીએ છીએ, રહેવું સ્વાભાવિક, આવશ્યક બને છે. એમ વિશ્વનો ક્રમ, આપણા સર્જનનો, કવિતાનો ક્રમ બનતો રહે છે 'મેરે પિયા' જેવા ગીતમાં બે-ત્રણ મિનિટમાં જ આખી સૃષ્ટિ ઊતરી આવે છે, અને જગતને ઝળાંઝળાં કરી દે છે, તો 'પિયા બિન' કેટલીયે રાતો વીતે છે. અમાસનાં અંધારાંની ભરતીઓ ચડે છે. જે કાંઈ હો, આપણે શરીરમાં ન હોઈએ, કાવ્યમાં, રસમાં ન હોઈએ તો પણ શું ? છેવટે આપણને સર્જનાર, અને આ બધો 'સર્જન'નો ગોરંભ થવા દેનાર એકમાત્ર 'તે'ની જ આ બધી સૃષ્ટિ-તેનો અનંતવિધ વ્યાપાર છે. બધું જ 'દેવસ્ય' કાવ્ય છે.'पश्य देवस्य काव्यं न ममार न जीर्यतेः'

## संमिलितौ □ सुन्दरम् □ जशवंती दवे

(गुजराती काव्यम्)

संमिलितौ विरहकठिनानेकदिनानंतरम् ।
महति जनसमूहे तौ कृत्वा मार्गं शनैः शनैः
पुनः पुनः सहानेकैः संलापं कृत्वा यदृच्छया
समाप्य सर्वैः समं गोष्ठिं निर्वृत्या तौ समागतौ ।

न हि सुदीर्घं किमप्युक्तं पश्चात् यच्चाप्युदीरितं
अन्यस्य कस्यचिद् नूनं कुशलं एव ह्यपृच्छताम् ।

ताभ्यां कुशलवार्ता सा श्रुताऽपि न हि श्रुता इव
निष्कंपे अपि च निःशब्दे मौने द्वौ पुनः निःसृतौ
पुनः पुनः नेत्रं उत्क्षिप्य पश्यन्तौ स्तः मिथश्च तौ ॥

## સુન્દરમ્ □ સુબન્ધુ લુહાર

દાદા ડાયરીમાં નોંધે મધુમય વધાઈમાં
'સવારે સૂરજ ઉદે થાય ના થાય તે સમે,

ભૈ પરસોત્તમને ત્યાં પ્રસવ પુત્રનો થયો.'
નીતરેલાં નીરમાં એ કમળ સમ કુમળો.

સંસ્કારો સિંચ્યા દાદાએ બાલ્યકાળ થકી બધા,
મૂર્તિ ઘડી હથોડીએ સુન્દરમ્‌ની પિતામહે.

બીજમાં વૃક્ષને જોયું હશે શું આ પિતામહે ?
ભવિષ્યમાં એકોતેર અમારાં કુળ તારશે.

બીજને ભોંયમાં વાવે તેમ તેને ભણાવિયો,
ભાવ ને ભાગ્ય ભાખીને પ્રેમધારે ઉછેરિયો.

પિતાના સંસ્કારો ભાર્યા, ગુરુ ગણ્યા 'ગુલાબ'ને,
'એંકાંશ દે' માગનારો નીકળ્યો ઘર આંગણે,

આમતેમ ઘૂમતો એ શોધતો ભગવાનને
મનોરથો ઘડયા એણે દુનિયા ઘડવા નવી.

મથ્યા સૌ ત્યાં ગાંધી માર્ગે ઘણું ઘણુંક ભાંગવા,
કર્યા કૈં મોટા સંગ્રામો, ગાંધીજીના સત્યાગ્રહે.

હણો ના ભાઈ ! પાપીને, પાપ પાપી તણાં હણો.
નહીં લાધી તોય શાંતિ, રે રખડયા અહીં તહીં.

ઉગ્યાં ઓચિંતાં પ્રભાતે પ્રજ્ઞા ચક્ષુ બુદ્ધ તણાં,
કોઈ ખેતરના ખોળે શોધતાં એક અંશને.

એક સવારે કો આવી ઝબકાવી ગયું હતું
સોનલ સ્નેહ સુહાગે ઝબકોળી રહ્યું હતું.

હંકારવા દઈ દીધી નાંગરી તવ હોડલી,
પ્રેમ ગઠરિયાં બાંધી લૈને નીકળ્યા આખરે

ચૈતન્યમયીના આરે શીત વાયુ વહી રહે,
પલક પલક તારી દિવ્ય આંખ નિહાળતી.

મલક મલક માનું મલકે મધુ મુખડું
અને તમારા હૈયામાં છલકે રસ રે રસ.

આવ્યા, વસ્યા એના ધામે પરમ પરમેશ્વરી,
સૌ તીર્થોના મહાતીર્થે માના મધુ મુકામમાં.

અને છેલ્લો ચેક કોરો આપી દીધો સહી કરી
સમર્પ્યું, બાકી શું રાખ્યું ? કશું નહીં, હરી હરી.

કણ કણ માત્ર માગે, એકાદ પાંદડી વળી,
પલાંઠી વાળીને બેઠા, આદર્યો યોગ આકરો.

ઊર્ધ્વે આરોહણ અંગે હતો આ યોગ એમનો,
પાછા અવરિત થાવું સિદ્ધિ સાધી ધરા પટે,

અને બૃહત્ ઋત મુદ્રા પૃથ્વીપે આંકવી રહી.
તમારું કાર્ય તો મોટું સત્ય શુભ સનાતન.

અને છેલ્લે તમેયે રે સુશાંત ચેતના મહીં,
ધરે વસ્ત્રો બદલાવ્યાં, શુભ્ર વસ્ત્રો પહેરિયાં

વીણાએ દૂધ પાયું ને હિતાએ લાકડી દીધી,
આશીષની પ્રસાદી દૈ ઊઠયા ધીમે પ્રયાણમાં.

સુધાને સ્નેહે સંબોધી : "જવા દે તું મને હવે"
ના દર્દ હતું, મોઢેથી પ્રેમના શબ્દો હતા.

પછીથી વાતો માતાજી સાથમાં કરતા ગયા,
સ્થિતપ્રજ્ઞ હતા અને, સનાતને સમી ગયા.

# FOUR POEMS BY SUNDARAM

□ Tr. NITA RAMAIYA

## 1. PACKED

I sat packing the bag of my husband for his journey,
Put in his coat, shirt, dhoti, shaving-kit and soap as well,
And locked the bag tight, but then, I had to unpack everything.
My husband came to me and asked: Why are you unpacking?
I said: I packed my heart along, by mistake.

## 2. I HAVE

I have longed for you
With the age-old thirst of severely scorched Sahara.

## 3. I LOVE

I love the beauteous things of the world,
I will turn that which is devoid of beauty
Into sheer beauty with my persistent love.

## 4. MY DARLING !

My darling, I know just nothing,
I go on loving you unspeakingly.

My darling, you are much too enticing,
Like monsoon-clouds you keep on raining,
I go on bathing in it unspeakingly.

My darling, how fortunate I am that I am having
You in perpetual love-making, so much so that
I go on marrying you moment after moment.

# મીરાંના મિરાત અને નિરાંતનું ગીત □ સુરેશ દલાલ

## મીરાંની રીત

અમને તમારી સંગ
કાંઈ નહિ રીસ રાણા,
અમને અમારી એક રીત, એક પ્રીત, રાણા.
અમને તમારી

અમને મીરાંને રાણા રાજ અને પાટ નહિ,
અમારે ના હિંડોળાની ખાટ,
અમે રે ઝૂલતાં મારા હરિને હૈયે, અમને
હરિની વ્હાલુડી એક વાટ, રાણા.
અમને તમારી.

અમે રે તમારી સંગ કરશું ય પ્રીત, રાણા,
તમને જો હરિ સંગ પ્રીત,
અમે રે તમારી સંગ ગાઈશું નાચીશું, રાણા,
તમે જો ગાઓ હરિનું ગીત, રાણા.
અમને તમારી.

અમો યે તમારા પહેરું રતનના હાર, રાણા,
તમે જો અમારી તુલસી માળ
અમો યે તમારી ભોમે વસશું આવીને, રાણા,
આવો જો આ અમ અંતરિયાળ.
અમને તમારી.

અમો યે તમારે કાજ સેજને બિછાવું, રાણા,
તમે જો આરોહો આ વિમાન,
મીરાંની મિરાત, રાણા, તમને બધી યે દેશું,
તમને અમારું સદા અભેદાન, રાણા.
અમને તમારી.

સુન્દરમ્

મીરાંની ઉકિતરૂપે આ ગીત છે. આમાં કયાંય 'હું'ની વાત નથી, 'અમે'ની વાત છે. જે કોઈ સર્વસમર્પણ કરે એ મીરાં. જેને કૃષ્ણનું આકર્ષણ હોય અને જેની બધી જ ગતિ

કૃષ્ણની શરણાગતિમાં વિરમતી હોય, એ વ્યક્તિનું મીરાં-હૃદય - એને કોઇ માટે હોય તો રાગ હોય, દ્વેષ ન હોય. ઝેરના કટોરા મોકલનાર રાણાને પણ આ મીરાં તો જાણે કે અમૃતકટોરો મોકલે છે. રાણાની સાથે રીસ નથી ને રોષ નથી; રાણાનો દોષ હોય તોપણ એ એના પર બ્લૅકઆઉટ કરે છે. કાળો કામળો મીરાંએ ભલે ઓઢયો હોય, પણ એ જાણે કે 'દૂજા ડાઘ ન લાગે એવી કાળી શાલ રાણાને પહેરાવે છે. હરિને હૈયે ઝૂલવાનું હોય એને રાજપાટ કે હિંડોળાખાટ નથી જોઈતાં. હરિનો પંથ લે તો રાણો સ્વીકાર્ય છે, કશુંય અસ્વીકાર્ય નથી. મમત અને શરત માત્ર એટલી કે રાણો જો હરિને પ્રીત કરે તો અમે પણ રાણાને પ્રીત કરીએ. રતનના હાર પહેરવાનો વાંધો નથી; પણ રાણાએ તુળસીની માળા પહેરવી જોઇએ. રાણાને માટે પણ સેજ બિછાવવા માટે તૈયાર છે, પણ એણે પહેલાં લૌકિકને છોડીને અલૌકિક વિમાનમાં આરોહણ કરવું જોઇએ. અધોગતિ નહીં, પણ ઊર્ધ્વગતિ અભિપ્રેત છે, અને "મીરાંની મિરાત મીં શામળો ઘરેણું મારે સાચું રે. આ મીરાં રાણાને પોતાની તમામ મિરાત આપવા તૈયાર છે; અને મોટામાં મોટી મિરાત આટલી જ : - અભયદાન, અભયદાન જેવું કોઇ વરદાન નથી, ને એના જેવી કોઇ મિરાત નથી.

## સુન્દરમ્‌ને □ અરુણ જે. કક્કડ

શું મિલન ઝંખના
એટલી બધી તીવ્ર બની ગયેલી
કે,
ચુપ ચુપ ચાહવાને બદલે
આપ
અભિસારે ચાલી નીકળ્યા ?

## કવિ સુન્દરમ્‌ને..... □ નલિની માડગાંવકર

આજે
અસુંદરને સુંદર બનાવવાની
પહોંચ બહાર
જગત જઈ રહ્યું છે
ત્યારે
તમારી ખોટ બહુ સાલે છે.

# કવિ સુન્દરમ્ - એક શ્રદ્ધાંજલિ □ રામપ્રસાદ શુક્લ

કવિ શ્રીસુન્દરમ્‌ને સને ૧૯૩૦ના આખરી દિવસોમાં મારે પ્રથમ મળવાનું બન્યું. તેઓ 'કુમાર' કાર્યાલયમાંથી નીકળતા હતા અને હું દાખલ થતો હતો ત્યાં જ ભેટો થયો. શ્રી બચુભાઈ રાવતે ઓળખાણ કરાવેલી. તે વખતે તેમનું સુપ્રસિદ્ધ કાવ્ય 'બુદ્ધનાં ચક્ષુ' તાજેતરમાં જ પ્રગટ થયું હતું. એ સમય ઊંચી ભાવનાઓના તથા આદર્શોના ભણકારાઓથી ભર્યોભર્યો હતો - વિવિધ કવિકંઠો ખૂલતા જતા હતા. નવા કવિઓ સારા ભાવકો પણ હતા. એટલે સુન્દરમ્‌ના એ કાવ્યને ઉત્તમ પ્રતિભાવ તરત જ સાંપડે એમાં કશી નવાઈ ન હતી વધુમાં એ સમયના કવિપદ બક્ષવાની લગભગ સર્વસત્તા ધરાવનાર શ્રી બ.ક. ઠા. એ તે કાવ્યનાં ભારોભાર વખાણ કર્યાં એટલે સુન્દરમ્‌નું કવિપદ ખુલ્લા નિરભ્ર આકાશમાં ઝળહળતા તેજસ્વી તારા જેવું ઝળહળી રહ્યું. શ્રી ઉમાશંકરનું કમળ પાંખડીઓ ખોલી રહ્યું હતું પણ હજી સહસ્રદલે તે ઊઘડ્યું ન હતું, તેમ થવાની તૈયારી હતી. તેઓ સુન્દરમ્‌થી ત્રણ વર્ષે વયમાં નાના હતા; તોપણ તેમના સમવયસ્ક શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી ઉમાશંકરની વયે એમનાથી આગળ અને સુન્દરમ્‌ની સાથે ડગ ભરી શકે તેટલી સિદ્ધિઓ દર્શાવી શક્યા હતા. સુન્દરમ્ અને શ્રીધરાણીને બન્નેને ઉત્તમ વિદ્યાલયો અને તેટલા જ ઉત્તમ શિક્ષકો તથા વાતાવરણનો લાભ મળ્યો હતો. વિદ્યાકીય માહોલમાં કાવ્યપુષ્પો કેવાં સ્વત: વિકસે છે તેનાં આ બન્ને કવિઓ જીવતાં દૃષ્ટાંત હતા. બીજા કવિઓ ઘરેડિયા શિક્ષણક્ષેત્રમાંથી આવ્યા હતા; તેમને જાતઘડતર કરવું પડ્યું હતું. અલબત્ત, શ્રી ઉમાશંકરને ૧૯૩૧માં કાકાસાહેબ કાલેલકરના અંતેવાસી બનવાનો લાભ મળ્યો હતો તેનું મૂલ્ય ઓછું આંકી શકાય તેમ નથી.

શ્રીધરાણીને પરદેશમાં જવાથી લાભ જરૂર થયા હશે. (પત્રકારત્વના ક્ષેત્રે તેમણે સિદ્ધિઓ દર્શાવી). કાવ્યના ક્ષેત્રે તેમનો પગ ખસ્યો તે પાછો દૃઢપણે સ્થિર થઈ ન શક્યો. ગુજરાતી કાવ્યક્ષેત્રે હું બે મોટી હોનારતો ગણું છું : (૧) ગજેન્દ્ર ગુલાબરાય બુચનું ૨૫ વર્ષની વયે અતિ કરુણ અવસાન (૨) શ્રીધરાણીનું વિદેશગમન - બુચનો હું અલ્પ સમય માટે વિદ્યાર્થી હતો ને હું ક્યારેય ભૂલી શકયો નથી અને શ્રીધરાણી સાથે સ્વલ્પ પણ મૈત્રી હતી જ. આજેય શ્રીધરાણીનું સુપ્રસિદ્ધ સૉનેટ 'ભરતી' હું વાંચું છું ત્યારે ૨૦ વર્ષની વયનો એક ઊગતો કવિ જાણે કે રાતોરાત સિદ્ધ કાવ્યબાનીનો સ્વામી બની ગયો હોય એવું રોમાંચક દૃશ્ય નજર આગળ તરે છે. એ સમયનો શો ઉઘાડ હતો અને શો ઉપાડ હતો !

સને ૧૯૩૧ના જૂન માસના એક દિવસે ઉમાશંકર સુન્દરમ્‌ની સાથે મને મળવા આવ્યા. સ્વલ્પ પરિચય તો અગાઉ થયેલો હતો જ અને તે દિવસે કાયમી મૈત્રીનું વૃક્ષ જ જાણે કે ઊગી ગયું. સુન્દરમ્ અતિ સરળ, નિખાલસ, સહૃદય અને ખુલ્લા દિલના આદમી હતા. વાતવાતમાં તેઓ આછું હસતા. વ્યક્તિત્વ મોટું છતાં તેનો લગીર ભાર નહિ. મારાં તો તે સમય સુધીમાં બે ત્રણ કાવ્યો જ છપાયાં હતાં તોપણ તેમણે સ્વજન જેવો ભાવ દર્શાવ્યો. વધુમાં અમે બે છેક સમવયસ્ક હતા. મારો સંસ્કૃતનો અભ્યાસ સારો હતો ને તેઓ તરત જ કળી ગયા. એ જમાનામાં મુંબઈ વિશ્વવિદ્યાલયના સ્નાતક અભ્યાસક્રમ માટે ઓનર્સ (Honours)ની ૪૫૦ ગુણના ત્રણ પ્રશ્નપત્રો-પ્રત્યેક ૧૫૦ માર્કનો - એ રીતની વ્યવસ્થા હતી. આ ત્રણ પ્રશ્નપત્રો વધારાના અને સ્વૈચ્છિક લેવાના હતા. ઊંચો વર્ગ પ્રાપ્ત કરવા માટે તે અભ્યાસ આવશ્યક ગણાતો. તેમણે રામનારાયણ પાઠક અને રસિકલાલ પરીખ

કૃત (અનુવાદ) 'કાવ્યપ્રકાશ'ના છ ઉલ્લાસો વાંચેલા હતા. મારે બ્રહ્મસૂત્ર પરના શાંકરભાષ્યનો બીજો અધ્યાય અભ્યાસ માટે હતો. જો કે તે વખતે પરીક્ષાનું માધ્યમ અંગ્રેજી હોવાથી મારે થીબો (Thibaut) વાંચવો પડેલો પણ મેં આપણા વ્યાકરણવિદ કમળાશંકરના ગુજરાતી અનુવાદનો ઠીક ઉપયોગ કરેલો. એને આધારે જ હું ભાષ્યની વિચારસરણી ઠીકઠીક ગ્રહી શક્યો હતો. આ અનુભવે મને માધ્યમ વિશે વિચાર કરતો કરી મૂકેલો અને હું સ્વભાષાનો પક્ષકાર બની ગયેલો. સુન્દરમ્‌ને શ્રી અરવિંદની વિચારસરણીનો તેસમયે પરિચય હોય તો હું જાણતો નથી. તેમનું સકળ ચિત્ત તે વખતે કાવ્યોમાં જ કેન્દ્રિત થયેલું હતું. તેઓ ઘણે ભાગે મુંબઈની ફેલોશિપ હાઈ સ્કૂલમાં શિક્ષક હતા અને કંઈ કારણસર અમદાવાદ આવેલા હતા. તે પછી તેઓ સત્યાગ્રહમાં જોડાયા હતા અને છેક ૧૯૩૪માં અમદાવાદમાં આવી જ્યોતિ સંઘમાં જોડાયા હતા. હું ૧૯૩૩માં પૈસાની ખેંચને કારણે ઈડર સંસ્થાનના શિક્ષણ ખાતામાં શાળાનિરીક્ષક તરીકે જોડાયો હતો. કલાગુરુ રવિશંકર રાવળને ઈડર સંસ્થાનના મુખ્ય શિક્ષણઅધિકારી સાથે દોસ્તી હતી. તેઓ મને ઈડર મોકલવામાં નિમિત્ત બન્યા હતા. આ અધિકારી તે મહારાષ્ટ્રના આૈંધના રાજકુટુંબના એક અતિ સંસ્કારી સભ્ય શ્રી પંઢરીનાથ ઇનામદાર. તેમને પુરાતત્ત્વ વિદ્યાનો ઊંડો શોખ હતો અને તેમણે ઈડર સંસ્થાનના પુરાતત્ત્વ વિષયક અવશેષો પર પ્રકાશ પાડતું એક સુન્દર પુસ્તક (અંગ્રેજી-ગુજરાતી બન્ને ભાષાઓમાં) પ્રગટ કરેલું જે તેની માગ છતાં હાલ ઉપલબ્ધ નથી. તેમણે મને વિજ્ઞાનના અનેક વિષયોનો રસ લગાડયો. મારાથી ૨૨ વર્ષ મોટા હોવા છતાં તેઓ અનેક ડુંગરો મારી સાથે ચડ્યા; નદીઓ અને ઝરણાં ખૂંદ્યાં અને સર્વ સૌન્દર્યસ્થળો જોયાં. તેમની સાથેનો છ વર્ષનો મારો અવિચ્છિન્ન સંબંધ એ મારાજીવનનો સર્વોત્તમ કાળ હું ગણું છું. નેશનલ જ્યોગ્રોફી મૅગેઝિનની જીવનભર ટકી રહેલી રઢ તેમણે જ મને લગાડી.

સને ૧૯૩૪માં સુન્દરમ્ જ્યોતિ સંઘમાં જોડાયા અને સારંગપુરની ઘાસીરામની પોળમાં ભાડે વસવાટ કર્યો. તે સમયે જ્યોતિ સંઘનાં સંચાલિકા શ્રી મૃદુલાબહેન સારાભાઈ હતાં જે તેમને સારીરીતે જાણતાં હતાં. પરંતુ (સ્મૃતિ સાચી હોય તો) તેમને તે સંસ્થામાં ખેંચી જવામાં અમારા સર્વના પરમ મિત્ર શ્રી ઉત્સવ પરીખ હતા. ઉત્સવભાઈ એટલો જ્ઞાનનો, દલીલોનો અને આનંદનો એક ફુવારો. તેમની હાજરીમાં જ્ઞાનવિતરણની છાકમછોળ ઊડે. અમદાવાદની સ્વસ્તિક સોસાયટીમાં નદી પાર તેમણે મકાન બાંધ્યું તે ઉત્સવભાઈની સલાહ અને પ્રેરણાથી. ઘણે ભાગે ઉત્સવભાઈનું એ સોસાયટીમાં સભ્ય લેખે ઘણું ચાલતું હતું. અરવિંદાશ્રમના તેમના છેલ્લા ૪૫ થીયે વધુ વર્ષ દરમિયાનના વસવાટ વચ્ચે તેઓ અહીં આવે ત્યારે એ જ મકાનમાં ઘણુંખરું રહેતા. આ નાની બંગલીમાં પ્રભાતે અનેક વખત તેમને બાગકામ કરતા મેં જોયા હતા. તેમણે કહ્યું છે.

ઘણુંક ઘણું ભાંગવું, ઘણુ ઉઠાવ, મારી ભુજા .

એ કોઈ કલ્પન ન હતું. તેઓ શ્રમજીવનના માત્ર સાક્ષી જ ન હતા, સહભાગી હતા. એમને કોઈ પણ કામનો છોછ ન હતો. તેઓ વિદ્યાપીઠમાં હતા ત્યારે કાકાસાહેબ કાલેલકરની રોજ પ્રભાતે દાઢી કરતા, લાંબો અસ્ત્રો ઘસવાની અને લટપટિયાં પર ફડાકા બોલાવવાની તેમને ફાવટ પડી ગઈ હતી.

અનેક સ્મરણો ઊભરાય છે અને જાણે કે અહમહમિકાપૂર્વક એકબીજાંને ઠેલે છે. તે વચ્ચે નોંધી લઉં કે તેમણે સને ૧૯૩૧માં 'મેઘદૂત'ના પગલે 'ચક્રદૂત' નામનું એક લાંબું કાવ્ય

મંદાક્રાંતા છંદમાં રચેલું, તેની નકલ મને મોકલી હતી. એ કાવ્ય કદાચ તેમણે ૧૯૩૦માં રચ્યું હોય કારણકે 'કાવ્યમંગલા'માં 'કાલિદાસ'ને કાવ્ય છપાયું છે તે 'ચક્રદૂત'ના અર્પણ તરીકે હતું એવી મારી સ્મૃતિ છે. લાંબું કાવ્ય માત્ર મધ્યમકક્ષાનું હતું એવા મારા અભિપ્રાયને તેમણે અવગણ્યો ન હતો તેમાં તેમની ઋજુતા હતી. સત્યકથન (કટુ હોય તોપણ) સહજતાથી તેઓ સ્વીકારી લેતા એવો મારો આશરે એક દાયકાનો અનુભવ છે. 'કાવ્યમંગલા' કાવ્યસંગ્રહમાં કાવ્ય સાથે 'મંગલા' નામ જોડવાનું સૂચન મારું હતું (તેમના મનમાં પણ કદાચ તેમ હોય). સૂચન સ્વીકારવામાં તેમણે લગાર હિચકિચાટ અનુભવ્યો ન હતો. છેક બાલવયે રિવાજ પ્રમાણે સુન્દરમ્‌નાં લગ્ન થયાં હતાં એટલે મંગળાબહેને કેટલી ચોપડી પાસ કરી તે ન કહી શકું. પરંતુ મને પૂરી જાણ છે કે તેઓ ઘણી સારી રીતે વાચનલેખન કરી શકતાં અને પત્રો લખતાં. તેઓ પતિનાં કાવ્યો સમજતાં એમ કહેવાનો આશય નથી. કારણ કાવ્યોનું ભાવન કરનારા - મર્મને પામનારા - આજેય સમગ્ર ગુજરાતમાંથી પાંચસોથી અધિક ભાવક શોધતાં સહેલું પડે ખરું ? પરંતુ તેઓ પતિની બધી જરૂરિયાતોની પૂર્ણ કાળજી રાખતાં - સુન્દરમ્ અત્યંત વ્યવસ્થિત, બધું તેમનું યથાસ્થાને જ હોય તેવું જ સ્વચ્છતાપૂર્વક તેમને તરત જ નજરે ચડે એ રીતે ગોઠવાયેલું જ રહેતું. ૧૯૩૬ના મે માસમાં ઉમાશંકરનાં લગ્ન થયાં મણિનગરના એક બંગલામાં; ત્યારે સુન્દરમ્ મણિનગરમાં (ઘણે ભાગે 'કુંજગલી'માં) રહેતા હતા એટલે જાન ચાલતી લગ્નસ્થળે પહોંચી હતી. મંગળાબહેનનો ઉત્સાહ માતો ન હતો અને તેઓ ફરૂકડે ફરી વળતાં હતાં. મારા બન્ને પરમ મિત્રોની પત્નીઓનો આ સહોલ્લેખ કેટલું દુઃખમય સુખ ઉપજાવે છે ? જ્યોત્સ્નાબહેન તો ઉમાશંકરને શિરે વરસેલું વરદાન જ હતાં.

સુન્દરમ્ અગ્રિમ કવિ તરીકે સ્થપાયા છે પરંતુ તેમનું કાવ્ય વિવેચક તરીકેનું સ્થાન ઓછું નથી જ. સવાહજાર કૃતિઓ વાંચીને યથાર્થ તારવણી કરવી એ નાનુસૂનું કામ નથી. મને બરાબર યાદ છે કે તેઓ રોજ સવારે ૮-૩૦ કલાકે શાકભાખરી અથવા પૂરીશાક એક થેલીમાં મૂકીને ગુજરાત વિદ્યાસભાના ગ્રંથાલયમાં પહોંચી જતા અને એક નિર્ણીત મેજ પર બેસી નોટબુકોમાં નોંધો લેતા. ત્યાંથી સીધા જ તેઓ જ્યોતિ સંઘ પર પહોંચતા. ઘણી વાર સાંજે ઘેર પાછા ફરતા પહેલાં પણ તેઓ આ કામ કરતા; સાઇકલ વાપરતા હતા તેથી ઠીક સરળતા થઇ હતી. 'અર્વાચીન કવિતા'માં જે સ્તબકો પાડીને ગૂંથણી કરવાનું તેમણે વિચાર્યું તેમાં તેમની પ્રતિભાની પહોંચ વરતાઇ આવે છે. સળંગ લખાણમાં વચમાં વચમાં સમુચિત મથાળાં મૂકીને લખાણને સુસ્પષ્ટ હસ્તામલકવત્ કરાવી આપવાની તેમની ચીવટ પ્રશંસાપાત્ર બને છે. કોઇને તેઓ ભૂલ્યા નથી અને કોઇને મૂલવ્યા વિના રહ્યા નથી. જમશેદજી પીતીતની કવિતા વિશે તેમનું લખાણ કેટલું સહૃદય અને કેટલું સાચુકલું છે ? એવું જ ગજેન્દ્ર ગુલાબરાય બુચની કવિતાનું વિવેચન છે. તેમણે ચૂંટેલી પંક્તિઓની સચોટતા કેટલી વેધક છે ? વિસરાઇ ગયેલા કવિઓની સારી પંક્તિઓનું તેમણે ઉદ્ધરણ કર્યું છે તે પણ આ કૃતિના મૂલ્યમાં વધારો કરે છે.

વાર્તાલેખક અને પ્રવાસલેખક તરીકે પણ તેમણે સારી સિદ્ધિઓ દર્શાવી છે. પરંતુ આ સર્વ ઉન્મેષો અતીન્દ્રિય તરફ વળ્યા તે પછીની સિદ્ધિઅસિદ્ધિ વિશે કશું કહેવાનું મારે માટે સમુચિત નથી. તેમણે ઘણા ગુર્જર કવિઓને અરવિંદદર્શન તરફ વાળ્યા છે તે જાણીતી હકીકત છે. જે દર્શનને શ્રેષ્ઠ અને ઇષ્ટ માનતા હોય તે તરફ વાળવાને - પોતાના એક નિકટ

મિત્રને - તેઓ ચૂકે તે કેમ બને ? સને ૧૯૩૮માં તેઓ અરવિંદ આશ્રમમાં થોડો વખત હતા (સ્થાયી થયા પહેલાં) ત્યારે તેમણે પચાસેક રૂપિયા મારી પાસેથી મંગાવીને શ્રી અરવિંદના આશીર્વાદ (સહી સાથેના) વાળાં પુસ્તકોનો એક સેટ મને મોકલ્યો હતો, જે મેં વાંચ્યો હતો. તેમાંનો કેટલોક ભાગ મને ગમ્યો પણ હશે. પરંતુ હું તે સમયે શાંકરભાષ્ય અને ખંડનખંડખાદ્યને દ્વંદ્વાત્મક ભૌતિકવાદ (Dialectual Materialism)ને નવી દૃષ્ટિએ અવલોકવામાં મચ્યો હતો એટલે મેળ જામ્યો નહિ. ચિત્ત અને ચૈતન્યની એકતાનતા થઇ જાય તો કોઇ વાર અતીન્દ્રિય જણાતી ઘટના બની આવે તે સંભાવનાથી પર નથી, છતાં તેનો પળપળનો સ્વીકાર મને ગ્રાહ્ય લાગ્યો નહિ. ભૂમાનું સત્ય બુદ્ધિગ્રાહ્ય નથી જ, એ તો મારીઠોકીને ઉપનિષદોએ કહ્યું છે; પરંતુ તેથી તે ગપાષ્ટ ગમ્ય છે એમ માનવાની મારી હિંમત ચાલી નહિ. પરંતુ મારા પ્રત્યેની સાચા મિત્રને છાજે તેવી શુભનિષ્ઠા તેમણે દર્શાવી તેનું મૂલ્ય શું શબ્દોમાં વર્ણવી શકાય ખરું ? મેં તો તેમને સત્યનિષ્ઠ અને સહૃદય મિત્ર તરીકે જ માન્યા કર્યા છે કારણકે તેમણે મને તેવી જ પ્રતીતિ કરાવી છે.

કેટકેટલાં સ્મરણો આલેખું ? ચારેક વર્ષ પર ઉમાશંકરે મને એક બપોરે ત્રણ વાગ્યે બોલાવ્યો; ફોન પર કારણ આપ્યું નહિ. હું ગયો ત્યાર પછી અર્ધા કલાકે સુન્દરમ્ પણ આવ્યા. બેમાંથી એકેયને મળી શકાશે તેવી ખબર નહિ. સાનંદાશ્ચર્યપૂર્ણ એ મિલનની મજા અમે ખૂબ માણી. છેક રાતના નવ સુધી અમે સાથે રહ્યા. તેમણે મારાં કાવ્યો - હાથ આવે તે બધાંયે - ગ્રંથરૂપે પ્રગટ કરવાની સૂચના કરી જેમાં ઉમાશંકરે પણં સૂર પુરાવ્યો. તે સૂચન હકીકતરૂપ બને તે પહેલાં બન્ને અણધારી રીતે ગયા. આને નિયતિ કહેવી કે દૈવનો દુર્વિપાક કહેવો ? સંગ્રહના ચારેક ફરમા તો છપાયા હતા ત્યાં તો ઉમાશંકરની પુત્રી નંદિનીનો સવારમાં ફોન આવ્યો કે સુન્દરમ્‌કાકા ગયા. હું તેમના હાથમાં મોડે મોડે સંગ્રહ મૂકવાની ઉમેદ સેવતો હતો અને તે માટે પુસ્તકની પ્રતમાં મૂકવા બે કાવ્ય પંક્તિઓ રચી હતી તેનાથી લેખ સમેટું :

**તમારું ને મારું મન મળી ગયું એક જ રસે,**
**ભલે ને અત્યારે દ્વિદલકમલે હંસ વિલસે.**

## સુન્દરમ્‌નું આરોહણ □ માણેકલાલ પટેલ

'સ્નેહની વાટે હંસલો ઊડ્યો એકલો
ક્યાં હશે એનો દેવતી દેશ ?
કાળની કેડી બદલતો નવ આરોહણે
વાગતી જાણે ઊંઘની ઠેસ !
ભોમને છોડી વ્યોમમાં વસવું અર્પણે
દિવ્ય રે શિખરો દિવ્ય રે વેશ !
ઊર્ધ્વના ઓ રે ગુંબજો ઝળક્યા દર્શને
શીવમાં જાણે જીવ પ્રવેશ !

## બીજા સુન્દરમ્‌ને □ રઘુવીર ચૌધરી

અમે જેને ચાહીએ તે તમે જ ?
અમારાથી અન્ય, ત્રીજું કોણ એ તમોને
ખેંચી જાય દૂર ? દૂર, માત્ર દૂર.....
ગિરિ પર ચડી રહ્યા તેના જ ઓછાયા નીચે
વસુધા પે અંકિત તમારાં જુએ પદચિહ્‌ન ઊંચે.
યુગોથકી ઉપેક્ષિત કંટક-શા અમે,
પંથ પર ઊડી ઊડી પડી જતા ધૂલિકણ,
વાદળના પડછાયા, ખાઈ મહીં ખોવાયેલ
પવન-શા અમે, એક-બીજા સમા.
તમે જેને ચાહતા તે અમે જ.
નિરપેક્ષ આનંદ તો અનવદ્ય,
પૂર્વનો પ્રકોપ અવ જાગવાનો સદ્ય ?
ઘંટીનાં બે પડ વચ્ચે આજેય પિસાય
પેલી વૃદ્ધાતણી અંતિમ જીવનપળો,
ગરુડ હજીય આભ વિશે ઊડે, અટવાય,
શૂન્યતાનો સાગર બે આંખમહીં ભર્યો.
નિહાળેલી મૃતિકા તો પગ નીચે,
રચાવાનો કણ થકી હિમાલય ?
લખી આપ્યાં સપનાં તે છેકી નાખો,
અથવા તો યથાર્થનો અંતરાલ વાંચો.
આજ થકી પ્રાપ્ત તવ શબ્દમહીં કવિ,
પ્રફુલ્લિત પદ્મતણી તેજોન્મુખ છવિ
અપૂર્વ એ મૂર્તિમંત સંમોહક દ્યુતિ.
ચિત્ત થાય તૃપ્ત અને જાગી આવે સ્તુતિ.
કિન્તુ અવ યાત્રા સ્થિર ? ધ્રુવ કેમ શ્રુતિ ?
કવિને તે ધ્રુવપદ હોય ભલા ? અવિરત ગતિ,
એક નહીં દસે દિશ અપરોક્ષ ઈજનથી ભરી.
ધરા પર સ્વર્ગ આવે ? ધરા એ જ સ્વર્ગ.
માનવને ઉર સંગોપિત સહુ ભર્ગ.
અવનીનું અમૃતત્વ શોધવાને સુન્દરમ્‌,
માટી પર પાછો મૂકી દક્ષિણ ચરણ.
('રુચિ,' ૧૯૬૪)

## તૃતીય - ચરણ ◻ સુન્દરમ્

રઘુવીર, નમસ્કાર !
તમે જેને ચાહો તે કદાચ હું નહીં,
એ કદાચ તે જ - ત્રીજું પેલું,
તમારાથી, મારા થકી, સકલથી અન્ય,
દૂર દૂર વસનાર,
આપણ સકલ તણું પરમ કર્ષક,
સુદૂરિત - નિકટ નિકટ,
અહો બંધુ, જ્યહીં સ્નેહ ત્યહીં
દૂર કિંવા નજીક શું-
હોડીને કે હૃદયને !
જગતમાં જાણો - હું : તું અને તત્,
એ પરમ તત્
એ જ એક સત્
એહ વિણ સકલ અસત્
આપણે સહુય અલ્પ સત્
કંટકો - શા, ધૂલિકણ જ શા,
પડછાયા, પથલુપ્ત પવનો શા,
કિંતુ કોક સુગૂઢ સૌહાર્દ તણા તંતુએ નિબંધ,
હું તમોને ચાહી સદા ચાહું પેલું તત્
અહો ભૂત - એ નથી ને ભૂત થઈ ઝાલી રહ્યું.
આજની આ ક્ષણ,
સંતાન એ કાલ તણી,
સપનાઓ - હજી વધુ વધુ;
યથાર્થની એ તો મૂઢ છબી
યથાર્થને અંતરાલ મુજ સ્વપ્નતણા મ્હેલ.
ચલો મિત્ર ચલો. યાત્રીના અથંભ સદા થાય,
એની દૃગ કિંતુ સદા ધ્રુવ શું સંધાય.
કવિને અધ્રુવ કેરું, દેવા ચહો દાન ?
એની ગતિ તણે તલ

સ્થાપ્યું છે સદાય ચંચલ ?
ચલો મિત્ર ચલો,
દશે દિશ થકી આવ્યાં ઇજન તો, ભલે
હજી હશે વધુ, અતલ વિતલ તણાં;
સપ્ત સ્વર્ગ, વૈકુંઠ ને વૃંદાવન તણાં.
ધરા - સ્વર્ગ એક જ ભૂગોલ ?
ધરા એ જ સ્વર્ગ,
કહો ત્યારે ધરા એ નર્ક.
માનવમાં સંગોપિત સકલ છે ભર્ગ -
અને કયહીં અંધકાર તણો છે નિવાસ ?
અવનીનું અમૃતત્વ
શોધીએ જરૂર એને,
શિવતણો - હલાહલ પીનારનો રાખજો સંગાથ.
હું સહાય સજજ,
દક્ષિણ ને વામ,
ઉભય ચરણ ધરી ધરા ધૂલિતલ,
વિચરતું મુજ મન શાશ્વત - પાગલ
ધરા - ધૂલિ-
એ તો રહી રઘુવીર પદથી પુનિત,
સ્મરી સ્મરી મારું ઉર સદા સુમુદિત.
નમસ્કાર, રઘુવીર !
જેટલા હો સુન્દરમ્ તેટલા સકલતણા.

[નોંધ :- 'રુચિ'ના માર્ચ ૧૯૬૪ના અંકમાં કવિવર સુન્દરમ્‌નો આ પ્રત્યુત્તર પ્રગટ થયેલો.]

## ભટકે આંખો ☐ સુન્દરમ્

ભૂલી ભૂલી ભટકે છે આંખો,
અરે ભૂલી ભટકે છે આંખો,
એને કોઇ આંજણિયાં આંજો,
અરે એને આંજણિયાં માંજો. ભૂલી ભૂલી.

અગન ગગનકેરી ઘૂંટી ઘૂંટી એનું
ફૂલડું કો એક બનાવો,
એ રે ફૂલડાની એને લેહ રે લગાડી એનાં
એને મીંઢળિયાં બંધાવો. ભૂલી ભૂલી.

કિયે રે મુલક એનાં આવ્યાં પીયરિયાં ને
કિયાં રે સાસરિયાં સમજાવો,
કિયો રે પિયુડો એનો ઊભો રે તોરણિયે,
એની તે આરતિયું ઉતરાવો. ભૂલી ભૂલી.

આણી તીરે ગંગા અને પેલી તીરે જમુના ને
વચમાં ગોકુળિયું વસાવો,
એને રે માથે મીઠી ગોરસી ચડાવી એને
અમારી મહિયારી બનાવો. ભૂલી ભૂલી.

હું ને મારો શ્યામ અમે આદિના ગોવાળા, એની
ધેન મારા ધણમાં ભળાવો.
અમારી મુરલીના એને ચીંધો રે મારગડા ને
અમારા વગડામાં વસાવો. ભૂલી ભૂલી.

## 'માનવ - ચક્ષુ'ની કથા ☐ સુન્દરમ્

પ્રિય - અપ્રિયની રીતે નહીં, પણ આ ગ્રંથની સંપાદિકાને ખાતર આ સાથેની કૃતિ મોકલું છું, એમણે આંકેલી ભૂમિકા તત્ત્વવિચારની રીતે બહુ ટકે તેવી નથી, વળી સર્વનાશની પરિસ્થિતિમાં માત્ર એકને જ બચાવી લેવાનું હોય તો... આવું તે ભલા કોઇ દી બનવાનું ખરું ? અને બનવાનું જ હોય તો એવી કાળભગવાનની મહાક્ષણે ભલે સર્વનો નાશ થઇ જતો એમ જ કહીએને ? વળી ભૂતકાળને વળગી રહેવાની શી જરૂર ? સર્જનની વિશ્વશક્તિ તો



સુન્દરમ્ અને સુધા



ખુરશીમાં ડાબેથી : શ્રી શાંતિલાલ દેસાઇ, સુન્દરમ, બાલમુકુંદ દવે

(ઉભેલા) પહેલી હરોળ : ડાબેથી : પિનાકીન ઠાકોર, હકુ શાહ (ચિત્રકાર), માણેકલાલ પટેલ (કવિ), મધુબેન જાની

બીજી હરોળ : કનુભાઇ જાની, નલિન રાવળ, નિરંજન ભગત, ઇન્દુકુમાર ત્રિવેદી, દિનકર દેસાઇ, દેવબાળા પટેલ

નવા નવા આવિષ્કારો આપશે. એને ત્યાં શી ખોટ છે ?

એટલે કોઇ કૃતિ શોધવા માટે વિચાર કરતાં ચિત્તના પટ પર સરળતાથી ઊપસી આવેલી આ કૃતિને અહીં રજૂ કરું છું. પણ આ સદ્ય :સ્મૃતા કેમ બની એ પ્રશ્ન પણ થાય તો તેનો જવાબ તો આપણે પોતે કૃતિ પાસેથી શોધી લેવાનો. આ કાવ્યની વિલક્ષણતાની નોંધ ટૂંકમાં નીચે પ્રમાણે છે.

એની શરૂઆત તો 'ભૂંડી ભૂંડી ભટકે છે આંખો' એ રીતે કરેલી. પણ આંખોને આમ નિંદાભાવથી જોતાં તો પછી બિલ્વમંગળના જેવું થાય. એણે તો એ 'ભૂંડી'ને ફોડી નાખેલી, આપણે એટલા પ્રખર સાધક (હઠયોગી) તો ન થઇએ, પણ આખરે તો એના ઉપર પ્રહાર તો કરીએ જ છીએ ને ? એટલે આ પ્રહારાત્મક ગતિ બંધ થઇ અને કાવ્ય આપોઆપ બીજા ભાવથી, છેવટે જતાં તો ઊંડા વાત્સલ્યભાવથી આગળ વધ્યું. 'ભૂંડી ભૂંડી'ને બદલે મેં 'ભૂલી ભૂલી' કર્યું. આ તો બિચારી ભૂલી પડેલી આંખો છે. આમ તો પૂરેપૂરી દૃષ્ટિસંપન્ન છે, બધું જ જોઇ શકે છે, પણ આ જગતની મોહકતા જોઇને મૂંઝાઇ ગઇ છે; શું જોઉં, શું ન જોઉં, શું લઉં, શું ન લઉં, એમ તે ભટકે છે. એને માટે તો થોડું આંજણ બસ થશે. પણ એ આંજણ, નાના બાળકને પકડી આંજણું આંજવું પડે છે, તેમ આને પણ કરવું પડે - ઘસીને આંજવું પડે, વાસણ માંજતા હોઇએ તેમ અને પછી આ પ્રેમાતુરા આંખોને કેવી રીતે ઠેકાણે પાડવી, કેવી રીતે એના પિયુ ભેગી કરી તેના ઘરમાં બેસાડવી, તેની આરતી ઉતારતી કરવી એ વાત આવી.

પણ છેલ્લી બે કડીમાં કંઇક નવું આવ્યું, નવું બન્યું. 'હું અને મારો શ્યામ' નામના બે 'આદિના ગોવાળિયા' એને પોતાની ટુકડીમાં લઇ જવાને હાજર થયા. એનો ઘરસંસાર ભલે આગવો રહ્યો, પણ એની ગાય તે અમારા ધણમાં મોકલે, બીજાના નહીં. 'અમારી' મુરલીના રસ્તે તે આવે, અમારા વનની નિવાસિની બને, અને અમારા વતી એનાં ગોરસ વેચે, એવું કરવાનું તે કહેવા લાગ્યા.

અને આમાં પછી 'આંખો' તે કવિની કે કોઇ એકની રહેતી નથી. આખા જગતની આંખોની આ વાત બની જાય છે. કવિ અહીં બિલ્વમંગળ નથી રહેતો, શરૂમાં જરા હતો તેવો, પણ શ્યામમાં જોડાઇ ગયેલો સુરદાસ બને છે અને જગતની આંખો માટે આ પ્રિસ્ક્રિપશન- ચક્ષુ - ઉપચાર લઇ આવે છે.

મેં 'બુદ્ધનાં ચક્ષુ' લખ્યું, કહો કે લખાઇ ગયું, તેમ તેની સામેના પલ્લામાં આ 'માનવ-ચક્ષુ' ગોઠવાતું હોય તેમ લાગે છે. પેલું એના ધીરગંભીર છંદોરૂપે આવ્યું હતું, આ રસળતા ગીત રૂપે આવ્યું. જગતમાં ચક્ષુઓ જે કામ કરી રહ્યાં છે, જગતને માટે પ્રગટ થતાં પ્રભુનાં ચક્ષુ, અને પ્રભુને માટે આતુર બનતાં ચક્ષુ, એ બે મળીને સૃષ્ટિવિકાસનું ચક્ષુ-ચક્ર પૂરું થતું હોય તેમ લાગે છે.

૨૫-૪-'૭૫

તા.ક. પણ એક પ્રશ્ન તો બાકી રહે છે, એમાં આમાં આ બધું કરવાનું જેને કહેવામાં આવે તે કોણ છે વળી ? 'હું અને શ્યામ'ની ટુકડી પણ જેની પાસે આ મદદ માગે છે, જેની સમક્ષ વિનંતી ગુજારે છે તે કોણ હશે વળી ?

## સુન્દરમ્‌નું ઘર □ ઉમાશંકર જોશી

કવિ, તમે કહો તો ક્યાં આવ્યા છો ?
અહીંથી નીકળ્યા હતા,
કહો તો ક્યાં આવ્યા છો ?

હે અજાણ્યા યાત્રી,
દુનિયા ભમી ભમી-
નગરો, જનપદો, સીમાપ્રાન્તરો,
વનાનીના પાલવથી ઢાંકયાં ગિરિકોતરો,
ઉપવનો, સભાખંડો, જનવૃંદ કોલાહલો,
અસીમ આત્મગહવરનાં ઊંડાણો એકાન્તો,
અશબ્દ લયયોગે શૂન્યત્વ, સભર ભરી
તટહીન હસ્તીનાં ઉત્તરંગ ઉલ્લસિતો,
કલ્પનાતીત લોક-આલોક ઢળેલાં નયન પૂંઠે,
નિષ્પંદ ચૈતન્યવ્હેણે, સ્થલકાલવિગલનો,
- અનુભવ વિશ્વોમાં રમી શમી
કહો તો આ ક્ષણે જાણે ક્યાંક આવ્યા છો ?

મેડી પર પેલી તમારી કવિતાયન પૂર્વબારી,
સાંકડો દાદર ખૂણામાં,
સાંકળ સુ-ગૂંથેલી ભારઝલી,
ભોંયતળિયે પરસાળની પેલી ગમ જન્મસ્થાન... ...

કવિતાપ્રકાશ ક્યાં ક્યાં ક્યા વિવિધ
વિચિત્ર સમૃદ્ધ લોકે તમને ઉપાડી ગયો ?
સ્નેહની શૃંખલા અતૂટ ક્રમેક્રમે ઘડી તમે,
ઊર્ધ્વ આરોહણ-સીડી લાધી ગઈ ચરણોને.
નવજન્મ, ચિરજન્મ પામ્યા ? ક્યે સ્થાને ? કહો,
કહો તો, કવિ, અપરિચિત પ્રતિ પ્રેરનારું,
સ્વયં અજાણ્યું શું બન્યું, પૂર્વે અતિપરિચિત

તેને શકશો વધાવી આજ નવા પરિચયે ?
દર્પણપ્રતિબિંબ જુએ મૂલને કૌતુકે નર્યા,
એમ શુંય જોઈ રહ્યા ?
કહો તો, કવિ ક્યાં આવ્યા છો ?

## સુન્દરમ્‌ને ! □ ભગીરથ બ્રહ્મભટ્ટ

પછી તો
સહરાની પ્રચંડ તરસે
તમને પડી'તી લત ચાહવાની
તમે ચાહ્યાં સુંદર-અસુંદર જનોને
ને મૃત્યુય ચાહ્યું તમે પાછું સુંદર !
હવે–
'એક ગાંડી' ગુજરાતી ગાથા
'તે રમ્ય રાત્રે' ને 'રમણીય ગાત્રે'
ધ્રુવપદ ક્યહીં' ગોતવાની કહોને ?
અને
હૃદયની દીવાલે બાને સજાવી
તમે સમર્પી શબ્દોની માળા !
'સળંગ સળિયા પરે' ઉરધારી
'શિશુ વિષ્ણુ લાંછન' સઘળે નિહાળી
તમે ઘણ લૈને ઘડયા ઘાટ રૂડા
ગાંધીના રંગે પડયા પાસ ઊંડા
'માનવ' થવાની તમે દીધી દીક્ષા
પછી તો પરમે પ્હોંચી પ્રતીક્ષા
કવિતાની ભીતર તમે ચિર પોઢ્યા
ને પૂર્ણ ઊઘડયા !!
અમને થયું કે ઊગર્યા
અમે પણ......

# દલિત સાહિત્યની નાન્દી

## કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો

□ મેઘનાદ હ. ભટ્ટ

ડૉ. આંબેડકર મહાનિર્વાણ, ભારતીય દલિત સાહિત્યની બળુકી પ્રાણપ્રતિષ્ઠા અને ગુજરાતી સાહિત્યમાં 'શુદ્ર' સાહિત્યનો ધનુષટંકાર અને ઐતિહાસિક દૃષ્ટિએ સમકાલીન ઘટના. નકાર, નિષેધ, વેદના, વ્યથા, વિદ્રોહ અને પરિણામે માનવીય સ્વમાનનો સબળ સાહિત્યિક અવાજ નવા સ્વરૂપે પ્રતિષ્ઠિત થયાં. ત્રીજા વિશ્વના અનેક દેશોમાં આ અવાજ એના તીવ્રતમ સ્વરૂપે પડઘાયો. ગુજરાત થોડું બડભાગી હતું. માનવીય અસ્તિત્વના સાંગોપાંગ સ્વીકાર અને સામાજિક હયાતીની હતભાગી વિડંબનાને એણે વર્ષો પહેલાં પિછાણી હતી. ગાંધીજી જેવા યુગપુરુષનું કર્મક્ષેત્ર (જન્મના અકસ્માતને કારણે) મૂળભૂત રીતે ગુજરાત બન્યું. એમાં વળી માર્ક્સના માનવીય સમાનતાના દૂરગામી સિદ્ધાંતોની યુગપ્રવર્તક અસર ભળી. પરિણામે, સામાજિક સંપ્રજ્ઞતાની સાહિત્યિક માવજત કરી ગુજરાતી સાહિત્ય જગતે અવનવી ક્રાંતિ, એ ક્રાંતિ દ્વારા પોષાયેલ ચેતોવિસ્તાર અને એની સાથે સહજસુલભ વાસ્તવદર્શી સાહિત્યને જન્મ આપ્યો. જે પાછળથી આવનાર દલિતસાહિત્યની નાન્દી બની શકે. એ એક ક્યારેય ન નકારી શકાય એવી હકીકત છે કે વીસમી સદીના બીજા-ત્રીજા દાયકામાં ગાંધીજીની અવનવી જીવન અને કાર્યપદ્ધતિ અને માર્કસની સર્વાશ્લેષી સમાનતાની ફિલસૂફીએ ગુજરાતી સર્જકોને સંપૂર્ણ રીતે ભાવતરબોળ કર્યા. સાહિત્યિક સંવેદનામાં જે માનવીય સ્પંદનોનો પડઘો પડઘાયો તે (ગુજરાતી સાહિત્ય પૂરતોય) અભૂતપૂર્વ હતો. ગાંધીજીના ધર્મયુદ્ધ માટે સત્ય અને અહિંસા અને એની ફળશ્રુતિ રૂપે માણસમાત્ર માટે સમભાવ, વર્ષોથી હલકી મનાતી આવેલી કોમોને સામાજિક જીવનના મુખ્ય વહેણમાં લાવી અંત્યોદય પ્રયાસ, અસ્પૃશ્યતા અને જાતિભેદનો નાશ, સ્વાવલંબન પર ભાર, દુ:ખી, દલિત, કંગાળ, પીડિત લોકોના જીવનમાં ઓતપ્રોત થઈ તાદાત્મ્યભાવે એમનો ઉત્કર્ષ કરવાની તમન્ના- આ બધી વિચારશ્રેણીએ સર્જકમાત્ર પર સ્વાભાવિક પ્રભાવ પાડયો. રશિયન ક્રાંતિ અને એની ભીતર હલબલી રહેલી માર્કસની માનવતાવાદી ફિલસૂફીએ ગુજરાતી સર્જકની સંવિત્તિને મૂળભૂત રીતે રંગી- આ સંમયના બે પ્રમુખ કવિઓએ-ઉમાશંકર (વ્યક્તિ બનીને બનું વિશ્વમાનવી') અને સુન્દરમ્ (પૃથ્વી ઉછંગે ઊછરેલ માનવી હું માનવી માનવ થાઉં તો ઘણું) – પોતાની સમગ્ર પેઢીની આશા આકાંક્ષાને વાચા આપી. કમનસીબે, ૧૯૫૬ની આસપાસ ગુજરાતી સાહિત્યમાં 'શૂદ્ર' સાહિત્યનો જે ઝંઝાવાતી પવન ફૂંકાયો તેમાં પૂર્વસુરીઓએ કરેલા બધા જ સાહિત્યને નકામું, રદ્દી પુરવાર કરવાનો વૃથા વ્યાયામ થયો. પૂર્વગ્રહના પિરામિડમાં ગાંધીયુગના સર્જકોના મહત્ત્વના સાહિત્યિક પ્રદાનને પણ દફનાવી દેવાનો પ્રયત્ન થયો. અલબત્ત, આત્માના અભાવવાળા આકારવાદના આ અનરાધારી સાહિત્યિક અસ્તિત્વે અભિધાશક્તિથી ભર્યાભર્યા સર્જનકાર્યની વિના કારણે વિડંબના કરી. વિકલ્પે કશું નવું નકરું આપ્યા વિના.

કાળના વિકરાળ વિવેચકે વર્ષો સુધી, પોતાને સ્વાર્થે, જેની નોંધ લેવી પડે એવી કવિ સુન્દરમ્‌ના પ્રથમ કાવ્યસંગ્રહ "કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો" વિશે, **ઉપરોક્ત નોંધની પડછે** થોડીક વાત. "કોયા ભગતની કડવી વાણી..."નું પ્રકાશન સંવત



માણેકલાલ પટેલ, પિનાકિન ઠાકોર, સુન્દરમ્, બાલમુકુન્દ દવે

વહાલીડા રે, તને કેટલાં વહાલ કરું,
વહાલ ભરી ભરી ફૂલ ગુલાબ ધરું.

હેતના રાતા ગાણાં ગાતાં ઘેનમાં સાવ સરું,
આંખ વાળીને જાગતાં રાતની રાત ઉજાગરા કરું.

આવું તે કંઈ હોય રે, ભોળો બાળના હોંશના હાર,
મન મારું વારી ઘોડલા જેવું ધમક ધમક ધાય.

૨-૩૭ રાત્રિ
૨૧-૧૨-૮૦
૭-૩૧ પ્રભાત
૨૮-૧૨-૮૦

હાર હવાનું જો કાંઈ હોત તો
મન ભરીને હાર,
આભની મારી કોયલ એનું
દિલ ભરીને ગાર.

આપણે સાબૂતરૂપે, બાપડાં તરવાને તૈયાર,
સાગર ગાંડો થાય ભલે, એને આપણે કરશું પાર.

૧૨-૩૯ રાત્રિ
૨૧-૧૨-૮૦
૭ પ્રભાત
૧૨-૮૦

૧૯૮૯. લગભગ ૬૦ વર્ષ પહેલાં ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામમાં તીવ્રપણે ઓતપ્રોત થયેલા એક ગરવા સક્રિય સૈનિકે 'કવિતાની નવી જ દિશા, નવી પદ્ધતિ' અને 'સમાજની સ્થિતિ પરની ટીકા' તથા 'વસ્તુસ્થિતિની વિચારપ્રેરક રજૂઆત' દ્વારા, તત્કાલીન સાહિત્યિક આબોહવાએ જેને 'નવા' સાહિત્ય તરીકે નવાજ્યું તે સાહિત્ય સર્જ્યું. સર્જક સુન્દરમ્ અત્યંત જાગૃત વ્યક્તિ છે. કોયા ભગતનાં આ કાવ્યોની (ખાસ્સી) લાંબી ઓળખમાં તેઓ કહે છે : "કોયા ભગતને જે કહેવાનું છે એ એને પોતાને જ બહુ સારી રીતે કહેતાં આવડે છે. છતાં એની વાણીની પાછળ કેવી જાતની ભૂમિકા છે એ બતાવી હોય તો સૌ કોઈને સમજવામાં ઠીક સરળતા થાય. કોયા ભગતે ભગવાનને અને ભક્તોને તથા જેને જેને વાણી સંભળાવી છે, તે બધાં તરફ તેને પ્રેમ છે. પશુ અને પંખી, માણસ અને ભગવાન બધાંને માટે એને માયા છે. એ બધાંનાં દુઃખ તે એનાં દુઃખ છે. એ દુઃખ કેમ દૂર થાય એને માટે કોયા ભગતની તપશ્ચર્યા છે. **પણ હજી એને સિદ્ધિ નથી વરી. એટલે આ વાણી તો ખીજવાયેલા જીવનના ઉકળાટ જેવી છે."**

'કડવી વાણી'નાં ૧૫ અને 'ગરીબોનાં ગીતો' ૨૮ કાવ્યો (ગીતો) મળી કુલ ૪૩ કાવ્યોના આ સંગ્રહની (કમનસીબે આ લખનારને લાઈબ્રેરીમાંથી જે પ્રત મળી છે તેમાં ૪૧ કાવ્યો-૯૨ પાનાં છે) વાણી જૂની છે તેમ જ નવી છે. સુન્દરમ્ યોગ્ય રીતે જ કહે છે કે; "અત્યારે ગુજરાતીમાં લખાતી કવિતાથી એનો રસ્તો, વિષય અને નિરૂપણ બધી રીતે જુદાં છે. જૂની ઢબનાં ભજનોની ઘાટીમાં લખાયેલી છતાં આ વાણીના વિષયો આ જમાનાના છે. નવા જમાનાની ભાવના અને જૂના જમાનાની પદ્ધતિ ભેગી કરી આ વાણી લખવાનો પ્રયત્ન છે. એ રીતે કોયો ભગત ભોજો ભગત અને અખાની હારમાં બેસવા જાય અને સાથે સાથે સમાજવાદીઓના ટોળામાં પણ કદાચ ભળી જાય."

ભવિષ્યમાં યોગસાધનાને એમના સ્વીકૃત જીવનકાર્ય તરીકે સ્વીકારનાર કવિના સમકાલીન સંદર્ભમાં 'મૌલિક મિજાજ, સ્વતંત્ર માનસ, વૈયક્તિક મૂલ્યો, વિશિષ્ટ રસરુચિ અને આગવા વ્યક્તિત્વની' સહજ નીપજ છે આ કાવ્યો. "ભારતવર્ષના ઇતિહાસના અંધારયુગથી પ્રજાજીવનમાં જે વેવલી ભક્તિ પ્રવેશી છે, 'ભગતું પેઠું છે,' એની પર સુન્દરમે એમના કવિજીવનના આરંભે જ 'હરિને વિદાય', 'હરિનો જવાબ', 'અવતાર ના લેશો' જેવાં કાવ્યોમાં એક પ્રબળ આઘાત કર્યો છે અને 'ક્યાં આગે આગે'ના પ્રશ્નાર્થથી એમની ધર્મશ્રદ્ધાની, ભગવાનની ખોજનો આરંભ કર્યો છે." (નિરંજન ભગત) કોયા ભગત કડવા વચન કાઢે છે. કારણ : "દુનિયાના રોગદોગ દુઃખ મારે દિલ વસ્યાં, માનવીના મેલ ઝાઝા નીરખ્યા હો રે." ઈશ્વરનો (માનવસર્જિત નિયતિનો ?) પક્ષપાત કવિને સહજ રીતે કઠે છે.

ઈશ્વરની અઘોર અવ્યવસ્થા, માનવીની અંધશ્રદ્ધા અને આંધળી ઈશ્વરભક્તિ, સાધુસંતો અને કર્મકાંડીના ભવાડા, જે ભક્તિ લોકોને પાંગળા, દૂબળા, પરવશ, નમાલા કરી મૂકે અને જે માન્યતા માણસને પોતાને દીન, હીન, પાપી, માલ વગરનો માનતો થાય એની સામે કવિ કટાક્ષનો ધારદાર કોરડો વીંઝે છે. 'હરિને વિદાય' (તું પોઢયો સોનાને પારણે ને અહીં નાકલીટી લોક તાણે/છપ્પનભોગનો ખાનારો અમ્મારાં પેટની પીડા શું જાણે ?") અને 'હરિનો જવાબ' ("મારે નામે ખોટું ઓઠું બનાવીને મંદિરો કહે કોણે બાંધ્યાં ?/ દૂધ છોડી તમે પાણી વલોવ્યું ને પાપના ભોજન રાંધ્યા ?"), 'અવતાર ના લેશો' 'સીતાજીનો પોપટ' જેવાં કાવ્યોમાં સ્વમાનપૂર્વક જીવવાના માનવીય અધિકારની – શરણે કોઈને ના રહેજે – ભાવનાથી આ ભજનો રંગાયાં છે. મહેનત 'દોડાદોડી બધી ભગવાનની અને કામ

(ભગવાનના આશીર્વાદથી ?) થાય અમારાં. એ હીનતમ માનવપ્રકૃતિની દરેક કાવ્યમાં ભારોભાર વિડંબના છે. કટાક્ષ અહીં વેધક રીતે કરુણ બને છે. વહેમ, અંધશ્રદ્ધા, પરંપરાગત કુરિવાજો ("ડોસો મર્યો હોય તો વાત સારી ને ડોસી મરે તો વધાઈ/જવાન મોત થયું હોય તોયે એમાં ન વાંધો ભાઈ/અમોને લાડવા ખવાડ ભાઈ.")ને કારણે કોયા ભગતને 'રુદિયાની બળતરા' થાય છે. એ જ કારણે વિદ્રોહનો સૂર પણ તારસ્વરે સંભળાય છે. ("નાગાંભૂખ્યાં, રોગી, મરવા પડેલાં માણસ઼ ઢોર ચોદિશ/તેને ટટળતાં મેલી હું પકવાન પત્થરને ન ધરીશ").

કાવ્યસંગ્રહનો બીજો ભાગ આપણને જીવનના એક કરુણતમ પ્રદેશમાં લઈ જાય છે. આપણી કળાએ કે કવિતાએ જે પ્રદેશમાં ડોકિયું પણ નથી કર્યું ત્યાં આ કાવ્યો જાય છે અને એ અવગણેલા પ્રદેશનો દેખાવ, ઉપરથી હાસ્યરંગના છતાં તેની નીચે છુપાયેલા ઘેરા કરુણ રંગનાં ચિત્રો ઉઠાવે છે. આ એકએક ચિત્ર આપણી સમાજરચના સામે વિકરાળ પોકાર પાડતું ઊભું રહે છે, આપણી ધર્મની સંસ્થાઓ સામે, ધનિકો સામે, અને જગતનો ઉદ્ધાર કરવા નીકળેલા સાધુસંતો સામે પ્રશ્નો ફેંકે છે કે આમ કેમ છે ? આ કાવ્યોમાં ભાષા, લયહિલ્લોળો, અને કથનની સંવાદિતા અત્યંત આકર્ષક પરિણામ લાવે છે. કાચબા-કાચબીના ભજનના ઢાળમાં લખાયેલાં ગીતો સહિત આ કાવ્યોમાં "ભાવોદ્રેક, ભાવશક્તિ કરુણ અને હાસ્યના મિશ્રણરૂપે પ્રગટ થાય છે. કરુણ ને ઉચિત અને ઉપકારક એવા હાસ્યની આ શક્તિ ગુજરાતી ભાષાની કવિતામાં – બલ્કે કોઈ પણ ભાષાની કવિતામાં વિરલ છે." (નિરંજન ભગત).

'વેરણ મીંદડી''માં આદમને મધરાતે વેરણ થતી મીંદડીને કારણે રાંધવાનું એકમાત્ર વાસણ ભાંગવાનું કે "પાંદડીમાં – પાંચ વરસની પાંદડી, દોઢ વરસનો (ઘોડિયામાં રમતો) એનો ભાઈ અને કમાવા ગયેલી માની કુરણગર્ભિત વ્યથાકથા સુણી ક્યા ભાવકની આંખ ભીની ન થાય ? ગામના શેઠની રૂપસુંદરી શેઠાણીના અવસાન સમયે પહેરાવેલી ચુંદડી બામણ ગામની ભંગડી એના છૈયાની જાનમાં પહેરે એ વિધિ વકતા 'ભંગડી' (ગુજરાતી સાહિત્યનું એક બેનમૂન કાવ્ય) કેટલા તો લયહિલ્લોળા સાથે છતાં કેટલી તો વેધકતાથી કવિ માંડે છે. 'ભંગડી' અને એની સાથે વાઘરીવાડની ભૂંડી/ભૂખી રૂડકી, ત્રણ પડોશીની માકોરબાઈ ("એક ફળીનાં ત્રણ રહેવાસી, શેઠને બીજા રામ/ત્રીજી માકોર બાઈ રાંડેલી; કોડી કને ના દામ") ખાલપી મીઠડી, સાગરને તીરે ટટળતી ટીટોડીનાં કાવ્યો (ગીતો) માત્ર સુન્દરમ્‌ની કાવ્યસૃષ્ટિની જ નહીં પણ ગુજરાતી સાહિત્યસૃષ્ટિની, કાળનિરપેક્ષ, અમર કૃતિઓ છે. આ કાવ્યોમાં કવિની સામાજિક સંપ્રજ્ઞતા, કલાકીય દૃષ્ટિ અને માનવીય નિસ્બત સુપેરે પ્રમાણી શકાય છે.

'ડુંગળી' કાવ્યમાં દ્વારકાના નાથને ખટરસ ભોજન અને પંચામૃત ભોજન પાન કરતા રંક લોકોના પકવાન 'ડુંગળી' ખાવાની ઈચ્છા થાય છે તેનું હાસ્યમિશ્રિત ચિત્રણ, તો 'ઊંદરડી' કાવ્યમાં માનવીની દ્વિધાવૃત્તિનું સરસ સુભગ ચિત્રણ છે. 'અમારે હિન્દુને' કાવ્યનો હૃદયસોંસરવો કટાક્ષ તો આજની કોમવાદી આબોહવામાં અત્યંત પ્રસ્તુત બની જાય છે. તત્કાલીન સમાજની 'સુધારા'ની આબોહવા કેટલાંક કાવ્યોને અકલાત્મક અવશ્ય બનાવે – પણ, ઘોર નિદ્રામાં 'સંતોષપૂર્વક' નશામાં પોઢેલા સમાજને અને દેશવાસીઓને એમની 'ભાષા'માં સાહિત્ય પીરસનાર સર્જકને થોડીક વાચાળતાની મર્યાદા અવશ્ય નડે. એક ગુલામ દેશ માટે સ્વદેશપ્રેમ, સમાનતા, માનવીય મૂલ્યોની પળોજણ અવશ્ય એક વરેણ્ય

આદર્શ બને પણ એ સંભાર જ્યારે સાહિત્યિક આકાર પામે ત્યારે થોડીક ઓછી મુખરતા થોડુંક વધુ કલાત્મક પરિણામ અવશ્ય લાવે, પણ કોઈ વાયવ્ય રંગદર્શિતાથી આ કાવ્યો નથી રચાયાં. આ તો "માણસ માણસ વચ્ચેની આટલી વિષમતા અને તફાવતથી જેના અંત:કરણમાં કંઈક કરુણા અને પ્રેમનો સંચાર થાય અને કંઈક પ્રશ્નો ઊઠે અને એક યા બીજી રીતે વિચાર કરવા પ્રેરાય" એવા આશયથી રચાયેલાં કાવ્યો છે. કવિનો આશય ગમે તે હોય, ગુજરાતી કવિતાના એક સંવેદનશીલ ભાવક તરીકે આપણે સ્વીકારવું જ રહ્યું કે ગુજરાતી સાહિત્યના દલિત કવિતાના અપૂર્વ અને અનન્ય નાન્દીસર્જનના કર્તૃત્વની ગૌરવશાળી અને ગરવા સર્જનકાર્યનું દાયિત્વ કવિ સુન્દરમ્ સક્રિય રીતે નિભાવ્યું છે. અલબત્ત, એમના સમકાલીન સર્જક મિત્ર ઉમાશંકર અને તત્કાલીન કેટલાંક કવિઓ આ સાહિત્યયાત્રાના સહપાન્થ યાત્રી અવશ્ય હતા. ગુજરાતી દલિત સાહિત્યમાં આ સર્જકોએ અવશ્ય પાયાનું કામ કર્યું છે.

☐ **કિશોર શાહ**

છાપાંઓમાં ફોટા સાથે હેડલાઈન ચમકી
બીજા દિવસે ભૂંસાઈ ગઈ.
ટી.વી.માં સમાચાર ઝબક્યા, દસ સેકંડ
અને ક્ષણમાત્રમાં લોપાઈ ગયા.
શિરસ્તા મુજબ શોકસભા ભરાઈ
વક્તાઓએ અંજલિ આપી
જીવનભરનું કામ બિરદાવ્યું

બસ, બધું પતી ગયું
નવું પાઠ્યપુસ્તક આવશે
ત્યારે તમારા નામ આગળ
સ્વને પણ ખબર ન પડે તેમ
સ્વ. ગોઠવાઈ જશે.
તમારા જન્મવર્ષથી થોડે દૂર
મૃત્યુનું વર્ષ છપાઈ જશે.
જન્મ અને મૃત્યુનાં બે પૂંઠાં વચ્ચે
બંધ થઈ જશે
તમારી કિતાબ.

## સુન્દરમ્‌ને □ પ્રવીણ દરજી

વિસ્મયભરી આંખ તારી
વારંવાર
સ્હેજ મલકી
સ્હેજ છલકી
એવું ઢળે
જાણે
પાંદડી ગુલાબની ધીમે હલે !

હાથમાં લઈ હાથ
તું સ્પર્શતો
એવું કંઈક કે
હાથની રેખા બધી
કલીઓ બની મ્હેંકી ઊઠે !
એક ક્ષણ
એ
છલકાવી ગઈ તરસ્યા કિનારા
પ્રકંપિત પ્રાણ : ગોચર દૂરના આરા

હે કવિ !
રાગમાં વિતરાગનાં
મોતી ચૂગંતઃ
હંસ શી
તારી છવિ !

## સુન્દરમ્‌ને □ હરીન્દ્ર દવે

તિતિક્ષા તો ધારી લઇશ, કવિ, આપો વચન કે
તમારી સંગાથે કમલવનને પ્રાન્ત મુજને
મળી જે શાંતિની ચરમ ક્ષણ, એ શાશ્વત રહો.

# કવિ સુન્દરમ્ □ સુરેશ દલાલ

ગાંધીયુગની કવિતાની એક આંખ સુન્દરમ્ અને બીજી આંખ ઉમાશંકર. જીવનસૃષ્ટિ ગાંધીજીની અને ત્રીજા નેત્ર જેવી કાવ્યદૃષ્ટિ બળવંતરાય ઠાકોરની. બંનેની કાવ્યપ્રવૃત્તિ એક જ ઉંબરેથી શરૂ થઈ અને જુદી જુદી દિશામાં ફંટાઈ. સુન્દરમ્ પોંડિચેરી ગયા. ઉમાશંકર અમદાવાદ રહ્યા અને ઠેરઠેર વહ્યા. સુન્દરમ્ અને ઉમાશંકર એવા કવિઓ છે કે વાત કરવી હોય તો શરૂઆતમાં બંનેને છૂટા પાડીને વાત ન કરી શકાય. વ્યક્તિ સુન્દરમ્ ભોળાભટાક. વ્યક્તિ ઉમાશંકર દુનિયા અને દુનિયાદારીના જાણકાર. એકને માટે આધ્યાત્મિકતા સારસર્વસ્વ, બીજાને માટે કવિતા એ જ આધ્યાત્મિકતા. સુન્દરમ્ કદી યાદ ન અપાવે કે એ સુન્દરમ્ છે. ઉમાશંકર કદી ભૂલવા ન દે કે એ ઉમાશંકર છે.

ગુજરાતી સાહિત્યની મોટામાં મોટી કમનસીબી એ છે કે "યાત્રા" પછી સુન્દરમ્‌નો એકે કાવ્યસંગ્રહ પ્રગટ નથી થયો. "યાત્રા"નું યાદ છે ત્યાં સુધી પ્રકાશન ૧૯૫૧. ૪૦ વર્ષથી આવા મોટા ગજાના કવિનો સંગ્રહ પ્રગટ ન થાય એમાં જવાબદાર કોણ ? કવિ કે પ્રકાશક કે....? સુન્દરમ્‌ના અત્યાર સુધીમાં ચાર કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે : "કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો", "કાવ્યમંગલા", "વસુધા" અને "યાત્રા".

પ્રારંભમાં કવિની વાણીમાં આક્રોશ છે. ઈશ્વર પ્રત્યે ચીઢ છે. હરિને કહી દે છે કે હવે હરિ વૈકુંઠ જાઓ રે. આ ગરીબી, સમાજની વિષમતા અસહ્ય લાગવાથી કવિની કલમ આ રીતે આક્રોશે છે.

કવિનો અભિગમ ધીરે ધીરે બદલાય છે અને 'બુદ્ધનાં ચક્ષુ'માં કવિને ઇશ્વરના સંદર્ભમાં એક નવો રસ પ્રાપ્ત થાય છે. "તમે આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા." ત્રિમૂર્તિમાં બુદ્ધ ને ઇશુની સાથે ગાંધી પણ છે. આ ગાંધી એટલે... "બન્યા ગાંધીરૂપે પ્રગટ ધરતીનાં રુદન સૌ."

આ કવિઓને ગાંધીને કારણે એક પ્રતીતિ હતી કે પાપીને હણવાથી પાપ બમણું થાય છે, પાપ હણાતું નથી. હૃદયના ગુપ્ત બળથી પાપ સામે લડવાનું હોય છે. ઉમાશંકરમાં પણ આ દુરિતના મુકાબલાની વાત આવ્યા કરે છે. એ જમાનામાં સુન્દરમ્‌ની ધ્રુવપંક્તિ "હું માનવી માનવ થાઉં તો ઘણું." આ કવિ કોઈ દુન્યવી પદની નહીં પણ કવિતાના ધ્રુવપદની શોધમાં રહ્યા.

**અરે, મારી ભોળી શિશુક કવિતાને હજી નથી**
**મળ્યું એનું સાચું ધ્રુવપદ, ભમે આજ અટૂલી**
**સુગ્રંથ્યાં વિશ્વોમાં બસૂર સ્વરથી, કાવ્યઘડુલી**
**મહા સત્યાબ્ધિમાં સ્થિર તરણ અર્થે રહી મથી.**

ઈશ્વર પ્રત્યેની ભાવના અને વિભાવના ક્રમેક્રમે બદલાય છે. શ્રદ્ધાના આસનને નમવાની વાત કરે છે. ઈશ્વરનું એક મુગ્ધ સ્વરૂપ વિસ્મયરૂપ પ્રગટે છે.

**એક સવારે આવી**
**મુજને કોણ ગયું ઝબકાવી ?**
**વસંતની ફૂલમાળા પ્હેરી,**
**કોકિલની લઈ બંસી,**
**પરાગની પાવડીએ આવી,**
**કોણ ગયું ઉર પેસી ?**

કવિની ધર્મયાત્રા જેમ જેમ આગળ વધે છે તેમ તેમ અભિવ્યક્તિ બદલાય છે. "યાત્રા"નો કવિ કહે

છે, "હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે, આવે ભલે તે લયલા બનીને."

સુન્દરમ્‌ની પ્રણયકવિતામાં અવર્ણનીય સવીર્યતા છે. આવી ભાલો ભોંકાય એવી ઉત્કટતા માત્ર દોઢ પંક્તિમાં સુન્દરમ્‌ની કલમ જ પ્રકટાવી શકે.

તને મેં ઝંખી છે-
યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.

"વસુધા" ના સુન્દરમ્‌ને પ્રતીતિ હતી કે પ્રેમથી અસૌંદર્યને પણ સુંદર કરી શકાય છે. કાવ્યસ્વરૂપની વાતો કરીએ તો સુન્દરમે સૉનેટ, ગીત, દીર્ઘકાવ્ય, કર્ણ-દ્રૌપદી જેવાં પાત્રપ્રધાન કાવ્યો આપ્યાં છે. સુન્દરમ્ જેવાં અને જેટલાં ગીતો ભાગ્યે જ કોઈએ લખ્યાં હશે. સહજતા એમની કવિતાનો અતિગુણ તો કસબનો અભાવ કદાચ અવગુણ. ગીતના સ્વરૂપની સાહજિકતા કેવી હોય છે એ માટે આ એક જ, જાણે કે મીરાંએ લખ્યું હોય-એવું આ ગીત પૂરતું છે :

મેરે પિયા મૈં કછુ નહીં જાનૂં,
મૈં તો ચુપ ચુપ ચાહ રહી.

મેરે પિયા, તુમ કિતને સુહાવન,
તુમ બરસો જિમ મેહા સાવન,
મૈં તો ચુપચુપ નાહ રહી.

મેરે પિયા, તુમ અમર સુહાગી,
તુમ પાયે મૈં બહુ બડભાગી,
મૈં તો પલ પલ બ્યાહ રહી.

સુન્દરમ્‌ના જવાથી-એક મોટા ગજાના કવિના જવાથી કાવ્યસૃષ્ટિમાં જે સૂનકાર સર્જાયો છે તે સૂનકારને સભર કરવા માટે બીજા કોઈના નહીં પણ કવિ સુન્દરમ્‌ના શબ્દો જ સમર્થ છે.

એમણે કેવળ કાવ્યો નથી લખ્યાં; વાર્તા, વિવેચનો, પ્રવાસ-વર્ણનો અને અનુવાદો પણ કર્યા છે. જ્યાં જ્યાં કદમ મૂક્યા છે ત્યાં ત્યાં મંઝિલ એમનાથી દૂર નથી રહી છતાંય સુન્દરમ્‌નો એક જ અર્થ હશે અને એ અર્થ તે કવિ સુન્દરમ્.

એક કણ રે આપો,
આખો મણ નહિ માગું,
એક કણ રે આપો, મારા રાજ !
આખો રે ભંડાર મારો એ રહ્યો.

એક આંગણું આપો,
આખું આભ નહિ માગું,
એક આંગણું આપો, મારા રાજ !
આખાં રે બ્રહ્માંડ મારાં એ રહ્યાં.

એક પાંદડી આપો,
આખું ફૂલ નહિ માગું,
એક પાંદડી આપો, મારા રાજ !
આખી રે વસંત મારી એ રહી.

એક ઘૂંટડો આપો,
આખો ઘટ નહિ માગું,
એક ઘૂંટડો આપો, મારા રાજ !
આખાં રે સરોવર મારાં એ રહ્યાં.

એક મીટડી આપો,
આખી પ્રીત નહિ માગું,
એક મીટડી આપો, મારા રાજ !
આખાં રે અમૃત મારાં એ રહ્યાં.

સુન્દરમ્

ભક્તિકાવ્યોની આપણા સાહિત્યમાં કોઇ મણા નથી. સર્જનહાર પાસે ભીડ પડયે હાથ લંબાવવામાં કોઈ પ્રદેશમાં કોઈ કવિએ કોઈ કાળે નાનમ અનુભવી નથી. પરંતુ એ માગવા પાછળની ભાવનામાં યુગે યુગે ફેર પડતો જોઈ શકાય છે. અંતે તો ભક્તહૃદય ઇશ્વરની અસીમ કરૂણા ઉપર જ આધાર રાખે પણ ગાંધીયુગનો કવિ ઇશ્વરની દયા ઉપર જ

Parasite ની જેમ નિર્ભર ન રહેતાં, તેની પાસે શક્તિ માગનો જેથી કરી નિ:સહાય થયા વગર જગતના જંગમાં પોતે પોતાનું જ ફોડી લે.

ઘણાં બધાં ભક્તિકાવ્યો જોઈએ છીએ તો કાં તો એ માત્ર પ્રાર્થનાકાવ્યો બની જાય કાં તો એ ફરમાઇશ કાવ્યો બની જાય. બહુ ઓછાં કાવ્યો હોય છે જેમાં ઊંડી અનુભૂતિનો સાત્ત્વિક રણકો સંભળાતો હોય. એનું કારણ કદાચ ઈશ્વર પ્રત્યેની આપણી ભાવના પણ હોય. ડૉમ મોરાઇસની પેલી પંક્તિઓ કેવી રીતે સૂચવી જાય છે કે ઈશ્વર ઘણી વખત આપણે મન 'તક' નો પર્યાય જ બને છે.

"We pray God or opportunity
Or both!"

સામાન્ય ભાષામાં પણ આપણે કહીએ છીએ કે આ માણસ 'God-fearing' છે. 'God-loving' છે એમ કેમ નહિ કહેવાતું હોય ? પ્રેમ સ્વાર્પણ સમેત સર્વાર્પણ માગે છે તેમ તે અધિકારો આપે પણ છે. બ્રહ્માંડની અખિલાઈના સર્જક-સ્વામી પાસે મનુષ્ય માગણી કરે તે સ્વાભાવિક છે; પણ શું માગે છે તેના પરથી જાચકની કક્ષાનો ખ્યાલ આવી જાય. ઈશ્વર જેવો દાતા મળે પછી માગવામાં મર્યાદા શી ?

બહુ જ થોડા અધિકારી આત્મા હશે જે ઈશ્વરની નહિ પણ પોતાની મર્યાદાઓ સમજીને કહી શકે કે :

"માગવાનું કહે છે તો માગી રહું છું આ, પ્રભુ !
દઈ દે મન એવું કે માગે એ કશુંએ નહિ !"

– વિપિન પરીખ

સુન્દરમનું 'એક કણ રે આપો' કાવ્ય આ રીતે સ્પર્શી જાય છે, વાંચતાં ઘણું સરળ લાગે છે, પણ એ સરળતા ઉપનિષદની વાણી જેવી છે. સરળ લાગે છે કારણ કે આધ્યાત્મિકતાના જળથી રસાળ હૃદયનો એ આસાન ઉદ્‌ગાર છે : ઉદ્‌ગાતાના નિર્મળ મનની સ્વાભાવિકતા તેમાં વહે છે : આત્મસાત્ કરવા માટે એ સરળતા સર્વ કોઈ માટે સરળ નથી.

'એક કણ રે આપો,
આખો મણ નહિ માગું...'

જ્યાંથી આવે છે ત્યાં તો ભંડારો નહિ, બ્રહ્માંડો ભર્યાંપૂર્યાં છે. આપનારને મન મણની કિંમત કણ જેટલી ય નથી. પરંતુ સિદ્ધિના ઉંબરની લગોલગ આવેલા સાધકમાં જ બિંદુમાં જ સિંધુનાં દર્શન સંપૂર્ણતયા કરી લેવાની શક્તિ હોય. ઝાકળના બિંદુમાં ગંગામૈયાના આખાય જલરાશિની પવિત્રતા કલ્પવી એ આર્યભાવના માટે નવું નથી; પરંતુ એ ભાવનાને-કલ્પનાને જીવતર બનાવવા માટે તો અગાધતા ને અબાધતાથી રચેલી દૃષ્ટિવાળી આંખ જ જોઈએ.

કવિ તો કણના વાસ્તવમાંથી ભર્યા ભંડારોની તૃપ્તિ અનુભવી શકે છે. ધરતીની જેમ કણમાંથી અનેક કણો સર્જવાની રસાળતા અને વિશાળતા પણ કવિહૃદયમાં છે. આ માગણીની સૂક્ષ્મતા જ એ બતાવે છે કે માગણી ઊણપમાંથી જન્મવાને બદલે તૃપ્તિમાંથી જ જન્મે છે. આ તો પરિતૃપ્તિનો ઓડકાર છે. પેલા આંધળાની જેમ સાતમી પેઢીના છોકરાને

ધીમેથી કહી દે છે કે 'હું નિસ્પૃહ છું પણ નિર્મમ નથી!' ઇશ્વર પ્રત્યેની-પેલા અમૃતની-મમતા તો કવિ કેમ છોડે? 'એક કણ રે આપો....' અહીં 'રે' માત્ર Space-filler નથી; અધિકારી જાચકના હૃદયની આર્દ્રતાને કેવી સાહજિકતાથી નિરૂપે છે! વધુ કાલાંવાલાં melodramatic દીનતા બની જાત; જ્યારે અહીં તો હૃદયની આર્દ્રતા ને વિનમ્રતાનો સૂચક નિર્દેશ માત્ર 'રે'થી થઈ જાય છે અને આ બધાંમાં જો કોઈ ચિરંજીવ તત્ત્વ હોય તો 'અમૃત' જ. મુમુક્ષુ કવિએ 'અમૃત' તત્ત્વને કેવી સહજતાથી ઝંખી લીધું? પૂરાં થતાં ગીતના ધીમા શ્વાસોમાં કવિહૃદયની અમૃતતત્ત્વની ઝંખના એક loud-whisper તરીકે કેવી હૈયે વસી જાય છે! અતિપ્રિય વસ્તુને તો શ્વાસમાં જ સંગોપી રખાય ને?.... અને છતાં શ્વાસના જ સંગીતમાં રહેલી ઝંખનાનો સૂર સારવા કાન કેમ ચૂકે?

પોંડિચેરી ગયેલા ચિત્રકાર માટે ત્યાંનુ સૌંદર્ય re-createકરવું આસાન છે પણ કવિ પાસે તાત્કાલિક પરિણામોની આશા ન રખાય. શરૂઆતમાં મને થતું કે આપણે 'વસુધા'નો મસ્ત કવિ કદાચ ગુમાવશું. 'યાત્રા' માં એ ભય ઓછો થયો. પણ આપણા સદ્‌ભાગ્યે ભક્ત કવિ નથી થયો, એક સાચો કવિ ભક્ત બન્યો છે. સુન્દરમ્‌ની મસ્તીના પ્રવાહે દિશા બદલી હશે પણ કવિતાની ગતિ અટકી નથી. બલ્કે સુન્દરમ્‌ના કંઠે તો કવિતાની કક્ષાના ગીતોની વસંત બેઠી છે! આધ્યાત્મિક આત્મકથાના અંશ જેવી, કવિતા સુન્દરમ્ આપણને આપી ચૂક્યા છે.

## અર્ધ્ય-સપ્તક (કવિવર સુન્દરમ્‌ને)

□ ઇન્દુકુમાર ત્રિવેદી

નેત્રમાં 'બાલ'ની મસ્તી, ચ્હેરો શાંત પ્રભાવક
નીતર્યા પ્રેમના જેવું હૈયું તો પારદર્શક.

ઝૂમી'તી સર્વશાખાઓ ચિત્તના કલ્પવૃક્ષથી.
કિલ્લોલ્યાં કાવ્યપંખીઓ રંગબેરંગી સૂરથી.

રસો વૈ સઃ ના જ્ઞાતા નિઃસ્પૃહી હે કવિવર!
નિજાનંદે સદા સોહ્યા, કાવ્યજ્ઞ સૌમ્યસુંદર.

પદ્ય ને ગદ્યનાં ક્ષેત્રે સવ્યસાચી કલાધર!
આપના કાવ્યથી ગુંજે ગિરા-ગુર્જર મંદિર.

લય ને છંદના સ્પંદે શબ્દને અર્થ સંગમાં.
સહજા સ્ફુરતી કેવી! આપની કાવ્ય-ચેતના.

કવિતા-વારતા સર્જી સાહિત્યના સમીક્ષક
સંપ્રજ્ઞ શુદ્ધ સત્ત્વજ્ઞ કવિ હે! યોગસાધક!

સચ્ચિદાનંદ આરાધ્યા, પ્રાણની શકિતથી સદા
વહ્યા શા! આપના પ્રાણ, અંનતે દિવ્ય નાદમાં

## કવિશ્રી સુન્દરમ્‌ને

□ નવનીત ઉપાધ્યાય

હવે
કોણ ચાહી ચાહીને
સુંદર કરશે
સર્વ અસુંદર ચીજને.....

# SHAKE HAND WITH SUNDERAM □ Radheshyam Sharma

deep in the tumult of panting hooves
I heard the inviting chime of your voice.
voice that was crowned with
supramental refulgence
of which I know nothing.

It wasn't a human language.
was intuition pure
unfettered from mundane Logic and
its muddy shores.

are you that flame child
licking heaven's violet nectar
from the top of a golden tower ?
probably you are.....
you talked of the peacock and the
cuckoo
and the presence of a dog in Dhyan.
wasn't it a god in the form of a dog ?
my nightmares are now peopled
by gods–
dog at every turn of
the path lie awake to greet the gods
all my roads are filled with their barks.
each split-second with its break
Is an apparition loaded with timebombs.
not a single crack is left
for the honeycomb of peace to nestle
with each of the tick of my watch
I am torn to death
by the hungry claws of leopards.
but I have seen chameleons.
resting under your bronz eyelashes
least caring to change their colours.
you uttered my name twice
as if Alibaba said 'open seasame-open'.
by shaking my hand
you shook me.
In the centre of your palm
there was fragrant peace of
a garden were one hears the
flowers talking.
hand shake with you
justified my inkling of a faith that
from that moment onwards
my fingers will not grow their
arsenic nails.

# 'વસુધા' વિશે.... □ જયા મહેતા

[સુન્દરમ્‌ના 'વસુધા' (સન ૧૯૩૯) પહેલાં 'કડવી વાણી અને ગરીબોનાં ગીતો' (સન ૧૯૩૩) અને 'કાવ્ય મંગલા' (સન ૧૯૩૩) તથા 'વસુધા' પછી 'યાત્રા' (સન ૧૯૫૧) કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. છેલ્લો સંગ્રહ પ્રગટ થયાને પાકાં ચાળીસ વર્ષ વીતી ગયાં છતાં, સુન્દરમ્ જેવા મોટા ગજાના ને વિપુલતાથી લખતા કવિનો, એમનાં અનેક કાવ્યો અગ્રંથસ્થ પડયાં છે છતાં, નવો સંગ્રહ હજી સુધી પ્રગટ થયો નથી, તેની સખેદ નોંધ લઈને 'વસુધા' વિશે લખું છું.]

સુન્દરમ્ 'ગાંધીયુગના કવિ' એમ કહીને એમને કોઈ યુગમાં બાંધી લઈ શકાય તેમ નથી, કોઈ મોટા કવિને એમ સીમાબદ્ધ કરી શકાય નહીં. સુન્દરમ્‌ની કાવ્યયાત્રાનો આરંભ ચોક્કસ ક્યારથી થયો તે કહી શકાય તેમ નથી, કારણકે 'કડવી વાણી'નાં કાવ્યોની રચનાસાલ ઉપલબ્ધ નથી. 'કાવ્યમંગલા'નુ 'એકાંશ દે' કાવ્ય સન ૧૯૨૬માં અઢાર વર્ષની વયે લખાયું છે; એ પરથી એટલું કહી શકાય કે ગાંધીયુગ અને સુન્દરમ્‌ની કવિતાનો આરંભ સાથે-સાથે થયો. સુન્દરમે સન ૧૯૨૫ થી ૧૯૨૯ સુધી ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો ને આઝાદીની ચળવળમાં સક્રિય રહ્યા. ૧૯૪૫થી એમણે શ્રી અરવિંદ આશ્રમમાં સ્થાયી નિવાસ કર્યો.

એમના જીવનના ત્રણ મુખ્ય તબક્કા : વિદ્યાપીઠમાં અભ્યાસારંભ પહેલાંનો એક, બીજો વિદ્યાપીઠ અને ગાંધીયુગીન ચળવળ દરમ્યાનનો અને શ્રી અરવિંદથી પ્રભાવિત થયા તે ત્રીજો. 'કડવી વાણી', 'કાવ્યમંગલા' અને 'વસુધા' સંગ્રહનાં કાવ્યો બીજા તબક્કા દરમ્યાન લખાયેલાં છે અને 'યાત્રા'નાં કાવ્યો ત્રીજા તબક્કાનાં છે.

'કડવી વાણી'થી આરંભાયેલો સુન્દરમ્‌નો કાવ્યપ્રવાસ અને 'યાત્રા'ની કાવ્યયાત્રા-બંનેના મૂળમાં ઇશ્વર છે, ને અભિવ્યક્તિનું માધ્યમ કવિતા છે, આ સામ્ય અને બંનેમાં પ્રગટતા અભિગમનો ભેદ સ્વયંસ્પષ્ટ છે. 'કાવ્યમંગલા'માં કવિતા તરફ દૃષ્ટિ વળે છે અને 'વસુધા'માં કવિતા-સાધનાનું પરિપક્વ રૂપ પ્રગટે છે. આમ, આરંભથી છેવટ સુધી, સુન્દરમ્‌ની સાધનાનાં બે કેન્દ્ર રહ્યાં છે. ઈશ્વર અને કવિતા. ઇશ્વરની સાથે ભક્તિ, પ્રેમ, દંભી-ક્રિયાકાંડી ભક્તિ પ્રત્યે રોષ ઇત્યાદિની અભિવ્યક્તિ અને કવિતા સાથે જીવનના વ્યાપક પ્રેમના અનેકાનેક ભાવ-ભાવનાનો કલાત્મક આવિષ્કાર.

'કડવી વાણી'માં ક્રિયાકાંડી ધાર્મિકતાના વિરોધનો તો 'યાત્રા'માં યોગસાધનાનો પ્રભાવ ઝિલાયો છે, 'વસુધા' આવા કોઈ પ્રભાવના ભારથી દબાયેલી નથી; સમાજવાદ-ગાંધીવાદના સુન્દરમ્ ને યોગના સુન્દરમ્: એ બેની વચ્ચે 'વસુધા'માં કાવ્યના સંયોગના સુન્દરમ્ છે. બે છેડે ઇશ્વરના ભાર તળે કચડાતી કવિતા 'વસુધા' માં ઇશ્વર પ્રત્યે કેવળ પ્રેમ ને વિસ્મય પ્રગટ કરે છે, ઇશ્વરને વિરાટ શક્તિરૂપે પામે છે. ઇશ્વરને જાકારો નથી, ઇશ્વરનો કોઈ બોજો નથી, કવિત્વ હળવાશથી વિહરે છે, ને શુદ્ધ કવિતાનું સંખ્યાબળ પણ વધે છે. આમ થઈ શક્યું છે એનું કારણ સુન્દરમે કોઈ કંઠી વિનાની ઇશ્વરસાધના કરી છે અને એમનું કવિત્વ કોઈ છાયા, પડછાયાથી ઉફરું રહ્યું છે.

સુન્દરમ્‌ની કાવ્યયાત્રાનું ઉચ્ચતમ શિખર એટલે 'વસુધા'. (સુન્દરમ્‌નાં બીજાં અનેક અગ્રંથસ્થ કાવ્યો છે, એ વિશે અટકળ કરી શકાય, પણ કહેવાય નહીં.) 'વસુધા'નાં કાવ્યોનાં

ભાવભાવનાના અને અભિવ્યક્તિ, એ બધાંનાં બીજ આરંભના સંગ્રહ 'કડવી વાણી....' અને 'કાવ્યમંગલા' માં જોઈ શકાય છે. તે પછીના સંગ્રહ 'યાત્રા'માં પણ એ તંતુ લંબાય છે. એમનાં બધાં જ કાવ્યોમાં કેન્દ્રસ્થ વિષય છે પ્રેમ : પરમાત્મા-પ્રેમ અને મનુષ્ય-પ્રેમની જ વિવિધ છટાઓ વિવિધ રીતિ-શૈલીએ અભિવ્યક્ત થઈ છે.

સ્થૂળ ક્રિયાકાંડી ધાર્મિકતા ને ભક્તિને, અતિમુખરિત થઈને કવિ 'કડવી વાણી'માં નકારે છે, ત્યારે કે 'નમું નમું...' કહીને મૂર્તિઆધારિત વ્યક્તિમાં પણ શ્રદ્ધા વ્યક્ત કરે છે ત્યારે કે 'કોણ ગયું ઝબકાવી' કે 'પુષ્પ તણી....' કહીને વિસ્મય પ્રગટ કરે છે ત્યારે કે 'વિરાટની પગલી', 'બહુરૂપિણી' ઇત્યાદિમાં વિરાટની અનુભૂતિની પ્રતીતિ કરાવે છે ત્યારે પણ કવિચિત્તની પરમને પામવાની ઝંખના જ વ્યક્ત થાય છે. એ ઝંખનાની અભિવ્યક્તિમાં આરંભે આક્રોશ છે, પછી અભિગમ બદલાય છે અને વિસ્મય પ્રેમલક્ષણાભક્તિનો સર્વસમર્પણ ભાવ, શ્રદ્ધા તણા આસનને નમવાની નમ્રતા, 'હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે, આવે ભલે એ લયલા બનીને'- એમ કહેવાની સૂફી ઇશ્કે હકીકી ને તેની ખુમારી પ્રગટે છે. અને મુખરતા પણ ઓછી થાય છે.

તો કવિ 'ગરીબોનાં ગીતો' લખે કે 'પાંદડી', 'રૂડકી', 'ભંગડી' લખે કે 'ત્રણ પાડોશી', 'મોટરનો હાંકનાર', 'સ્થિતપ્રજ્ઞ' લખે કે 'શિશુવિષ્ણુલાંછન', '૧૩-૭ની લોકલ' લખે, મનુષ્યસમાજમાં પ્રવર્તતી વિષમતાથી નિર્માતી વ્યથાવેદના પ્રત્યે જ કવિહૃદયની કરુણા છલકાતી અનુભવાય છે. 'એક કિલ્લાને તોડી પડાતો જોઈને' ઇત્યાદિ કૃતિઓમાં પણ આ જ કરુણાસ્પર્શ છે. સ્થૂળતા તરફથી સૂક્ષ્મતા તરફની ગતિ ભાવ ને અભિવ્યક્તિ બંનેમાં વરતાય છે. 'કવિતા' વિશેની જાગરુકતા આવે છે અને પદ્યપ્રવાસ કાવ્યયાત્રા બની રહે છે.

કોયા ભગતે હરિને નકાર્યા, પણ હરિએ સુન્દરમ્‌ને ત્યજ્યા નથી. પૂજાની છબીઓ બળી ગયા પછી હરિ પોતાના સાચા સ્વરૂપે વિલસે છે ને એની વિસ્મયજનક અનુભૂતિ કાવ્યોમાં વ્યક્ત થાય છે :

**એક સવારે આવી મુજને**
**કોણ ગયું ઝબકાવી.**

**પુષ્પ તણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ ?**

અહીં ખરેખર પ્રશ્નાર્થ નહીં પણ વિસ્મય જ છે, એ સ્પષ્ટ છે. પછી તો કવિની શ્રદ્ધા એવી ઠરે છે કે :

**તને નમું, પથ્થરને ય હું નમું,**
**શ્રદ્ધા તણું આસન જ્યાં નમું તહીં.**

'શ્રદ્ધા તણા આસનને નમું નમું' એવો ભાવ સહજ ઊમટ્યો છે. મૂર્તિ હવે પથ્થર નથી રહેતી, શ્રદ્ધા તણું આસન બને છે.

આ સમાજાભિમુખતા અને ઈશ્વરાભિમુખતાની વચ્ચે છે મનુજ પ્રણયની અનોખી લીલાક્રીડા :

ગાંધીયુગીન ભાવનાઓનો સબળ પ્રભાવ હોય અને 'પૃથ્વી'માં;

કવિના

'રહો નહીં જ સુંદરી, મુજ નજીક ન આવશો'
(મનસુખલાલ ઝવેરી)

જેવાં કાવ્યો લખાતાં હોય, ત્યારે પણ સુન્દરમ્ ધરતીતળના પ્રેમનું-

તે રમ્ય રાત્રે
ને રાત્રિથીએ રમણીય ગાત્રે

જેવું રૂપનીખરતું કાવ્ય આટલી નજાકતથી લખે છે.

'તને મેં ઝંખી છે-
યુગોથી ધીખેલા પ્રખર સહરાનો તરસથી"

માં વ્યક્ત થતો તલસાટ, 'તે રમ્ય રાત્રે'માં રમણીય માંસલરૂપે આનંદાશ્ચર્યમાં તો 'સાન્નિધ્ય તારે' માં સ્વસ્થ તૃપ્ત પ્રેમમાં વિરમતો જણાય છે, તેમ જ 'અજાણ્યાં આંસુને', 'અરે કે' વગેરે કાવ્યોમાં વ્યક્તિકેન્દ્રી પ્રેમ માનવપ્રેમનાં વર્તુળો વિસ્તારતો જાય છે.

પ્રેમના આવા કોઈ સ્વરૂપના, ભાવભાવનાના કે વિચારના ભાર વગર બસ 'મનભરી ગાયા બજાવ્યા કર્યું' હોય એવા નર્યા આનંદનું ગીત 'છાતીએ છૂંદણાં' નોખી ભાતનું છે.

પહેલી નજરે તો લાગે કે સુન્દરમે ગીત, સૉનેટ, છંદોબદ્ધ ઊર્મિકાવ્યો જેવાં પરંપરાગત પ્રકારો જ અજમાવ્યા છે, પણ જરા બારીકાઈથી જોતાં વરતાશે કે કાન્તનાં ખંડકાવ્યો સાથે જેનું અનુસંધાન નથી એવાં, 'દ્રૌપદી', 'કર્ણ' ઇત્યાદિ પૌરાણિક પાત્ર કેંદ્રમાં રાખીને લખાયેલાં (જેમાં ઉમાશંકર જોશીના 'પ્રાચીના'નું પગેરું મળી શકે), તેમ જ અન્ય વિષયોનાં '૧૩-૭ની લોકલ', 'ઇંટાળા', 'સળંગ સળિયા પરે', 'પુલના થાંભલાઓ' જેવાં દીર્ઘકાવ્યો, 'બહુરૂપિણી' જેવું દીર્ઘ ગેયકાવ્ય જાત સાથેના સંવાદનું 'અરે કે-' વગેરે ઘણાં કાવ્યો કેવાં અનોખાં છે!

'અરે કે-' નો પૃથ્વી અને 'જગતનું આશ્ચર્ય'નો મુક્ત હરિગીત, 'અમારો ભેદ'નો અનુષ્ટુપ-આ છંદપ્રયોગો અને 'છાતીએ છૂંદણાં' નો લયકેફ સુન્દરમે છંદ-ઢાળ-લયને કેવા લડાવ્યા છે તેનાં થોડાંક ઉદાહરણો છે.

સુન્દરમે સંગ્રહોનાં શીર્ષક ભલે 'કાવ્યમંગલા', 'વસુધા', 'યાત્રા' આપ્યાં હોય, પરંતુ એમનાં કાવ્યોનાં શીર્ષકોમાં, એમનાં જમાનામાં જુદાં વરતાઈ આવે એવાં 'અરે કે-', 'અહીં' જેવાં અવ્યયાધારિત, 'તને મેં', 'જો કોઈને', 'કોણ ?' જેવા સાર્વનામિક ને પ્રશ્નાર્થવાળાં તેમ જ 'હંકારી જા', 'લઈ લે-', 'જવા દે', 'લઢે', 'નમું' જેવાં ક્રિયાપદીય શીર્ષકો મળે છે.

સુન્દરમ્ દોઢ પંક્તિનું કાવ્ય પણ લખી શકે છે, અને દીર્ઘકાવ્યમાં પણ એમની કલમ ઊંડો શ્વાસ લઈ શકે છે. 'વસુધા'નો કવિ કેટલો જાગૃત છે, એનો ખ્યાલ તો આ સંગ્રહમાં જે વૈપુલ્ય ને વૈવિધ્યનો અનુભવ થાય છે એના પરથી પણ આવી શકે. કદાચ 'વસુધા' એ સુન્દરમ્‌ની કવિતાનો મધ્યાહ્ન છે. એ નખશિખ કવિની પ્રતીતિ આપે છે.

# Leaning Against the unbroken railings

□ Sundaram □ Tr. Shirin Kudchedkar

Even now, my love, I remember every detail;
Leaning over the bridge, we had watched the
        tremendous flood charging
Past the pillars, insane, buffeting with mighty blows,
Innumerable these the fearful whirlpools.

And the whirlpools rose to our eyes,
Rose to our brains; we lifted our heads
Exclaiming together and these in each other's eyes
Saw whirlpools gleaming like those below.

Suddenly debate arose: 'Which is better–
The river brimming with clear water, or in flood?'
'I like both,' I said, trying to cut short the subject.
I wanted to gaze at you and at the flood–
At you - at your eyes swirling in eddies;
At the gentle rise and fall of your breast.
But you, taking sides with the flood,
Raging more than the flood, with arguments began
To buffet me: 'What if fullness is insane,
Filthy, a breaker of banks, full of whirlpools?
Still how much better it is than the scarcity
Of shallow water!' I accepted all your arguments
To escape from conflict. But like a serpent's hood
You raised again the question: 'Say, then, which do you like?'
Dragging me down in the great whirlpool of doubt.

And in spite of your limitless insistence I would not
Give an answer. We quarreled and parted.

Oh my love, that was not the occasion, nor was there need
For a detailed answer to your question.
Your eyes blinded with water could not then see
My condition–when my heart was filled
With you–as that river-bed with the flood,
Water surging over the banks, no emptiness there
Through which speech could find a passage and flow.

Now, love, the floods have receded, such emptiness
Has spread, that my heart, grown articulate, raves
Day and night, even in dreams, and your questions,
Unanswered by me, fly yet in my brain,
Circling like famished kites, screeching.

If to these ghostly questions my ravings may be
An appropriate sacrifice, I let the ravings flow.

I love all waters, clear or muddy, deep
Or shallow, sweet salt, in any form
The sight of water calms my spirit.

But you'll demand: 'I'm not concerned with calmness.
Tell me, which fills you with sheer bliss!" Although
You're not here to question. Yet it used to be our habit
To have these affectionate tiffs.
Perhaps with you the habit persists I don't know.
Perhaps your music has blended with the murmur of someone's ocean.
But my heart is a desert and the sand rises
In tremendous gusts which whirl in the whistling wind
Where even the dream of clouds recede.

I long, not for springs, nor flowing water, nor torrents;
I long to be the ocean of milk and bear on my rocking bosom,
You, Laxmi, born of the lotus, graceful and radiant.

But let's put aside such talk of a fairy world.
In this harsh world, holding on to the harshness of reality,
Struggling and struggling, churning up my tender heart,
I have extracted a most appropriate answer for your question.
What would I like to be? I would like to be his bridge, rooted
In the river-bed, firm like the Meru mountain supporting the earth.
To be in the water and yet with the water to have
Not the slightest relationship! What if round my feet
The pure water plays; from that side the tide
Moves in from the ocean, from this the fierce flood rushes,
Both struggling in vain to touch my heart.
How delighthil to watch that struggle!
To stand with one's heart high above those waters and witness
Calm and unmoved all the currents of the world flowing?
The waters play around my feet, tickle and clasp them,
Over my head the burdens of the world rattle by;
But my heart will remain totally unattached.
I would like to be such a bridge.

The problem becomes
More complicated yet! – But for that old habit
There's no remedy but forgiveness. The eyes, though distant,
Come back in memories–rushing, angry, like bees.
Though far from my sight those eyes yet tease me!

Faithful lover of floods, fit waters to offer you
Here are none. Why couldn't you learn the skill

To make water flow from the heart of this rock?
Without the shock of the thunder-bolt this heart
can never melt.
Were you ever wedded to the hardness of the thunder-bolt?
If you were, would you have gone like the lightning
In search of a heart silky and deep?
Are there still tears in your eyes? Foolish one,
I have no pain. See that dwelling there, dwelling
On the barren past, your own heart's waters do not
boil and turn to vapour.
No lotus survives in hot water.

But here
The adamantine rock bears rain and heat.
We don't have to discuss my condition.
My dear, I want to release you from anxiety.
I who used to be a wanderer am no more so.
My heart used to trail after you; it used to record
Every movement and flicker of your eyes.
And like the leaf of the peepul tree it would dance
Set in motion by the slightest breeze of your love.

My love, those feet that unequalled could dance intoxicated
On the moving band of love, will no more ring
their ankle-bells.
I am motionless. No more will this heart pester you.

Now I stand here a solid bridge of iron,
Absorbing all that thi^ unpoetic in the world, all
tenderness dried up,
Coarse and ugly, with nothing to appeal to you.

You don't like my condition? But I find it admirable.
Having become a bridge, I shall keep with me
The memory of that last moment. Our last meeting took place
In the moist proximity of the infinite flood waters.
And then we stepped into utter bareness.
Unique they were the bridal steps taken together.
My dear, it's separation that is the child of our days
of love,
Given to me to bring up, a fitting arrangement
Only my strong arms of iron can hold
This boisterous child, its powerful kicks
Only the adamantine heart of the bridge can bear!
Standing under the bridge, have you ever seen its heart?

Oh, but sometimes my feet stagger!
Piercing my heart of steel, the juices flow out!

All around in the air echoes resound!
And the longing for union surges up in my mind!
On the branch of my mind the bird of fantasy
Begins to hop spreading its beautiful wings,
Someday, in some form you will turn up again
As the tide rushing up, longing, to touch,
As the rain-drops descending to touch,
As the rain-drops descending on my head.
Or with slow speed I imagine your feet move over me,
Or see you pass by in some loud rattling carriage.
On a day of floods with your hand in the hand
Of some fortunate one, I see you on my head,
Coming there to watch the turbulent waves–
Not in a pleasant garden or bower or on the moonlight's
Soft carpet, nowhere, there only, your body
Leaning over the long steel railings,
Strange metamorphosis of our betrayed hearts!

That surely will be a sight to witness,
No debate, however, will be called for it that time–
And if you rage and storm that will not do–
My serene body, which can bear the innumerable
Burdens of all life, will bear you too,
A delicate tiny lotus, weightless bending over me.

What if we never unite like the ocean and Laxmi,
We too are to be envied. Never can I be
The ocean of milk, yet transformed none the less,
If I can sustain you is that not something too?

Oh flow of feeling, do not gush forth again.
My feet of adamant grow weak, I can endure
no more.
Here the inanimate stands, more firm than all
else that is inanimate;
No one may remember, but no one can abandon me.
Taking on me the inevitability of the world,
I shall last on this earth as long as the earth lasts.
Remember or do not remember, but the glory is yours,
Oh Laxmi, born of the lotus, embedded in my iron heart.

## કાં ન ચહું ?

ન રૂપરમણી, ન કોમળ કળાભરી કામિની,
નહીં સુરભિવંત, રંગરસિયેણ, તું પદ્મિની,
છટા નહિ, ન શોખ, ના થનગનાટ, ના અબ્ધિની
ગભીર ભરતીહુલાસ તુજમાં, નહીં ભામિની !

તું કેવલ જ સ્રીશરીર ધરતી જીવે દેવની
ભરી દ્યુતિ ઉરે, મળેલ નિજ પ્રાણને ધારતી;
પડી મુજ કરે, ઉરે પણ પડી ન તેવી, રતિ
મને ઉમટતી સ્વયં ન તુજ મેર, દુર્દૈવિની !

મને ઉમટતી હતી ન રતિ કોઈ મેરે ય રે,
પિતા, જનની, બંધુ, મિત્ર મુજ સૌ સગાં જન્મનાં
રહ્યાં પ્રિય ન; કિન્તુ હા મૃદુલ હું શીખ્યો પ્રેમના
પ્રબોધ, ચહતો થયો મનુજતા, ચહ્યા દુષ્ટ રે !
તુંયે મનુજ છે. વિશેષ મુજ ઈશદીધી -વહુ,
દીધું ગૃહ, પથારી અર્ધ, ઉર દેઈ કાં ન ચહું ?

સુન્દરમ

## કાં ન ચહું ?

### કાવ્યનો માનસશાસ્રીય આસ્વાદ

☐ હર્ષિદા પંડિત

કવિ શ્રી સુન્દરમ્‌ના 'કાં ન ચહું ?' કાવ્યનું માનસશાસ્રની દૃષ્ટિએ વિવેચન કરવાનું સૂચન સન્મૈત્રિણીઓ –પ્રા. નીતા રામૈયા અને પ્રા. નલિની માડગાંવકરે કર્યું અને ઉત્સાહમાં કહો કે એક નબળી ક્ષણે 'હા' પડાઈ ગઈ, અને હેમ્લેટી દ્વિધા કેવી હોય ને અનુભવી લીધું. હવે એમાંથી બહાર આવ્યે જ છૂટકો ને ?

કાવ્યપ્રકારની દૃષ્ટિએ સૉનેટ એટલે ચૌદ પંક્તિનું કાઠું ને પ્રાસની બાબતમાં પણ સુન્દરમે ઉત્તમ કવિકર્મથી પાર પાડેલું કાવ્ય ઊર્મિતત્ત્વોથી પરિપૂર્ણ છે. પ્રશ્નાર્થ ચિહ્‌નવાળું શીર્ષક ધરાવનારું છે. કાવ્યનો જે ધ્વનિ છે એ

પણ સમગ્ર કાવ્યમાં સાતત્ય જાળવનાર મનોભાવનું નિરૂપણ કરનારો છે. કવિના મનમાં કોઈ સ્ત્રીનું ચિત્ર છે એવું ઉપરછલ્લી દૃષ્ટિએ લાગે. વળી આ સ્ત્રી એટલે કે સૌન્દર્યવિહીન, સુરભિહીન અથવા જે પદ્મિની નથી, જેમાં છટા-શોખ નથી, થનગનાટ નથી, સાગર જેવાં ભરતી - ઉલ્લાસ પણ નથી. આમ છતાં આ સ્ત્રી-દેહના હૃદયમાં કાંઈક પ્રકાશ છે, સ્વયં રતિ ઉત્પન્ન ન થતી હોવા છતાં કાંઈક હલચલ ઉત્પન્ન કરે એવું કાંઈક તત્ત્વ એનામાં જરૂર છે. પણ એની જાણ ન થઈ જાય માટે દુર્દૈવિની કહીને ખભા ઉલાળી કલ્પનાને ખંખેરી નાખવાનો વૃથા પ્રયાસ છતો થયા વગર રહેતો નથી. વ્યક્ત કરતાં અવ્યક્તનો પ્રભાવ વધુ હોય છે એ સ્પષ્ટ છે.

સહુ જન્મનાં સગાં પ્રિય ન રહ્યાં હોય અથવા એમની માયા છોડી દીધી હોય એવા સંજોગોમાં માણસ જ્યારે સમગ્ર માનવતાને (મનુજતાને) અપનાવે ને એમાં ધ્યાન કેન્દ્રિત કરે ત્યારે આ કલ્પનાની મૂર્તિમાં પણ મનુજનાં દર્શન નાયકને થયા વગર રહે નહીં એ કેવી દિવ્ય અનુભૂતિ ગણાય ? નાયિકામાં કશું જ મોહક અને આકર્ષક તત્ત્વ ન હોવા છતાં ઈશ્વરે સર્જેલી મનુજકૃતિ છે એ વાતનો સ્વીકાર પછી એને હકીકત કહો કે કલ્પના કહો કે સમાધાન કહો કે મનોવિજ્ઞાનની પરિભાષામાં એને બચાવપ્રયુક્તિ કહો -જે કહેવું હોય તે, પણ એમાં સ્વીકારની ભાવના છે. માનવતા પ્રત્યેના પ્રેમને અહીં વિસ્તારવાનું મળ્યું છે એમ પણ કહેવું હોય તો કહી શકાય. અહીં પધારી જેને હકદાવે આપવી પડી છે એને ઉર દઈને કાં ચહું નહીં ? એવો સૂચક પ્રશ્ન પણ નાયક પૂછી લે છે.

આમ, આ કાવ્ય કવિહૃદયની દ્વિધાને વ્યક્ત કરી જાય છે. એક બાજુ સ્વતંત્રતા માટેનાં ગાંધીજીપ્રેરિત આંદોલનોનું ખેંચાણ અને બીજી બાજુ સક્રિય આધ્યાત્મિકતા તરફનું ખેંચાણ. સુન્દરમ્‌માં આ બન્ને ખેંચાણોએ યથાવત્ ભૂમિકા ભજવેલી છે તે સહુને સુવિદિત છે. ગાંધીજી અને શ્રી અરવિંદ બન્નેની ફિલસૂફીએ પ્રભાવક બળો તરીકે એમને આગવી જીવનશૈલી પણ પૂરી પાડી હતી. એટલે જ કદાચ આ પ્રણયવિષયક સૉનિટમાં પણ આધ્યાત્મિકતાની ઝલક કે મથામણ પ્રચ્છન્ન રીતે વ્યક્ત થઈ ગઈ છે. અંતે તો પલ્લું માનવતા તરફ નમ્યું જ છે એટલે સમાધાનવૃત્તિમાં ગણતરી મનુજતાની થઈ એટલે જીત પણ અહીં માનવતાની છે એ આનંદની વાત છે.

# શ્રી સુન્દરમ્‌નું અગ્રંથસ્થ સાહિત્ય

□ ડૉ. માણેકલાલ પટેલ

શ્રી સુન્દરમ્ ગુજરાતી સાહિત્યમાં જે કંઈ ગ્રંથસ્થ કરી આપી ગયા છે તેનાથી રસજ્ઞો વિદિત છે. પરંતુ છેલ્લાં ચાળીસેક વર્ષોથી તેમણે લખ્યા કરેલું ઘણું સાહિત્ય અગ્રંથસ્થ પણ છે. તેઓ છેલ્લાં દસ વર્ષોથી મહેનત કરી હસ્તપ્રતો અને કોથળીઓ તૈયાર કરી મૂકી ગયા છે. જોકે આપણે તો તેમણે સામયિકો, સમાચારપત્રો, પત્રિકાઓ, સંપાદનો વગેરેમાં જે કંઈ છાપવા આપેલું એટલાથી જ માહિતગાર છીએ.

છેલ્લાં પંદરેક વર્ષોથી હું એમના સંબંધમાં પુત્રવત્ બની કેટલીક હસ્તપ્રતો તૈયાર કરવાના કામે લાગ્યો રહ્યો હતો, એટલે એના જાણકાર મિત્રોએ આગ્રહ કરી મારી પાસે એક નોંધ કરાવી તે આ સાથે મૂકું છું. નોંધ અહીં અમદાવાદમાં રહી સ્મૃતિ પરથી તૈયાર કરી હોઈ, પૉંડિચેરીના નિવાસે જે કંઈ હાથવગું થાય તેને સરખાવતાં કદાચ આ અપૂર્ણ બનવાનો સંભવ ખરો. હવે નોંધ જોઈએ.

**૧ : મૌલિક કાવ્યો :**

(૧) કાવ્યરચનાની દીક્ષા વખતે છંદ, ઢાળ, રાગ, લય વગેરે શીખતાં નમૂનાઓ રૂપે લખાયેલી પંક્તિઓવાળી ડાયરીનું પ્રકાશન કરવા દોઢેક ફરમાની પુસ્તિકા કરવા હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૨) 'કાવ્યમંગલા' સંગ્રહ કર્યા પછી જે કૃતિઓ બાકી રખાયેલી તેને મઠારી 'અનુકાવ્યમંગલા' નામે હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૩) 'વસુધા' સંગ્રહ કર્યા પછી જે કૃતિઓ બાકી રખાયેલી તેને મઠારી 'અનુવસુધા' નામે હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૪) વીસાપુર જેલનિવાસમાં સુદામા-કૃષ્ણનાં પાત્રોમાં ૧૯ કડવાંમાં 'લોકલીલા' નામે આખ્યાન કાવ્યની હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૫) હાસ્યરસનાં કાવ્યોની 'મહાનદ' નામે હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૬) પૉંડિચેરીના નિવાસમાં ૧૯૫૧થી ૧૯૬૫ સુધી લખાયેલી કૃતિઓ ડાયરીઓમાંથી તારવી ચાર હસ્તપ્રતો તૈયાર કરેલી છે તે આર. આર. શેઠની પ્રકાશન કંપનીને છપાવવા આપેલી છે, તેમાંથી 'વરદા' અને 'મુદિતા' નામે બે છાપેલા ફરમાના રૂપમાં પડી રહી હોવાની વાત બહાર આવી છે.

(૭) બાળગીતોના બે સંગ્રહોની હસ્તપ્રતો તૈયાર કરેલી છે.

(૮) ૧૯૬૪-૧૯૬૫ એમ બે વર્ષ શ્રી માતાજીના સ્તવનના શ્લોક લખેલા તેની હસ્તપ્રત તૈયાર કરેલી છે.

(૯) ગાંધીજી પર લખેલી સૉનેટમાળાની ફાઈલ કરેલી છે.

આ કામ ૧૯૬૫ સુધીનું છે. તે પછીની ૧૯૯૧ સુધીની ડાયરીઓમાં આઠ જેટલા સંગ્રહોની કાવ્યકૃતિઓ તારવી લેવી બાકી રહેલી હાલતમાં છે.

આ ઉપરાંત ગ્રંથસ્થ સંગ્રહોમાંની અને નવી રચાયેલી કૃતિઓ સાથે ખાસ હેતુવાળાં સંકલનોની હસ્તપ્રતો તૈયાર કરી રાખેલી છે.

**૨ : સંકલિત કાવ્યો :**

(૧) આધ્યાત્મિક કાવ્યો,

(૨) હાસ્ય કાવ્યો.

ગુજરાતી કાવ્યો ઉપરાંત બીજી ભાષાઓમાં લખાયેલાં નાનાં નાનાં કાવ્યોની હસ્તપ્રતો તૈયાર કરવાનું ચાલુ કરેલું.

**૩. અન્ય ભાષાઓમાં લખાયેલાં કાવ્યો :**

(૧) હિન્દી કાવ્યો

(૨) સંસ્કૃત કાવ્યો

(૩) અંગ્રેજી કાવ્યો.

બીજી ભાષાઓમાંથી કાવ્યોના અનુવાદો કરતા રહેલા તેની પર દૃષ્ટિ કરીએ તો એમાં ત્રણ વિભાગો પાડી હસ્તપ્રતો , ફાઈલો અને કટિંગ કોથળીઓ એમ ગોઠવી મૂકેલાં છે.

**૪ : અનુવાદિત કાવ્યો :**

(૧) શ્રી અરવિંદનાં લવ ઍન્ડ ડેથનાં કાવ્યો.

(૨) શ્રી અરવિંદનાં કેટલાંક કાવ્યો.

(૩) મહાકાવ્ય સાવિત્રીના સર્ગો અને કેટલાક અંશો

(૪) બંગાળી, હિન્દી અને ઈતર ભાષી કાવ્યો.

ઈતર ભાષી કાવ્યોમાં મરાઠી, તમિળ અને ફ્રેન્ચ રચનાઓના અનુવાદના વ્યાયામ જેવું કામ એકત્ર કરી મૂકેલું છે.

હવે સુન્દરમ્‌ના ગદ્ય સ્વરૂપનાં લખાણોની વાત કરીએ તો આમાંથી થોકબંધ કટિંગો તથા કાપલીઓ ભરી કોથળીઓ તૈયાર કરી રાખેલી છે.

**૫ : નાનાં મોટાં લખાણો સાથે :**

(૧) પ્રસ્તાવનાઓ

(૨) પ્રાસંગિક લેખો

(૩) શુભેચ્છા સંદેશાઓ

(૪) મુલાકાતીઓના પ્રશ્નોના પ્રત્યુત્તરો

(૫) આત્મકથનાત્મક લેખો

(૬) 'દક્ષિણા'ની તંત્રી નોંધો

(૭) 'બાલ દક્ષિણા'ની તંત્રી નોંધો.

(૮) શ્રદ્ધાંજલિઓ

(૯) આધ્યાત્મિક મનનો

(૧૦) નવી વાર્તાઓ

(૧૧) નવાં પ્રવાસવર્ણનો

ગદ્ય લખાણોના અનુવાદોની ફાઈલો અને કોથળીઓ અલગ કરી વ્યવસ્થિત રાખેલી છે.

**૬ : નાટક અને નવલકથા :**

(૧)'પંચરાત્ર' સંસ્કૃત નાટક

(૨) 'ફોરસાઈટ સાગા' ગાલ્સ વર્ધીની અંગ્રેજી નવલકથા.

(૩) 'બાળક' શ્રી માતાજીનું લખાણ.

શ્રી અરવિંદ અને શ્રી માતાજીનાં લખાણોના કેટલાક અનુવાદોમાં તો કોથળીઓ ભરી કામ કરીને મૂકેલું છે.

**૭ : સંદેશાઓ અને આશિષવચનો :**

(૧) શ્રી અરવિંદનાં લખાણો

(૨) શ્રી માતાજીનાં લખાણો

આ સાથે એક વાત યાદ કરી લઈએ તો અમદાવાદના માતૃભવનમાં રોજ સવારે ધ્યાનનો કાર્યક્રમ રખાય છે. ધ્યાનમાં સુન્દરમ્‌ને જે પ્રેરણા જાગે તે નોટબુકમાં સંદેશ કે સૂત્ર સ્વરૂપે છેલ્લાં પાંચેક વર્ષથી લખવું શરૂ કર્યું હતું તેનું એક પુસ્તક થઈ શકે એમ છે.

તેમના હસ્તાક્ષરોની પંક્તિઓ, જન્મશુભેચ્છાઓ, લગ્નશુભેચ્છાઓ, સત્સંગ-વચનો વગેરે એકત્ર કરવા જેટલું મહત્ત્વ ધરાવે ખરાં.

શ્રી સુન્દરમ્‌નું પત્રસાહિત્ય ગુણવત્તાવાળું ગણાય. તેઓ ઘણું કરીને માર્ગદર્શક વચનો, સમજો, ટકોરો, સૂચનો એમ લખતા રહ્યા છે. સાહિત્યકારને પરિશ્રમ કરવા તરફ વળવાનું લખે અને સાધકને સ્વસ્થ થવા તરફ ધ્યાન કરવાનું લખે. અહીંના સાધકો પાસેથી માહિતી મળે છે કે સુન્દરમે લખેલા પત્રો પાંચ હજાર જેટલા છે. એ જ રીતે સાહિત્યકારોને લખેલા પત્રોની સંખ્યા અંદાજી શકાય છે. પત્રોનું સંપાદન કરી શકાય.

ઉપર્યુક્ત લેખનસામગ્રીને વ્યવસ્થિત અને વર્ગીકૃત કરવાનું કામ ૧૯૮૧થી હાથ ધર્યું હતું. જ્યારે આવે ત્યારે બેગ ભરીને ડાયરીઓ અને કોથળીઓ લઈ આવતા અને મને કામે બેસાડી દેતા હતા.

ગયે વર્ષે જ ૧૯૯૦માં એમણે પોતે 'માંગલ્ય પ્રકાશન ટ્રસ્ટ' નામે એક વ્યવસ્થા વિચારી હતી. સહાયકો તરીકે ચારેક વ્યક્તિઓને પસંદગી આપી હતી. પરંતુ એની કાર્યવાહી કયાં, કેમ, કેવી રીતે અટવાઈ પડી છે તેની પૂછપરછ બની છે.

## 'સુન્દરમ્'ને □ ગોવિંદભાઇ

તમે પ્રણયના કવિ, પ્રણવના કશા થૈ રહ્યા!
હતા કંઇ ઉત્તરે, પછીથી દક્ષિણે સંચર્યા.

વદી કડવું ભાવથી બજવી કાવ્યની મંગલા,
અને લય ચહી રસાર્દ્ર વસુધાની અર્ચા કીધી,
હતો સુભગ રાજમાર્ગ, પણ કેડી ઝાલી નવી
તમે ગહનનું નિકેત ઢૂંઢનારી યાત્રા કીધી.

રચી લઘુકથા, નિહાળી જગવાસ્તવો ભીતર,
ગયું ધરથી ચોંકી કે નવલ સાધનાપે ઢળ્યા?
રહે કમળ વારિમાં, પણ અલિપ્ત રહે વારિથી,
તમે સરણિ એવી લીધી: કશી નોખી એ સંપદા?

ગુણો પરખતાં, સુધાસભર તર્જની ચીંધતાં
રહ્યા નવરસે સજાવી ભવનાં રૂપો જૂજવાં.
મળી ગહનની કૃપા, વિતરી સૌ કૃપાસ્પંદ તે
ગયા કરી પ્રસન્ન શા ભવની ભૂતિને, હે સખે!

કવિતા : તમે વિલસતા રહ્યા કુસુમને લઇ દીપ્તિના

કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૨
વર્ષ ૨૪, અંક : ૪, એપ્રિલ ૧૯૯૧
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



સ્કેચ : રામાનુજ
કેટલીક તસવીર : જગન મહેતા

**ખાસ સૂચના :** કોઇ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,
આ અંકના છૂટક પંદર રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં ૮.)

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ). મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ). મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમના નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૧

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

# જરા થોભો - સુન્દરમ્ □ ચન્દ્રવદન મહેતા

જરા થોભો ! મિત્રવર્ય, હે કવિવર સુન્દરમ્
પ્રશ્ન સાદો, શું હતું એ ? વ્યોમરંગી ચિદંબરમ્
વિરાટના વણકરથી નિપજ્યું દિવ્ય એ નવપલ્લવમ્
અદ્ભુત, અલૌકિક મુગ્ધ એવું, નિત્ય શ્વેત શ્વેતાંબરમ્

કે સ્વસ્વરૂપ, એ તેજ નિર્મ્યું અનિવાર્યસ્ય તદ્રૂપકમ્
વિધવિધા સૌન્દર્યનું એ, અનુપમ એવું મંડલમ્
બાર બાર પૂર્ણિમા ઘૂંટનું ચન્દ્રહાસિત દર્શનમ્
કહ્યું ન જાય એવું શુદ્ધ, સત્યમ્ શિવમ્ સુસુન્દરમ્

## હવા કે બદનમેં... □ આદિલ મન્સૂરી

હવા કે બદનમેં લહૂ જમ ગયા હૈ
સમંદર ભી બેહતે હુવે થમ ગયા હૈ
ફઝાઓમેં સૂરજ પિઘલને લગે હૈ
સિતારોં કે સાયે ભી જલને લગે હૈ
લુઢકને લગે આસમાનોં કે પત્થર
ઝમીનોં મેં ગુમ હો ગયે ઉનકે મેહવર
ખલાઓમેં તન્હાઇયાં ઘૂમતી હૈ
ચમકતે અંધેરોં કે લબ ચૂમતી હૈ
યહાં પર કિસી શૈ કા સાયા નહીં હૈ
યહાં આજતક કોઇ આયા નહીં હૈ.

મેહવર= ધરી, ખલાઓમેં= અવકાશમાં, શૈ= વસ્તુ

## □ સંજુ વાળા

સખીરી, તોય રહી ગઇ તરસી
એ મારા પર હું એના પર ઓરસચોરસ વરસી
અધૂકડી અણધારી મુંને કૂવા કાંઠે ઝાલી
પાણી સુધી પહોંચાડીને ગાગર રાખી ખાલી
ઉતાવળાની પડી રહી આંગળીઓ છાતીસરસી
અવઢવના ઓથારે ઊભી હું ઝરમરતી જૂઇ
એણે આવી આડેધડ ઝંઝેડી નાખી મૂઇ
ઓચિંતી કાંઇ રૂંવેરૂંવે ફરી વળે રે... ફરસી
સખીરી, તોય રહી ગઇ તરસી...

'અર્પણ- કવિમિત્ર વિનોદ જોશીને'

## અનિલ જોશીને... □ મેઘબિન્દુ

અનિલ, તારાં ગીત સાંભળી, કોયલ એના બંધ દ્વારને ખોલે
ને મહક માટીની બોલે
લયના લીલા વળાંક રસ્તે, પ્રતીકના ઝાંઝરિયાં પહેરી
શબ્દ મોરલા ગહેકે
ટહુકેટહુકે પીગળેલીને ભાવહૃદયથી ભીંજાયેલી
કાવ્યધરા જો મહેકે
રમતા રમતા સ્ટેચ્યૂ થયેલી કવિતાને તેં ઓવર કીધું
ત્યાં સચરાચર હિલ્લોળે
ને કદમ્બ વૃક્ષની ડાળે બેસી કૃષ્ણ કનૈયો નયનબંસીથી
એક કવિને ખોળે
તોલમાપ લઈને બેઠેલા પંડિતોની વચ્ચે, તારા ભાવક
આજ તને તો, તુલસી પાને તોલે
અનિલ તારાં ગીત સાંભળી, કોયલ એના બંધ દ્વારને ખોલે
ને મહેક માટીની બોલે....

## □ કિશોર શાહ

તમને જાણ્યાનો કેમ દાવો કરું
હું પણ ક્યાં કહો મને જાણું છું ?
જાણી જાણીને માણસ જાણે પણ કેટલું
હું પણ વણઊકલ્યું ઉખાણું છું !

જાણવા કરતાં મને માણવું ગમે
અને માણ્યાથી જાણ્યું એ જ સાચું
મૂળ પછી ફૂલ અને પ્રગટે છે ફળ
પણ અધવચ્ચે હોય એ કાચું

અણધારી વાટ અને અંધારી રાત
હું રાત પછી ઊઘડતું વહાણું છું

જાણવાથી કાંઇ કશો ફેર નથી પડતો
ક્યારેક ધુમ્મસના પડદાની માયા
ઊંચે ઊંચે આભમાં હોય ભલે સૂરજ
પણ ધરતી પર છાયા પડછાયા
વાસંતી લ્હેરખીના સ્પર્શે જે પ્રગટે
એ કોયલનું મોરપીંછ ગાણું છું.

## ઝાડ, ટેકરી, ઘાસ, આકાશ □ રમેશ પારેખ

પાનખરની કારમી પછાડ ખાઈને
ટટાર ને ધરાર ઝાડવું
વળી ફરી ઊભું થયું...

શી ખૂબી ?
અરે, છે આ તે શી ખૂબી ?
એ જાણવા સ્વયંની ભીતરે ડૂબી
ઊભીઊભી સમીપ બોડી ડુંગરી
-જે માનતી સ્વયંને આખેઆખી સીમની સૂબી !

કોઈ ના કશું કથે :
ને ડુંગરી સ્વયંને કેટકેટલી ભીતર મથે !
-કે શું થયું ? આ શું થયું ?
કે પાનખરની કારમી પછાડ ખાઈ ઝાડવું
વળી ફરી ઊભું થયું !
કઈ ખૂબી ?
કે ઝાડવું વળી ફરી થયું ટટાર ને ધરાર !

ડુંગરી -
પહાણથી વધુ સખત
ફૂંફાડો મારી ફૂંગરી.
મીંઢડી મૂંગી મૂંગી
ધીમેશથી લપકતી
ઢાળ ધીમેધીમે ઊતરી
ને ઝાડની કને પૂગી...
(તપાસવા
ને લાગ જો મળે તો ઝાડવાને ક્યાંક ફાંસવા)

ઉપર જુએ તો -
શ્વેતશ્વેત આભને થીણો ચડયો
છે ફાટફાટ વક્ષ - જેમાં વ્હાલનો મીણો ચક્યો !

ને આભ હમ્ભ હમ્ભ સાદ દઈ સમીપ આવતુ
ને એને ઝાડવું અસંખ્ય ઓષ્ઠ માંડી ધાવતું...

ઝાડવાની આસપાસ
આડેધડ ઊગેલ ઘાસ
ડોક ઊંચકી સતૃષ્ણ
બોડી ડુંગરીને નિર્નિમેશ તાકતું સતત
ટગર ટગર
સતૃષ્ણ અને ટગર ટગર
સતૃષ્ણ, ભોળુંભોળું ને ટગર ટગર...

-ને ડુંગરીના વક્ષમાં
છમ્મ દઈ કશું થયું.
છિંકોટા નાખતું હતું જે લાહ્યલાહ્ય દ્રવ્ય-
તે તો ડુંગરીના ભીતરી ઊંડાણમાં ઠરી ગયું...
ટપક ટપક ટપક થયું...
સરર સરર સરર થયું...
ખળળ ખળળ ખળળ થયું...

ને છાનુંછાનું ઝીણકું ઝરણ થઈ દડી રહ્યું...
(ને ઘાસ તો ગટક ગટક પય:વતી એ શીળી સેર પી રહ્યું...)
ને ડુંગરીને રોમરોમ-
(પાનખરની કારમી પછાડ ખાઈને-
ઊભું થયેલું એક) લીલું ઝાડવું અડી રહ્યું...×

× (શ્રી અશ્વિન મહેતાના ફોટોગ્રાફ્સનું આલબમ 'Gifts of Solitude' પૃ. ૯૫ પરનો ફોટોગ્રાફ જોઈને)

□ જયા મહેતા

ઠંડીના સપાટાએ નગર આખું
ટૂંટિયું વાળીને પડ્યું છે
રસ્તા બધા સૂમસામ
:
તારી વગર.

## છ કાવ્યો □ આદિલ મન્સૂરી

વિશ્વશાંતિનું સપનું સિદ્ધ કરવા
ઊંઘતા મહાનગર પર
મિસાઈલની ચાદર ઓઢાડી દો.



રણવચાળે
ટૅન્કોના ધસમસતા કારવાંને જોઈ
ઊભું ઊભું મૂંઝાય છે
એકલુંઅટૂલું ઊંટ



લશ્કરી ગણવેશમાં વીંટળાયેલો જવાન
દર્પણના ઊંડાણે ઓળખવા મથે
પોતાના જ ચહેરાને.



ઊંટોની ખેપ લઈ
ભૂલો પડ્યો વણઝારો
રણમાં ટૅન્કને રસ્તો પૂછે



અજાણ્યા રણમોરચે બેઠાબેઠા
કાગડોળે રાહ જોવાની રોજ
પરિચિત અક્ષરોના પત્રની.



દર વરસે આવતા
સફેદ ચાદરોમાં વીંટળાયેલા
હજયાત્રીઓને બદલે
લશ્કરી ગણવેશમાં ધસમસતા
સૈનિકોને
ઊંટ વિસ્મયથી જોયા કરે.

## □ સુરેશ દલાલ

હું મારો છું ને તારો છું
હું વાતોનો વણઝારો છું.

મેં લાગણીઓને લયમાં વણી
મારી શબ્દો સાથે પ્રીત ઘણી
હું ભવભવનો ભણકારો છું.
હું વાતોનો વણઝારો છું.

મારા મનગમતા મારગનાં છે
મારી પાસે સ્મરણ ને સ્વપ્નાં છે
હું શીતળ એક અંગારો છું
હું વાતોનો વણઝારો છું.

## અંધારું-ત્રણ રચનાઓ □ જયન્ત પાઠક

### ભયભીત

અંધારા ઓરડામાં
બારી-બારણાં બંધ કરીને બેઠો છું.
આંખો જુએ છે :
આમતેમ હરતા
ગૂઢ ઈશારા કરતા અંધકારને –
ભયભીત છું.
દિવાસળી તો પાસે જ છે;
ઘસું તો હમણાં અજવાળું થાય –
પણ...
અજવાળામાં વળી શુંય દેખાય !
– ભયભીત છું.

### એ અંધારું, આ અંધારું

હવે આ ઘરમાં અંધારું ઢળે છે, ને
એ ઘર દેખાય છે :
ઘર, ઘરનો ઓરડો,
ઓરડામાં ટમટમતા દીવાને ફરતું અંધારું
પથારી, સોડ,
સોડમાં જંપેલું હૂંફાળું અંધારું...
એ ઘર
આ ઘર
વચમાં સાગર, પુલ નહીં, ના કેડી
એ ઘરના અંધારાને અહીં કેમ લાવવું તેડી !

### અંધારું મનગમતું –

અંધારું મનગમતું
લો, આવ્યું આ થનગનતું !
અંધારાનું ઝાડ, ઝાડને અંધારાનાં ફૂલ,
અંધારાની નદી, નદીને અંધારાનો પુલ –
આંખ ભરીને આવ્યું રે ટમટમતું
અંધારાનું શમણું રમતું રમતું...
અંધારાનું અંગ પડ્યું છે અંધકારને ઓઢી,
અંધારે આકાશચહેરે તારક દીધા ચોઢી,
સૂરજના મધપૂડા પાછળ ભમભમતું
અંધારાનું રીંછ ટેકરી ઊતરે નમતું નમતું...

## મિલન મલક્યાં □ રામપ્રસાદ શુકલ

(૧)

તારા દર્શે પુલકિત થઈ પ્રાણ મારા હલાવ્યા,
ભીની છોળો ઉદધિભરતીની ઉછાળે શું લાવ્યા ?
ગંધોન્માદે પવન વનની પીમળો વેરી પ્રીતે
જોડે યુગ્મો સકળ, વિરહે કોઈ રહે કેવી રીતે ?

આવ્યાં ભાવ્યાં; ગગન ઉલટ્યાં સર્વ મારાં અનોખાં,
ભંગારોના અણુશકલથી શિલ્પનાં શિલ્પ આખાં
સર્જી દીધાં, વિફળ સ્વપનોને કર્યાં સિદ્ધ સત્ય,
વૈતથ્યોની વિકલ સરણીને ફળ્યા સ્પર્શ તથ્ય.

એ સ્પર્શો એ મુખની નમણી બંકિમા ચન્દ્રની જે
સ્પર્ધામાં યે દિનદિન વધે, એ હુલાસોની મોજે –
મોજે મારાં મદનીંગળતા હસ્તી શાં ચિત્ત છાયાં,
ઊડ્યાં અંગો ગગનગતિએ એવી ઉન્મત્ત માયા.

ઓ ! માયાના મુલક છલક્યા, છદ્મના છાક કંપ્યા,
તારાં મારાં મિલન મલક્યાં, પદ્મમાં ભૃંગ જંપ્યા.

(૨)

તમે આવ્યાં; મારાં છલકછલક્યાં નિર્ઝર, નવાં
નવાણોના નાચે મુખરિત થયાં કાનન, હવા
હલેતી વ્હેતી થૈ ગગન ઉઘડ્યાં, તેજ વરસ્યાં,
અમીઘૂંટે મ્હેક્યાં ઉરસકલનાં તત્ત્વ તરસ્યાં.

તમે આવ્યાં; મારાં હતપ્રભ હસ્યાં પ્રાંગણ, પડી
દિવાલો યે ડોલી, રણકરણકી ખાટ ખખડી,
ઝગ્યા કંકુથાપા, હવડઘરમાં હેત હલક્યાં,
પ્રકાશે લીંપાયા સકલ કુલના સાજ મલક્યા.

તમે આવ્યાં ભાવ્યાં; પ્રકટ ગતિઓ મારી ઉલટી,
દિશાઓના હાસે વિકટ રતિએ પાંખ પલટી;
ભર્યાં હર્ષેતોષે ખિલખિલ ખીલ્યાં સ્તોત્ર નમણાં,
પ્રિયે ! આ તે કેવી રતિવિરતિની શ્લિષ્ટ રમણા ?

તમે આવ્યાં; મારાં કમલવન જાગ્યાં શતદલે,
વસંતે વીણા શા કલરવ કર્યા કોકિલકુલે.

(પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'સમય નજરાણો' - 'સંસૃતિ' ખંડની સૉનેટ પ્રધાન ઊર્મિકોની માલા નં. ૨૬-૨૭)

## આ લોકો □ અક્ષય જૈન □ બાલા કાપડિયા

(હિન્દી)

આ લોકો
ઠૂંઠા વૃક્ષને જોઇ
ઉદાસ થઇ જાય છે.

આ એ લોકો છે
જે બાળપણથી તમારી સાથે જ ઊછર્યા છે.

યુનિવર્સિટીની એક નાની અમથી ડિગ્રી
અને પ્રેમના બે-ચાર નાના મોટા અનુભવો
એમની જિંદગીભરની કમાઇ હોય છે.

ફૂલ, ચકલી, મેહદી હસન, ફિલ્મ મહોત્સવ
પાણીપૂરી
એમને પસંદ છે.
તેઓ આકાશ નિરખે છે અને
નદી એમને ગમે છે.
પરન્તુ,
આ લોકો માછલીઓથી ડરે છે.
આ લોકો સસલા જેવા માસૂમ હોય છે,
અને નાટકોમાં કામ કરે છે.

જ્યારે કટોકટી આવે છે,
આ લોકો ક્રાંતિકારી કવિતા લખે છે
અને બાથરૂમમાં છુપાઇને
અશ્લીલ સાહિત્યનું વાચન કરે છે.
આ લોકો સાયકલોસ્ટાઇલ પત્રિકાઓ કાઢે છે
સંયુકત વકતવ્ય પ્રકાશિત કરાવવાની એમની આદત છે,

કલાપ્રદર્શનોના ઉદ્‌ઘાટન સમારોહમાં
આ લોકો આગલી હરોળમાં બેસે છે.,
કોલ્હાપુરી ચપ્પલ પહેરે છે,

ઢગલો 'કોટેશન' એમને મોઢે હોય છે,
અને ટિકિટ ખરીદીને
તેઓ ફક્ત એવી જ ફિલ્મો જુએ છે,
જે લોકોની સમજની બહાર હોય છે.

આ લોકો દુકાળ, જેલની ખરાબ હાલત,
અને રાજનીતિના નૈતિક અધ:પતન
વિશે ચિંતિત રહે છે,
ફાસિઝમની પ્રતીક્ષા
પ્રેમિકાના આગમન કરતાં પણ
વધુ બેકરારીથી કરે છે,
ઍમનેસ્ટી ઇન્ટરનેશનલના રિપોર્ટ વિના
તેમનું જીવન અધૂરું છે,
અને છતાં, ચાર મિનાર તથા
પાંત્રીસ પૈસાની ઈરાની ચા
એમની નબળાઇ છે.

તહેવારો યાદ રાખવાની
એમને જરૂર નથી.
કારણકે વર્ષમાં તેઓ બે જ દિવસો
ઊજવે છે,
એક પોતાની દીકરીનો જન્મદિવસ
અને
બીજો
પોતાના પ્રથમ કે બીજા લગ્નની વર્ષગાંઠ.

આ લોકો ગણિતમાં પાવરધા હોય છે,
અને ઉપકારોની બાબતમાં ભૂલકણા
તેઓ ઉપરથી
વિનમ્ર, અનજાન, તેજતર્રાર અને વિદ્રોહી
દેખાય છે.
એમની દાઢી જોઇને લાગે કે
ચરિત્ર પ્રતિ પણ તેઓ જાગૃત છે.

આ લોકો વિવાદ કરે છે અને ખુશ રહે છે
તેઓ ખુશ રહે છે
પોતાની પત્નીની મોંઘી સિલ્કની સાડી જોઈને.
તેમની પાસે ખાદીના કુરતાં અને
લટકતા બગલથેલા હોય છે
અને
એકાદ ટી.વી.નો કૉન્ટ્રેક્ટ,
કોઈ વિજ્ઞાપન એજન્સીનું અનુવાદકાર્ય,
સમ્મોહિત કરતી ભાષામાં
ઝૂંપડપટ્ટી પર લખાતા રિપોર્ટનું કામ, વગેરે.
એમનાં બાળકો નિયમિત કેડબરી ખાય છે.
આ લોકો નિયમિત ઉદાસ થઈ જાય છે

ઠૂંઠા વૃક્ષને જોઈને...
પરન્તુ, આજ સુધીમાં ક્યારેય એવું નથી બન્યું
કે આ લોકો ઉદાસ થાય
અને કોઈ વૃક્ષ ઊગી નીકળે.

## મોહમદિરા ઢીંચી

□ ભર્તૃહરિ □ હ. ભાયાણી

(સંસ્કૃત)

દિન-પ્રતિદિન ગમન-આગમન સૂર્યનું
આયુનો ક્ષય કરે
કાળ વહેતો કળાતો નહીં
કાર્ય-જંજાળના ઢગ તળે
નહીં જરા, જન્મ, વિયોગ ને મરણ
દેખી જનો ખળભળે
મોહ-મદિરા ઢીંચીને પ્રમાદે અહો!
જગત ઉન્મત્ત રાચ્યા કરે.

# 'હસ્તપ્રત' અને 'અંજની'

'હસ્તપ્રત' મનોજ ખંડેરિયાનો ગઝલસંગ્રહ અને 'અંજની' એમનાં અંજની ગીતોનો સંગ્રહ. બંને મનોજ ખંડેરિયાની નિજી કલમના હસ્તાક્ષર લઈને આવ્યા છે. ગઝલ લખવી એ સહેલી વાત છે. રદીફ્-કાફિયા મળી ગયા એટલે કામ ચાલ્યું, એવા ભ્રામક ખ્યાલથી ગઝલાભાસી લેખન થોકબંધ થઈ રહ્યું હોય ત્યારે ગઝલના સ્વરૂપને અને કાવ્યતત્ત્વને બરાબર પામી-પ્રમાણીને લખાયેલી ગઝલનો સંગ્રહ મળે એ આનંદની વાત છે.

ગઝલ કે કોઈ પણ કાવ્યરચના કરવી એટલે

"પકડો કલમ ને કોઈ પળે એમ પણ બને
આ હાથ આખેઆખો બળે એમ પણ બને-"

એ સમજદારી, એ પરિપક્વતાથી આરંભાતા આ સંગ્રહમાં કેટલીયે ગઝલોમાં શબ્દ, કવિતા, કલમ, કાગળ, હસ્તપ્રત, ઝૂલણા, અક્ષર, અ-ક્ષર, ખડિયો, શાહી, ભાષા, લય, કલ્પના, ગઝલ, વાણી, કાવ્ય, કાફિયા, કવિ-ના અર્થપૂર્ણ ઉલ્લેખો છે, અને ચિંતનસભર રચનાઓમાં જીવનના કરુણનું દર્શન વિશેષ છે, તેથી ઘણી ગઝલો 'આંસુ' ભીની છે, તેમ જ તાજગીભર્યાં કલ્પનપ્રતીકોથી રમણીય પણ છે :

આંસુ વગર હરવાફરવાનું દુઃખ કોને કહેવું
☐
બધાનો હોઈ શકે, સત્યનો વિકલ્પ નથી
ગ્રહોની વાત નથી, સૂર્યનો વિકલ્પ નથી
☐
રહ્યો અબતલક પથ્થરે શબ્દ ગરવો
મળ્યા ધૂળમાં શાહ ને શેખ, વાંચું
☐
વાસ આવે છે ક્યાંક બળવાની
ક્યાંક અંદર બળી રહ્યો માણસ
☐
હસવાનો આયાસ ભરેલો ફુગ્ગો માણસ.
☐
સતત ઘંટીના પડમાં ભરડાય સપનાં,
છતાં સાવ છે ખાલીખમ એનું થાળું
☐
થઈને બેઠાં છીએ બરફપેટી,
પોતપોતામાં એક શબ રાખી.

નરસિંહ મહેતાના ગામના આ કવિએ ઝૂલણા છંદમાં ગઝલ-પ્રયોગ કરીને તેમ જ અન્યત્ર પણ નરસિંહનું સ્મરણ કર્યું છે, તો અખો (ગઝલ - ગરવું

જળ, ક્યાંથી સીંચાય શબ્દે અતળ ઊંડો કૂવો અને બોક ફાટી), કબીર (વસ્રો સમી વણાતી કબીરાઈમાં ઊભા), કાન્ત (ઉદય જલ ઉપર ચંદ્રનો જોઈ સામે / કશું ના થતું - ના કશી વાત જામે), નિરંજન ભગત ("નથી કોઈનું કામ કરવા હું આવ્યો" / છતાં ફાવે એ રીતે ફરવાની તકલીફ), લાભશંકર (ભાષાની ભરમાળા નીરખી અમથો અમથો ખુશ થાઉં છું) ઈત્યાદિને પણ સ્મર્યા છે. ને આ ગઝલ તો કાન્તના 'સાગર અને શશી'નું પ્રતિકાવ્ય જ છે. પ્રતિકાવ્ય એટલે હાસ્ય - ઉપહાસ - કટાક્ષનું કાવ્ય, એવી પરંપરા છે, પણ અહીં કરુણની અનુભૂતિ છે.

છેલ્લી પાંચ ગઝલો પંચમહાભૂતના એક એક તત્ત્વને કેન્દ્રમાં રાખીને લખાઈ છે અને તેમને 'વાયુ', 'આકાશ', 'અગ્નિ', 'પૃથ્વી' અને 'જળ' શીર્ષકો પણ અપાયાં છે. આ ગઝલોમાં કેન્દ્રસ્થ વિષય એક જ, છતાં, ગઝલના સ્વરૂપમાં અનિવાર્ય છે એમ, દરેક શેર સ્વતંત્ર ને સ્વયંપર્યાપ્ત રહી શક્યો છે એ એની વિશિષ્ટતા છે.

ગઝલ એટલે કેવળ સભારંજની કાવ્યપ્રકાર, એ ખ્યાલને ખોટો ઠેરવે એવા ગઝલકારો આપણને મળ્યા છે તેમાં મનોજ ખંડેરિયા પણ અગ્ર હરોળમાં છે.



**'અંજની'** સંગ્રહમાં પચાસ નાનાંનાનાં ગીતો છે. "અંજની" ગીત નિશ્ચિત છંદવાળો કાવ્યપ્રકાર છે. આપણે ત્યાં એ મરાઠી ભાષામાંથી આવ્યો. કાન્ત, કલાપી, ઉમાશંકર, સુન્દરમ્ ઈત્યાદિએ થોડોઘણો ખેડયો. મનોજ ખંડેરિયાએ આ પ્રકારનો એક નાનકડો સંગ્રહ જ આપ્યો. સાચો કવિ ગઝલ લખે કે અંજની ગીત લખે, એની કલમ વરતાયા વગર રહેતી નથી. 'હસ્તપ્રત'ની જેમ જ આ સંગ્રહનો આરંભ પણ કવિતા વિશેની સમજદારી દર્શાવતી કૃતિથી થાય છે :

ખબર હતી ક્યાં એવી, કાગળ –
જીવતી તોપ હશે.

અને 'હસ્તપ્રત'ની જેમ અહીં પણ કવિતાપદાર્થના સંદર્ભવાળાં અંજની ગીતો છે, સમકાલીન જીવનની અનુભૂતિનાં અંજની ગીતો છે, ચિત્રાત્મક કલ્પનામય પ્રકૃતિદર્શન છે, અને પ્રકૃતિદર્શન ઉપજતાં ભાવચિત્રો પણ છે.

અંજની-ગીતનું એક મહત્ત્વનું લક્ષણ છે કે દરેક કડીની પહેલી ત્રણ પંક્તિઓ એક જ પ્રાસથી સંકળાયેલી હોય અને ત્રીજી પંક્તિ "અર્થ અને પઠનથી ચોથી સાથે સંધાયેલી હોવાથી એક સુંદર ભંગિનો અનુભવ થાય છે." મનોજની અંજનીગીત રચનાઓમાં પહેલી બે પંક્તિના પ્રાસ સાથે ત્રીજી પંક્તિનો પ્રાસ ક્યાંક છે પણ બધાં અંજની ગીતોમાં નથી, અને એટલે પ્રાસ દ્વારા આગલી બે પંક્તિઓ સાથે રહેવું જોઈતું અનુસંધાન તેમાં રહેતું નથી. પણ

જ્યાં નિયમાનુસારી પ્રાસરચના થઈ છે, ત્યાં સુભગ પરિણામ આવ્યું છે :

સૂર્યકિરણ ગાગરને અડક્યું
ત્યાં વાવતણું એકાંત ઝળક્યું
વરસો બાદ ફરીથી રણક્યું
ભગ્ન પગથિયું.

ગઝલોમાં રદીફ-કાફિયા બરાબર જાળવી શકનાર આ કવિએ અંજની-ગીત - રચનાઓમાં પ્રાસ છૂટ કેમ લીધી હશે ? એ પ્રશ્ન થાય. તેમ છતાં વિસરાયેલા અંજની - ગીતને એમણે ફરી સ્મરણપટ પર આણ્યું એનો જ આનંદ.

– જયા મહેતા

[મનોજ ખંડેરિયા, હસ્તપ્રત (પૃ. ૧૪૦, કિ. રૂ. ૫૦-૦૦) અને અંજની (પૃ. ૬૦, કિ. રૂ. ૩૦-૦૦) બંને સંગ્રહો : શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, ૧૯૯૧.]

## ☐ સુરેશ દલાલ

મારું વચન આ પહેલું નથી કે છેલ્લું નથી
માણસ થવું એ કંઈ સ્હેલું નથી

માણસ થવું એટલે ભૂલતા જવું
પળપળમાં કમળ જેમ ખૂલતા જવું
આભ જેવું આભ ક્યાંય મેલું નથી
માણસ થવું એ કાંઈ સ્હેલું નથી.

પારકાની ચિંતા ને પોતાની વાત નહીં
એના જેવા કોઈ દિવસ કે રાત નહીં
આપણું નસીબ એ કાંઈ એકલું નથી.
માણસ થવું એ કાંઈ સ્હેલું નથી.

# સુન્દરમ્‌ના સાન્નિધ્યમાં □ જગદીશ ત્રિવેદી

કવિતામાં કશી સમજણ નહોતી અને એટલે જ કવિતાનું કશું આકર્ષણ નહોતું ત્યારે પાંચમા-છટ્ઠા ધોરણમાં મારે સુન્દરમ્‌નું 'અભયદાને' કાવ્ય ભણવાનું આવ્યું.

ગુજરાતી વિષયના અમારા શિક્ષક સદ્‌ગત વિષ્ણુપ્રસાદ પંડયા સ-રસ રીતે કવિતા શીખવતા. એ જ્યારે કવિતા શીખાવતા હોય ત્યારે ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી ઝોકાં મારતો કે પાટલી પર માથું ટેકવી ઊંઘતો નજરે ચડે. આખો વર્ગ સમજ્યે, અધસમજ્યે કે અણસમજ્યે પણ જાણે કે શિક્ષકની આંગળી સાહીને કોઈ અજાયબ નગરને નીરખતો ન હોય તેમ આનંદસાગરમાં તરબોળ થઈ જતો.

કવિતામાં પંક્તિઓ આવી :

**'હોડલી કાપે માઝાર પાણી,**
**પાંપણ મારી પ્રેમભિંજાણી,**
**હસતી ચંદા આભની રાણી**
**વ્યોમના વિતાને,**
**સાગરહૃદયચંદનાવ**
**સૂતાં એક બિછાને.'**

આ પંક્તિઓનો પાઠ શિક્ષકે જે રીતે કર્યો તેનાં લયાંદોલનો આટલાં વર્ષે હજીયે મારા મનમાં ગુંજયા કરે છે.

અને પંક્તિઓના એ પઠને મને કવિતાનું ઘેલું લગાડ્યું, સાથે સુન્દરમ્‌ને જોવાની મનમાં એક ઊંડી પિપાસા જન્માવી.

અભ્યાસ પૂરો કર્યા પછી મારું કાર્યક્ષેત્ર વડોદરા થયું. વડોદરાના કૅમ્પ વિસ્તારમાં એક બહેનને ત્યાં હું રહેતો હતો. જાણ્યું કે બહેનને સુન્દરમ્ સાથે સારા સંબંધ છે. અને એ બહેન પણ અવારનવાર સુન્દરમ્ સાથેનાં પોતાનાં સંસ્મરણો તાજાં કરતાં.

******

એક દિવસ મધરાત પછી બારણા પર ટકોરા પડ્યા.

'કોણ ?' મેં પૂછ્યું.

'સુન્દરમ્.'

બેબાકળો અને આંખો ચોળતો હું પથારીમાંથી સફાળો ઊભો થયો. અને બાજુના ઓરડામાં સૂતેલાં બહેનને જગાડ્યાં : 'સુન્દરમ્‌ભાઈ આવ્યા છે'.

અમે ત્રણે જણાં ડ્રૉઈંગરૂમમાં બેઠાં. સુન્દરમ્ અને બહેનની વચ્ચે અલકમલકની વાતો ચાલી.

'કૉફી બનાવી લાવું.' કહીને બહેન રસોડામાં ગયાં. પાછળ હુંયે એમની મદદે ગયો.

ત્યાં એક મુસીબત આવી. ડબામાં કૉફીનો ગઠ્ઠો થઈ ગયેલો. અને આટલી રાતે કૉફી પણ ક્યાંથી લાવવી એટલે હું અને બહેન ચાકુ-તાવેથાની અણીથી કૉફી ખોતરવા લાગ્યાં. ત્યાં સુન્દરમ્ સીધા રસોડામાં આવ્યા. અમારો શ્રમ જોઈ બધી વાત કળી જઈને કહે : 'લાવો લાવો, એ કામ તમારું નહિ, એ તો લુહારનું કામ. 'ઘણ ઉઠાવ'-અને ચાકુ વડે ડબામાંની બધી કૉફી ખોતરી ખોતરીને કાઢી આપી.

રાત્રિના ત્રણ-સાડા ત્રણના સુમારે સુન્દરમ્ તેમના ઉતારે જવા નીકળ્યા. બહેન કહે : ચાલો, આપણે કમાટીબાગ સુધી સુન્દરમ્‌ભાઈને મૂકી આવીએ.

નગરના નિર્જન રસ્તે એકલી ચાંદની વિહરતી હતી. આકાશમાં ખીલેલા પૂર્ણચંદ્રને જોઈને ત્યારે સુન્દરમે કહેલું : 'કેવો મરમી પુરુષની જેમ હસે છે.'

અને અમે સુન્દરમ્‌ને વળાવીને પાછાં વળ્યાં.

રસ્તામાં બહેન સુન્દરમ્ સાથેનાં તેમનાં ભૂતકાળનાં સંસ્મરણો વાગોળતાં હતાં. બહેને તાજાં કરેલાં સ્મરણોમાંથી એક મને બરાબર યાદ રહી ગયું છે. બહેનના શબ્દોમાં જ –

'એ વખતે સુન્દરમ્‌ભાઈ જ્યોતિસંઘમાં હતા. ઉનાળાની એક બળબળતી બપોરે સુન્દરમ્‌ભાઈ આપણે ઘેર આવ્યા. લેંઘો, ખમીસ અને ઉપર ગરમ કોટ. આટલી લૂ-ઝરતી ગરમીમાં ગરમ કોટ જોઈને મેં કહ્યું : કવિઓને અમસ્તા ધૂની નથી કહ્યા.

સુન્દરમ્‌ભાઈએ પૂછ્યું : એમ કેમ કહો છો ?

'જુઓને, આટલી ગરમીમાંયે ગરમ કોટ ચડાવ્યો છે તે !'

લોકોનું ધ્યાન ખેંચવા માટે સ્તો

અને સુન્દરમ્‌ભાઈ કોટ કાઢી નાખી મારી સામે પીઠ ધરીને ઊભા : જુઓ, કોટ કેમ ચડાવ્યો છે તે !

ખમીસ ફાટેલું હતું !'

આ સમય દરમ્યાન સુન્દરમ્ સાથે મારે ખાસ કશી વાતચીત થઈ નહોતી પણ હું એમને ટગર ટગર જોયા કરતો હતો અને મનમાં ને મનમાં ઉપર ટાંકેલી કાવ્યપંક્તિઓ ગુંજયા કરતો હતો.

******

આ પ્રસંગને ચારેક વર્ષ વહી ગયાં. એક બપોરે વડોદરાના ચેતના પ્રેસમાં સુન્દરમ્ આવી ચડ્યા : 'કિશનસિંહ છે ?'

'હા, જી.' હું એમને કિશનસિંહ ચાવડાની કૅબિનમાં લઈ ગયો.

બંને મિત્રો ભેટ્યા. કિશનસિંહ મને કહે : 'આમને ઓળખે છે ?'

'સુન્દરમ્ છે એટલું જાણું છું.' મેં કહ્યું.

કિશનસિંહે મારો પરિચય કરાવ્યો.

બીજે દિવસે બપોરે સુન્દરમ્ ચેતના પ્રેસમાં આવ્યા. ત્યારે સુન્દરમ્‌ને બેસાડવાનું કહી કિશનસિંહ બહાર ગયા હતા. એટલે સુન્દરમ્‌ને કિશનસિંહની કૅબિનમાં બેસાડી તેમની સાથે હુંયે બેઠો. પૉંડિચેરી દક્ષિણા પ્રેસમાં કામ કરવાની

મેં ઇચ્છા દર્શાવી. સુન્દરમ્ કહે : 'ચોક્કસ આવો. બધી જોગવાઈ થઈ જશે. તમારા જેવાની ખાસ જરૂર છે.' એટલામાં કિશનસિંહ આવી પહોંચ્યા એટલે હું કૅબિનની બહાર નીકળી ગયો.

બીજે દિવસે કિશનસિંહે મને બોલાવીને કહ્યું : 'જોજે સુન્દરમ્ સાથે પૉંડિચેરી જતો. તારું એ કામ નહિ અને તને ત્યાં ગોઠશે પણ નહિ. તું મારા સાથે રહે.' અને મારી પૉંડિચેરી જવાની વાત ઊડી ગઈ.

*****

તે પછી વર્ષોનાં વર્ષો વહી ગયાં. હું પણ વડોદરા છોડી અમદાવાદ આવીને વસ્યો.

એક સવારે એક મિત્રે આવીને કહ્યું : 'તમને સુન્દરમ્‌ભાઈ યાદ કરે છે.'

'ક્યાં છે ?'

'સ્વસ્તિક સોસાયટીના એમના બંગલામાં.'

'મેં બંગલો જોયો નથી.'

'મારી સાથે ચાલો. હું તમને લેવા માટે આવ્યો છું.'

અમે પહોંચ્યા ત્યારે સુન્દરમ્ શ્રી અરવિંદ અને શ્રી માતાજીની વિશાળ કદની છબીઓની સામે ચડ્ડી અને સદરો પહેરીને કંઈક ધ્યાનમુદ્રામાં બેઠા હતા. થોડીક ક્ષણો પસાર થઈ અને એમણે આંખો ઉઘાડી એટલે મિત્રે કહ્યું : 'જગદીશભાઈ.'

'ઓહ !'

મેં એમને નમસ્કાર કર્યા. એમણે આશીર્વાદ આપીને શ્રી અરવિંદ-શ્રીમાતાજીની છબી પાસેથી પુષ્પ લઈને પ્રસાદીરૂપે આપ્યાં. પછી કહે :

'ઉમાશંકર અને મિત્રો દ્વારા તમારે વિશે સાંભળીને તમને બોલાવ્યા છે. આ અગાઉ આપણે ક્યાંય મળેલા?'

મેં એમને વડોદરામાં મળ્યાની વાત કહી. સાંભળીને કહે : 'એમ ? હું તો બધું ભૂલી ગયો !' થોડીક વાર કશો વિચાર કરીને કહે :

'મારે થોડાક કાવ્યસંગ્રહો અને મારાં બીજાં લખાણોનાં પુસ્તકો છપાવવાં છે. એમાં તમારી મદદની જરૂર છે.'

'તમારો હક અને મારી ફરજ છે. એટલે તમે કહેશો તે બધી મદદ પ્રેમપૂર્વક કરીશ.'

'તો પછી ત્રણચાર મહિના પછી પાછો અમદાવાદ આવીશ ત્યારે 'મેટર' લેતો આવીશ. કેમ કરવું તેની ચર્ચા કરી પછી આપણે ગોઠવીશું.'

દરમ્યાન તેઓ પૉંડિચેરીથી અવારનાર પત્ર અને શ્રીમાતાજીની પુષ્પપ્રસાદી મને મોકલ્યા કરતા.

******

જ્યારે મેં ઉમાશંકરને જણાવ્યું કે સુન્દરમ્‌ભાઈએ મને બોલાવેલો અને એમના કાવ્યસંગ્રહો પ્રગટ કરવામાં મારી મદદ માગી છે ત્યારે ઉમાશંકરે કહેલું : 'સુન્દરમ્ આપણા બહુ મોટા કવિ છે. ખૂબ કાળજીપૂર્વક એક પણ ભૂલ ન રહે

કે ક્યાંય કાચું ન કપાય તેનું ધ્યાન રાખજો. ઘણી વખત આપણને સુન્દરમ્નું કોઈ કાવ્ય સામાન્ય લાગે પણ અંતમાં (હાથની મુદ્રા કરીને) એવું લટકું કરે કે આખી કવિતા આપણા મનમાં વસી જાય.'

*****

ક્યારેક કવિતા કરું છું એ અંગે સુન્દરમ્ સાથે મારે કદી વાત થઈ નહોતી. પણ તા. ૨૬-૭-૮૯ના પોંડિચેરીથી મને લખેલા એક પત્રમાં તા.ક. કરીને લખેલું : 'મેં જોયું કે તમે કવિતા પણ લખો છો. સરસ કહેવાય.'

*****

એમના જણાવ્યા પ્રમાણે ત્રણચાર મહિના પછી અમદાવાદ આવીને એક સાંજે મને બોલાવ્યો. મારી સામે ચાર કાવ્યસંગ્રહનાં 'મેટર' અપ-ટુ-ડેટ ગોઠવેલાં મૂક્યાં. મેટરનું એક પૅકેટ ખોલીને મને બતાવ્યું. ખૂબ જ વ્યવસ્થિત ગોઠવેલું હતું. મને કહે : 'બધા સંગ્રહો આ જ રીતે વિભાગવાર ગોઠવેલા છે. છતાં તમે ચારેનું મેટર લેતા જાઓ, જોઈ જાઓ અને દરેક સંગ્રહની જુદી અનુક્રમણિકા કરીને લેતા આવો.'

ચારેક દિવસ પછી મેં ફોન કર્યો કે બધું જોઈ ગયો છું અને અનુક્રમણિકા પણ તૈયાર છે.

'સાંજે અનુકૂળતા હોય તો લેતા આવો.'

સાંજે મળ્યા. વાતવાતમાં કહે : 'પ્રકાશકોને હવે કવિતાનાં પુસ્તકો પ્રગટ કરવામાં રસ નથી. મારી પાસે પટારો ભરીને લખાણો છે. એમાંથી હમણાં તો આ ચાર સંગ્રહ છપાવવા માટે લાવ્યો છું. પ્રકાશક ઝટ હાથ પર ન લે તો પછી આપણે જ એક પ્રકાશન-શ્રેણી શરૂ કરીએ.'

પછી એ અંગેની ચર્ચા કરીને નક્કી કર્યું કે 'જીવનમાંગલ્ય શ્રેણી' નામે એક પ્રકાશન-શ્રેણી શરૂ કરવી. એમાં સુન્દરમ્ ઉપરાંત અન્ય કવિમિત્રોના સંગ્રહો પણ પ્રકટ કરવા. એ માટે પાંચ-છ મિત્રોની એક સમિતિ પણ એમણે રચી. આ બધી યોજના પેનસિલથી એક કાગળ ઊપર એમણે ટપકાવી હતી. સમિતિના કયા સભ્યને કયું કામ સોંપવું એ પણ તે તે વ્યક્તિના નામની સામે લખ્યું હતું.

આ ચર્ચા દરમ્યાન જ સુન્દરમ્ની સમગ્ર કવિતાના સંકલન અંગેની વાત નીકળી. મેં કહ્યું કે ઉમાશંકર પણ કહેતા હતા કે બનતી ઉતાવળે સુન્દરમની સમગ્ર કવિતાનો ગ્રંથ થવો જ જોઈએ.

અને સુન્દરમ્ની સમગ્ર કવિતાનો ગ્રંથ કરવાની જેમને ખૂબ હોંશ હતી એ જયવદન તકતાવાળાને ઈશ્વરે આપણી વચ્ચેથી ઉપાડી લીધા. સાથે-સાથે એકબે કવિ-વિવેચક મિત્રોની નરી ઉદાસીનતાએ પણ થોડોક ભાગ ભજવ્યો અને એ કામ થઈ શક્યું નહિ.

છેલ્લે છેલ્લે મારી અને કવિમિત્ર નલિન રાવળની સમક્ષ સહેજ પણ નિરાશ થયા વગર ખૂબ સ્વસ્થતાથી એમણે કહેલું : 'મેં તો મારું કામ પૂરું કર્યું. હવે ગુજરાતને એનું જે કરવું હશે તે કરશે.'

હવે જ્યારે સુન્દરમ્ નથી ત્યારે એમણે મર્યાદિત મિત્રોની હાજરીમાં ઘડી કાઢેલી, 'જીવનમાંગલ્ય-શ્રેણી'ની સમિતિના સભ્યોની સુન્દરમ્નાં લખાણોને ગ્રંથસ્થ કરવાની જવાબદારી રહે છે.

## વેપલો □ ઇન્સ્ટન્ટ કવિ ત્રેપનમો

સર્જક તર્જક થઈને ફરે,
તર્જક સર્જક થઈને ચરે.
વિવેચક વેચકને ચૂમે,
વેચક વિવેચકને જમે.
એકનું થાપ્યું બીજો હણે,
'તું નહીં', 'તે નહીં' - હું હણહણે.
સખા ! એહ અંધારે કૂવે,
કૂટવા ઝગડા જીવડા-જીવે.
વિવેચન વિરેચન જાણ,
વેરી-વધેરક કલમ-કૃપાણ.
પામરને આની કશી પ્રીછ ?
એકોડહં, પણ મોં દશવીશ.
'છે કો જલમ્યો સમજે કુછ ?'
વળ ઘો - છો ચોડેલી મૂછ.
બાવનના બસ ખડકો ગંજ,
લખે તે જ વાંચે - શો રંજ ?
એકવીશમીનું આ અદ્વૈત,
કોંશિયા-બોચિયાની શી મત્ય ?
બાવનનો બઢિયો વેપલો,
અખે લૂંટીઝૂંટી ભર્યો ટોપલો.

## કાં આ અચિંત્યાં ? □ હ. ભાયાણી

(સંસ્કૃત)

વારંવાર પીધા રસાળ સખિ ! મેં આમ્રદ્રુમોના વને
કુહુકારે મુઝ કર્ણનાળ ભરતા પુંસ્કોકિલોના સ્વર -
કિન્તુ આજ સ્રવંત એ શ્રવણમાં અંગાંગ કંપી ઊઠ્યું,
ચિત્તે દાહ કશો, દૃગે તરલતા આ કાં અચિંત્યાં લહું ?

## અક્ષર થોકેથોક □ સાક્ષર

ઊંચેથી પડ્યા અક્ષરો
પાડનારે લખ્યા નહીં, લખ્યા બીજા કો'કે
લખનારે છાપ્યા નહીં, છાપ્યા બીજા કો'કે
છાપનારે છપાવ્યા નહીં, છપાવ્યા બીજા કો'કે
છપાવનારે વાંચ્યા નહીં, વાંચ્યા બીજા કો'કે
વાંચનારે માણ્યા નહીં, માણ્યા બીજા કો'કે
માણનારે જાણ્યા નહીં, જાણ્યા બીજા કો'કે
જાણનારે પ્રમાણ્યા નહીં, પ્રમાણ્યા બીજા કો'કે
ઊંચેથી પડ્યા અક્ષરો, વાંચે ન વાંચે કો'ક
વાંચે તે તો વરસે નહીં, ભાઈ ! તરસે નહીં,
વરસે બીજા, તરસે બીજા કો'ક
તો યે ભાઈ ! અક્ષર થોકેથોક.

## ન જાને ! □ ભાનુપ્રસાદ પંડ્યા

ગુલાબની પાંખડીઓને
નવજાત શિશુની
આંગળીઓ જેવી કહું...

સવારના અંકાશની
રતૂમડી ટશરને
કોઈ લજજાળુ કપોલ
સમોવડી જાણું...

કુતુબમિનારને
ધરાની આભ સામે
ચીંધાયેલી તર્જની
સરખો ભાળું...

ઉપમા !
તારાં સાધર્મ્યો શોધતો
ભીતરથી વિસ્તરું છું...
કે પેલી
અસલિયતથી અળગો થાઉં છું ?
ન જાને !

## ઘમસાણ □ નીકાનોર પારા □ મેઘનાદ હ. ભટ્ટ

રાત છે પણ રાત જેવું લાગતું નથી
દિવસ છે, પણ એવું પણ ક્યાં લાગે છે ?
જો દિવસ હોય તો
 રાત પણ સાથે સાથે કેવી રીતે હોઇ શકે ?
અને રાત હોય તો
 દિવસ પણ કેમ જ સાથે સાથે હોઇ શકે ?
કોઇ ભોટમામા સાથે તમે વાત કરો છો, એમ તમે માનો છો ?
ઇશ્વર,
નિર્વિકલ્પ રીતે હું ઇચ્છું છું કે દિવસ જ હોય ને હોય.
આમ તો ઠંડી છે પણ હું ઊકળું છું
બાળી નાંખે એવો ઉકળાટ છે પણ હું ધ્રૂજીને મરી રહ્યો છું
મેં ઠંડી છે એમ કહ્યું પણ એ તો નરદમ જુઠ્ઠાણું હતું
સાચું પૂછો તો ખડકો પણ ઓગળી રહ્યા છે

હું સ્વયં એ જોઇ રહ્યો છું
જુઠ્ઠું ! હું કશુંય જોઇ શકતો નથી.
મારી આંખોને બખિયા મારી બંધ કરી દેવામાં આવી છે
મહત્ત્વની વાત તો એ છે કે મને અક્ષમ્ય ક્ષોભ થાય છે
મારી પેટની કોરી ખાતી ચૂંક
ક્યારેય નહીં છોડતો મારો નીંદરઘેરો નશો – બધું જ છે.
ભયંકર નરક : પણ, મને તો 'સબ સલામત' લાગે છે !
આના કરતાં વધુ સલામત મને ક્યારેય હું લાગ્યો નથી
હું ઇચ્છું કે હું નરકયાતનામાં પીડાતો હોત !
જુઓ, જરા નજીકથી જુઓ
મારા હાસ્યમાં લોહી અને આંસુ ઉભરાય છે

## તારો બધો સમય મને ન આપ

□ બેલા આખ્મદુલિના
□ પન્ના નાયક

તારો બધો સમય મને ન આપ
અને આટલા બધા સવાલો પણ ન પૂછ.
નિર્મળ ને વફાદારીભરી આંખે
મારા હાથ પકડવાના પ્રયત્ન ય ન કર.

મને ખબર છે
આપણી મુલાકાતોનો કોઇ અર્થ નથી.
એટલે જ
વાસંતી વરસાદે છલકાતાં તળાવે જતાં
મારાં પગલાંને
અનુસરવાનું માંડી વાળ.

તું એમ માને છે
કે
મારું ગુમાન
તારી ઉપેક્ષા કરે છે ?
ના, એ અભિમાન નથી.
મારી વેદના
મારું શીશ ઊંચું રાખે છે.

## કેમે ન ખૂટે રાત □ હ. ભાયાણી

(સંસ્કૃત)

પેટ ભૂખ્યે, હોઠ ફાટ્યે ફૂંકતા ઠર્યું તાપણું
ટાઢે રુંવાડાં સૌ ખડાં (કોંટા અડદને શા ફૂટ્યા)
નિદ્રા તજી ગઇ દૂર - જ્યમ અપમાન પામી વલ્લભ !
કેમે ન ખૂટે રાત - જ્યમ સત-પાત્રઃદીધી સંપદા.

☐ જયા મહેતા

પંખીએ તો ઘણી પાંખો ફફડાવી પણ ઉપર
આકાશ જ ન મળે. એણે ચાલવાનુંયે ઘણું
કર્યું પણ નીચે જમીન જ ન જડે. ખબર
નહીં ક્યાં ગયાં ઝાડ પાન મકાન બંગલા
નદી સરોવર દરિયો ઝરણાં ફૂલફળ ક્યાં
ગયાં ઘેટાંબકરાં ગાયભેંશ વાનર નર નારી
બધાં ક્યાં ગયાં. ચાંદોસૂરજ તારા ધરા...
ક્યાં ગયા તમે... કેમ આ અંધારા –
અજવાળાં ભળી ગયાં કેમ આ...

☐ જયા મહેતા

આઘે ને આઘે ને આઘે
ગયેલાં
દરિયાનાં જળ તો
પાછાં આવે છે
ભરતી થઈને
પણ
.
.
.
તું ?

કર્કશ કટુ કાગ-કોલાહલો ☐ હ. ભાયાણી

(સંસ્કૃત)

ના કશે કોઇ કોકિલ-ટહુકાર,
ના કૂજતા પોપટોના ધીરા બોલ,
કયહીંયે નહીં મયૂરના મધુર કેકારવો,
ગગનમાં તર્જતા મેઘ-આડંબરે
ભ્રમરગુંજન તણીયે કશી આશ ?–
રે ! માત્ર સર્વત્ર કર્કશ કટુ કાગ-કોલાહલો કર્ણ પીડી રહ્યા.

□ સુરેશ દલાલ

'અચકમચકની દાબડીમા મીણિયાં મોતી',
હાલતાં ચાલતાં મળી જાય છે મીણિયાં મોતી.
મીણિયાં મોતી મળ્યાં,
મળ્યા નહીં રેશમ દોરા;
કેવો આ વરસાદ
કે અમને રાખે કોરા.
ગોતી ગોતી થાકી હું તો ઝીણિયાં મોતી,
અલકમલકની દાબડીમાં ઝીણિયાં મોતી.

અધરાતે મધરાતે જામે,
ઘાસફૂલ પર ઝાકળ-મોતી;
શ્રાવણમાં જે વરસે,
એ તો વાદળ-મોતી.
વેદના છીણે : પછી આંખમાં છીણિયાં મોતી,
પલકમલકની દાબડીમાં છીણિયાં મોતી.
(પ્રથમ પંક્તિ લોકગીતની છે.)

□ સુરેશ દલાલ

'અન મન તુલસી તન મન તુલસી,'
તુલસીમાં વસી રહ્યો શ્યામ છે રે;
એક એક ગોપીના હૈયામાં શ્વસી રહ્યું,
ગોકુળિયું આખું ગામ છે રે.

તુલસીના ક્યારા પાસે દીવો પણ શ્યામનો,
શ્યામ દીવાની જ્યોતનું ધામ છે રે;
તુલસીની પાસે લાગે પારિજાત ફિક્કાં,
પારિજાત રુક્મિણીનું કામ છે રે.
તુલસીમાં મોરપિચ્છ તુલસીમાં વાંસળી,
તુલસીમાં મારો મુકામ છે રે.

મીરાંએ પહેરી છે તુલસીની માળા,
મોતીઓ સઘળાં નકામ છે રે;
તુલસીને તોલે તે કોઈ નહીં આવે
તુલસીના ઘનશ્યામ ગુલામ છે રે.
'અન મન તુલસી તન મન તુલસી',
તુલસી જીવનનું નામ છે રે.

## ઝાલાવાડી ધરતી

આ ઝાલાવાડી ધરતી :
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ ચોફરતી.

અહીં ફૂલ કેવળ આવળનાં :
અહીં નીર અધિકાં મૃગજળનાં :
પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી! આ.

જોજનના જોજન લગ દેખો,
એક નહીં ડુંગરનો પેખો :
વિશાળ જાણે ખુલ્લી હથેળી સમથળ, ક્ષિતિજે ઢળતી! આ.

આ તે કોઈ જનમ-વૈરાગણ !
કે કો ઉગ્ર તપંતી જોગણ !
સંન્યાસિનીતણા નિર્મળ શુભ વેષે ઉર મુજ લસતી. આ.

પ્રજારામ રાવળ



□ **रुपा 'नग्मा'**

जिन्दगी आप की कुर्बत[1] के सिवा कुछ भी नहीं
मौत क्या है? गमे-फुर्कत[2] के सिवा कुछ भी नहीं

वो हकीकत है उन्हें ख्वाब में भी देखते है
यानी हर ख्वाब हकीकत के सिवा कुछ भी नहीं

आप की याद है सहरा[3] में गुलिस्ताँ[4] की तरह
आप का जल्वः कयामत[5] के सिवा कुछ भी नहीं

बेकरारी को करार आता है रफ्ता[6] रफ्ता
गम भी इंसान की आदत के सिवा कुछ भी नहीं

जख्म है ख्वाब है, यादें है परेशानी है
'नग्मा' ये इश्क मुसीबत के सिवा कुछ भी नहीं

(1) सामीप्य (2) जुदाई का दुख (3) मरूभूमि (4) पुष्पोद्यान (5) प्रलय (6) धीरे धीरे

# કાવ્યનો પથ □ સુરેશ દલાલ

'જૂઠા જગમાં ઘણી ઝખ મારી, પાજી મન નવ લાજ્યો રે.'
ક્યાંયે કદીયે વરસ્યો નહીં ને અમથો અમથો ગાજ્યો રે.

જગત જૂઠું ને હું પણ જૂઠો, હું જૂઠાનો અંશ રે,
વહે કાફલો જૂઠાઓનો, જૂઠાઓનો વંશ રે;

સતનો તો શણગાર કરીને, બાજઠ ઉપર બિરાજ્યો રે,
જૂઠા જગમાં ઘણી ઝખ મારી, પાજી મન નવ લાજ્યો રે;

મન નકટું છે, મન કપટી છે, મનને કોઈ અહેસાન નથી,
મન તો જપતું ધનદોલતને, મનમાં હરિનું ધ્યાન નથી;

મન પર જૂઠા ચંદનના લેપ, ચંદનથી હું દાઝ્યો રે,
જૂઠા જગમાં ઘણી ઝખ મારી, પાજી મન નવ લાજ્યો રે.

આ પદની પ્રથમ પંક્તિ ડુંગર બારોટની છે. જ્ઞાનીને માટે જગત મિથ્યા છે. અજ્ઞાનીઓ માટે જગત સત્ય છે. પણ ખરેખર આપણે જે જગતમાં રહીએ છીએ એ જગત છે શું ? નથી આપણે જ્ઞાની કે નથી આપણે અજ્ઞાની-આપણે છીછરા અને અધકચરા છીએ. આપણે જગતને માટે મન ફાવે તેવાં સર્ટિફિકેટ ફાડીએ છીએ. જગત જે કંઈ છે તેમાં આપણો જ અંશ અને આપણો જ વંશ છે. છળ-કપટ અને કાવાદાવા કરતું આપણું અહંકારી અને પાજી, લુચ્ચું મન જવાબદાર છે. અને જાણે કે આપણો એમાં કોઈ હાથ નથી એમ કહીને, કાજી થઈને-આપણે નિરાંતે ન્યાય તોળીએ છીએ અને એમ કરીને આપણે આપણને અને જગતને અન્યાય કરીએ છીએ.

આપણું મન વકીલ જેવું છે. તર્કને આપણે તરકડાની જેમ નચાવીએ છીએ. વરસવાની વાતો કરીએ અને વરસીએ નહીં અને છતાંયે વરસવાના છીએ એમ કહી ગાજીએ છીએ. આના સંદર્ભમાં એક પ્રસંગ યાદ આવે છે. એક ભાઈ એના મિત્રને અવારનવાર કહેતા કે "મુશ્કેલીમાં તું જરાય ગભરાતો નહીં. હું તો તારી પડખે જ છું." પણ મિત્ર જ્યારે ખરેખર મુશ્કેલીમાં મુકાયો ત્યારે કોઈક બહાના જેવું નજીવું કારણ આપીને બાહારગામ ચાલી ગયો.

આ જગત દોષિત અને દૂષિત હોય તો મારે પહેલો એ વિચાર કરવો જોઈએ કે કમમાં કમ હું તો એવો ન હોઉં કે જેથી એટલું તો જગત ઓછું દૂષિત થાય. આપણે આસપાસ, ચારે બાજુ જોઈએ છીએ તો ખ્યાલ આવે છે કે જૂઠ્ઠાઓનો કાફલો વહી રહ્યો છે. એ કાફલો સગવડ પ્રમાણે તાલ મિલાવતો હોય અને બીજાને માટે અગવડો ઊભી કરતો વહ્યે જાય છે.

આપણે પણ એ જ કાફલાનો એક ભાગ છીએ. કરુણતા એ છે કે જૂઠાણાના પિત્તળ ઉપર આપણે સત્યના શણગાર સજીએ છીએ. સત્ય એ પહેરવાનો શણગાર નથી પણ મનુષ્યની ત્વચા છે. પણ લોકોને જેટલો શણગારમાં રસ છે એટલો માણસ કે સત્યમાં રસ નથી. સત્યની વેશભૂષા સાથે જૂઠાણું આપણા સમાજના બાજઠ ઉપર બિરાજે છે. આવા સત્ય અને જૂઠને શતરંજના પ્યાદા તરીકે વાપરે છે. આપણું જ મન નકટું પણ છે. સ્વાર્થ સરતો હોય તો સ્વમાનની એને પડી નથી. મન નગુણું છે, કપટી છે. આપણ પર કોઈએ કરેલા ઉપકારને કેટલી સહેલાઈથી ભૂલી જતાં હોઇએ છીએ. મન ઝંખે છે અને જપે છે ધનદોલત ! દોલત જેવી કોઈ લત નથી. આ લતને હરિ સાથે કોઈ નિસ્બત નથી. કોઈકે કહ્યું હતું કે, "ઇશ્વરને પૈસા માટે કેવો અભિપ્રાય છે એ કેવા કેવા પ્રકારના માણસોને પૈસા આપે છે એના પરથી ખ્યાલ આવે છે." આપણે આપણા મનને પણ બનાવીએ છીએ. પણ મનને ક્યાં સુધી ઠગતાં રહીશું ? અંદર આગ બળતી હોય અને ઉપર ઉપરથી ચંદનના લેપ કરીએ તો એ ચંદનનો લેપ પણ આપણને દઝાડ્યા વિના ન રહે.

## કોણ છે ? □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિન્દી)
કોણ છે ?
હાથ પણ કોની સામે ફેલાવું ?
બધી દિશાઓ મૌન છે
અંજલિમાં ફૂલ છે કે ધૂળ-
પૂછશે કોણ ?
મૌન ?
પૂજા પ્રતિમાની જેમ ઠગાયેલી રહી જાય તો
દીવો આ વિસર્જનની સિદ્ધિ ક્યાં મેળવશે ?
વહેવા દો
એને નીલ લહેરો પર
આત્મલીન વહેવા દો !
ફેલાયો નહીં એક નાનો અમથો અનાથ હાથ-
આ અનંત અંધકારનાં વમળોને કહેવા દો.

☐ સુરેશ દલાલ

'અગર ચંદનની ઢાંકણી વ્ય શું કરતા નંદવાણી જો',
ક્યાંક તમારી નજરું ને ક્યાંક વેરતા વાણી જો.

'અગર ચંદરની રાત'નો આંખે ઉજાગરો આંજ્યો જો,
તારલિયાનો અજરો ગજરો મ્હેક મ્હેકથી માંજ્યો જો;
ભર્યા ઘડૂલા લઈને નીસર્યાં શાને ભરવા પાણી જો,
અગર ચંદનની ઢાંકણી વ્ય શું કરતાં નંદવાણી જો.

થાય, આવુંયે થાય, એમાં હોય નહીં નીચાજોણું જો,
દિવસે એ તો દેખાઈ આવે, સોનલવરાણું સોનું જો;
જોબનની આ વાત વ્હુજી અમેય જાણીમાણી જો,
અગર ચંદનની ઢાંકણી વ્ય શું કરતાં નંદવાણી જો

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

☐ કિશોર શાહ

ધખધખતા રણમાં
એક અજાણ્યા કૂવામાંથી
હું તળિયા વગરની ડોલ વડે
કશુંક સીંચું છું
અને પછી
હવાથી મોઢું ધોઈને
આગળ આગળ જાઉં છું.

## તારી છબી ☐ પ્રજારામ રાવળ

તારી છબી સુન્દર હું નિશદિન જોઉં છું.
જોઉં છું, ને મનમહીં હું મોહુ છું!

તારા અરીસામાં નિહાળું હું મને :
આશ્ચર્યથી જોઉં, ખરે હું સોહુ છું!

તારી દૃષ્ટિ કેરી નિર્મળ ધારમાં,
મેલ મારા હૃદયનો કંઈ ધોઉં છું!

તારું અને મારું મિલન ક્યાંથી થવું?
આનન્દનું એકાદ અશ્રુ લ્હોઉં છું!

## तव प्रतिमा ☐ प्रजाराम रावळ ☐ जशवंती दवे

(गुजराती काव्यम्)

ईक्षे खलु प्रतिमां तव रम्याम् अहर्निशम् अहम्।
ईक्षे अपि मनसा ननु मोहितः अस्मि अहम्।

आदर्शभूते वै त्वयि आलोकयामि माम् अहम्!
साश्चर्यं अवलोकये यत् किं नु खलु शोभे अहम्।

त्वदीय आलोकस्य प्रसरे निर्मले,
मलं मे हृदयस्य क्षालयामि अहम्।

कथं नु स्यात् मेलनं तव चापि मे?
इति अश्रुम् आनन्दस्य, एकं सारयामि अहम्।

## □ નાથાલાલ જોશી

બેસતા વર્ષના મંગલ પ્રહરે
મા! તારાં ચરણોમાં મારું મન
અને મારું તન ઢળી પડે છે,
અંતર પીગળી, આંસુ બની,
ટપકી પડે છે.
જયિનિ! મારા આંતર-રિપુઓ
પર વિજય અપાવ.
અમલા! મારા મનને નિર્મળ કર.
જ્યોતિર્મયિ! અંતરમાંથી તમસ
અને જડતાને દૂર કર.
પ્રકાશ પાથરી પવિત્ર પ્રભા-મંડળ
રચી દે.
તારા દિવ્ય સામર્થ્યથી મને
ચેતન-ભરપૂર કર.

## □ કિશોર શાહ

નીચે મેદાનમાં છોકરાઓ
ક્રિકેટ રમે છે.
હું પાંચમે માળેથી
તેમને જોઈ રહું છું
જોરથી ફટકો વાગતાં
દડો દૂર ઘાસમાં જઈ અટકે છે
એક છોકરો
ઘાસમાં દડો શોધવા ફાંફાં મારે છે
દડો નજીક છે
છતાં તેને નજરે નથી પડતો
હું મારા મન જોડે વાત કરું છું
કે
આ વિશ્વમાં
હું ખોવાયેલો દડો છું
કે
દડાને શોધી રહેલો છોકરો?

□ તુરાબ હમદમ

(ગઝલ)

એટલે દિલ મહીં રણઝણી હોય છે
એક ઇચ્છાને મેં અવગણી હોય છે.

દિલનાં ઉંડાણને કોણ માપે અહીં ?
સાવ દેખાવની લાગણી હોય છે.

ખુલ્લી આંખે જ સપનાંઓ જોયા કર્યાં,
રેત પર મેં ઇમારત ચણી હોય છે.

કાચની જેમ આડા ઊભા વેત રે,
જિંદગી એક હીરાકણી હોય છે.

કોઈની એક મીઠી નજરને અમે,
શબ્દ રૂપે ગઝલમાં વણી હોય છે.

શ્વાસ લઈને પરત શ્વાસ દેવા પડે,
કોઈ પળ ક્યાં અહીં આપણી હોય છે ?

કેટલો ફરક !

□ ધનસુખલાલ પારેખ

નાનપણમાં હું તોફાન કરતો ત્યારે
મારી માતા રેશમની દોરીથી
મારા હાથ બાંધતી ત્યારે,
હું એકલો રડતો.
આજ મારા આખા શરીરે
દોરડી બાંધી ત્યારે,
આખું ઘર રડ્યું.

□ કિશોર શાહ

સોળ વરસની છાતી ઉપર
લીલું લીલું આભ લઈને
સોનલ સોનલ બખિયા વચ્ચે
એક આભલું ઝૂલે

દર્પણ જેવી કાયા વચ્ચે
દર્પણ જેવી માયા વચ્ચે
એક પુરુષની મૂછ નીચેના
હોઠ ઉપરથી ભમરા જેવા
કાળાભૂરા ધગધગ કરતા
કૈં કેટલા શબ્દો જાણે
બીડાય પાછા, બીડાય આછા
બીડાઈ જઈને
એક અજાણ્યા કમળવનની
વચ્ચે થઈને
આરપાર એ ખૂલે.

સળવળ સળવળ હથેળીઓમાં
તરણાં ફૂટે, ઝરણાં ફૂટે
કૈં કેટલાં તરસ્યાં તરસ્યાં હરણાંઓ તો
જળને ગટગટ પીતાં પીતાં
આંખ મીંચીને
જનમ જનમની તરસ છિપાવી
કેલીઓની કુંજગલનમાં
એકમેકને શોધી શોધી
સાવ કુંવારી ક્ષણને આખી
પૂરેપૂરી સંભોગી લઈ
એકમેકમાં ભૂલે, એકમેકમાં ખૂલે, ભૂલે, ઝૂલે

કાંઈ કશુંયે કહ્યા વિના પણ
ચાર હોઠ તો એક થઈને
કૈં કેટલી
છાની છપની લાગણીઓને
ભીંસી ભીંસી
મુકત કરીને ફરી ભીંસી ને
વાત એકની એક
તને હું ચાહું છું
બસ, હું ચાહું છું, ચાહું છું હું
ભીનું ભીનું કબૂલે.

□ કિશોર શાહ

હું તારા સપનામાં હોઉં છું
એટલે તો
રાતે હું મારા ઘરે નથી હોતો.

## □ દિનેશ ડોંગરે "નાદાન"

(ગઝલ)

આંખ ઉપર અશ્રુનું ભારણ હશે,
ને અધર પર વિસ્તરેલું રણ હશે!

વિસ્મૃતિમાં કેદ છે આખું જગત,
કેટલા યુગોનું સંભારણ હશે?

ચોતરફ ખેંચાય છે અસ્તિત્વ આ,
આપણામાં કેટલાંયે જણ હશે!

સરહદો એકાંતની ઓળંગવી,
એ જ શાયદ દર્દનું મારણ હશે!

હું શ્વસું છું એટલું પર્યાપ્ત છે,
તું નહીં તો અન્ય કૈં કારણ હશે!

## □ બાલુભાઈ પટેલ

(ગઝલ)

રાજાનું મન રાણીમાં છે,
આખી દુનિયા પાણીમાં છે.

પાંચાલી છે નામ ગઝલનું;
કવિઓ ખેંચાતાણીમાં છે.

તલમાં તો છે તેલ છલોછલ
વાંક બધો આ ઘાણીમાં છે.

સાચું છે તે હૈયાભીતર;
ભ્રામક સઘળું વાણીમાં છે.

'બાલુ' સૌને માપી તો જો;
કોણ કેટલા પાણીમાં છે.

મુ. શ્રી. સુરેશભાઈ,

કુશળ હશો.

"કવિતા"નો ઘણાં વર્ષોથી ગ્રાહક ખરો પણ એ નાતે દરેક અંકમાંનાં બધાં જ કાવ્યો અને એ પણ સાદ્યંત વાંચ્યાં જ હોય એવું યાદ નથી. પણ અંક ૧૪૧ની વાત અલગ છે. આ અંકમાંથી મારી પસંદગીનું ઉત્કૃષ્ટ કાવ્ય પસંદ કરવાની કામગીરીને બહાને કમસે કમ, આમાંનાં તો બધાં જ કાવ્યો વાંચવાનો દાવો કરી શકું છું અને આવા કાવ્યાનંદમાં ડૂબકી ખવડાવવા બદલ તમારો આભારી છું.

આ પત્ર ભલે "કવિતા" અને એના સંપાદક પર પ્રથમ હોય પણ આવો સંબંધ જળવાઈ રહો !

પ્રારંભમાં એક વાત નિખાલસતાથી કબૂલી લઉં ? વિજ્ઞાનની કોઈ અટપટી શોધ સરળ ભાષામાં સમજાવવાનું કામ સોંપ્યું હોત તો કદાચ ઘણી સારી રીતે એકલે હાથે જ કરી શકત. પણ આ કામ ?

કોઈએ કહ્યું છે કે કોઈ પણ વ્યકિતની બુદ્ધિનું પ્રદર્શન કરાવવું હોય તો તેને કાવ્ય પસંદગીનું કામ સોંપવું ! આ વિધાનની ગંભીરતાનો અનુભવ આ કામગીરી બજાવતાં અનેક વાર થયો. પછી થયું, બુદ્ધિનું પ્રદર્શન ચકાસવાની તક જ જો સાંપડી છે તો પત્નીનો ટેસ્ટ કાં ન લેવો ? આ ઍસિડ-ટેસ્ટમાંથી પસાર થવાની કોશિશ અમે પતિ-પત્ની ઉભયે કરી એટલું નોંધું છું.

નિર્ણાયક તરીકે અમુક નિયમો પાળવાનું કહેવામાં આવ્યું તેથી તો કામ થોડું સરળ બન્યું. નહિ તો, 'સ્નેહરશ્મિ' કે શ્રી કરસનદાસ માણેક જેવા કે પછી ખુદ સંપાદક જેવા ધરખમ કવિઓ વચ્ચે જ અટવાઈ જાત ! જુઓને, આ અંકના મુખપૃષ્ઠની જ વાત કરું.

સ્ટ્રીટ-લૅમ્પ અંધારાને સળગાવીને થાકયો છે. એને કશુંક જીવંત જોઈએ છે. અગાઉ વાંચેલું અનિલ જોશીનું કાવ્ય યાદ આવે છે : '–કે મને ફૂટતી નથી રે કેમ ડાળખી ?' સ્ટ્રીટ-લૅમ્પની છે આ આરજૂ. પણ એની આરત કાંઈ ખાલી નથી જવાની એની પ્રતીતિ એના પર બેઠેલા બે પંખીડાં કરાવે છે. 'ચકલીનો નાનકો ઉતારો આપીને તમે લઈ લ્યોને ઊડતો વિસ્તાર' ચાલો, અમાસ પછી ઉગનારી બીજની પ્રતીક્ષા કરીએ.

આગલા મુખપૃષ્ઠનો આ જ ગોલ્ડન-યલો-કલર પાછલા મુખપૃષ્ઠ પર પણ વિસ્તરે છે. 'ગોલ્ડન'નો એક અર્થ 'મહામૂલું' એવો પણ ખરો. પણ હવે એમાં પેલી તીવ્ર ઝંખનાની તાણ જરા જુદી રીતે અનુભવાય છે. ગોલ્ડન-યલો રંગની પાર્શ્વભૂમિ પર હવે સફેદ રંગનો કો'કે ઓપ ચડાવી દીધો છે અને મઢી દીધી છે બ્રાઉન-રંગની ફ્રેમ. મહામૂલું 'કોઈક જણ' શ્વેત રંગના ખાલીપામાં વીંટળાયું છે. હવે તો બસ સ્મરણ.

કાવ્યમય મુખપૃષ્ઠ સજાવવા બદલ શ્રી દિનેશ દલાલને અભિનંદન. આકૃતિ પણ ગમી. પણ એ તો સંપાદકની ખરીને ?

અંકની અંદર પ્રવેશીએ તો શ્રી ધનસુખલાલ પારેખનું કાવ્ય (પાન ૨૦)

છે તો નાનકું, પણ બોલકું ઘણું છે. કદાચ મારી પ્રકૃતિનો જ એમાં પડઘો પડતો અનુભવું છું, એટલે પણ ગમ્યું હોય.

એમ તો, એની બાજુનું જ, શ્રી રમેશ પટેલનું કાવ્ય પણ એવો જ પડઘો પાડે છે. ભીની પૂંછડી ઊંચી-નીચી કરતી ખિસકોલી આભમાં રચાતા પેલા ઈન્દ્રધનુનો જશ ખાટી જવાનો દાવો કરે ત્યારે એ અને આવા દાવાઓ કરતા જ્યોતિષીઓ ભિન્ન વર્તુળના કોઈ એક જ કેન્દ્ર પર આવી જાય છે ને ?

ગમવામાં તો શ્રી જયન્ત પાઠક (પાન ૪૫)ની કવિતાનો છેલ્લો ખંડ પણ આવે, શ્રી વિશનજી નાગડા (પાન ૨૯)નો ઉપાડ પણ આવે, તો શ્રી હરિહર જોશી (પાન ૧૫-૧૬)નું કલ્પન પણ આવે : 'પારિજાતના ખભે હાથ મૂકી ફરવા નીકળ્યો છે ચંદ્ર' (જોયું ? કાવ્ય ગમવાનું કોઈ રસાયણ યા ગણિત નહીં, પણ પારિજાત એટલે વૃશ્ચિક તારામંડળનો પ્રથમ વર્ગનો તારો એવું ખગોળનું કલ્પન આવ્યું એટલે ગમી ગયું !)

પણ આ બધી પળોજણમાં પડયા કરતાં મને શું ગમ્યું અથવા સાચું કહું તો શું સ્પર્શ્યું, તે જ કહું ?

તમે ચહેરાનો અભ્યાસ કર્યો છે ? લિઓપાર્ડીએ આ સંદર્ભમાં એક મજાનું વિધાન કર્યું છે : "જેને બચપણમાં હું જાણતો હોઉં એવી વ્યકિતને વર્ષો પછી મળું છું ત્યારે જાણે મહાન આપત્તિમાંથી એ પસાર થયો હોય એવો એનો ચહેરો મને લાગે છે."

કઈ છે આ આપત્તિ ? શા માટે એ આવે છે ? પાછલી ઉંમરે, ઢળી જતી કમ્મરે બચપણની પેલી બાળસુલભ નિર્દોષતા ટકી રહે તો ભયોભયો ! પણ આવું બની શકે ? બનવાનું રહસ્ય શું ?

પ્રકૃતિ અને જીવન પરત્વેની આપણી સૌંદર્યદૃષ્ટિ ? જીવનની થપાટો ખાઈખાઈને આપણે શું દંભી બની જઈએ છીએ ? સાલસતા ગુમાવી દઈને જટિલ બની જઈએ છીએ ? પામ્યા શું, શું શું ગુમાવ્યું એના હિસાબ લગાવવામાં પડીએ છીએ ?

શ્રી કરસનદાસ માણેક કહે છે તેમ :

"આ થયું હોત ને તે થયું હોત ને
    જો પેલું થયું હોત...
અંત સમે એવા ઓરતડાની
    હોય ન ગોતા ગોત !"

આવા ફાંફાં અને ફાંકામાં આપણે રાચીએ છીએ ? અનેક ગ્રંથિઓથી પીડાઈએ છીએ ? જીવનભર કર્યું કે થયું તેની પૂર્ણ જવાબદારી સ્વીકારીએ છીએ ખરા ?

અંકનાં કુલ પાનાં ૪૮ છે. ચાર પાનાં મુખપૃષ્ઠના ઉમેરી દઈએ તો પત્તાંની જોડ બને. આ જોડમાંથી છઠ્ઠું પત્તું ખેંચો એટલે પેલા મૂળ પ્રશ્નનો ઉત્તર સાંપડે. સંભવ છે કે કોઈને બીજો અર્થ પણ મળે. પણ મેં કહ્યું તેમ, કાવ્ય ગમવાનું કોઈ સમીકરણ નથી. મને આ કાવ્ય ગમ્યું છે. એમાં પામ્યા -

ગુમાવ્યાની વાત નથી. હતો નાતો ઘણો ને કોઈ નાતો હવે નથી. કિતાબ અમારી ખુલ્લી છે, અમે છાના નથી, કૈં લીધું નથી : કૈં દીધું નથી સાવ હળવા ફૂલ બનવાની સ્થિતિ ચરમ સીમાએ પહોંચાડી છે. અને છતાંય કાવ્ય કે જીવનનું કોઈ ભારણ નથી.

કેટલાંક કાવ્યો મનન માટે હોય છે. મનમાં વાગોળ્યા કરીએ તો અપાર અર્થો ઊઘડે. વિવિધ સ્પંદનો જગવે. પન્ના નાયકનું કાવ્ય આવું જ કાવ્ય લાગ્યું. કવયિત્રીને અભિનંદન !

કાવ્યને શીર્ષક નથી. એની જરૂર પણ ખરી ? 'આનંદ આનંદથી' જીવી જનારા માટે આવું છોગું હોય તોય શું, ને ન હોય તોય શો ફેર પડે છે ?

૧૭ માર્ચ, ૧૯૯૧.
કવિ ન્હાનાલાલ જન્મદિવસ.

—સુશ્રુત પટેલ

❑ સુરેશ દલાલ

'અટલક દટલક દહીંનાં દોણાં',
આછું સ્મિત ને ઝાઝાં રોણાં.

'આખ્ખણ દખ્ખણ' વાયરા વાય
'અડીકડીના અવળા દોર'
આ સંસારનો એક જ સાર
એક શાહુકાર ને ઝાઝા ચોર.
વાતવાતમાં મ્હેણાં-ટોણાં
'અટલક દટલક દહીંનાં દોણાં'.

'અડસઠ તીરથ' એળે જાય
ગામ મસાણે, મેળે જાય
જીવમાં ફરતાં જાય વલોણાં
'અટલક દટલક દહીંનાં દોણાં'

(પ્રથમ પંક્તિ લોકગીતની છે.)

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'નો સુંદરમ્ વિશેષાંક અત્યુત્તમ થયો છે. અલબત્ત, 'કવિતા'ના અંકો હંમેશાં સરસ હોય છે, અને હંમેશાં તેમાં કાવ્યતત્ત્વની સૂઝપૂર્વક કાંઈક ને કાંઈક નવું ને નવું થતું રહે છે. 'કવિતા'ના દિવાળી અંકો વિશિષ્ટ હોય છે, એટલું જ નહિ, કોઈ નિમિત્તે કે નિમિત્ત વગર પણ બીજા ઘણા અંકો પણ વિશિષ્ટ છાપ અંકિત કરતા જ રહે છે. છેલ્લાં કેટલાંયે વર્ષોથી હું 'કવિતા' માણું છું ને સૉનેટ અંક, ગીત-ગઝલ અંક, મરાઠી કવિતા અંક, બાળકાવ્ય અંક ઈત્યાદિ અન્ય વિશેષાંકો પણ પ્રગટ થતા જોઉં છું, ગુજરાતી કવિતાના સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં અનુવાદ થતા જોઉં છું, કવિઓના હસ્તાક્ષરમાં કાવ્ય અને કવિઓની છવિઓ જોઉં છું, ને અનેક ભાષાઓના કવિઓની છવિઓ ને તેમની ગુજરાતી અનુવાદમાં કવિતા જોઉં છું, ને ત્યારે એક જ ઉદ્ગાર સરી પડે છે, 'કવિતાના તંત્રીને ધન્યવાદ !' ભારતની કોઈ ભાષામાં કેવળ કવિતા ને કાવ્યવિવેચનનું સામયિક સતત પચ્ચીસવર્ષથી આટલી કાવ્યસૂઝ, કલાસૂઝ ને વ્યાપક દૃષ્ટિકોણથી પ્રગટ થતું હશે કે કેમ તે વિશે શંકા છે.

'સુંદરમ્-વિશેષાંક'ના કાવ્યો વાંચ્યાં, મનભર માણ્યાં. તે સાથે જ વિચાર મનમાં ઝબક્યો કે કવિ સુંદરમ્‌ને 'કવિતા'ના તંત્રીએ આપેલી શ્રદ્ધાંજલિ આ જ હોય. કવિએ ભાવકોને જે આપ્યું છે, તેમાંથી જ અંજલિ ભરીને કવિને પુન: સમર્પિત કરવું, એથી વિશેષ કઈ શ્રદ્ધાંજલિ હોઈ શકે ? 'કવિતા'ના તંત્રીની આ સૂઝબૂઝને પુન: ધન્યવાદ !

આ અંકની મૌલિક પ્રથમ પ્રકાશિત કૃતિઓ બહુ ઓછી છે અને તેમાં કિશોર શાહની કૃતિ મને સૌથી ઉત્તમ જણાઈ છે.

આ કાર્ય નિમિત્તે 'કવિતા' સામયિકનું વિહંગાવલોકન કરવાની મને તક મળી, તે બદલ તંત્રી સુરેશ દલાલની આભારી છું.

તા. ૨૭-૪-૧૯૯૧.

વિભૂતિ સાળસ્નેકર

## અંધારામાં બાપુજી □ ફ્લેર હૅરિસ □ શીરીન કુડચેડકર

બાપુજી, તમે સમેટાઈ ગયા ત્યારે તમે રોપેલાં ઝાડ નીચે
હું આવીને ઊભી રહી તમે જે માણતા હતા તે જ લીંબુથી
સુગંધિત કડવી-મીઠી હવા ચાખવા          હવે (વૃદ્ધાઓએ
તમારા અંગૂઠા સાથે બાંધી દીધા છે)          હું તમારે ખાતર
અંધારામાં ચાલું છું.          મને યાદ આવે છે તમારું
પહેલાંનુ શરીર, કમ્મર સુધી વસ્ત્રહીન, લહાણીમાં તમે તમારો
ભાગ ભજવતા તે સમયે પરસેવા અને પ્રકાશથી ચળકતું.
મજૂરી દ્વારા મગજથી તમને છુટકારો મળતો હતો.
તમારાં સ્મિત અને એકાએક ફૂટતી રમૂજો તરફ
ધીરજ દાખવી મજૂરો તમારે માટે જગ્યા કરતા.

દીર્ઘ પરિશ્રમને કારણે તમે હવે મુક્તિ પામ્યા છો ખરા ?
ત્યાં પણ તમે નવા છોકરાની જેમ કાળજીપૂર્વક
હસો છો ?          ક્યાં નવાં બંધનોને શરણે મૂકો છો.
તમારા તે દીર્ઘદૃષ્ટિ અને વિસ્મયનાં વરદાન જેને લીધે
અહીં ટેકરી પર વૃક્ષોનું વૃંદ તરંગે છે (તેઓએ તમારી
આંખો પર સિક્કા મૂકયા છે.)          પણ મને યાદ છે

બાળીને અનાવૃત બનેલી જમીન          અને તમે
તમે જે ઓરડામાં હમણાં છો તે ઓરડાની બારી પાસે
ભવ્ય છટાથી હાથ ફેલાવી વચન આપતા ''લીંબુથી
ભરી ભરી ગુણ ભર્યા ભર્યા ખટારા''          એક
વાર તમે ચિત્રકળા જોડે અટકચાળા કરેલા પણ
કલ્પનાશક્તિની અરાજકતાથી ભયભીત બનીને ફરી
ધરતી પર પહોંચી ગયા હતા          આ વૃંદો રોપ્યાં.

નિમજ્જિત હું તમને સાંભળવા મથી રહી છું          ઊગતી
લીલોતરીને સાંભળવા આંખો બંધ રાખું છું (વૃદ્ધાઓએ
તમારા કાનમાં રૂ ખોસ્યું છે)          પણ તમે પીળચટા લીંબુનો
પહેલો ફાલ ગણતા તે યાદ કરું છું પછી ઊભા ઊભા
પરસેવાથી રેબઝેબ નજર ક્ષિતિજથી દૂર તાકતી. તમે બોલ્યા
ખટારા ધૂળમાં અલોપ બને છે.

# THREE POEMS □ **JAYA MEHTA** □ **Tr. NITA RAMAIYA**

## 1.
## PERHAPS

Do you certainly want to leave ? All right. Good-bye.
But do not look back after that !
Even your gently-taken footsteps
Have left behind, in every particle of the earth, the vibrations
Which may turn into a chain round your feet, perhaps.
Do you certainly want to leave after unmasking yourself ?
All right. Good-bye.
But do not look back after that !
Each minute thread of your mask
Has lost its relatedness with the other–
It may get entangled round your feet, perhaps.

Do you certainly want to leave ? All right. Good-bye.
.... .... but will you do this much ?
(It cannot be said now : Do this.)
When the difference between going and coming is wiped
off.
Put your ears to every particle of the earth
Touch softly every thread of the mask
... ... perhaps ... ...

## 2.

Some–
Times
A tree enters
Into my being
And I feel I am about to bloom
Just them
Estranging itself from its root and
Turning into a yellow leaf which falls
One after
Another
Rustling
Rustling
:
Don't talk to me about the spring.

## 3.

There is utter quietude
It is dark, very dark
There is no tap on the door
No sound of footsteps

No sound of even even a dream breaking
It seems–life is intact under a coffin
Is life intact ?

[૩]

કોઈ અમથું અમથું કાં યાદ આવે,
દૂર દૂર દૂર સુધી નીરવ એકાંત
છતાં ભીતરથી કોનો સાદ આવે !

આકાશે તારલાઓ ટમટમતા ચૂપ
ચૂપ ખળખળતી નદીઓનાં પાણી,
લહેરાતા વાયરાનું કંપન ખામોશ,
કંઈયે કહેતી નથી ભીતરની વાણી,
વેણ એક હોઠથી ન નીસર્યું, ને તોય
સાવ અણચિંતવી દાદ કોક આવે

નીડમાં સૂતેલ બે'ક પંખીની આંખ
જરા ટમકીને પાછી બીડાતી,
તેજની લકીર એક હળવેથી અડકી
ને ઝળાંહળાં થાય મારી છાતી,
બંધ મારી આંખોને કેમ આજ સૂરજનો
ઓચિંતો લાલ સ્વાદ આવે !

□ સુરેશ દલાલ

ઝાડનાં પાંદડાં
હવાને ઝોકે હલતાં નથી
એટલે મેં
બાજુમાં
ફૅન મૂકવાનો
વિચાર કર્યો છે.

## કાર્થાજનાં સ્મરણ : □ પ્રીતિ સેનગુપ્તા

ઇતિહાસના ભંગાર વચ્ચે
યાદોનું પગેરું
શોધું છું
શોધવા મથું છું.
હસું છું
જાત પર
જીવન પર
છેતરામણા સમય પર.
આજ જેવી વાસ્તવિક
હોઇ જ ના શકે.
ગઇ કાલ.
હોઇ જ ના શકે.
જે નથી તેની ખાત્રી
પડછાયામાંથી ઉપજાવી શકાય
આકૃતિ ?
જીવંત કૃતિ ?
ટુકડે ટુકડા ગોઠવીને બનાવાય
એક હૃદય આખું ?
પળોને ગોઠવી છે અહીં કોઇએ.
ભુલાયા છે યુગો.
વચ્ચે રહી છે કડીઓ.
અધૂરી.
ઓ કાર્થાજ,
કોણે નક્કી કર્યો તારો જન્મદિન ?
કોણે કરી ગણત્રી ?
હતી એટલી નવરાશ,
ને વય ? કોની ?
થયાં બે હજાર વર્ષ -
ને ઉપર બે-ત્રણ.

હવે ગણવું સહેલ.
જે નથી તેના નામે ઉત્સવ -
હવે જે ખંડેર છે તે શાશ્વત.

જ્યાં દેવદેવીઓની હતી આણ.
દેવાતાં'તાં બલિદાન
ત્યાં પડઘા પણ શક્ય નથી.
વિસરાઇ ગયો શાપનો ભય
દીવાલો ને છત તૂટી પડતાંમાં.
ચક્કર ખાતા ભૂતકાળને
થાંભલાનો પણ રહ્યો નથી આશરો.
કાળના ઘાથી તમતમે છે
અકલ્પ્ય વીર્યની નિશાનીઓ.
તડો ને ટુકડાઓ પર
આંગળીઓ ફેરવું છું - અવાક્
કલ્પનાનો મલમ લગાડવા મથું છું
હસું છું
જાત પર
ભાંગી પડેલા સમય પર.
રાણી ડિડોએ જે સર્જ્યું
કાર્ત હાડાશ્ત - નવું નગર -
તે જ આ.
ને પછી કાર્થાજ, કાર્થેજ, કાર્થાગો.
કેટલાં નામ ?
કેટલી ભાષાઓએ ભજવેલાં નાટક.
નવી વિદ્યાએ ફરમાવેલા હુકમ.
ખુલ્લું નથી કર્યું તેં હજી
બધું ખાનગી, બધું ખરેખરું.
પેલા બાકી રહેલા યુગો
છે હજી દટાયેલા સ્તરોમાં
અકબંધ
અને ભગ્ન.

થયાં એના પર
પેઢી દર પેઢીએ
જીવન-મરણ, પ્રેમ-વેરનાં ચણતર.
ખડકાતા જાય છે
ટેકરા પર ટેકરા
ટુકડા પર ટુકડા
આજની ખાતરી પણ નહીં રહે
આવતી કાલને
અમે-આપણે - પણ થઇશું હત-વિહત,
વિસ્મૃત.
પળોમાં - યુગોમાં - થઇશું હતાં -નહતાં.
ત્યારે તું તો હોઇશ, કાર્થાજ,.
અહીં જ, આમ જ
અખંડિત
ખંડ ખંડમાં.
બદલો વળશે એ અનર્થનો ત્યારે
ફરી સ્થપાશે રાજ્ય પૂર્વજોનું-
તૂટેલા પથ્થરોમાંથી,
વિખરાયેલી રાખમાંથી
ફરી શરૂ થશે ઘટમાળ.
દૈવી કોપમય, કરુણામય
હતું જે બધું
મનમાં સાકાર કરવા મથું છું.
શ્વસું છું
જીવનને, મરણને,
રાખને ખંખેરતા સમયને.

# આવતા જમાનાનું ગીત □ કાલિંદીચરણ પાણિગ્રહી
## □ જયા મહેતા

(ઉડિયા)

ઊંચે આકાશમાં વાવાઝોડું છે અને આંધી સૂસવાય છે;
મારા દિવસો કરમાતી કળીઓની જેમ બિડાય છે
અને અગાધ ઊંડા સમુદ્રમાં માછલીની જેમ
અસીમ કાળની ગોદમાં પોતાનું અસ્તિત્વ ગુમાવે છે !
સખત આઘાતથી અંગોને ધ્રુજાવતી
અને મારા પગ નીચેની ધરાને દૂર સરકાવતી
ગમગીની તણાય છે પૂરની જેમ ધસમસતાં ઝરણોમાં
અને દયાહીન પ્રહારોથી હૃદયને આઘાત આપે છે.
મને વિશ્વાસ બેસતો નથી કે હું જીવું છું કે નહીં;
હજીયે દુનિયા પ્રત્યે ભયાનક હાસ્ય કરતો,
શાંતિથી હું આવતા જમાનાનું મારું ગીત લખું છું !
શિયાળાની સવારના ઝાકળ જેવા સૌમ્ય
અસંખ્ય અભિલાષ જાગે છે ને નાશ પામે છે
શેફાલી ખરે તેવી ચૂપકીદીથી દિવસો પછી દિવસો પસાર થાય છે.
જિંદગી જીરવી શકે નહીં એવા વિચારો
તપાવેલા લાલચોળ લોહની જેમ છાતીમાં બળે છે –
તે ક્યાં દોરી જશે ને શું પરિણામ લાવશે ?
સૂર્ય અને ચંદ્રને બુઝાવી દેતા
વૈશ્વિક દાવાનળની સાથે
વજ્રાઘાતની જેમ તે ઝીંકાશે ?
અને ચૂપચાપ હું આવતા જમાનાનું મારું ગીત લખું છું.
ચૈતન્યસભર અને જડ વિશ્વનો મુક્તપણે સમાવેશ કરે છે એ
ભવ્ય જિંદગીના સૂર હું મેળવું છું.
મૃત્યુની અવહેલના કરતી જિંદગી
બધા શોક અને મરણ-શૂન્યતાને વશ કરે છે;
જ્યાં આનંદની લહરીઓ નૃત્ય કરે છે.
રંગ અને ધર્મસંપ્રદાય પ્રત્યે દુર્લક્ષ કરતી જિંદગી મજલ કાપે
અને દરેક મનુષ્ય પોતાની મૂર્ખામીઓ કબૂલે છે.
શોક કે બીજા કશાકની એકદમ કદર કરે છે;
અને હું, કવિ, તે આવતી જિંદગીના સૂર મેળવું છું.

## સરકસનો સિંહ □ વિષ્ણુ દે □ જયા મહેતા

ગામેગામ દૂર દૂર સુધી, સાંભળું છું, ખળભળાટ મચ્યો છે,
આતંક ફેલાયો છે. શહેરના સરકસનો સિંહ
ભાગ્યો છે પહાડોથી ઘેરાયેલા સિંહોવાળા જંગલમાં
અનેક વાર ત્રાસ ફેલાય છે. અમે થોડા લોકો આવ્યા છીએ,
બંગલામાં ભરાયા છીએ, આમંત્રિત નહીં તોયે, સિંહથી ખેંચાયેલા.
બે-ચાર ડગલાં ચાલતાં જ રાતે બરાબર દોઢ વાગે
સાંભળ્યું છે કે ગોળ આંખો દેખાય છે, હિસાબ્‌વાલા
પ્રચંડ આક્રોશે ભડભડે છે, ખંડિત મુક્તિ પર.
પ્રચંડ આક્રોશે : કારણ એ પિંજરાનું નિર્દ્વંદ્વ સુખ ઝંખે છે.

ફાંસીને માંચડે ચડેલા માણસની જેમ,
એ ભાગેડુ ટેવાયેલો નથી મુક્ત અરણ્યથી.
અમારી રાત વીતે કાંટાળી ઝાડીઓમાં ઘાસના કીડાઓ,
અળસિયાં, મચ્છરો વચ્ચે દીર્ઘ પ્રતીક્ષામાં, કોલાહલ સંભળાય.
કાને પડે આજે આ ગામનાં વાછડા-વાછડી ગયાં
કાને પડે આજે પેલા ગામના લોકોનાં છોકરા-છોકરી ગયાં
પીછો કરે કેટલાયે લોકો. ચાલ્યા જાય દૂર દૂર
ઝાડી ઝાંખરાં ફંફોસતા. મિથ્યા બધો શ્રમ.

શહેરના સરકસના ભૂતપૂર્વ સિંહનો આ ભીષણ ચાલાકીભર્યો ખેલ,
કંઈક તો ભૂખની આદતથી અને કંઈક શોખના વિકારથી,
જાણે એ કરોડપતિનો લોભ, જાણે દુનિયાભરના શિકારનો
તેને લોભ, તૃપ્તિહીન માંદલી સ્પર્ધામાં.
જન્મથી વન્ય સિંહો પણ તેનાથી ડરે છે.
ને એટલે જ અમારા અરણ્યવાસનોયે અંત નથી,
કારણ આ ઉપદ્રવ દૂર કરવાની અમારી પણ જિદ્દ, ધૂન-વ્રત !
તેથી રોજ રાતના અંધકારમાં અમે થોડા લોકો છૂપા વેશે રહીએ છીએ,
સતત જાગતા પહેરો ભરતા, જેમ હતા લેનિન સ્તાલિન
ઓગણીસ સો સત્તરના ઑક્ટોબરમાં તત્પર,

લગભગ એવા જ ભાવથી - મોટાને આપીએ જો નાનાની ઉપમા -
અમે પણ ગુપચુપ બેસી રહીએ છીએ, કે દોડીએ ગુપચુપ
સર્પગંધા પગેપગે શીશમ, સાલ, સાગના ઉદ્‌ગ્રીવ અદ્‌ભુત
તીક્ષ્ણ આગ્રહના નિસ્તબ્ધ આશ્લેષમાં, પ્રકૃતિના નીરવ ઉત્સાહમાં,
સભા-સમિતિઓ કરતાં કેટલીયે વધુ કઠિન તીવ્ર તિતિક્ષામાં.

□ સુરેશ દલાલ

પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી
સપનામાં જોઈ અને જાગીને ખોઈ મેં મૌનની પળપળની વાણી
સૂરજનાં મૂળિયાં ઘેરો અંધાર
અને ચાંદનીના મૂળમાં અમાસ
આકાશનાં મૂળિયાં ધરતીમાં છે
અને ધરતીનાં મૂળિયાં આકાશ.
મારા શ્વાસનાં મૂળિયાં તારા નામમાં રહ્યાં એની હોય નહીં બીજી કહાણી
પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી.
મૂળિયાં વિનાની માણસની જાત
હવે ચાલી રહી છે પંથ વિના
માણસ એકલો નથી કે નથી સંગાથ કોઈ;
એ તો કાફલો તૂટ્યો છે તંત વિના
ગુલામના પંથનો ગંજીપો આખો : એમાં કોઈ નથી રાજા કે રાણી
પાણીનાં મૂળિયાં પથ્થરમાં છે અને પથ્થરનાં મૂળિયાં પાણી.

કવિતા : સેતુ મૌનનો

કવિતા : તંત્રી સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૩
વર્ષ ૨૪, અંક ૫, જૂન ૧૯૯૧
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.**

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૯૦/-, એર મેલ રૂા. ૧૬૦/-,**
**આ અંકના છૂટક ૧૦ રૂપિયા.**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.**
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.**



## ગીત □ હરીન્દ્ર દવે

હરિ, અક્ષર હળવા ફૂલ
અમે સૌ ભારી રે,
ત્રાજવડે બેસીને સૌને
તોળે છે અવતારી રે.

સુખનું પલ્લું સ્હેજ નમે
ત્યાં દુ:ખની આવે ભરતી રે,
સ્થિર રહે છે ઘટિકા
કિંતુ રેત સમયની સરતી રે,
સુખદુ:ખ પાર બતાવે છે એ
આનંદરસ અલગારી રે !

નાનું સરવર આશાનું
ઘનઘોર હતાશા સાગર રે,
સંગ કરાવે અવિનાશીનો
સંત પ્રગટ સચરાચર રે,
ઝળહળ ઝળહળ સકલ, પલક
જ્યાં પરસી ગૈ ચિનગારી રે !

□ કિશોર શાહ

કાચી કેરીને કોતરતો પોપટ
શું ખજૂરાહોથી આવ્યો હશે ?
નિર્ભય કેલી કરતાં કપોતો
શું ખજૂરાહો જઈ આવ્યા હશે ?
એકમેકમાં સમાઈ જતાં વાદળો
શું ખજૂરાહો પર ઝળૂંબ્યાં હશે ?
વૃક્ષને વીંટળાઈ વળેલી વેલીનાં મૂળ
શું ખજૂરાહો સુધી લંબાયાં હશે ?

જ્યારે
શ્વાસમાં શ્વાસ ભળે છે
આંગળીઓના પાશમાં હથેળીઓ ભીંસાય છે
ખુલ્લા કાળા વાળ આંખો પર પથરાય છે
ત્યારે
ટાંકણાથી
હું એક શિલ્પ ઘડું છું
હું ખજૂરાહો ગયા વિના
લોહીમાં કશુંક કંડારું છું

□ કિશોર શાહ

એક દિવસ
ઑફિસે જતાં જતાં રસ્તામાં
પગની નીચે આવી ગયો
પથ્થર
પછી તો બસ
દરિયાનાં મોજાંની જેમ સતત
પથ્થર જ પથ્થર
પગને નીચે આવવા લાગ્યા
રસ્તાઓ બધા ખોદાઈ રહ્યા હતા
સારું હતું કે
મારા ગામડાના પગને
પથ્થરની આદત હતી
હવે મારા પગ ગામડામાં વસે છે
અને
આ શહેર મારી છાતીમાં શ્વસે છે.

## ગઝલ □ હરીન્દ્ર દવે

હમ ઉન્હેં યાદ આયે યે મુમકિન નહીં,
હમ ઉન્હેં ભૂલ જાયે યે મુમકિન નહીં.

ગેબસે નગ્મા-સંઝીદા આતે સુખન,
અબ હમેં ના બુલાયે યે મુમકિન નહીં.

શોરે-મેહશર અભીસે મૈં સુનને લગા
અબ મુઝે નિંદ આયે યે મુમકિન નહીં.

ઈસ જમીં પર તો મેરા ઠિકાના નહીં,
આસમાં ઝૂકકે આયે યે મુમકિન નહીં.

મેં તો સહરાકી રેતી હૂં, મિલને મુઝે
એક સમંદર ભી આયે યે મુમકિન નહીં.

## ઝવેરી જોઈએ □ તુરાબ 'હમદમ'

ફૂલના રંગોને પહેરી જોઈએ.
એક સપનાને ઉછેરી જોઈએ.

આપણા ઈતિહાસને શણગારવા,
પૃષ્ઠ એકાદું ઉમેરી જોઈએ.

ગામ આખું ફેશનેબલ થઈ જશે,
ગામમાં એકાદ શહેરી જોઈએ.

મિત્ર સાચી વાત કહી શકતા નથી,
કોઈ દુશ્મન, કોઈ વેરી જોઈએ.
ફૂલની ફરિયાદ સાંભળશે બધાં,
કંટકોને પણ કચેરી જોઈએ

આંકવા 'હમદમ' ગઝલની આબરૂ,
શબ્દનો કોઈ ઝવેરી જોઈએ.

## પાંચ મુક્તકો □ હેમેન શાહ

કદી ઘા ચૂકવવા ઝુકાવે ન મસ્તક,
આ દીવાનગી ના મળે કોઈ હસ્તક;

હો ફરહાદ, મહિવાલ, રાંઝા કે મજનુ,
પ્રણયનું ન વાંચ્યું કદી પાઠયપુસ્તક !

□

મોહનું છળ ત્યાગવું સ્હેલું નથી,
કે ઝરણ જેવા થવું સ્હેલું નથી.
જ્યાં તમારી હો પ્રશંસા ચાલતી
ત્યાંથી ચાલીને જવું સ્હેલું નથી.

□

સંહાર માટે ઉગ્ર યુયુત્સા છે કો'કની
નિ:સ્તબ્ધતાને જાણે પ્રતીક્ષા છે શ્લોકની,
આંશિક રીતે તો પૃથ્વીને વળતર મળી શકે,
આ યુદ્ધમાંથી પ્રગટે જો પ્રજ્ઞા અશોકની.

□

કવનની બહુ સીધીસાદી શરત છે,
નવું કંઈ લખો યા સવિનય પરત છે.
વખત આવશે તો પુરસ્કાર મળશે,
ન જાણે સદી બાદ છે કે તરત છે.

□

શું વળવાનું સૌને કહીને ?
દર્દ પતાવો પોતે સહીને,
મરતી વખતે ચૂપ થયો હું,
બુદ્ધિ સૂઝી, પણ રહીરહીને !

## પ્રહરોની લીલા □ ભાનુપ્રસાદ પંડ્યા

પ્રહરોની પણ ન્યારી લીલા !
પરોઢે શિશુનાં અધખૂલાં
લોચનમાં અંકાય થઈને લકીર,
અને પેલો સમીર
રઝળે પહેરીને
ફૂલદીધાં સુગંધીલાં ઝભલાં !
પંખીગાનના બજવે ઘૂઘરા
બારણાંની તિરાડોમાં રમે છાનગપતિયાં
પછી એ પ્રહરો
બગાસાંની વણઝાર થઈને ઊભરાય,
સૂરજનાં લોચન લાલ થાય,
પણ શું કરે ?
બપોરે એ બિડાયેલી આંખોના ઢોળાવ પરે
ધીરે ધીરે ચડે ઊતરે !
ત્યારે તો એને
રસ્તાઓની પહોળાઈ
તરસની ગહરાઈ
ને ભરચક તરુછાંયમાં જ ઓળખી લેવાય !
છેલ્લે તો માણસોને
અને વૃક્ષોને લાગે કે
એમની ઊંચાઈ કાં વધતી જાય ?
ફૂલોનાં ડૂસકાં ધીરે ધીરે સંભળાય,
પણ અંતઃપુરની નવોઢાના
ઉત્સુક સરવરે કુમુદો ખીલે !
ગાતા, ગંભીર અને ગમતીલા
આ પ્રહરોની પણ ન્યારી લીલા !

## □ જયા મહેતા

ઉપર જ્યારે આકાશ હોતું નથી
ધરતી પર ત્યારે પગ સ્થિર રહેતા નથી
ડગમગતા પગ
ને ડગમગતો જીવ
ક્યાંય ઠરતા નથી
ઉપર જ્યારે...

## કાગવન - ક્રાંઉ ક્રાંઉ □ ભાનુપ્રસાદ પંડયા

આ વિશાળ પથરાયું કાગવન - ક્રાંઉ-ક્રાંઉ !
કાગરાજનાં તપે શાસન - ક્રાંઉ-ક્રાંઉ !

હુકમ છૂટયો : આંબા વઢાવી નાખો,
કેળ કપાવી નાખો,
આસોપાલવ બાળી નાખો !
બઢાવો બાવળનાં વન,
ઊભાં કરો ખીજડાનાં ઉપવન !
રોપી ઘો બોરડી-ઝાંખરાં ઠેરઠેર !
જો જો... હુકમમાં ના પડે ફેર !

છૂટે બીજું ફરમાન :
કહી ઘો સૌ પોપટને –જો અહીં રહેવા અરમાન
તો આવો, આ રહ્યા રૂપાળા આવાસ
કરી લ્યો પિંજરમાં વાસ !
પોપટ તો પિંજરે જ શોભે.
આવ્યો એક ગુપ્તચર, તે કહે : મહારાજ !
બધા મયૂરો છોડી ગયા કાગવન આજ,
આ એક મયૂર પકડાયો તે લાવ્યા, સરતાજ !
વદે કાગરાજ : પ્હેલાં એનાં પીંછાં ખેચી લ્યો.
એલા મોરલા, તારે અહીં રહેવું છે ?
તો તારા ટહુકા ગીરવી મૂકી દે.
મૂંગોમંતર થઈને રહે.
પણ... તને તો નાચતાં આવડે છે ને ?
બસ, હું કહું તેમ નાચજે ! જા.
પેલા કોકિલને કહી ઘો કે એના બચ્ચાને પાળશું
પણ અમારી 'ક્રાંઉ ક્રાંઉ' પાઠશાળામાં
એને બોલતાં શીખવી દઈશું - ટહુકા ભૂલવી દઈશું !
એક કાગસિપાઈ આવ્યો : 'મહારાજ, પેલાં હારેલાં
ઘુવડોનું શું કરીશું ?
એમને હુકમ કરો કે રાતે પંખીરિયતને ડરાવતાં રહે...
ઘુવડ-ગીધ તો મિત્રો જેવાં
અવર પંખી સૌ ચિત્રો જેવાં !
એમના વિના થોડું ચાલવાનું છે
કાગવન બહુ ફાલવાનું છે : ક્રાંઉ - ક્રાંઉ !

# અનુજ કવિઓને □ રમેશ પારેખ

માત્ર એટલું થયું
પોતાનો લિસોટો લઈને પાણી ચાલ્યું ગયું...

હવે ઊઠયો છે સવાલ એ કે બાકી પણ શું રહ્યું ?
પાણીમાં આકાશ હતું એ ક્યાં છે ?
ને આકાશ કયા પંખીને હિસ્સે હતું ?
અને આકાશ કયા પંખીનો હિસ્સો હતું ?
અને એ પંખી ક્યાં છે ?
એ પંખીએ નહીં ગાયેલાં ગીતો ક્યાં છે ?

હવે ઊઠયો છે સવાલ એ કે બાકી પણ શું રહ્યું ?
કાળે લૂછયું કપાળમાંથી કોનું ચપટીક સુખ ?
કિયું બ્રહ્માંડ અધૂરું થયું ?
અધૂરું થયેલ એ બ્રહ્માંડ કિયા શ્યામગર્તમાં ગયું ?

સૂક્ષ્મ સપાટી બબડે –અહીંથી કેવળ પાણી વહ્યું...
પરંતુ તમે ય એવું કહેશો, કવિવર ?

શ્યામગર્તને હણહણતો હુંકાર કરીને કહેવાનું છે :

લાવ, લિસોટો પાછો !
જળનો રેલો પાછો, લાવ !
લાવ, પંખીનો હિસ્સો પાછો !
પાછાં લાવ, પંખીએ નહીં ગાયેલાં ગીતો...

કોણ ભાંગશે શ્યામગર્તના ગર્વ ?
અહીંઆ કેટકેટલાં ઊણાં ને અધકચરાં આવાં બ્રહ્માંડોને કરવાનાં છે
પૂર્ણ !
કેટલી ટોચાયેલ બખોલોમાં આકાશ સ્થાપવાનાં છે પાછાં !
જળના સુક્કા કાટમાળના તરજૂમાઓ કરવાનું છે કોણ ?
ફરીથી કોણ સ્થાપશે જળને એના મૂળ લિસોટાસોતું ?
જળની કોણ આરતી ઉતારશે ને ક્યારે ?

કોણ એટલે તમે, કવિવર ! કોણ એટલે તમે નહીં તો કોણ ?

તમે, કવિવર ! હણહણતો હુંકાર કરીને બોલો !
અને શબ્દનો ગોવર્ધન ટચલી આંગળીએ તોલો...*

* કવિમિત્ર શ્રી હર્ષદ ચંદારાણાને –તેમના કાવ્યસંગ્રહ 'ફીણમોજાં'ના પ્રાકટ્ય પ્રસંગે...

## પાન અવસરનાં □ હર્ષદ ચંદારાણા

મારે આંગણિયે ઊભા રખોપિયા, પાન અવસરનાં
કેળ, શ્રીફળ દાદાજીએ રોપિયાં, પાન અવસરનાં

મોર કમખે ભરેલા બોલિયા, પાન અવસરનાં
ગીત મંગળ સખીયુંએ ઝીલિયાં, પાન અવસરનાં

તારલાઓ ચુંદડીએ ટાંકિયા, પાન અવસરનાં
તેજ અતલસ ઘુંઘરડે ઢાંકિયા, પાન અવસરનાં

લાખ મોતીનાં તોરણ બાંધિયાં, પાન અવસરનાં
હેત રેડીને કંસાર કાઢિયા, પાન અવસરનાં

મૂળ મેલ્યાં ને છાંયડા ઝાલિયા, પાન અવસરનાં
ઝાડ છોડી ડાળીબેન હાલિયાં, પાન અવસરનાં

## શ્રુતિની સ્તુતિ □ હર્ષદ ચંદારાણા

સૂરનું ખળખળ વહે ઝરણું, શ્રુતિ
શબ્દ છું : કેવળ તને પરણું, શ્રુતિ

તું ભળે તો બસ અલગ ના થઈ શકે
હું વહું એવું પવનવરણું, શ્રુતિ

કેટલા સંબંધમાં ડૂબી રહ્યો
લીધું તારા દેહનું તરણું, શ્રુતિ

ઓરડો અજવાળવા ના સૂર્ય આપ
વ્હાલનું તું આપ ચાંદરણું, શ્રુતિ

ગીતનું છું તરસ્યું હું હરણું, શ્રુતિ
સૂરનું ખળખળ વહાવ ઝરણું, શ્રુતિ

## પાંચ ત્રિપદીઓ □ હેમેન શાહ

પ્રેમ પ્હેલાં ભાવવાચક નામ છે,
અર્થ ધીરેધીરે બદલાઈ જતાં
છેવટે કેવળ અવાચક નામ છે!

□

પાનખરમાં નિર્વસન થઈ જાઉં છું,
જૂની સઘળી માન્યતા સરકી જતાં
દર વસંતે અદ્યતન થઈ જાઉં છું.

□

દૂરતાની ભીંત કંઈ પાકી નથી,
શોધમાં એ સખ્યની ખુદ આવશે,
જીવ કે શિવ કોણ એકાકી નથી?

□

દાવ એક જ છે તો ખેલી નાખીએ,
પૃથ્વીના ગોળાનો એક છેડો લઈ
ભેદ ઈશ્વરનો ઉકેલી નાખીએ.

□

ડેલી એ કાળી હતી, ઊંચી હતી,
રત્નમંડિત ભવ્ય દરવાજો હતો,
ને ઉષાની સોનેરી કૂંચી હતી.

## □ જયા મહેતા

મોર્ગમાંથી
બહાર કાઢવામાં આવે
સફેદ ચાદરમાં વીંટાળેલું
શરીર
પછી
કહેવામાં આવે
ઓળખી લ્યો
તમારા માણસને
મોઢા પરથી ચાદર ખસેડાય
મોઢું ઓળખાય
–ખરેખર?

## ટહુકો ☐ ગીતા પરીખ

મુંબઈની કોયલનો ટહુકો,
વાહનના ઘરઘરાટમાંથી,
છાનો ક્યાંથી સરક્યો ?
-મુંબઈની...

રસ્તા પરના પથ્થર-ઢગમાંથી
એક ન એને ખટક્યો ?
સડી ગયેલી ગંધ રૂંધતી
એમાંયે ના અટક્યો ?
ઉને ઉને પરસેવે એનો
નહીં ઓગળ્યો લટકો
-મુંબઈની...

ધસમસતા ધમધમાટમાંયે
કૂણો રહી ઉર ફરક્યો,
ધૂણી ભરેલા આભે એનો
તરે લીલો લસ્સરકો,
હવે ગોપવું અંતરતલમાં
રખે ન જાયે છટક્યો !
-મુંબઈની...

## ☐ જયા મહેતા

દરિયાકાંઠાની ખારોપાટ જમીન જેવું : જીવવું
રણની ઊડતી વંટોળાની રેતી જેવું : હસવું
જળવિહીન તળાવની તિરાડો જેવું : રડવું
:
તારી વગર

## માનુ હૃદય □ હુલ્લડ મુરાદાબાદી
□ ગણપતલાલ ઝવેરી

(હિન્દી)

શિકારીના તીરથી ઘાયલ
છેલ્લા શ્વાસ લેતી એક હરિણીએ
પોતાની આંખ ખોલી
પીડિત અને કરુણ સ્વરે
શિકારીને વીનવતાં કહ્યું
"મારાં સ્તનોને છોડીને
મારાં આખા શરીરનુ માંસ
તું લઈ લે
મૃત્યુજાળનાં મારાં બંધનો
તોડી દે
અને મને છોડી દે.

ભૂખથી વ્યાકુળ મારું
નાનું બાળક
મારી રાહ જોઈ રહ્યું હશે
તેની પાસે જવા હું તત્પર છું
અને
મરતાં પહેલાં એક વાર એને
મારાં સ્તનનું દૂધ
પીવડાવવા ઈચ્છુ છું.

□ રુમિ

(પર્શિયન)

હે ઘોર વિષાદ ! મને હંમેશાં જાણવા દે
કે તારું સ્વાગત કઈ રીતે થાય–
અને મકાનને બાળીને ભસ્મીભૂત કરે એમ
મૂકવા દે તારા હાથમાં મશાલ.

□ સુરેશ દલાલ

'ભમ્મર ભોળીનો સાયબો રે, મારો સાયબો સુબેદાર',
સાયબો સૂબેદાર ભલે, પણ મારો તાબેદાર.

ઝાઝી એની સત્તા
તોંયે મારી પાસે મીંડું;
કાલો થઈને પૂછે,
પહેલાં મરઘી હોય કે ઈંડું

લાજવાબ હું જવાબ આપું એવી છું હુંશિયાર,
ભમ્મર ભોળીનો સાયબો રે, મારો સાયબો સૂબેદાર

સૂબેદારના હોશકોશ તો
મારી પાસે વરાળ જેવા ઊડે,
દરિયો છો ને તરતો,
તોયે સાયબો મારો
ઝીણા મારા ઝરણામાં એ બૂડે,
એના તે હુંકારની સામે મારો પ્રેમભર્યો પડકાર,
ભમ્મર ભોળીનો સાયબો રે, મારો સાયબો સૂબેદાર.

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

□ સુરેશ દલાલ

'શહેરનો સૂબો ને ક્યારે આવશે રે ?'
મારો મનસૂબો ક્યારે કહો ફાવશે રે ?

એ તો કાચની લાવશે બંગડીઓ
એમાં ચાંદલો મારો રણકે રે;
એ તો ઝીણી મલમલ લાવશે રે,
એમાં વેદના મીઠી સણકે રે
એ તો શાણો થઈને આવશે રે,
મને આખેઆખી શોભાવશે રે.

મેડીમાં મેલશું શહેરની અગાશી,
ને અગાશીમાં ચાંદનીનાં પૂર;
શરદ પૂનમની રાત આખી પી જઈને,
રાતરાણી સૂતી ચકચૂર;
જાણે આજનો ઉજાગરો બળતો બપોર,
પછી જાગરણમાં આંખ મારી જાગશે રે.

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

## ઘર □ અજ્ઞેય □ નૂતન જાની

(હિન્દી)

૧.

મારું ઘર
બે બારણાંને જોડતો
એક ઘેરાવો છે.

મારું ઘર
બે બારણાંની વચ્ચે છે
એમાં
ક્યાંયથી પણ ડોકાઓ
તમે બારણાંની બહાર જોઈ રહ્યા હશો
તમને બહારનું દૃશ્ય દેખાઈ જશે
ઘર નહીં દેખાય.

હું જ મારું ઘર છું.
મારા ઘરમાં કોઈ નથી રહેતું.
હુંય શું
મારા ઘરમાં રહું છું ?
મારા ઘરમાં
ક્યાંયથી પણ ડોકાઓ-

૨.

તમારું ઘર
ત્યાં છે
જ્યાં રસ્તો સમાપ્ત થાય છે.
પણ મારે જ્યારે
રસ્તા પર ચાલતા જ જવાનું છે
તો એ સમાપ્ત ક્યાં થાય છે ?
તમારું ઘર-

૩.

અન્યનાં ઘર
ભીતરની તરફ઼ ખૂલતાં હોય છે
રહસ્યો તરફ઼
જે રહસ્યોને તેઓ ખોલતાં નથી.
શહેરોમાં હોય છે
અન્યનાં ઘર
શહેર હોય છે
અન્યનાં ઘરમાં
અન્યનાં ઘર
અન્યનાં ઘર છે.

૪.

ઘર
છે ક્યાં જેની આપણે વાતો કરીએ છીએ ?
ઘરની વાતો
બધાની પોતાની હોય છે
ઘરની વાતો
કોઈ બીજાને કરતું નથી
જેની વાતો થાય છે
એ ઘર નથી હોતાં.

☐ રુમિ

(પરિચયન)

ગઈ કાલે એણે મારી તરફ઼ જોયું, અને કહ્યું
"મારા વિના, તું કેવી રીતે જીવી શકશે ?"
"બળબળતી રેતી ઉપર માછલીની જેમ."
"એમાં દોષ તારો જ", એણે કહ્યું, અને રડયો.

પ્રિય સુરેશભાઈ,

સાહેબજી.

તમારી હમણાં સરસ ટ્રિપ ચાલે છે. પ્રથમ પંક્તિ લોકગીતની લઈને આગળ વધવાની ટ્રિપ. 'અટલક દટલક દહીંનાં દોણાં, આછું સ્મિત ને ઝાઝાં રોણાં'. 'અડસઠ તીરથ એળે જાય, ગામ મસાણે મેળે જાય' -જેવી પંક્તિઓની સદાની જરૂરિયાત રહેવાની !

'આ લોકો' ખાસ ધ્યાન ખેંચે છે. અનુદિત કૃતિઓ શામેલ કરવાની હોત તો કદાચ ઢળ્યો હોત 'આ લોકો' તરફ.

હરીન્દ્ર દવેની બીજી રચના ગઝલ -'રચ્યો'તો' અને 'પાછો' એ છંદ-દોષ અને મત્લા પછીના ભરતીના શેર સાથેની અદ્ભુત ગઝલ. પ્રીતઘેલીને કવિએ યાદ કરી છે કાળા રંગથી !

> પછી ન યાદ રહી રંગની કોઈ ઓળખ
> દઈ ગઈ છે મીરા એક કાંબળો કાળો

તો બાલુભાઈ પટેલની ગઝલનો ઉલ્લેખ પણ એટલો જ જરૂરી. દુનિયાની વાત થતી હોય ત્યારે રાજા-રાણીને સૂક્ષ્મદર્શક કાચથી જોવાં જોઈએ તો પહેલો શેર સાચ્ચો. છેલ્લો શેર નર્યું વિધાન છે. બાકીના ત્રણ શેરમાં વિધાનાત્મકતામાંથી શેરીયત કેમ ફૂટે છે એ સાનંદાશ્ચર્ય છે મારે માટે. એક પણ કવિ વસતો હોય એવા દરેક ગામની સરહદ પરના આવકાર-પાટિયાની નીચે આ શેર મુકાવો જોઈએ બાલુભાઈ પટેલનો.

> પાંચાલી છે નામ ગઝલનું
> કવિઓ ખેંચાતાણીમાં છે

આદિલ મન્સૂરીની બીજી ઘણી સુંદર કૃતિઓ સ્મરણમાં અકબંધ છે એટલે... સંજુ વાળાનું અર્પણ કાવ્ય, જયા મહેતા -'દરિયાનાં જળ' અને કિશોર શાહ - 'તળિયા વગરની ડોલ' અને 'ક્રિકેટ રમતા છોકરાઓ' (સોળ પંક્તિની કવિતા ચાર-પાંચ પંક્તિમાં કહી હોત તો વધુ ચમત્કૃતિ નીપજી હોત) ને ખાસ સાહેબજી.

આ અંકનું શ્રેષ્ઠ કાવ્ય છે જયન્ત પાઠક કૃત 'અંધારું, -ત્રણ રચનાઓ' અને એમાંય પરમ શ્રેષ્ઠ છે 'અંધારું, મનગમતું.' મનોજ ખંડેરિયાની 'શાહમૃગો'ની, પંક્તિ 'ગામની સીમ સીમમાં ઘુઘરીયાળી વેલ' જેવી જ લયલીલા 'અંધારાનું ઝાડ, ઝાડને અંધારાનાં ફૂલ' અને અદ્વિતીય કાવ્યસિદ્ધિ સમી આ બે પંક્તિઓ

> સૂરજના મધપૂડા પાછળ ભમભમતું
> અંધારાનું રીંછ ટેકરી ઊતરે નમતું નમતું

તો અટકું ? નહીં તો અંધારે ચડી જઈશ તો ૧૪૪મા અંકને ભરી

૩.. પણ અંધારાની, આપના આજ્ઞાંકિતની ગઝલના સ્મરણ સાથે અટકું.

જ્યોત ઉપર બળે છે અંધારું
દીપ નીચે મળે છે અંધારું

સ્હેજ ઠેલો પવનનો વાગે કે
સીમમાં સળવળે છે અંધારું,

એક સરહદ સુધી સલામત જઈ
ત્યાંથી પાછું વળે છે અંધારું

રોજિયા કારીગરની જેમ રાતે
આગિયાઓ રળે છે અંધારું

તું અચાનક બને છે પૂર્ણિમા
શૈયામાં ઓગળે છે અંધારું

ચાલો ત્યારે. આવજો.

લિ. શોભિત

## શર્વરી ભાંભરતી □ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

વર્ષાકાળે
માઝમ રાતે
મંદ્ર મંદ્ર આ શ્યામલ મેઘપટલી ગર્જતી–
ઈંદુબિંબને વત્સ સમા નહીં જોતાં
જાણે શર્વરી ધેનુ સમી ભાંભરતી.

## બાર વરસના દીકરાને – વાનકુવરથી

□ નીતા રામૈયા

પાનખરની બપોરે
ચમચીથી ચાટવા જેવું કિવિ યોગર્ટ લઈને
આ કવિતા આવી છે.

તારી આંગળીએ રમતી
લખોટી થઈને
આ કવિતા આવી છે.

તારી દો તીન પાંચની રમતમાં
જોકરની ઊતર થઈને
આ કવિતા આવી છે.

તારી ઊંઘમાં આવતાં
સપનાંના ભૂતને
ભગાડી મૂકતું ડાકલું થઈને
આ કવિતા આવી છે.

વાનકુવરની તળેટીમાં ઊભા રહીને
કહું છું કે
આ પહાડ, આ ઢોળાવ, આ ફ્રેઝર નદી
આ ઇનલેટ, આ બરફ, આ સ્નોમૅન
મારો વસતાર છે
(હવે તો બંધ આંખે પણ દેખાય તેવો)
(તારી જેમ)
(આંખને ઉઘાડબંધ કરીને જોઉં છું તો)
(આઠગણો થઈ જતો)
એવું તને કહેવા
આ કવિતા આવી છે.

□ રોહિત પુરોહિત

મેં તો તને ગુલાબ નહીં
પણ ગુલાબનો ફોટો આપ્યો
અને એ ફ્રેમમાં જ
કરમાઈ ગયો.

# તા. ૨૧-૬-૯૧ની રાત્રે કહેલા થોડા શબ્દો

મારા પ્રિય શ્રોતાઓ, વિદ્વદ્જનો અને સંગીતજ્ઞો,

ભાઈશ્રી હરિપ્રસાદ ચૌરસિયાએ આટલી બધી લાગણી દેખાડીને અહીં સુધી આવ્યા અને આ કાર્યક્રમનું ઉદ્‌ઘાટન કર્યું તે બાબત તેમનો ઘણો જ આભાર માનું છું. બેન શ્રી શૈલાબેન વ્યાસ તથા શ્રી જયેન્દ્રભાઈ વ્યાસે તન, મન અને ધનથી મારા ઉપરના એમના અથાગ પ્રેમવડે આ કાર્યક્રમ યોજવામાં જે મહેનત ઉઠાવી છે અને હંમેશાં અગાઉ પણ ઉઠાવતા આવ્યા છે એમનો પણ અત્યંત આભારી છું. આ કલાગુર્જરી સંસ્થાના પ્રમુખ શ્રી પ્રવીણ કેનિયાથી લઈ સર્વે કાર્યક્રમ ગોઠવવામાં પણ જે તન, મન અને ધનથી મદદ કરી છે તેમનો પણ ઘણો જ આભાર માનું છું.

આ કાર્યક્રમ કેવો થયો અને કેવો લાગ્યો તે તો આપ સર્વમાં રહેલી ગૂઢ સર્જનશક્તિને સોંપી દીધું છે. તમે સહુ તથા ગાનારાં અને વાદ્યકારો અહીં એકરૂપે થઈને રહેલાં છો. કાર્યક્રમ સફળ થવો એ પણ આપ સહુના હાથમાં છે અને નિષ્ફળ થવો એ પણ આપના જ હાથોમાં છે. મારું માત્ર નામ બોલાય છે. અને કામ, દેશ, કાલ અને પ્રકૃતિ રૂપે થાય છે. આપ સહુનાં રૂપે.

મને પંચોતેર વર્ષો તો થઈ ગયાં. મારું જે નામ છે તે હવે થોડાં વર્ષો પછી માત્ર નામ જ રહેશે પણ પછી મહાકાલની ગર્તામાં ધીરેધીરે ધકેલાતું જશે પણ નૂતન સર્જન, મારા, તમારા કે કોઈના પણ નામ વગરનું નિત્ય થયા જ કરશે –થયા જ કરશે ! તેનું અભિવાદન કરવા મારો આત્મા સદા તત્પર રહે !

*સાહિત્ય સંગીત કલાવિહીનઃ સાક્ષાત્ પશુઃ પુચ્છ વિષાણહીનઃ ।*
*તૃણં ન ખાદન્નપિ જીવમાનસ્તદ્‌ભાગધેયં પરમં પશૂનામ્ ।।*

કલારસિક સાહિત્યકાર રાજવી ભર્તૃહરિએ કહ્યું છે કે "સંગીત, સાહિત્ય અને કલા વિનાનો મનુષ્ય પૂંછડાં અને શિંગડાં વગરનો સાક્ષાત્ પશુ જ છે. ઘાસ ખાધા વિના એ જીવે છે તે પશુઓનું પરમ ભાગ્ય છે,નહિ તો એમને માટે ઘાસ પણ બાકી ન રહેવા દેત."

મનુષ્યત્વની વિશેષતા એટલી જ છે કે એ જીવનનાં અને સૃષ્ટિના સૌન્દર્યતત્ત્વનું ગ્રહણ કરી એનો ઉપયોગ કરી તથા કરાવી શકે છે. એટલે જ પ્રત્યેક મનુષ્યમાં જીવનના વિકાસ અર્થે સાહિત્ય, સંગીત અથવા કલાનાં તત્ત્વો હોવાં આવશ્યક છે. સાહિત્યકારો, સંગીતકારો અને કલાકારોમાં એ તત્ત્વો કર્તરિભાવે (Active) રહેલાં હોય છે તથા પાઠકો, શ્રોતાઓ અને પ્રેક્ષકોમાં તે તત્ત્વો કર્મણિભાવે (Passive) રહેલાં હોય છે, પરંતુ બન્ને પક્ષે નિરંતર જાગ્રત હોય છે એટલે જ સાહિત્ય ઈત્યાદિનો વ્યવહાર શક્ય બને છે. જેમનામાં એ સૌન્દર્યતત્ત્વો જાગ્રત થતાં જ નથી તેઓ પશુ જેવું જીવન વિતાવે છે.

ભર્તૃહરિએ સાહિત્ય, સંગીત અને કલા એક સાથે જ મૂક્યાં છે એનું કારણ છે કે ત્રણેની ઊંડી સમજ હોવી આવશ્યક છે. ત્રણેમાંથી એકમાં પણ ન્યૂનતા હોય તે મનુષ્યતાની જ અપૂર્ણતા ગણાય કારણકે વાસ્તવમાં આ ત્રણ નથી પણ એક જ છે. સંગીત એટલે સૂર અને તાલનું સાહિત્ય. સાહિત્ય એટલે શબ્દ અને છંદનું સંગીત અને કલા એટલે દૃશ્યમાત્રનું સાહિત્ય અને સંગીત.

પ્રાપ્તક્ષણે, પ્રાપ્ત પ્રસંગમાં, પ્રાપ્ત વસ્તુની નિત્ય નૂતનતા જે ઓળખી લે તે જ સર્જનનાં સૌન્દર્યતત્ત્વનો અધિકારી કલાકાર છે. એનો સંવેદનશીલ અનુભવ વાણી દ્વારા પ્રગટ કરે તે કવિ છે, નાદ દ્વારા પ્રગટ કરે તે સંગીતકાર છે, રૂપદ્વારા પ્રગટ કરે તે ચિત્રકાર-શિલ્પકાર છે અને ગતિ દ્વારા પ્રગટ કરે તે નૃત્યકાર છે.

શબ્દના ધ્વનિ પર કેટલું ધ્યાન આપવું જોઈએ તે તો જેણે આપણા વ્યાકરણનો બરાબર અભ્યાસ કર્યો હોય તે જાણે છે. પાણિનિ જેવા ધ્વનિશાસ્ત્ર (Phonetics)ના રચયિતા વિશ્વમાં બીજા જડવા મુશ્કેલ છે. એમના વ્યાકરણના ગ્રંથના આરંભમાં અઈઉણ । ઋલૃકા ઈત્યાદિ ચૌદ માહેશ્વર સૂત્રોમાં ભાષાના મૂલાક્ષરો ભગવાન શંકરના ડમરૂમાંથી અર્થાત્ અનંતતામાંથી થયેલા ગણાય છે. સ્વરવ્યંજનોનું વિભાગીકરણ, સંધિના નિયમો, સ્વરોના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદત્ત, સ્વરિત અનુનાસિક અને અનનુનાસિક એ પ્રકારો. વ્યંજનોના પણ કંઠય ઈત્યાદિ ઉચ્ચારસ્થાનો, વિવાર પ્રયત્ન, સંવાર પ્રયત્ન, ઘોષ, અઘોષ ઈત્યાદિ પ્રકારો ભાષાના નાદ લક્ષ્યમાં રાખીને જ કરવામાં આવ્યા છે. પરંતુ આ બધું માત્ર વાંચવાથી એનો પૂરો ખ્યાલ ન આવી શકે કારણકે ભાષાનું ગૂઢ તત્ત્વ એના ધ્વનિમાં જ છે.

સંગીત, સાહિત્ય અને કલા માનવ-સંસ્કૃતિનાં મુખ્ય અંગો છે. પશુઓમાંથી આપણને જુદા પાડીને જીવનના ઉચ્ચ ધ્યેય પર લઈ જનારાં છે. કારણકે એમાં નિસર્ગની પોતાની સર્જનશકિતનું સૌન્દર્ય રહેલું છે. એનો વિકાસ તે સમાજની પ્રતિષ્ઠા છે. સંગીત, સાહિત્ય અને કલાની એકતા વાણી, વિચાર અને વર્તનની એકતા છે. એ એકતા વડે જ સત્યનો આવિષ્કાર થાય છે. એમાંથી જ પરમ અનુભૂતિસ્વરૂપે વેદવાણી, વેદાન્ત, વિચાર અને યોગક્રિયાનું પ્રાગટ્ય થાય છે. એના વડે જ સર્વવ્યાપક ચૈતન્યનું અખંડ-અવિનાશપણું અનુભવાય છે.

–નિનુ મઝુમદાર

(આ લેખનો થોડો ભાગ "–અને સાહિત્ય"ના ગ્રંથમાં છપાયેલા મારા વિસ્તૃત લેખમાંથી લીધેલો છે.)

# ઍલન ગિન્સબર્ગ ☐ શાંતારામ પારપિલ્લેવાર ☐ જયા મહેતા

લૉસ ઍંજલ્સ શહેરમાં કાવ્યગાનનો કાર્યક્રમ ચાલતો હતો. સ્ટેજ પર એક અહિંસક દેખાતો, ચાળીસીમાં પહોંચતાં પહેલાં જ આંખ પર બેતાળાં ચડાવેલો, પાતળો માણસ પોતાની કવિતા વાંચતો હતો. પણ કાવ્યગાન માટે બેઠેલા રસિકવૃંદમાંથી અનેક જણ મોઢું મચકોડતા હતા. તેમાંનો જ એક ધૃષ્ટ ઊભો થયો ને તેણે કવિને કહ્યું, 'કવિ મહાશય, આ કવિતા દ્વારા તમારે શું સિદ્ધ કરવું છે ?"

કવિએ પોતાનાં ચશ્માંના જાડા કાચમાંથી આસપાસ નજર નાખી. તે ડગ્યો નહીં. તેણે એક જ શબ્દ ઉચ્ચાર્યો, 'નાગાપણું' (નિકેડનેસ). તેના આ એક શબ્દમાં ઘણું જ કંઈક ભર્યું હતું. તે શ્રોતા તેને અકળાવતો ફરીથી બોલ્યો, ... 'એટલે શું હેં ?'

હવે કવિ પળભર અટક્યો. શ્રોતાનો ટોણો તેના ધ્યાનમાં આવ્યો ને તેણે આગળપાછળનો કાંઈ જ વિચાર કર્યા વગર શરીર પરનાં કપડાં ઉતારવાની શરૂઆત કરી. કશાયનીયે પરવા કર્યા વગર. આ કવિ આજે પણ ખૂબ લોકપ્રિય છે. લોકો ટિકિટ ખરીદીને તેનું કાવ્યપઠન સાંભળવા જાય છે. તેના વિક્ષિપ્ત સ્વભાવને લીધે કેટલાક તો તેને પાગલ કહે છે, અને ૧૯૪૯ની સાલમાં આઠ મહિના તે ગાંડાની હૉસ્પિટલમાં હતોયે ખરો. તે નાનો હતો ત્યારે તેની મા પણ ગાંડાની હૉસ્પિટલમાં હતી. એટલે જ કે કેમ, તે કહે છે–

I saw the best minds of my generation destroyed by madness– starving, hystorical nacked...

તેની પહેલી જ કવિતાની આ પંક્તિ. પણ પરિસ્થિતિનું દર્શન કરાવવા તે પૂરતી છે. તે કહે છે તેનાથી અસહમત થવું એ આજે પણ મુશ્કેલ છે. તેની આ પહેલી જ કવિતા –'હાઉલ' તે કવિતાનું નામ –માં તેણે આ સમાજનો, પરિસ્થિતિનો, જગતનો ધિક્કાર જ કર્યો છે. આવા આ કવિનું નામ છે ઍલન ગિન્સબર્ગ.

ખુલ્લંખુલ્લા આ જગતનો ધિક્કાર કરવા માટે કે સમાજવ્યવસ્થાનો વિરોધ દર્શાવવા માટે હિંમત જોઈએ. અને આ દુનિયા પણ હિંમતવાન માણસની કસોટી કરે છે. તેના પહેલા કવિતાસંગ્રહ (ધી હાઉલ ઍન્ડ અધર પોએમ્સ)ને તેમણે અનૈતિક અને અશ્લીલ એવો શેરો માર્યો. પુસ્તકવિક્રેતાની દુકાનમાંથી આ પુસ્તકની પ્રતો જપ્ત કરવામાં આવી, પુસ્તકના વેચાણની બંધી કરવામાં આવી. આ પુસ્તક પરનો ખટલો અમેરિકાના સાહિત્યિક ઈતિહાસમાં ખૂબ ચગ્યો. પણ કોઈ કોઈ વાર, આગળ શું થવાનું છે એની આગાહી કાળ પહેલાં કરી દે છે. શાળા-જીવનમાં પણ અશ્લીલ કાવ્યકૃતિ લખવા બદલ ઍલનને પ્રિન્સિપાલે શાળામાંથી કાઢી મૂક્યો હતો. જીવનની આ ઘટનાનોયે ઉલ્લેખ તેની 'હાઉલ' કવિતામાં છે.

Who were expelled from the academies for crazy and publishing obsence odes...

કેટલાકના મતે તો ગિન્સબર્ગની 'હાઉલ' કૃતિ અમેરિકન સાહિત્યિક ઈતિહાસમાં એક આગળ પડતું પગલું હતું. વિલિયમ કાર્લોસ વિલિયમ્સે ગિન્સબર્ગ જેવા એકદમ નવા કવિના કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખી. તે કહે છે -"આ કવિ અહીંની આસપાસની ભયંકર પરિસ્થિતિ ઉઘાડી આંખે જુએ છે અને તેની સૂક્ષ્માતિસૂક્ષ્મ નોંધ પોતાની કવિતામાં લે છે.આની નજરમાંથી કાંઈ જ છૂટતું નથી, એના અનુભવની પકડ કંઈક જુદી જ છે."

'હાઉલ' કાવ્યકૃતિ વિશે લબ્ધપ્રતિષ્ઠ વિવેચકોના મત સારા હતા. નામવંત કવિની પ્રસ્તાવના તેને પ્રાપ્ત થઈ તોયે કવિતામાં અમેરિકાની શાસનવ્યવસ્થાને કંઈક અનૈતિક અને અશ્લીલ છે એમ લાગ્યું. સમાજના યુવાનોનાં મન કલુષિત કરવામાં આ કાવ્યકૃતિ જવાબદાર ઠરશે તેથી સાન ફ્રાન્સિસ્કોની મ્યુનિસિપલ કોર્ટમાં પુસ્તકના પ્રકાશક પર ખટલો ભરવામાં આવ્યો. અને ફરીથી એક વાર નામવંત કવિ, લેખક અને વિવેચકોને અમેરિકાની ન્યાયદેવીએ આમંત્રણ આપ્યું.

આ ખટલામાં મહત્ત્વની સાક્ષી પૂરી હેન્રી રેગો નામના એક સંપાદકે. આખા અમેરિકામાં સાહિત્યના કાવ્યપ્રકાર અને કાવ્યવિષયક સમીક્ષાને પ્રતિબદ્ધ 'પોએટ્રી' નામના માસિકના તે મુખ્ય સંપાદક. તેમના શબ્દ, (અલબત્ત, કાવ્યની બાબતમાં) અધિકારી વ્યકિતના માનવામાં આવતા. તેમનો નિર્ભીક મત હતો, -"મારે એટલું જ કહેવાનું છે કે આ પુસ્તક એક ગંભીર, સંપૂર્ણપણે ગંભીર સાહિત્યિક કલાકૃતિ છે... જો હું આ પુસ્તકના સ્વાતંત્ર્ય (ફ્રી સર્ક્યુલેશન) માટે બોલું નહીં તો સાહિત્યિક પરંપરા ચલાવનાર માસિકના સંપાદક તરીકે રહેવાનો મને બિલકુલ અધિકાર નથી." તરત જ પુસ્તક પરની જપ્તી ઉઠાવી લેવાઈ. પુસ્તક મુકત થયું.

બે મહાયુદ્ધોએ માનવજાતિનો ઈતિહાસ જ બદલી નાખ્યો છે. પહેલા મહાયુદ્ધ પછી ટી. એસ. એલિયેટે 'વેસ્ટલૅન્ડ'માં, તેણે અનુભવેલા યુદ્ધ પછીના ખરાબ દિવસો, વિકલાંગ થયેલી માનવજાત અને ઢળવા માંડેલાં જીવનમૂલ્યોનું મર્મભેદક દર્શન વિસંગત લાગતાં કલ્પનો દ્વારા કર્યું; તો બીજા મહાયુદ્ધ પછી નાગાસાકી-હિરોશિમામાં નષ્ટ થયેલી એક માનવજાત આ નવી પેઢીના કવિએ પોતાના 'હાઉલ' દ્વારા પ્રકાશમાં આણી. તેણે સ્થિતિ જ આલેખી નહીં પણ રોજિંદા જીવનની ભયાનકતા સ્પષ્ટપણે રજૂ કરી.

પોતે અમેરિકામાં જન્મ્યો હોવા છતાં, માનવજાતિના વિનાશ બદલ અમેરિકા જ કારણભૂત છે; એ કહેતાં તે ગભરાયો નહીં. તેથી જ કદાચ તેને આજ સુધી સતત રઝળવું પડે છે. આજે અહીં તો કાલે ત્યાં ! અમેરિકાએ તેને હાંકી કાઢ્યો ત્યારે તે ક્યુબા ગયો. ત્યાં પણ તે પોતાના પગ સ્થિર કરી શક્યો નહીં. તેણે મુકામ કર્યો પૅરિસમાં. પણ વળી તે અમેરિકા પાછો આવ્યો. અનેક ઠેકાણે રખડીને તે કંટાળી ગયો -અને છેવટે કહેવા લાગ્યો :

Drive me crazy. God I'm ready for disintegration of my

mind, disgrace me in the eye of the earth...

એની કવિતા વાંચતાં લાગે -આપણે કવિતા વાંચતાં નથી. તે વાક્ય જેવી લાગે છે, ફક્ત સંભાષણ લાગે છે. તેણે માનવજાતિ સામે ઊભા કરેલા પ્રશ્નોની એક માલિકા એટલે તેની એક કવિતા થઈ જાય. કવિતા વિશે ગિન્સબર્ગને કોઈ જ મર્યાદા માન્ય નથી. શબ્દોની ગૂંથણી શ્વાસોચ્છ્‌વાસની મર્યાદામાં બાંધી શકાય એટલે કવિતા થાય એવો તેનો મત છે. બીજાઓના પ્રમાણમાં આનાં વાક્યો મોટાં લાગે છે. ત્રણત્રણ, ચારચાર પંક્તિઓનું એક એક વાક્ય હોય. કોઈક વાર તો ચાર પાનાંની કવિતામાં છેવટે પૂર્ણવિરામ હોય છે.

'શ્વાસોચ્છ્‌વાસની મર્યાદામાં' એ તેના શબ્દપ્રયોગને આજના અમેરિકન કાવ્યના સંદર્ભમાં એક જુદો જ અર્થ પ્રાપ્ત થયો છે, એક નવી પેઢીનું નામાભિધાન કર્યું છે. શ્વાસોચ્છ્‌વાસનો સંબંધ હૃદયના ધબકારા સાથે છે. હૃદયનાં સ્પંદન (બીટ્સ ઑફ ધ હાર્ટ) છે ત્યાં સુધી શ્વાસોચ્છ્‌વાસ છે : ત્યાં સુધી જ બધું છે. આ નવી પેઢીના લોકોને આ એક જ બાબત પર વિશ્વાસ છે : સ્પંદન. (બીટ્સ) ! ફક્ત હૃદયના ધબકારા પર વિશ્વાસ રાખનારી, બીજા મહાયુદ્ધે નિર્માણ કરેલી એક સાહિત્યિક પેઢી એટલે 'બીટ જનરેશન.'

ગિન્સબર્ગ આ પેઢીનો દૃષ્ટા મનાય છે.

## એક ગઝલ □ બાલુભાઈ પટેલ

છે આ ઘટના ઝાંઝવા માટે સરસ;
લ્યો હવે દરિયાને લાગી છે તરસ.

તમને મળવાના મળ્યા બેત્રણ દિવસ,
એ પછી કોરું ગયું આખું વરસ.

મારી સાથે સૌની બદનામી થશે,
મારી મુઠ્ઠી બંધ રહેવા દો તો બસ.

જાગરણ વૈભવ છે મારી આંખનો,
યાદ મારે માટે મોંઘેરી જણસ

'બાલુ' આ કેવો વિરોધા-ભાસ છે,
ચાંદ મુઠ્ઠીમાં ને આંખોમાં તમસ.

# કાવ્યવિશેષ : □ કલાપી, નિરંજન ભગત, પ્રહ્લાદ પારેખ, જયા મહેતા

ડૉ. સુરેશ દલાલે જાણે કાવ્ય-યજ્ઞ જ આરંભ્યો હોય એમ એક પછી એક મૌલિક કાવ્યસંગ્રહ, અનૂદિત કાવ્યસંગ્રહ અને સંપાદિત કાવ્યસંગ્રહ એટલી ઝડપથી પ્રગટ થતાં જાય છે, જેટલી ઝડપથી આપણે કદાચ વાંચી પણ ન શકીએ. ઝડપ સાથે કાવ્ય-કળા-સૂઝપૂર્વક સંગ્રહની આંતરબાહ્ય ગુણવત્તાની જાળવણી એ એનો વિશેષ છે. એમની રાહબરી નીચે તૈયાર થયેલું કોઈ પણ પુસ્તક આંખ વીંચીને ઉપાડો અને પછી જુઓ-વાંચો. એક પણ નબળુ પુસ્તક એમણે પ્રગટ કર્યું નથી. થોડા સમય પહેલાં ગંગાધર ગાડગીળે 'વન મૅન અકાદમી' કહીને એમને બિરદાવ્યાનું સાંભળ્યું; તે કેટલુંસાચું છે તેનો ખ્યાલ એમની પુસ્તક-પ્રકાશન અને અન્ય સાહિત્યિક પ્રવૃત્તિઓ જોતાં આવે છે.

'કાવ્યવિશેષ' શ્રેણીમાં એસ. એન. ડી. ટી. યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના ઉપક્રમે સુરેશ દલાલે કલાપી, પ્રહ્લાદ પારેખ, નિરંજન ભગત અને જયા મહેતાનાં કાવ્યોના સંગ્રહો પ્રગટ કર્યા અને હજી બીજા ઘણા પ્રગટ થવામાં હશે, એ કલ્પી શકાય છે. આ પહેલાં ગુજરાત સાહિત્ય અકાદમીના ઉપાધ્યક્ષપદેથી પણ 'કેટલાંક કાવ્યો' શ્રેણીમાં કાન્ત, ચંદ્રવદન મહેતા, રાજેન્દ્ર શાહ, મનસુખલાલ ઝવેરી, સ્નેહરશ્મિ ઈત્યાદિ ઘણા કવિઓનાં કાવ્યોનાં સંપાદનો તેમ જ કાવ્યવિશ્વ-શ્રેણીમાં પણ ભારતીય ને અન્ય ભાષાઓના કવિઓના ગુજરાતીમાં અનૂદિત સંગ્રહો એમણે પ્રગટ કર્યા છે.

જૂનાનવા ઘણા કવિઓના અનેક કાવ્યસંગ્રહો પ્રગટ થયા હોય, થતા હોય, કેટલાક ઉપલબ્ધ હોય, કેટલાક ન હોય; ને તેથી નવી પેઢી સુધી તો એ પહોંચી જ ન શકે - વળી ઉપલબ્ધ હોય તે બધા જ સંગ્રહો નયે વાંચી શકાય. તો જુદાજુદા કવિઓના સંગ્રહોમાંથી ઉત્તમ કૃતિઓ ચૂંટીને તેનો અલાયદો સંગ્રહ થાય- એ અનિવાર્ય છે. આમ કરતી વખતે સંપાદક કેટલાંક કાવ્યો રાખે, કેટલાંક ન રાખે; પણ તે તે કવિની સર્જકતાનો અર્ક તો સંપાદનો દ્વારા પ્રજા સુધી પહોંચાડી શકાય. પ્રજામાં એક અભ્યાસુ વર્ગ એવો હોય કે જેણે ઘણા બધા સંગ્રહો સમયે સમયે વાંચ્યા હોય, તો તેને આવાં સંપાદન દ્વારા તે તે કવિનો પુનઃ પરિચય થાય, એનું પુનઃ મૂલ્યાંકન મળી શકે અને એ એના મૂળ સુધી પણ પહોંચે. બીજો વર્ગ પ્રજામાં એવો હોય કે તેને ઘણા કવિઓનો પરિચય ન યે હોય તો તેને સંપાદનરૂપે જુદાજુદા ઘણા કવિઓનો સઘન પરિચય થાય. સંપાદન કરવું એટલે કાતરકામ નહીં. તે તે સર્જકનાં ઉપલબ્ધ તેમ જ અનુપલબ્ધ પુસ્તકો, અગ્રંથસ્થ રચનાઓ તેમ જ ક્યારેક તો અપ્રગટ રચનાઓ પણ પરિશ્રમપૂર્વક મેળવીને ઉત્તમની પસંદગી કરવી. એ લાગે છે એટલું સરળ કામ નથી. દરેક પ્રજાને ને દરેક સાહિત્યસ્વરૂપને ઉત્તમ સંપાદક મળવો જોઈએ. ગુજરાતીને હરીન્દ્ર દવેના શબ્દોમાં કહું તો લૂઈ અન્ટર માયર

જેવું કામ કરતા સંપાદક સુરેશ દલાલ મળ્યા એ પ્રજાનું સદ્‌ભાગ્ય.

—અદ્વૈત નાગર

[કાવ્યવિશેષ : જયા મહેતા : પૃ. ૮૮, મૂલ્ય રૂા. ૪૦/-; કલાપી : પૃ. ૬૪, મૂલ્ય રૂા. ૨૦/-; નિરંજન ભગત : પૃ. ૧૦૪, મૂલ્ય રૂા. ૫૦/-; પ્રહ્લાદ પારેખ : પૃ. ૮૦, મૂલ્ય રૂા. ૪૦/-. પ્રકાશક : શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, ૧૯૯૧.]

□ કિશોર શાહ

એક રાતે
ઊંઘમાં અજાણતાં
સપનાને ઠોકર મારી બેઠો
ત્યારથી
હું ઊંઘી નથી શકતો

□ કિશોર શાહ

સૂરજ સામે
દીવાસળી સળગાવીને
હું
શોધું છું
શાશ્વત અંધારું

□ મુંજાલ શ્રોફ

ધુમ્મસ દેખાય છે
અને ધુમ્મસમાં કશું દેખાતું નથી
હોડી,
જળ અને ખડકનો
ભેદ જોઇ શકતી નથી
હોડી દુર્યોધન જેવી છે
જળમાં સ્થળ :
સ્થળમાં જળ :
હોડી અથડાય છે
દ્રૌપદી જેવા ખડક સાથે
અને આખો સમુદ્ર કુરુક્ષેત્ર થઈને
ઘૂઘવ્યા કરે છે.

## કોણ દુષ્ટે ? □ હ. ભાયાણી

(પ્રાકૃત)

સખી ! કહે
વાવકૂવે, ઘરે, વીરડે,
સરિતમહીં, સરવરે
ખાડ-ખાબોચિયે ને તળાવેય હા !
કોણ દુષ્ટે, ક્રૂરે
આટલા ચંદ્ર-અંગાર વેર્યા ?

□ સાગર મહેતા

નગરના રાજમાર્ગ પર
એક પૂતળું
મધરાતે
સ્ટ્રીટ લૅમ્પ પાસે જઈને
એટલું જ બોલ્યું :
સૂરજની સ્મૃતિમાં
હવે કોડિયાં
સળગાવવાનું બંધ કરો.

Whatever your
occupation may be
and however
crowded your hours
with affairs,
do not fail
to secure
at least
a few minutes
every day
for refreshment
of your inner life
with a bit of poetry.

Charles E. Norton

(1827-1908)



THE CONVENT.

*"Her hopes, her fears, her joys, were all*
*Bounded within the cloister wall.*

# THREE POEMS BY VIPIN PARIKH

□ **Tr. NITA RAMAIYA**

## 1

## THE QUESTIONS OF AN UNEMPLOYED

What would you do
God
If you were made to eat the bread of helplessnees ?
Would you eat or reject ?

What would your holy eyes do
If
The door was slammed
Right on your face
Although
You were invited ?
Burst out with fury ? - or cry,- hey

If someone asked you on the way
A burning question innocently
"Where have you been these days ?"
What would you say ? Look for the earth, hey ?

When you returned home in the evening
Pretending to have gone for work from ten to six
And
Rita asked :
"What have you brought for me, Papa ?"
Would you offer to her your empty hand or withdraw it ?
At night
While groaning
And shifting in bed
If someone asked you drowsily
"Are you not getting sleep ?
Would you pretend to be asleep ?
God, what would you do ?

## 2

## THOSE PEOPLE AND I

Those people killed jesus by crucifying him,
Those people killed Socrates with poison,
Those people killed Gandhi with a bullet.

But

Those people will not be able to kill me

Because

I do not insist on speaking truth.

3

## I VENTURED TO ASK

In that case let's talk to each other cautiously.
Neither you nor I
Will be hurtful to each other.
Let's measure words before using them
So that no one gets hurt anywhere!
So that the fragile glassware does not slip off.
I would say, "The sky is so cloudy today!"
The conversation falters, words stutter.
I could neither continue the game
Nor stretch the thread further.
I ventured to ask, "How long
Will the sky remain cloudy?"

## પાછોતરી શાંતિ □ જ્યૉર્જ બાવરિંગ

□ નીતા રામૈયા

(કેનેડિયન)

આંધી પછી
આ ડાળીઓમાં સફરજન લટકે છે
મારા ચહેરાની સામે જ
વરસાદથી ભીંજાયેલ,
સૂરજ ગોળ બીજી બાજુ.

આહ, તારો ચહેરો મારા
માનીતા કવિ
મિત્ર, આપણા ધોરી માર્ગો સાથેના સાથે જ,
આપણે વ્યવસાયની તલાશમાં.

તું પણ, વાચક,
બીજા કાવ્ય તરફ વળતો નહીં.
રહી જા અહીં એક ઘડી,
રહી જા.

## જળ

□ સુધાકર ગાંધી

હોટેલના
ટેબલ પર ટ્રેમાં
થરમોસ પડ્યું છે,
પાણીનો ગ્લાસ ઊંધો છે.
તરસ મરી ગઇ છે
અને હું જીવું છું
થરમોસની અંદર ને અંદર
જળ ભલે ઝૂર્યા કરે.

CALM AFTER

After the storm
the apples hang on these bran
in front of my face
wet with rain,
sun round other side.

Ah, your face my
favourite poet
friend, our highways together,
our looking for work.

You too, reader,
dont go on to the next poem
Stay here for a minute,
stay.

George Bowering
1972

☐ પરેશ દવે

આ અરીસો
એનાથી નહીં બ્હીશો.

એ આખાબોલો, સાચાબોલો,
બોલાવે તો જ બોલે એવો નક્કર
નથી જરીકે પોલો

સામે ઊભા ઊભા
એને પીવાય એટલું જ પીશો

માણસની જેમ
કદીય એ તો જુએ જરી ન ત્રાંસુ.
કાંઈ કશોયે ભેદ નહીં
એને સરખાં સ્મિત ને આંસુ.
એને તો કોઈ રાવ નથી, ફરિયાદ નથી
–નહીં કોઈ લાડ, ત્રાડ કે ચીસો.

## આકાશ

☐ રાકેશ શ્રોફ

દિલ્હીના ડિસેમ્બરના દિવસોમાં
ભરબપ્પોરે
પડદા પ્હેરીને પડેલા બંધ રૂમમાં
ટેબલલૅમ્પને અજવાળે
હું આકાશની કવિતા લખું છું
કારણ કે
આંખે મોતિયો બાઝયો છે
અને આકાશ દેખાતું નથી.

☐ મુંજાલ શ્રોફ

કોઈનું બૂરું કરવું નહીં
  કોઈનું બૂરું ઇચ્છવું નહીં
કોઈનું શાંત સરોવર :
  એમાં ખારા જળને ભરવું નહીં.

કોઈને મારગ ઝાડ કે ફળો
આપણે આપણે રસ્તે ચલો
આપણે હરિને માથે રાખી
આપણે આપણો માળો ભલો

કોઈના સુખે રડવું નહીં
  કોઈના દુ:ખે હસવું નહીં.

કોઈની એવી માયા નહીં
કોઈની એવી છાયા નહીં
કાંઈ કશું નહીં વળગે, સળગે :
કોઈના અહીં પડછાયા નહીં
આપણે આપણું આભ ને ધરા
  ક્યાંય પણ જરાય ડરવું નહીં.

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

### ભળભાંખળું

જાગી જાઉં. ઊંઘ પૂરી થઈ ગઈ.
આકાશ હવે થોડા તારા, બાકી સ્વચ્છ સાફ.
વૃક્ષમાં એકાદ જાગી ગયેલા પંખીનો ફફડાટ.

અગાસીમાંથી નીચે આવું, હીંચકા પર,
પારિજાત હજીય ઝરે.
જે સુવાસ સાથે સૂઈ ગયો હતો તે હજી
વાતાવરણમાં.

તું યાદ આવે. ભળભાંખળું શરૂ થાય.
જે કંઈ સમય છે તે હવે તારો.
કશુંય ખૂટયું નથી, એ જ
ઠાકુરઘર, એ જ આસન, એ જ વહાલ.

હીંચકતો હીંચકતો તારું ગીત ગાઉં.

–હસમુખ પાઠક



મને આવી શાંત કવિતા સવિશેષ ગમે છે. અહીં 'જાગીને જોઉં તો'ની વાત છે; પણ જુદી રીતે. મને કોઈએ જગાડયો નથી. હું મારી મેળે જાગ્યો છું. જાગ્યો છું ત્યારે પણ ઊંઘ પૂરતી મળી નથી એવો કોઈ અજંપો નથી. અપૂર્ણ નિદ્રા સાથેની જાગૃતિ જુદી હોય અને પૂર્ણ નિદ્રા સાથેની જાગૃતિ જુદી હોય. આકાશમાં થોડાક અમથા તારા છે. વૃક્ષમાં એકાદ જાગી ગયેલા પંખીનો ફફડાટ છે. આકાશ સ્વચ્છ અને સાફ છે. ક્લીન અને પ્યોરના અર્થમાં છે. આકાશ અને વૃક્ષને નિમિત્તે કવિના મનનો પણ અહીં સંકેત મળે છે. સવાર જેટલું જ મન તાજું છે, પ્રસન્ન છે, વિચારોની ભરમાર વિનાનું છે. કવિને આકાશ અને વૃક્ષનો અનુભવ અગાશીમાં થયો. અગાશીમાંથી નીચે આવે છે. મનની એક અવસ્થા નિશ્ચિત હોય, તો પછી ઉપરનીચેના ભેદ નથી હોતા. હીંચકા પર જીવ જાણે કે પલાંઠી વાળીને બેઠો છે. પારિજાતની સુગંધના લયમાં હીંચકો ઝૂલતો હશે. આ પારિજાતની સુવાસ સાથે જ નિદ્રા હતી અને એ જ સુવાસના સહવાસમાં જાગૃતિ છે.

તું યાદ આવે છે. કાવ્યના વાતાવરણ પરથી આ 'તું' કોણ એ ન સમજાય એવું નથી. મળસ્કાનો પ્રારંભ છે. આવી જાગૃતિમાં સ્મૃતિ મનને

વિચલિત નથી કરતી, પણ મનને સ્થિર કરે છે. હવે જાગૃતિનો જે કંઈ સમય છે, એ મારો સમય નથી, પણ તારો છે. ક્યાંય કોઈ અપૂર્ણતા નથી, ક્યાંય કોઈ ઓછપ નથી, ક્યાંય કશું ખૂટતું નથી. નરી સભરતાનો હર્યોભર્યો અનુભવ છે. જીવ વળીવળીને ભમે છે, રમે છે અને વિરમે છે, એ જ ઠાકુરઘર તરફ, એ જ આસન છે, એ જ વ્હાલ. કશું બદલાયું નથી. હીંચકતાં હીંચકતાં જે ગીત ગાઉં છું, એ તારું જ ગીત છે. બધું જ તારું છે. સર્વ તારું જ છે.

## ભવિષ્ય ☐ વિરલ મુનશી

તારા અને મારા આયુષ્યનો પ્રાસ
કેમ મળતો નથી ?
તું ક્ષિતિજની જેમ આઘે ને આઘે જાય છે
અને હું તારી પાસે ને પાસે
આવવાનો પ્રયત્ન કર્યા કરું છું.

તું નહીં આવે ત્યાં લગી
મારે મૃગજળમાં જ હોડી હંકારવાની ?

## ☐ સંદીપ દેસાઇ

નવા વરસે
તેં બધા જ દિવસો
તારી પાસે રાખ્યા
અને શુભેચ્છારૂપે વિરહની રાતો
મને મોકલી આપી.
આથમી ચૂકેલા તમામ
સૂરજ હું મારી પાસે રાખીશ
અને તને મોકલીશ
ભવિષ્યમાં ક્યારેક
એક નિષ્કલંક ચંદ્ર
તારી શુભેચ્છાનો આભાર માનવાની
મારી પાસે બીજી કોઇ રીત નથી.

## ☐ રુમિ

(પર્શિયન)

રજકણ, તારે સૂર્યને ભગાડવો છે ?
પાગલ માણસ, આ વાત જ છોડી દે.
તું કાચનું પાત્ર છે; નસીબ છે પથ્થર–
એની સાથે પટકાશે, તો તું તારો શરાબ ગુમાવશે.

## ૧ સમયમાં □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિન્દી)

બેસીને બ્લેડથી નખ કાપીએ,
વધેલી દાઢીના વાળ વચ્ચે
ખાલી જગા શોધીએ,
માથું ખંજવાળીએ, બગાસાં ખાઈએ,
ક્યારેક તડકામાં આવીએ,
ક્યારેક છાંયડામાં જઈએ,
આમ-તેમ આળોટીએ,
હાથપગ ફેલાવીએ,
પડખાં બદલીએ
ડાબે-જમણે,
ખાલી કાગળ પર કલમથી
ચીબું નાક, ગોળ આંખ, વાંકા મોઢાનું
ચિત્ર દોરીએ,
વારંવાર આંખ ખોલીએ
વારંવાર મીંચીએ
ખાંસીએ, કફ કાઢીએ
થોડુંઘણું ગણગણીએ,
ભદ્દા અવાજમાં
છાપાની ખબરો ગાઈએ,
જાતજાતના અવાજ
ગળામાંથી કાઢીએ,
પોતાની હથેળીની રેખાઓ
જોઈએ,
ગાળો આપીઆપીને માખીઓ ઉડાડીએ,
આંગણાનાં કાગડાઓને ભાષણ પીવડાવીએ,
કૂતરાના ગલુડિયાને ખબર અંતર પૂછીએ,
ચિત્રોમાં છોકરીઓની મૂછો બનાવીએ
તડકા વિશે મત આપીએ, હવાની વકીલાત કરીએ,
તકિયાની કહેવા જેવી હાલત કરીએ,
ખાલી સમયમાં પણ ઘણું બધું કામ છે
ભલા નસીબમાં લખેલો ક્યાં આરામ છે ?

□ વેણુ ગોપાલ □ અશોક શાહ
(હિન્દી)

## પ્રૉક્સી-૧

જે
સડક પર પડયો હતો, એ
ન તો નેતા હતો
અને
ન અભિનેતા. ફક્ત
નેતાની ગેરહાજરીમાં એની
પ્રૉક્સી કરી રહ્યો હતો. ખરેખર તો
રિહર્સલ ચાલતું હતું અને 'કાનૂન અને વ્યવસ્થા' એ
ભૂલમાં
એને
નાટકનો 'શો' માની લીધું હતું અને
પોતાના સનાતન રોલને જાળવીને
ફાયરિંગ કરાવ્યું હતું. અને
તે
માર્યો ગયો હતો. પ્રૉક્સી કરતાં કરતાં

## પ્રાક્સી-૨

એવું ક્યારેય શક્ય નથી થતું
કે જ્યાં
ખૂની કારવાઈનો મામલો હોય
ત્યાં
પ્રૉક્સીથી કામ ચલાવી લેવાય
ક્રાંતિ
કોઈ નાટકનું રિહર્સલ નથી હોતી. તે તો
બસ, ક્રાંતિ હોય છે. અને
બીજું કાંઈ નહીં.

એમાં
ન તો લીલી કૂંપળો ભેટ અપાય છે
કે ન ઝૂમતી ડાંખળીઓ. દરેકને
પોતપોતાના હિસ્સાનું મૃત્યુ
સહેવું પડે છે. બધાની જિંદગી માટે
પોતપોતાનો રોલ કરતા રહીને.

પ્રૉક્સી-૩

બહુ લાઈટ મારવાનો પ્રયત્ન ન કર. તું
ભૂલી ગયો છે
કે તું તો ફક્ત પ્રૉક્સી કરી રહ્યો છે. એવા
ખ્યાલમાં ન રહે
કે એ રોલ તને જ મળશે
તું અને હીરો! અરીસામાં ડાચું તો જો જરા.

ફક્ત એટલી છે કે 'તે' ગેરહાજર છે અને
લાચારીથી
તારાથી કામ ચલાવી લેવાય છે. આ
તારું ઊછળી ઊછળીને ડાયલૉગ બોલવાનું,
ઍક્ટિંગની ઝીણવટોનું પ્રદર્શન કરવાનું વગેરે બધું
વ્યર્થ સાબિત થઈ જશે. ને તે આવશે કે તરત જ

તું
દર્શક બેંચ પર હોઈશ અને તે
અસલી હીરો
બધું પોતાની જ રીતે કરશે–નારી
બધી કાબેલિયત
તારી સુધી જ સીમિત રહી જશે. 'શો'નું
કાંઈ જ ખાટુંમોળું નહીં થાય. એટલે તો

કહું છું કે પોતાની લાયકાત ઓળખ કે તું
ફક્ત પ્રૉક્સી કરી રહ્યો છે. ફક્ત પ્રૉક્સી.

# આ જ બાળકીને મેં સ્વપ્ની હતી

□ ક્લેર હેરિસ  □ શીરીન કુડચેડકર

આ જ બાળકીને મેં સ્વપ્ની હતી

અંધકાર જેટલી મુલાયમ અને બળવાન          બળવાન
દુઃસ્વપ્નમાં જકડાયેલા એના પૂર્વજોના સંકલ્પ જેટલી
અને તે તેજસ્વી હતી
વગડામાં પાંખના ઝબકારા જેવી
છતાં પર્વતના જળપ્રપાતનાં શીકર જેટલી
નજાકતથી ભરીભરી
અને દૂરથી સંભળાતી
જળગર્જના જેટલી આછી આછી
વન વચ્ચેની ખુલ્લી જગ્યા જેટલો ઊંડો
અને શાંત અવકાશ તે મારામાં હતી
આ બાળકી
જેને વારસામાં દંતકથા મળી હોત
એનામાં પૂર્વજોની પ્રતિભા
ઉત્સુકપણે પ્રતીક્ષા કરતી રહી હોત
મને તે સોંપવામાં આવી હતી
હવે ભૂ-ગર્ભમાં સુરંગ ચંપાઇ ગઇ છે
હું બની છું મારા પોતાના બીજનું શબઘર
મારા વંશનો મૃત છેડો
કોઈ દિવસ સૂર્યપ્રકાશમાં
તેમનું બળ ફરી કાળું ચમકશે નહિ
એવું ક્યારેય નહિ બને કે કોઇ સ્ત્રી પુકારે
અને તેમની નજર જવાબમાં ઊંચી થાય
કદીય એમને અન્ન
પીરસાશે નહિ          કે મીણબત્તી
તેમની સ્મૃતિમાં પેટાવાશે નહિ
તેમનાં નામ પર લીલ બાઝે છે

## મૃત્યુનું બીજું નામ □ મુઝાફ્ફર હન્ફી □ ઉષા ઠક્કર

(ઉર્દૂ)

તેમને મારું આલ્બમ બતાવતાં,
મેં એક તસવીર તરફ ધ્યાન ખેંચ્યું.
'જુઓ, આ છે મારો મિત્ર,
કેનિયામાં રહે છે.
અને રબ્બરની કંપનીમાં મોટો હોદ્દો ધરાવે છે.'
દુ:ખથી તેનું મોઢું પડી ગયું.
'હા, હું તેને જાણું છું, અને
મેં એની સાથે પીધું પણ છે
તે મને કેનિયામાં છ વર્ષ પહેલાં મળેલો
પણ પછીના વર્ષે જ
ટ્રેન અકસ્માતમાં ખતમ થઈ ગયો,

અચાનક વાતાવરણ વેદનાથી ભરાઈ ગયું
મને સમજ ન પડી - તેને સાંત્વન આપું કે મને
આવું પણ ક્યારેક થાય છે.
મારા આલ્બમના કાળા પાના પર સ્મિત રેલાવતો આ માણસ
મારે માટે આજ લગી જીવતો હતો
અને હમણાં જ મરી ગયો.

શું એવું છે કે
જાણવું એ મૃત્યુનું બીજું નામ છે ?

□ જયા મહેતા

જનાર તો પાછું વળીને જોતું નથી
પાછળ રહી જનારના ઘૂમરાય છે શ્વાસ
શારડી ફરે છે હૃદયમાં
ડૂસકાં ભીતર ને ભીતર શમી જાય છે.
કોરી ધાકોર આંખોના ખૂણા ચૂવ્યા કરે છે

## સૂર્યોદય □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિન્દી)

આવો, ઊઠો, આપણે બન્ને સૂર્યોદય જોઈએ

જોઈએ ઝીણાં વાદળોમાંથી
ટપકી-ટપકીને રંગોનું નદીના જળમાં
પડવું, પીગળવું,
પછી એ નદીનાં
સેંકડો રંગ ભરેલાં ઝરણાંમાં બદલાઈને
દિશા-દિશામાં ઝરવું, વહેવું, ઊભરાવું
રંગોના વિશાળ જ્વાળામુખીનું રોમ રોમ ફૂટવું

ક્ષણ ભર માટે
ડૂબી જઈએ આ હરિયાળા રંગ-પૂરમાં
આપણાં ફિક્કાં શરીર લઈને
પછી તેજસ્વી રંગના થઈને
પાંખ ખોલીને ઊંચે ઊડીએ મુક્ત પંખીની જેમ
જીવનના સહજ આવેગોનાં
પર્વતશિખર પર
તેજોમય પ્રકાશમાં
સીમાઓ તોડીને ઊભા રહીને
એકબીજાને ફરીથી ઓળખીએ

આવો, ઊઠો, આપણે બન્ને સૂર્યોદય જોઈએ.

□ દર્શન ભાયાણી

મેં એક બગીચો બનાવ્યો
એમાં પ્લાસ્ટિકનાં અનેકરંગી ફૂલો ઉગાડ્યાં
બગીચામાં ચારે બાજુ ટેબલફેન મૂક્યા
ફૂલો ડાળ પર ઝૂલતાં હોય એમ ઝૂલવા લાગ્યાં
ત્યાં એક પતંગિયું આવ્યું
અને આમ
મેં પતંગિયાની પણ મજાક ઉડાડી

## વાસના માટે વાસના □ લૂઈ સેર્નૂદા □ સુરેશ દલાલ

(સ્પેનિશ)

વાસના માટે વાસના. પ્રેમ માટે પ્રેમ.

હું એશવૃક્ષની ગલીમાં હતી, રેતીનાં મોટાં મકાનોની
કતારમાં. ત્યાં મને જલસો થઈ ગયો. મેં એના તરફ જોયું : એની
ખાલી આંખોમાં બે નાનકડાં ઘડિયાળ હતાં; વિરુદ્ધ દિશામાં એ
દોડતાં હતાં. એના મોંના ખૂણામાં એણે ફૂલને પકડી રાખ્યું
હતું, ખવાયેલું અને ભાંગેલુ.એના ખભા પર બાંય વિનાનો ઝભ્ભો
ચીંથરેહાલ હતો.

એ પસાર થયો, ત્યારે કેટલાક તારા મરવા માંડયા, બાકીના
જનમવા માંડયા. મેં એને રોકવાનો પ્રયત્ન કર્યો. મારા હાથ
ગતિ વિના લટકી રહ્યા. હું એટલું બધું રડી કે એની આંખના
ખાલી ગોખલાઓ ભરાઈ જાય. પછી મળસ્કું થયું.

હું સમજી ગઈ શા માટે જ્યારે એને માથું નથી હોતું ત્યારે
પુરુષને વિચારશીલ કહેવાય છે.

### □ રુમિ

(પર્શિયન)

સૂર્યની આસપાસ ઘૂમો, તમે સૂર્ય થશો :
ગુરુની આસપાસ ઘૂમો, તમે એ થશો.
તમે માણેક થશો, જો મારી આસપાસ ઘૂમતા રહેશો તો-
એની આસપાસ ઘૂમશો, તો સોનું થઈ ઝળહળશો.

## વયસંધિકાનું ગીત □ મણિલાલ હ. પટેલ

તેર વરસની તરસ હતી ને બાર વરસની ઉમ્મર –
મીરાં માફક કેમ કહું કે વરમાં વર એક ગિરિધર
અમથો અમથો સાદ પડે કે
પડસાળે જઈ ઊભું
પીપળ પરથી પાંદ ખરે ને
પાનખરે જઈ પૂગું
ગામ વચોવચ રહેવાનું ને મારગ માથે ભર્યુંભાદર્યું ઘર
તેર વરસની તરસ હતી ને બાર વરસની ઉમ્મર.
ઊભા ફળિયે તડકો વરસે
પછીતમાં ચોમાસું
એક આંખને શમણું આવે
બીજી આંખને આંસુ
કૂણા કાચા કોડ કુંવારા તળિયે આવ્યાં સરવર
તેર વરસની તરસ હતી ને બાર વરસની ઉમ્મર.

□ રુમિ

(પર્શિયન)

હું પણ એક વાર હતો તમારી જેમ જ,
'પ્રબુદ્ધ', 'તર્કશીલ'.
હું પણ પ્રેમીઓની હાંસી ઉડાડતો હતો.
હવે હું નશામાં ચકચૂર છું, પાગલ છું યાતનાથી કંતાયેલો
કોઈ સલામત નથી! જોયા કરો!

## ચાલી જા □ આદિત્ય ઇત્યાદિ

લ્હેરખીની નજાકતથી તું જઇ શકે એમ નથી,
એટલે ઝંઝાવાતની જેમ
અહીંથી ચાલી જા -
મારે તારું કામ નથી.

પ્રેમને નામે, દયાને નામે
તું અહીં આવવાનું બંધ કર.
ઈશ્વરને નામે પણ
તું મારા પર
ઉપકાર કરવાનું માંડી વાળ.

ચાલી જા -
મારે બધાંથી ખાલીખમ થઇ જવું છે,
મારામાંથી પણ મારે નીકળી જવું છે.
કહું છું - રહી રહીને -
અહીંથી ચાલી જા.

□ આનંદ જોશી

મારે તો
ગુલાબને કશુંક કાનમાં કહેવું હતું
પણ કાંટાઓ સાંભળી ગયા.

મારે તો
પંખીને કશુંક કાનમાં કહેવું હતું
પણ શિકારી સમજી ગયા.

મારા હાથમાં
ગુલાબની એક પાંદડી
અને પંખીનું એક પીછું છે.
હવે મારે કોઈને
કશું જ કહેવું નથી.

## વૃદ્ધાવસ્થા ☐ ઝૂહૂ દૂન્ુ ☐ જયા મહેતા

(ચાઈનીઝ)

હું સુખી છું મારી વૃદ્ધાવસ્થામાં
મેં જિંદગીને આરપાર જોઈ લીધી છે
તમામ સત્યો સાથે હું પરિચિત થયો છું.
દુનિયાની ગુપ્ત વસ્તુઓને પણ મેં ભેદી નાખી છે.
દુ:ખના દરિયાઓ અને વેદનાના પહાડોને ઓળંગી ગયો છું.
ફૂલોનાં સૌન્દર્ય અને શરાબની માદકતાથી હું મુકત થયો છું.
હંમેશાં નમ્ર,
ખાઈ લઉં છું પછી સૂઈ જાઉં છું
જાગું છું પછી મારો વારો આવે
ત્યારે મારો ભાગ ભજવું છું.

વીતેલા દિવસોની અને આવનારા સમયની વાત ન કરશો
મારા હૈયામાં આવું કશું જ નથી
બુદ્ધની ભકિત કરીને અમર થવાની મને ઝંખના નથી
અજંપાભર્યા કૉન્ફ્યુશિયસનું પણ મારે અનુકરણ નથી કરવું.
તમારી સાથે દલીલ કરવાની પણ મને કોઈ ઈચ્છા નથી.
એ લોકો હસે એમ હસતા રહેવું
મારો ભાગ મેં ભજવી લીધો છે,
મૂરખ અભિનેતાઓ પાસે મારો વેશ ઉતારીને જાઉં છું.

## ☐ રોહિત પુરોહિત

વ્હેલી સવારે નીકળેલો
હું ખૂબ થાકીને આવ્યો છું.

તમારે બારણે ટકોરા માર્યા છે
તો એટલો ખ્યાલ રાખજો
કે ટકોરા ભોંઠા ન પડે.

મારે તો રહેવું છે
આજની જ રાત

-કાલ સવારે તો હું નીકળી પડીશ-
-ક્યાં તેની તો મને પણ ખબર નથી.

રસ્તામાં વિસામો મળે
અથવા
ન પણ મળે.

પણ હવે તો
તમારી સ્મૃતિ
એ જ વિસામો

□ નાથાલાલ જોશી

પરદોષદર્શનથી તમારા ચિત્તને ક્ષુબ્ધ અને મલિન કરશો નહિ. સંપૂર્ણ સંસાર એકમેવ અદ્વિતીય પ્રભુનો લીલાવિલાસ છે. વૈવિધ્યના સ્વાંગમાં એ જ પરમ પુરુષ ક્રીડા કરી રહ્યો છે. ઘૃણિતમાં ઘૃણિત પાત્રમાં પણ એ જ પ્રિયતમનો અતિ વિલક્ષણ અભિનય હોય છે. તમારે માટે ચિંતનીય તો એક માત્ર ચિંતામણિ ભગવાન જ છે. તમારા ચિત્તનું સાર્થક્ય એથી વિશેષ બીજું કયું હોઈ શકે ?

## સ્મૃતિ માટે □ નિયુ ક્ષીજી □ સુરેશ દલાલ

(ચાઇનીઝ)

સૂર્યસ્પર્શી શિખરો પરથી ધુમ્મસ પાછા વળવાનો
પ્રારંભ કરે છે,
સ્વચ્છ થતા આકાશમાં વીખરાયેલા તારાઓ નહિવત્ દેખાય છે;
વહેલી સવારે છૂટા પડતા આંસુ સારતા પ્રેમીઓના ચહેરાઓ
હજીયે,
ડૂબતો ચંદ્ર ચમકે છે.

ઘણું બધું કહેવાઈ ગયું છે,
છતાં પણ આપણી લાગણીઓનો અંત નથી આવતો;
પાછા વળીને એણે મને ફરીથી કહ્યું :
"જો તમને મારું રેશમી લીલું સ્કર્ટ યાદ આવે,
તો તમે જ્યાં જાઓ ત્યાં મધુર ઘાસ માટે
નાજુક લાગણી રાખજો."

□ કિશોર શાહ

આપણું ગણિત ખોટું પણ હોય, હોય ખુદાના જુદા આંક
ભૂલચૂક હોય તો આપણી હોય, માલિકનો નહીં કાઢવો વાંક.

નફાતોટાની ભાષા એને ક્યાંય કદીયે આવડે નહીં
એની કૃપાની સાથે આપણે તરવું આપણે બાવડે અહીં
આપણે માગીએ મનનો મારગ, એનો તો હોય જુદો વળાંક.
આપણું ગણિત ખોટું પણ હોય, હોય ખુદાના જુદા આંક

આપણે આપણી એષણા, તૃષ્ણા : આપણે આપણાં લાલચ લોભ.
ઢાળ જોઈને દોડીએ ત્યારે એ તો કહે છે " હમણાં થોભ".
આપણા શમણાં પાછળ એનું સાચ વસે છે ક્યાંક ને ક્યાંક
આપણું ગણિત ખોટું પણ હોય, હોય ખુદાના જુદા આંક.

એક ગઝલ □ બાલુભાઈ પટેલ

સાચું છે આ, અફવા ક્યાં છે;
આયના પાસે ચ્હેરા ક્યાં છે ?

બારીને પૂછે દરવાજો;
બા'ર જવાના રસ્તા ક્યાં છે ?

શબ્દો છે પણ વાચા ક્યાં છે ?
બોલ્યા તેના પડઘા ક્યાં છે ?

સીધી સાદી વાતો છે પણ,
લોકો સીધા સાદા ક્યાં છે ?

'બાલુ' ઈશ્વરને ના કહેશો,
કોઈને તારી શ્રદ્ધા ક્યાં છે ?

## સ્વપ્ન : દુ:સ્વપ્ન ? □ કિશોર શાહ

એક દિવસ
રણમાં બરફનો વરસાદ પડયો
રેતી ધ્રૂજી ઊઠી
દબાઈ ગઈ બરફ તળે
ધીરે ધીરે બરફ તેની રગેરગમાં ઊતરતો ગયો
રેતીનાં ગાત્રો થીજી ગયાં
ઊંટ આવરુંબાવરું થઈ ગયું
રણને કિનારે એક તણખલું
ધ્રૂજતું ધ્રૂજતું
આ બધું જોતું હતું.

## □ કિશોર શાહ

એક અશ્વનું મરણ થાય છે
ત્યારે
સૂર્યનો રથ
સ્હેજ ખંગોડાય છે ખરો ?

## જાણ □ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

મને
પાંખો પણ હતી;
તેની જાણ તો
છેક ત્યારે થઈ
જ્યારે
પ્રાણપંખેરું ઊડી ગયું !

## □ પરેશ દવે

ચર્ચગેટના સિગ્નલ પાસે
એક વૃદ્ધ સ્ત્રી
મારી ટૅક્સી પાસે આવે છે
અને કહે છે -
સામે એક વૃદ્ધા મરી ગઈ છે
એની મૈયત માટે મને પૈસા જોઈએ છે
હું એનાથી થાકીને
કાચ ઉપર ચડાવું છું,
મનમાં બબડું છું,
કે આ સ્ત્રી કેટલું જૂઠું બોલે છે
પછી મનને કહું છું કે ના,
કદાચ એ જૂઠું નથી બોલતી,
એનામાં રહેલી એક વૃદ્ધા
રોજ ને રોજ મૃત્યુ પામે જ છે ને !

## □ અમર જ્યોતિ □ જયંતીલાલ મહેતા

(પંજાબી)

કોની આ કહાની છે
તે તમારે વિચારવાનું છે;
યશોધરાની કે સિદ્ધાર્થની ?

જે શાંતિની શોધમાં જંગલમાં ચાલ્યો ગયો
યશોધરાને તજીને,
રાહુલને મોટો કરવા
રાજમહેલની ચાર તોતિંગ દીવાલો વચ્ચે
રાજકુંવર બનાવવા.

ઝળહળાટ ઝગઝગતાં મહેલનાં ઝુમ્મરો હેઠળ
કોણે યશોધરાની જિંદગીની ઘનઘોર રાત બનાવી ?

જે યશોધરા વરસોનાં વરસો સુધી
જંગલમાંથી આવતી કેડી પર
નજર ખોડીને રાહ જોતી રહી.

અને તે આખરે જંગલના
શાંત બોધિવૃક્ષ તળેથી પાછો આવ્યો
મહાજ્ઞાની મહાત્મા બુદ્ધ બનીને

ત્યારે ખરેખર 'બુદ્ધ' કોણ બન્યું હતું ?

સિદ્ધાર્થ ? કે યશોધરા ??

□ લિયુ કેઝુઆંગ □ સુરેશ દલાલ

(ચાઈનીઝ)

સવારે સમયસર
સાંજે સમયસર
ભરતી બબ્બે વાર દરિયે છલકાય
પણ તું તો હંમેશાં હોય નહીં, હાય!

સમયસર આવે!
સમયસર જાય
પંખીઓ માળામાં પાછાં વળી જાય
પણ ક્યારે તું પાછી વળે, નહીં રે કહેવાય.

એકાંત □ ઝિયાંગ ગેઓ □ સુરેશ દલાલ

(ચાઇનીઝ)

અજવાળી બારીની તળે
કોણ બેઠું છે એકમેકના સંગાથમાં?
અમે બન્ને –મારો પડછાયો અને હું.
પણ જ્યારે દીવો ઓલવાઈ જશે
ત્યારે હું નિવૃત્ત થઈશ
મારો પડછાયો પણ મને છોડીને ચાલ્યો જશે
રે, શી કમનસીબી!
હું કેટલો બધો એકલવાયો!

અર્થઘટન

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

રણ
ઝરણનું સ્વપ્ન જુએ છે.
એ ઘટનાને
હું
મૃગજળ કહું છું!




## રજત - જયંતી - વર્ષ

# દિવાળી-વિશેષાંક

દેશ અને દુનિયાની વિવિધ ભાષાઓનાં હાસ્ય-કટાક્ષ કાવ્ય... વિનોદ-રમૂજ કાવ્ય... પ્રતિકાવ્ય, કવિ અને કવિતા વિશેનાં કાર્ટૂનો.

[કવિઓને આ પ્રકારની કૃતિઓ મોકલવા વિનંતી.]

**લવાજમ ભરનારને લવાજમ પેટે જ દિવાળી અંક મળશે.**

**લવાજમ : ભારતમાં રૂા. ૫૦ : પરદેશમાં રૂા. ૧૬૦/-.**
**દિવાળી અંકની છૂટક નકલની કિંમત ભારતમાં રૂા. ૨૫-૦૦.**
**અન્ય અંકની છૂટક નકલની કિંમત ભારતમાં રૂા. ૧૦-૦૦.**

# કવિતા - કાળની કથા

કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૪
વર્ષ ૨૪, અંક ૬, ઑગસ્ટ ૧૯૯૧
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ






* રુમિના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.

**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,
આ અંકના છૂટક ૧૦ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

## નવા આંક □ નિરંજન ભગત

એકડે એકો !
પરમેશ્વરને નામે પ્હેલો મેલો મોટો છેકો !
બગડે બેય
પ્રેય જે જે લાગે તેને માની લેવું શ્રેય !
ત્રગડે ત્રણ
કીડીને તો મણ આપો, હાથીને દો કણ !
ચોગડે ચાર
ફૂલનું શું મૂલ ? હવે પથ્થરને તાર !
પાંચડે પાંચ
સાચને યે આંચ, એથી ભલી મારી લાંચ !
છગડે છય
ગાડી ગિર્વાણની ને જોડી દેવો 'હય' !
સાતડે સાત
બોબડા ને તોતડાની નવી કરો નાત !
આઠડે આઠ
ત્રણ છોડો ત્યારે નવી તેર બાંધો ગાંઠ !
નવડે નવ
આટઆટલું કરીને અહીં ગુજારો જો ભવ -
એકડે મીંડે દશ
દાનવ ન માનવથી થશે તો યે વશ ?

## બાપુનો જનમદિન □ હરીન્દ્ર દવે

આજ બાપુનો જન્મદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમેય ભુલાતો નથી.

વાંચશું થોડા ગીતાના શ્લોક ?
'વૉઇસ ઑફ઼ ઇન્ડિયા' જોવા જવું છે,
ક્યાં સમય રહેશે ?

ને ઉપવાસ ?
ના રે એમ દુભવ્યે જીવ
બાપુ તે કદી રાજી રહે ?

રાજઘાટ જશું ?

ચલો, સુંદર જગા છે,
ટહેલશું થોડું.
અને બે ફૂલ બાપુની સમાધિ પર મૂકી
કર્તવ્યનિષ્ઠા તો બતાવીશું.
ક્યાં બિચારાએ સહન થોડું કર્યું
બે ફૂલનો તો હક્ક અદા કરવો ઘટે

પ્રાર્થનાના તો ન શબ્દો યાદ
પણ બાપુ સદા કહેતા હતા
કે હૃદય જો પ્રાર્થતું હોયે તો સાચી પ્રાર્થના.
આ રજાનો દિન
હશે આકાશવાણી પર વધારે કાર્યક્રમ :
વ્યાખ્યાન કોઇ રાજનેતાનું–
જવા દો,
ગ્રામ પર મૂકો નવી રેકૉર્ડ.

આજ બાપુનો જનમદિન
ને રજા,
કેટલો જલદી દિવસ વીતી ગયો,
જેમ બાપુનું જીવન.

□ અખો
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન
એ અખા વડું ઉતપાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત ?

## ઢ સદાયનો □ ઉમાશંકર જોશી

"જા રે ઠોઠ! કદી એવું બનીયે શકતું હશે?
આપણા એક ભૂ-ગોલે હોતાં બે સહરા હશે?"
"હા, કાકા, ચોપડી છે ને, આ ભૂગોળની તે મહીં
દેખો આ સહરા નાનું, નિશાળે મોટું છે વળી."
"જા રે ભૂંડા! રહ્યો એ તો એવો તું ઢ સદાયનો.
હશે જો નકશામાં ના સહરા, બીજું શું હશે?"
"એ જ તો કહું છું, કાકા, છે કોને પણ સુણવું?
નકશે નકશે ભાળું સહરા, છે ન એક જ."
અને એ તો સૂતો એનો બળતો મૂકીને દીવો;
સ્મિતરેખા મુખે, જાણે કાકાને શીખવ્યું કંઇ.
હા. ભાઈ, સહરા કાંઇ ભૂ-ગોલે નથી એક જ.
માનવી માનવી હૈયે સહરા સહરા જ છે.
જીવ કો ઝાંઝવાં ન્યાળી પામી ટાઢક જંપતા;
કોઇ લીલા રણદ્વીપો રચી રાચે અણુ સમા;
ઘણા તો, પણ, આશાનાં ઝાંઝવાં કે સુખો તણી
ઘડી લીલી ન એકે તે પામતા, ભસ્મ થૈ જતા.
દુ:ખ એનું ન કૈં ઝાઝું - ઝાંઝવાં ન દીઠા તણું-
ન કે લીલી ઘડી જોવા મળે કોને ન, એ તણું,-
દુ:ખ તોયે દમે ઝાઝું, એટલું માત્ર જોઇ કે
જનહૈયા-રણોને ના ભવ્યતા સહરા તણી.

## વીર નર્મદને એના વારસો વિશે

□ નિરંજન ભગત

ક્યાં તુજ જોસ્સો કેફ, ક્યાં આ જંતુ માણદાં
માથા પરની રેફ, નર્મદ સ્હેજ ખસી

## ઉમા-મહેશ્વર □ રામનારાયણ પાઠક 'શેષ'

'અરે ભોળા સ્વામી! પ્રથમથી જ હું જાણતી હતી,
ઠગાવાના છો જી જલધિમથને વ્હેંચણી મહીં.
જુઓ ઇન્દ્રે લીધો તુરગમણિ ઉચ્ચૈઃશ્રવસ્, ને
વળી લીધો ઐરાવત જગતના કૌતુક સમો;
લીધી કૃષ્ણે લક્ષ્મી, હિમસમ લીધો શંખ ધવલ,
અને છૂટો મૂકયો શશિયર સુધાનાં કિરણનો,
બધાએ ભેગા થૈ અમૃત, તમને છેતરી, પીધું
અને --' 'ભૂલે! ભૂલે! અમૃત ઉદધિનું વસત શી?
રહી જેને ભાગ્યે અનુપમ સુધા આ અધરની!'
'રહો, જાણ્યા એ તો જગ મહીં બધે છેતરાઈને
શીખ્યા છો આવીને ઘરની ઘરુણી એક ઠગતાં.
બીજું તો જાણે ઠીક જ. વિષ પીધું કયમ કહો?'
'બન્યું એ તો એવું કની સખી! તહીં મંથન સમે,
દીઠી મેં આલિંગી જલનિધિસુતા કૃષ્ણતનુને,
અને કાળા કંઠે સુભગ કર એવો ભજી રહ્યો,
મને મારા કંઠે મન થયું બસ્ એ રંગ ધરવા, -
મૂકી જો, આ બાહુ ઘનમહીં ન વિદ્યુત્ સમ દીસે'
તહીં વિશ્વે આખે પ્રણયઘન નિઃસીમ ઊલટયો;
અને એ આશ્લેષે વિષ જગતનું સાર્થક બન્યું!

## □ દલપતરામ

હાથીતણું બચ્ચું હોય, પણ જો રાજાએ તેને
કૂતરું કહ્યું તો પછી કૂતરું તે કૂતરું,
બરફનો બેટ બની તરી આવે ઉદધિમાં
રાજા કહે રૂ તર્યું, તો રૂ તર્યું તે રૂ તર્યું.

"તરસ્યો ખોદે કૂપ જળ, પ્રકટ પીએ નહીં ગંગ."
પ્રકટ પીએ નહીં ગંગ, વંશ શ્રી વલ્લભ કેરો;
પ્રકટ રૂપ પરબ્રહ્મ, નિરખતાં લાભ ઘણેરો;
વણ સાધન એક શરણ, જતામાં અભય જ આપે.
જો સેવે શ્રીકૃષ્ણ, અચળ વ્રજમંડળ થાપે;
થાપે મંન કુપંથમાં, દયો કહે દુ:સંગ;
તરસ્યો ખોદે કૂપજળ, પ્રકટ પીએ નહીં ગંગ.

●

"જતું ન જાણ્યું નાગરી, મૂશળ પુંજા માંય."
મૂશળ પુંજા માંય, અનુગ્રહ અતિશે કીધો;
ભજન માટ ભગવંત, દયા મનુષ્યા દેહ દીધો;
તે તેં ખોયો વ્યર્થ, અર્થ સાચો ના સાધ્યો;
ઇંદ્રિય પોષણ કર્યું, ન ઇશ્વર ક્ષાણું આરાધ્યો;
આરાધ્યો ઈશ્વર નહીં, જનમારામાં ક્યાંય;
જતું ન જાણ્યું નાગરી, મૂશળ પુંજા માંય.

●

"પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ."
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરિનું;
સકળ મનોરથ સે'જ, સિદ્ધ ઔષધ નથી કરીનું;
તે તજી કૂટે કઠિણ, યોગ, તપ, વ્રત, મખ, દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુકલ લે, ઊંધી પરીક્ષા;
પરીક્ષા ન પોતા કને, શ્રુતિ ન પામ્યો શીખ;
પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ.

●

"મશાણ મોદકમાં કયહાં, ઇલાયચીનો સ્વાદ."
ઇલાયચીનો સ્વાદ, કુટુંબ વ્હોર્યું દુ:ખ દરિયો;
વટલ્યો ભૂખ્યો રહ્યો, અર્થ એકુ નવ સરિયો;
કલેશકૂટ દિન જાય, પલક પરવાર ન ત્યાંથી;
પેટ પાપથી ભરે, ભજન સુખ તેને ક્યાંથી;

□ અખો
હરિજનને ગ્રહ કહો શું કરે, જો ગ્રહ બાપડા પરવશ ફરે ?
રવિ ભમંતો, શશી તાં ખે, રાહુ તાં ઘડવો'ણો વહે.
કાણો શુક્ર ને લૂલો શનિ, બૃહસ્પતે સ્ત્રી ખોઈ આપણી.
ગ્રહનો ગ્રહ હરિ – તે મુજ રદે, તો અખા દીનવચન કોણ વદે ?

ક્યાંથી સુખ સંસારમાં, સત્ય વચન સુખ વાદ;
(દયા) મશાણ મોદકમાં કયહાં, ઈલાયચીનો સ્વાદ,

૭

"ઘોડે બેશી ગાંઠડી, માથે મૂકે મૂઢ."
માથે મૂકે મૂઢ, શેઠ સમ રથ શીર શ્રીજી;
શકટ શ્વાનની પેર, રહ્યો શિદ ચિંતા ભીજી;
તુજ કીધું શું થયું, વ્યર્થ કૂટે અજ્ઞાની;
કરતા હરતા કૃષ્ણ, દુ:ખ મિથ્યા લે માની;
માની ફરે દયા મૃષા, ગતિ સમઝે નહિ ગૂઢ;
ઘોડે બેસી ગાંઠડી, માથે મૂકે મૂઢ.

## છુક છુક છોકરીઓ...

□ શોભિત દેસાઈ

છુક છુક છોકરીઓ...
બોલે તો ફૂલોની ભરાતી જાય છે ટોકરીઓ
છુક છુક છોકરીઓ...

ઉપરવાળાનું આ કેવું અદ્‌ભુત છે નજરાણું
રાત છે એની ઝુલ્ફો ચહેરો સવારનું છે ટાણું
એને પટાવવા નાયક પણ થઈ જાતો જોકરીઓ
છુક છુક છોકરીઓ...

ઈન્તઝારમાં એના આંખો મોડે સુધી જાગે
આંખ મીંચુ તો પોચા તકિયા વાદળ જેવા લાગે
સપનું આવે 'ને સપનામાં દેખાતી પરીઓ
છુક છુક છોકરીઓ...

સંસારી તો શું એમને દેખી મુનિવર ચળે
અમુક તમુક વર્ષોનાં અકબંધ બ્રહ્મચર્ય સૌ ગળે
પુરુષમાત્રને અભડાવાની કરતી નોકરીઓ
છુક છુક છોકરીઓ...

## આડી બિલાડી એક ઊતરી

□ **અનિલ જોશી**

કોઇ દિ' નહીં ને ભાઇ નોકરીએ ચાલ્યા,
ને આડી બિલાડી એક ઊતરી.
મારગમાં મોગરાનું ઊઘડેલું ફૂલ જોઇ
લેંઘામાં રામ રહ્યા મૂતરી.
પાછી ફરેલ કોઇ વાણીની જેમ
અમે ભાંગીને પડી ગયા હેઠા.
નાગાબાવાને ઘેર દરજી બેસેને
એમ પંડિતજી ઓસરીમાં બેઠા.
ચીકુની છાલ જેવી ચામડી ઓઢીને
અમે છટકીને આમતેમ ભાગતા.
કામગરા માણસના ટોળામાં ચર્ચાતી
નવરાની વાત સમા લાગતા.
કોઇ દિ' નહીં ને ભાઇ નોકરીએ ચાલ્યા
ને આડી બિલાડી એક ઊતરી.
મારગમાં મોગરાનું ઊઘડેલું ફૂલ જોઇ
લેંઘામાં રામ રહ્યા મૂતરી.

## તેઓ... □ **મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'**

ફૂટેલું ફાનસ લઇ, તેઓ શાંતિ શોધવા નીકળ્યા છે;
ઓજારો નહિ, હથિયારો લઇ, કૂવો ખોદવા નીકળ્યા છે !

શું છે ! શું છે ! ઊહાપોહ ને સન્નાટા વચ્ચે તેઓ,
બંદૂક લઇને પરપોટાને, જુઓ, ફોડવા નીકળ્યા છે !

ભીડ ભાંગશું, અમે આપની ભીડ ભાંગશું - એમ કહી,
તેઓ લોકોની ભીડ વચ્ચે સભા યોજવા નીકળ્યા છે !

સાવ કૂમળાં ઘાસ ઉપર ચાલે છે ખડાક્ ! ખડાક્ ! ખડાક્ !
અંધારાનાં બીજ લઇ અજવાસ રોપવા નીકળ્યા છે !

એકબીજાના પડછાયાને કચડી-કચડી તેઓશ્રી,
મંદિર જઇને મૂર્તિ સામે હાથ જોડવા નીકળ્યા છે !

ફોડ્યા'તા જેઓએ અશ્રુવાયુના ટોટા, તેઓ
ખાદીના રૂમાલ લઇને આંસુ લૂછવા નીકળ્યા છે !

## ઘેરૈયાનો ઘેરો □ વેણીભાઇ પુરોહિત

ચકલામાં ચેતીને ચાલો, નવાઈલાલ !
હોળીનો પૈસો આલો, નવાઈલાલ !
આજે છે રંગ રંગ હોળી, નવાઈલાલ !
આવી ઘેરૈયાની ટોળી, નવાઈલાલ !
ખાવાં છે સેવ ને ધાણી, નવાઈલાલ !
દાણ માગે છે દાણી, નવાઈલાલ !
આવ્યા નિશાળિયા દોડી, નવાઈલાલ !
શાહીની શીશીઓ ઢોળી, નવાઈલાલ !
ઝાલી છે હાથમાં ઝોળી, નવાઈલાલ !
સિકલ તમારી છે ભોળી, નવાઈલાલ !
જૂની તે પોતડી પ્હેરી, નવાઈલાલ !
લાગો છો રસિયા લ્હેરી, નવાઈલાલ !
ભારે હિમ્મત તમે કીધી, નવાઈલાલ !
ભાભીએ કિમ્મત કીધી, નવાઈલાલ !
ઊંધી તે પ્હેરી ટોપી, નવાઈલાલ !
હસશે ગામની ગોપી, નવાઈલાલ !
ચશ્માંની દાંડી વાંકી, નવાઈલાલ !
આંખોની આબરૂ ઢાંકી, નવાઈલાલ !
ચાલોને ઘેરમાં ફરશું, નવાઈલાલ !
નદીએ નાવણિયાં કરશું, નવાઈલાલ !
કોરા રહેવાની વાત મૂકો, નવાઈલાલ !
આજે દિવસ નથી સૂકો, નવાઈલાલ !
મૂછોમાં બાલ એક ધોળો, નવાઈલાલ !
કાળા કલપમાં બોળો, નવાઈલાલ !
કૂવાકાંઠે તે ના જાશો, નવાઈલાલ !
જાશો તો ડાગલા થાશો, નવાઈલાલ !
આજે સપરમો દા'ડો, નવાઈલાલ !
લાવો ફાગણનો ફાળો, નવાઈલાલ !
ચકલામાં ચેતીને ચાલો, નવાઈલાલ !
હોળીનો પૈસો આલો, નવાઈલાલ !

## પ્રીતિનું દૂધ □ પ્રિયકાંત મણિયાર

ના કોઈએ દુગ્ધ મારી પ્રીતિ કેરું મેળવ્યું,
ના કોઈએ અમૃતસમું એને વિષે દધિ ભેળવ્યું,
કલ્પનાઓ રહૈ ગઈ- એનું થશે નવનીત, ને
આનંદનાં સૌ ગોપગોપી એનું ગાશે ગીતરે
બગડી ગયેલું એ હવે તો શેરી કેરી ચાટમાં ચાલ્યું જશે
જ્યાં કમનસીબીના અરે કુત્તા બધા લબલબ કરીને ચાટશે.

# પાંડોબા અને મેઘધનુષ્ય □ ઉદયન ઠક્કર

દૃશ્ય

મુંબઈના ત્રીજા ભોઈવાડામાં "હરિનિવાસ" મકાનની આગાસી. ખૂણાની મોરી પાસે એક આધેડ વયસ્ક વ્યક્તિ ધડાધડ વાસણ સાફ કરે છે.

વરસાદનાં ફોરાં પડવાં શરૂ થયાં છે.

નેપથ્યે :

પાંડુ કાંબળે લબ્ધ-પ્રતિષ્ઠિત, ખાતરીવાળો રામો છે,
જેના હાથમાં મોટા મોટા કુટુંબનો પાયજામો છે.
કપડાં-વાસણનું પ્રતિમાસે ત્રીસ નગદનું ભથ્થું છે,
પાંડોબાનું કાર્યક્ષેત્ર, ભોઈવાડામાં, એકહથ્થુ છે.
(પાનસભર) મોઢાને એ ક્યાં સમ ખાવા પણ ખોલે છે ?
પાંડોબા વર્ષોથી ચુપ છે. વાસણ-કપડાં બોલે છે...

આકાશમાં સાત રંગો કોળી રહ્યા છે. તાજા જ ખીલેલા મેઘધનુષ્યની નજર "હરિનિવાસ" પર પડે છે. કોણ જાણે કેમ, મેઘધનુષ્યને પાંડોબા પર વ્હાલ ઊપજે છે.

મેઘધનુષ્ય :

ઉહ્ ઉહ્ (પાંડોબાનું ધ્યાન આકર્ષવા ખાંસી ખાય છે)

પાંડોબા

ઘસર ઘસર (વાસણો ઉજ્જ્વળ કરે છે)

મેઘધનુષ્ય :

સદા કાર્યરત આંખો વચ્ચે ચપટીક વિસ્મય આંજીને,
રે પાંડોબા, અહીં પણ જોજો, એલ્યુમિનિયમ માંજીને.

કેટકેટલાં વર્ષો પહેલાં, યાદ છે? આપણે મળ્યાં હતાં ?
આછા તડકામાં, જ્યારે ખેતરના શ્વાસો ભળ્યા હતા.
કપોલ પર જલસીકરના અનવરત પ્રહારો થતા હતા,

તારા હાથોમાં, બીજા પણ કોક હાથ ખળખળ્યા હતા!

બે પારેવાં જેવાં, મેં વર્ષામાં તમને દીઠેલાં-
મૌન થયેલાં, મૂંઝાયેલાં, એકમેકને અડકેલાં...
તને સાત રંગની ઈર્ષા થઈ કે નહિ, એ ખબર નથી;
ઓષ્ઠ વગરનાં મારાં આયુષ, મને તે ક્ષણે ખટકેલાં!

પાંડોબા:

(વાસણ બાજુએ કરે છે, હાથ પરની રાખ ખંખેરે છે, મેઘધનુષ્ય તરફ જુએ છે.)

મેઘધનુષ્ય:

ખેતર જેને ટૂંકાં પડતાં-આજે ચાર દીવાલોમાં
યથાશક્તિ રોમાન્સ કરે છે, ભોઈવાડાની ચાલોમાં.
શું છે ભોઈવાડાથી મોટું? ચણિયા કરતાં રંગીન પણ?
ના સમજ્યો તેથી વેડફાયો, પાંડોબા નામે ૧ જણ.
ભલે જીવીએ સ્હેજ, તોય જીવીએ ઝળહળમાં, પાંડોબા;
વાસણ મૂકી ક્વચિત્ નીકળી પડો સકળમાં, પાંડોબા.

પાંડોબા ઊભા થાય છે.

હાથ લંબાવીને મેઘધનુષ્યને પકડે છે. આકાશથી ઉતારે છે. "૫૦૧ બાર" સાબુથી એને ધૂએ છે. નીચોવે છે. પછી ધોળાધબ્બ થયેલા મેઘધનુષ્યને, કલીપ લગાડીને આકાશે ટાંગી દે છે.

આ જોઈને "હરિનિવાસ"ના બીજા માળે રાખેલો એક પોપટ પિંજરામાંથી બોલે છે કે "પગાર તીસ રૂપયડી હોય, ત્યારે ભલભલાં મેઘધનુષ્યો પણ ધોળાંધબ્બ થઈ જતાં હોય છે. સીતારામ."

☐ અખો

કો આવી વાત સૂર્યની કરે, તે આગળ લેઈ ચાંચ જ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા બાળક ક્યાંથી થયા?
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડે પહાણ.

## આત્મપરિચય □ જ્યોતીન્દ્ર દવે

'તમારી જાતનો આપો તમે જાતે પરિચય.'
તમારું વાક્ય એ વાંચી મને આશ્ચર્ય ઊપજે;
જાતને જાણી છે કોણે કે હું જાણી શકું, સખે ?
જાણે જે જાતને તેયે જણાવે નહિ અન્યને.
તથાપિ પૂછતા ત્યારે, મિત્રનું મન રાખવા;
જાણું-ના જાણું હું તોયે મથું 'જાત જણાવવા.'
જન્મે બ્રાહ્મણ; વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શુદ્ર છું : કલ્પનામાંહે ક્ષત્રિયે હું બનું વળી !
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.

શાળાને છોડીને જ્યારે 'શાળાની બહેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમે જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો.
પ્રભુતામાં ધર્યા પાદ; પૃથ્વીને રસ-પાટલે;
પયગંબર પ્રભુ કેરા પધાર્યા બે પછી ગૃહે.
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું,
પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું !
વર્ણાશ્રમતણા આમ બધા હું ધર્મ પાળતો,
જાળવવા મથું નિત્ય આર્ય-સંસ્કૃતિ-વારસો.

અરિને મોદ અર્પન્તું દ્રવ્ય અર્પન્તું વૈદ્યને
વહાલાને અર્પતું ચિંતા, મને પીડા સમર્પતું,
પૃથ્વીયે ખેંચતી જેને બહુ જોર થકી નહિ-
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું,
રોગ ને સ્વાસ્થ્યની નિત્યે રણભૂમિ બની રહ્યું.
એવું શરીર આ મારું, દવાઓથી ઘડાયેલું !

સોટી ને શિક્ષકો કેરા શાળા માંહે સમાગમે
વિદ્યા ને વેદના બે મેં એક સાથે જ મેળવ્યાં.
મન કેળવવા માટે દેહ વિદ્યાલયે પૂર્યો,
મન કિન્તુ રહ્યું ના ત્યાં, બ્રહ્માંડો ભટકી વળ્યું !

વિદ્યાને પામવા પહેલાં, અર્થનો વ્યય મેં કર્યો,
પછીથી અર્થને કાજે વિદ્યાવિક્રય આદર્યો.
ઘરમાં હોય ના કાંઈ, ક્ષુધા ત્યારે સતાવતી.
ભર્યું ભાણું નિહાળીને ભૂખ મારી મરી જતી.
વૃત્તિ મારી સદા એવી હોય તે ના ચાહે કદી,
હોય ના તે સદા માગે, મળ્યે, માગ્યુંય ના ગમે !
સાહિત્ય સંગીત કલા વિષે મેં
ધરી રુચિ, કિન્તુ ન સિદ્ધિ આવી.
ગાઉં ન હું કારણ માત્ર તેનું
આવે દયા કૈં સૂણનાર કાનની.
કર્યું હતું એક જ વેળ જીવને
અપૂર્વ મેં નૃત્ય વિના પ્રયાસે.
હું એકદા માર્ગ પરે નિરાંતે,
ઉઘાડપાદે ફરતો હતો ત્યાં
અર્ધી બળેલી બીડી કોક મૂર્ખે
ફેંકી હતી તે પર પાદ મૂક્યો.
અને પછી નૃત્ય કરી ઊઠયો જે,
તેવું હજી નૃત્ય કર્યું ન કોઈએ !
સાહિત્યની કંટકવાડ ભેદવા
કરે ગ્રહી કાતર કાવ્ય કેરી,
પાડી છીંડું નાનકું એક ત્યાં હું
ખૂણે ઊભો; કાતર ફેંકી દીધી !

દેહ દાતણના જેવો, મન મર્કટના સમું
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.

નાના રૂપ ધરી હું એમ ખીલવું માયામયી-સૃષ્ટિને
ખેલું ખેલ અનંત શાંત જગમાં દિક્કાલને કંદુકે.
હું ચૈતન્યચૂડામણિ સકલ આ બ્રહ્માંડ વ્યાપી રહ્યો.
જે દેખાય, સુણાય, થાય જગમાં, તે સર્વ મારા થકી.
કુંજે કોકિલ કૂજતી કલરવે તે નાદ મારો નકી.
નિદ્રાભંગ કરંત શ્વાન ભસતાં, તેયે ક્રિયા માહરી.

દાતા હું જ સુવર્ણચંદ્રકતણો, લેનારયે હું જ છું,
હું કૂટસ્થ, અનન્ત બ્રહ્મ, મુજથી ના ભિન્ન લેશે કશું.
રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને સખે,
મહાજ્યોતિ પરબ્રહ્મ દીસે **જ્યોતિન્દ્ર હ. દવે**

□ **અખો**
પંડ પખાળે પૂજે પાણ, અને મનમાં જાણે હું તે જાણ.
આપે આતંમ ને બાહેર ભમે, મૂરખ સામું માડી નમે.
ડાહ્યા પંડિત થઈ જે આદરે, તે અખા વાર્યું કયમ કરે ?

## તમારું નામ ગાંધીજી

□ **શેખાદમ આબુવાલા**

અમે બોલી નથી શકતા તમારું નામ ગાંધીજી
કે અમને બીક લાગે છે થશો બદનામ ગાંધીજી

તમે જન્મ્યા-જીવ્યા-માર્યા ગયા ને વાત થઈ પૂરી
અધૂરા તોય શબ્દો રહી ગયા 'હે રામ...' ગાંધીજી

જો કાંતે રેંટિયો તો માત્ર ફોટોગ્રાફરો સામે
તમે સોંપી ગયા કોને તમારું કામ ગાંધીજી ?

તમારાથી સવાયા વાણિયા આવ્યા છે ગાદી પર
હવે થાતા રહો જાહેરમાં લીલામ ગાંધીજી

હજી ફોટો તો લટકે છે તમારો દેશની ભીંતે
રહી છે એટલે આદમને હૈયે હામ ગાંધીજી

## સલામ, પપ્પા સલામ □ મમતા કાલિયા □ મેઘનાદ ભટ્ટ

(ભારતીય અંગ્રેજી)
કોને દરકાર છે તમારી, પપ્પા ?
તમારા વિશુદ્ધ વિચારો, શુદ્ધ શબ્દો, ચોખ્ખા મઝાના દાંત
- કોને પડી છે એની ?
કોને થવું છે તમારી જેમ દેવદૂત ?
કોને જોઇએ છે એ બધું ?
તમે એક નિષ્ફળ માનવી છો, પપ્પા-
આવી મોટી સૃષ્ટિમાં એકાદ સુખશૈયાય તમે મેળવી ન શકયા
તમે તો પપ્પા હંમેશ સીમિત સ્વપ્નાની સૃષ્ટિમાં રાચ્યા કર્યું છે
પપ્પા, થોડી વધુ હિંમત જો હોત તમારામાં
તો એક જ ધડાકે એંસી હજાર ઘડિયાળોની દાણચોરી કરી નાખી હોત
તમે
અને તો હું સગર્વ કહે : "જાણો છો, મારા પિતા તો
આયાત-નિકાસના મોટા વેપારી છે."
તમારી દીકરી થવાનું ગૌરવ પણ માણ્યું હોત મેં;
પણ, તમારે તો એક મહાન આત્મા થવું હતું.
- એક આદર્શનીય વ્યકિત !
જ્યારે કશુંય કરવાનું સૂઝતું નથી તમને
ત્યારે તમે પ્રાર્થના કરો છો.
નક્કામા કલાકો મંદિરમાં વ્યતીત કરો છો.
તમે તો એવી ઇચ્છા રાખો છો કે હું તમારા જેવી મહાન થાઉં
યા રાણી લક્ષ્મીબાઇ જેવી.
મહાનતા શું છે એ કદાચ તમે જાણતા પણ નથી.
અને છતાં હું મહાન થાઉં એવી તમારી અપેક્ષા છે !
તમારી મહાનતા તમને મુબારક, સાથે એક 'સલામ', પપ્પા
અને રાણી લક્ષ્મીબાઇની એને- બે 'સલામ' સાથે.
હમણાં હમણાં તમને સ્થાનભ્રષ્ટ કરવાનો હું સતત વિચાર કરું છું.
તમે અને તમારી આ પવિત્રતા કશુંય ના ખપે મને.
તમને હવે હું "હિસાબ ખાતાના નાનેરા મદદનીશ "શ્રી કપુર" કહું
તો ?"

તમે અને હું દરેક રીતે લગભગ સમાંતર રેખાની વૈકલ્પિક ધરા ઉપર
જીવીએ છીએ.
હું પ્રેમના બંધનમાં પડી છું એમ તમને વ્હેમ છે.
પણ, એ પૂછવાનીય ક્યાં છે તમારામાં હિંમત ?
મારા 'પ્રણયસંકેતો' મારા નાભિપ્રદેશ પર દેખાવા માંડે
અને હું ગર્ભપાત કરાવવાની ના પાડું તો ?
ના, ના. હું પૂરતી કાળજી રાખીશ ! પપ્પા.
નહીં તો તમે તરત જ આત્મહત્યાનો વિચાર કરો એ હું જાણું છું.

## લાલ કેમ કરીએ !

(લોકગીત)

કાચલીમાં કંકોડી ને વાડકીમાં પાણી,
ન્હાનો વર નવડાવવા બેઠી, સમડી લઇ ગઇ તાણી,
લાલ કેમ કરીએ !
મારે કરમે કજોડું, લાલ કેમ કરીએ,
મારે જુગમાં વગોણું, લાલ કેમ કરીએ !
મારે સૈયરોમાં મેણું, લાલ કેમ કરીએ !
ટોપલામાં ઘાલી હું તો કાકાબળિયા ગઇ'તી,
કાકે બળિયે પૂછયું તારો શો સગો લાગે,
લાલ કેમ કરીએ-મારે કરમે૦
બાઇજીનો બેટડો ને નણદીનો વીરો
નાનો છે પણ કંથ, લાલ કેમ કરીએ !-મારે કરમે૦
રોટલા ઘડું તારે ચાનકી રે માગે,
ધબ્બ દઇને ઢીંકો મારું, હૈયડામાં દાઝે,
લાલ કેમ કરીએ !-મારે કરમે૦
પાણીડાં જાઉં તારે છેડે વળગે આવે,
ધબ્બ લઇને ઢીંકો મારું, હૈયડામાં સાલે,
લાલ કેમ કરીએ !-મારે કરમે૦
હાથ પગ દોરડી ને પેટ મોટું ગોળી,
ઉકરડે જઇ હગવા બેસે, સમડી પાડે ઢોળી,
લાલ કેમ કરીએ !-મારે કરમે૦

## હજી પણ □ વસંત બાપટ □ જયા મહેતા

(મરાઠી)
સાચું છે, હવે માણસો માણસને સીજવતા નથી
નવાં વિધાન-રજવાડાં નીચે નરબલિ આપ્યો નથી
ચંગીઝખાનનો તાજેતરમાં જ નિર્વંશ થયા પછી
એમ કતલ કરનાર પણ હવે કોઈ રહ્યો નથી.
એ પણ સાચું, શત્રુનું પણ જીવતું શરીર છોલતા નથી
એક એક તેનો અવયવ ઉવેખી નાખતું નથી કોઈ
કાયદેસર માર્ગે આંખો બંધ કરતા હશે
પણ આંખો ફોડતા નથી તપ્ત સળિયો અંદર ઘોંચીને
અઢી હજાર વર્ષો પછી આખરે બુદ્ધ વિજયી થયા
ઈસુનુંયે પુનરાગમન નજીક છે
નોઆખલીમાં એકલા જ ફરનારા પેલા મહાત્માને
મરણોત્તર (ત્રીજો વર્ગ) વીરચક્ર આપ્યું છે
હવે કોઈ શત્રુ નથી અને ક્વચિત હોય તોયે
સનદસર માર્ગે જ અમે તેનો કાંટો કાઢીએ છીએ.
એક જ મહાસંકટ છે... અથવા તેનો સંભવ કહો...
હજી પણ કેદખાનામાં દેવકીનો આઠમો ઊછરે છે!

### □ પ્રેમાનંદ

ધર્મ કહે,
ભીમસેનની પાસે જો હું, માગું દાતણપાણી,
બડબડતો જાય રીસ ચઢાવી, મોટાં વૃક્ષ આપે આણી.
પ્રાતઃ સામગ્રી નકુળ પાસે, કદાચ જોઉં માગી,
એક પહોર તાં વાર લગાડે, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઉં તો, સાધુ મંન ન આણે રોષ,
(પણ) મધ્યાહ્નને ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી છે, જો જાઉં તો દુઃખ પામું.
પૂર્વ દિશાએ પરવરું તો, ચંદ્રનું ઘર છે સાહામું.
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય.

## અમથાજી નગર - બજાર □ રમણીક સોમેશ્વર

અમથાજી રે અમથાજી

કંઇ ચાલ્યા નગર - બજાર

નગર - બજારે ગારુડી કંઇ માંડી બેઠાં હાટ

આંખો મીંચી અમથાજી, ઝૂલો હિંડોળા ખાટ

અમથાજી રે.....

નગર બજારે તરગાળા કંઇ દાંડી પીટે ઢોલ

અમથાજીને હોઠે રમતા ભાતભાતના બોલ

અમથાજી રે....

નગર - બજારે નર નાચે છે, તા થૈયા તા થૈયા

અમથાજી પગ ઠમકારીને જોયા કરે ભવૈયા

અમથાજી રે...

નગર - બજારે બજાણિયાના ચાલ્યા કરતા ખેલ

આ - પા જાવું કે ઓલી - પા, પારખવું મુશ્કેલ

અમથાજી રે...

નગર - બજારે વાદીડા કંઇ વાદ વદે દિન - રાત

અમથાજી મન ઓચરે, ક્યાં આવી ગ્યા કમજાત !

અમથાજી રે અમથાજી

કંઇ ચાલ્યા નગર - બજાર...

## ૐ □ જયા મહેતા

ઘુવડની પ્રેરણાથી અમે જીવીએ છીએ

ૐ ... સૂર્યાય નમ:

હિટલરને ચીલે ચીલે અમે ચાલીએ છીએ

ૐ ... બ્રહ્મણે નમ:

આંસુના દરિયામાં અમે તરીએ છીએ

ૐ ... વરુણાય નમ:

# કેવું થયું □ નિસ્સીમ ઈઝીકયેલ
## □ નીના રામૈયા

(ભારતીય અંગ્રેજી)

છવીસ - સત્તાવીસનો થયો ત્યારે હું
એક યુવતીને મળ્યો, ને તે હવે
મારી પત્ની છે. વર અને
વહુ તરીકે અમે ગયાં હનીમૂન ઉપર
- કોને ખબર શા માટે
પણ એ કહેવાય છે હનીમૂન.
આટલું મને યાદ છે, તે ખુશખુશાલ હતી, એટલે જ
મેં તેની ફરતે હાથ વીંટાળ્યા.
તે પત્ની
ને હું હવે પતિ.
તે પત્ની બને છે, પ્રયાસ વિના.
હું પતિનો ભાગ ભજવું છું, મૂંઝવણથી.
અમે આંખો મચકારીએ છીએ
ત્રણ કે ત્રીસ વાર
કંઈ ગજબના સુમેળથી, અને એકાએક
તે મા
અને હું બાપ - ઑહ્.
અમે દસ કે વીસ ગણીએ
ત્યાં તો એક આખું કુટુંબ
મારી કમાણી ચાવી જાય છે.
આ બધું કેમ કરતાં બન્યું ?
હું પૂછું છું મારી પત્નીને. તે ગણગણેં છે
હવે મશ્કરી રહેવા દો. હું શું એટલો બધો
ભૂલકણો છું ? મારી સાથે
આવી રમત કોણ રમી ગયું ?
જાગ જાગ, હું મને ચેતવું છું
અને સૂઈ જાઉં છું. સ્વપ્નમાં કે સ્વપ્નના ઓથારમાં

હું લગ્નમાં જાઉં છું.
એ મારી સૌથી મોટી દીકરીનાં
લગ્ન હતાં. હું મને
એક - બે વાર હલબલાવું છું, અને ઊઠું છું
ત્યારે મારા ખોળામાં એક બાળક હોય છે
તે મને નાના કહીને બોલાવે છે.
અરે રામ, મારું તો આવી જ બન્યું,
બીજું તો શું કહું ?

## પ્રશ્નકુંડળીમાંનો પ્રશ્ન

□ દીપક ત્રિવેદી 'દીપ'

(ગઝલ)

પકડી તેં તો હઠ મગનિયા શું કરવું છે ?
નીકળી હકડે ઠઠ મગનિયા શું કરવું છે ?

તું તો અક્કલહીણો કાંઇ બોલ હવે તો
ઢાળીને બાજઠ મગનિયા શું કરવું છે ?

તેં કીધું તો બાંધી લીધો રેત લઇને
નદી - કિનારે મઠ મગનિયા શું કરવું છે ?

દિવસે તારું મૌન રાતના ખુલંખુલ્લા
સપનાં આવે લઠ મગનિયા શું કરવું છે ?

સમ ખાવાયે અહીંયા ઊગ્યું નથી તણખલું
જીવતર સુક્કુ ભઠ મગનિયા શું કરવું છે ?

## વિરૂપિકા □ વિંદા કરંદીકર
□ જયા મહેતા

(મરાઠી)

### ૧. વક્રતુંડ મહાકાય

વક્રતુંડ મહાકાય ગણપતિની સૂંઢ તરફ જોઈને
(અશ્લીલ સાહિત્ય ચોરીછૂપીથી વાંચનારી)
એક પ્રમદાને
કામેચ્છા થઈ.

તેનાં બંને મોદકસ્તનને
એકદમ ઝટ ઘટ્ટ પકડીને
વક્રતુંડ મહાકાય ગણપતિએ
તેને એકવીસ વખત આકાશમાં ગોળગોળ ફેરવી
અને જે કાળમાં થયું તે કાળના
શ્લીલ નામના ઘોર નરકમાં ફેંકી દીધી.

### ૨. જુવાનીમાં

જુવાનીમાં તેણે એક વાર દરિયામાં
પેશાબ કર્યો.
અને તેને લીધે
દરિયાની સપાટી કેટલી ઊંચી આવી
એ માપવામાં ખર્ચી નાખ્યું
પોતાનું બાકીનું આયુષ્ય

## સમાધાન □ કુસુમાગ્રજ
□ જયા મહેતા

(મરાઠી)

જયંતીની
પાછલી રાતે
ચારે બાજુ સૂમસામ થયા પછી
પૂતળાએ
ખંખેરી નાખ્યા
શરીર પર ભેગા થયેલા
અસંખ્ય નમસ્કાર
અને તે ગણગણ્યું :
સદ્ભાગ્યે
આવતી જયંતી સુધી
મારે ફક્ત
કાગડા જ
સહન કરવા પડશે.

## આખરની કમાઈ □ કુસુમાગ્રજ
□ જયા મહેતા

(મરાઠી)

મધરાત વીત્યા પછી
શહેરનાં પાંચ પૂતળાં
એક ચોતરા પર બેઠાં
અને આંસુ સારવા લાગ્યાં.
જ્યોતિબા બોલ્યા,
છેવટે હું થયો
ફક્ત માળીનો.
શિવાજીરાજા બોલ્યા,
હું ફક્ત મરાઠાનો.
આંબેડકર બોલ્યા,
હું ફક્ત બૌદ્ધોનો.
ટિળક ઉદ્‌ગાર્યા
હું તો ફક્ત
ચિત્પાવન બ્રાહ્મણોનો.
ગાંધીએ ગળાનો ડૂમો સંભાળી લીધો
અને તે બોલ્યા,
તોયે તમે નસીબદાર
એક એક જાતજમાત તો
તમારી પાછળ છે.
મારી પાછળ તો
ફક્ત સરકારી કચેરીની દીવાલો.

## ચિંતામુક્તિ □ વિવેક ભારતી
□ ગણપતલાલ ઝવેરી

(હિન્દી)

અરે વાહ
ગજબ થઇ ગયો !
તમે તો એકદમ
ચિંતામુક્ત દેખાઓ છો કંઇ ?

જી હા,
દરરોજ સાંજે
મારી બધી જ ચિંતાઓ
ભગવાનને સોંપી દઉં છું
સવારે એની પાસેથી
પાછી લઇ લેવાની શરતે !

આખરે તો એને
પોતાના ભક્તોની રક્ષા માટે
જાગવું પડતું તો હોય છે ને ?

□ દલપત દેસાઈ

તમે ઘણા કામના માણસ છો
એટલે ઝાઝું જીવો રામ
તમે અંધારામાં ફાનસ છો
એથી ઝાઝું જીવો રામ

રેલ્વેની ટિકિટને માટે
તમે તો અમને ખપના છો
અને પ્લેનની ટિકિટ માટે
તમે અમારાં સપનાં છો
તમે સરકારમાં પણ સાહસ છો
એટલે ઝાઝું જીવો રામ

અખબારો તો હુકમનું પાનું
તમે કહો તે કરશે રે
એક દિવસ તો ફોટા મારા
છાપા મહીં ઊભરશે રે
કોઈને વ્હેરી નાખવા હોય તો
તમે જ કરવત કાનસ છો
તમે કામના તમે નામના
સુખશાંતિ ને પરમધામના
તમે માણસ હસાહસ છો
એથી ઝાઝું જીવો રામ.

□ આદિત્ય મુનશી

અમે ચમચા ચમચા ચમચાઓ
અચકો મચકો કારેલી
અમે ખુશામતીના ખૂમચાઓ
અચકો મચકો કારેલી
અમે છાક છકેલા છક્કાઓ
અચકો મચકો કારેલી
અમે ધકેલપંચા ધક્કાઓ
અચકો મચકો કારેલી
તાળી ને તાબોટા વચ્ચે
અમને કોઈ ભેદ નહીં
કોઈ આવે કે જાય
અમને કોઈ હરખ કે ખેદ નહીં
અમે ચમચાના પણ ચમચાઓ
અચકો મચકો કારેલી
અમે સાકર શેરડી સંચાઓ
અચકો મચકો કારેલી.

# કળિયુગનું 'મેઘદૂત' □ સુરેશ દલાલ

(૧)

લઘુ વિરહથી પીડાતા અને ચિડાતા કોઈ એક મુંબઈવાસી યક્ષનો સંદેશ હે મેઘ ! તારે લઈ જવો પડશે. કફ પરેડથી ચર્ચગેટ કે વરલી કે માહિમ કે થાણા કે અંધેરી કે બોરીવલી, તારે જ્યાં જવું હોય ત્યાં જજે.

(૨)

અમને કોઈનો શાપ નથી લાગ્યો, અમને અમારો જ શાપ લાગ્યો છે. હું રામગિરિના આશ્રમોમાં ભટકતો નથી કે નથી મારી પ્રિયતમા અલકાનગરીમાં. સી લૉંજ કે ટૉક ઑફ ધ ટાઉન કે રામભરોસે કે ઈરાની હૉટેલમાં અમે ભટકતાં હોઈએ છીએ.

(૩)

અમે તો એક જ ઘરમાં સાથે રહીને છૂટાં પડી ગયાં છીએ. અમે એકમેક સાથે વાત કરી શકતાં નથી. વાત કરીએ તો સમજી શકતાં નથી. સમજીએ છીએ તો સ્વીકારી શકતાં નથી. મારી સિગારેટના ધુમાડામાંથી તો તારો આકાર કંડારાયો છે, હે મેઘ ! તો તું આટલું કામ ન કરે ? તું અમને તારી ભાષા ઉછીની આપ અને અમારા સંદેશાની લેવડદેવડ કરી આપ.

(૪)

મારી પ્રિયતમા અત્યારે તો નોકરી પર ગઈ હશે. નજાકતથી ટાઈપરાઈટર પર ફરતી એની આંગળીઓના નેઈલપૉલિશમાં કાંઈ ખાસ ફેર નહીં પડયો હોય. શકય છે કે એણે નોકરી બદલી હોય. જૂન મહિનાથી એ શાળામાં શિક્ષિકા તરીકે પણ જોડાઈ જાય.

(૫)

શીખવતી હશે ત્યારે એના અવાજના કંપમાં કાંઈ ફેર નહિ પડે. જઈને મારું નામ દેશે કે તરત જ એના કંઠેથી શિખામણનો ધોધ વરસી પડશે. મને આખી જિંદગી એણે શિખામણ જ આપ્યા કરી છે. એના ઘોંચપરોણાથી હું ટેવાઈ ગયો છું. એની એકાદ અણી જો તને વાગી જશે તો તું પણ એને મારે ખાતર નભાવી લેજે !

(૬)

મારો વિરહ એને કદાચ અસહ્ય લાગે તો એ કદાચ તને કોઈક પાર્ટીમાં પણ મળી જાય. કહ્યા કરે છે મને ઘણીયે વાર કે તારી ગેરહાજરી

મારાથી સહન નથી થતી ત્યારે હું મારી જાતને માણસોમાં વિખેરી દઉં છું.

(૭)

મારી પ્રિયતમાને એનાં પિયરિયાં માટે પક્ષપાત છે. લગ્ન વખતે વિદાય વેળાએ એણે નાહકનાં આંસુ સાર્યાં હતાં. બાકી, આજ લગી એ 'પિયરની પાલખી'માંથી ઊતરી જ નથી. પણ મેઘ ! આ વાત તું ભૂલેચૂકેય એને કહીશ નહીં. આ વાત પર એ દલીલ કરશે. ભીતરથી જે વાતને એ સાચી માનતી હોય એનો બહારથી એ જુદી જ રીતે પ્રતિકાર કરે છે.

(૮)

મારી પ્રિયતમા ગયે જન્મે ટેલિફોન ઑપરેટર પણ હોઈ શકે. ફોનના ડાયલ ફેરવીને એના નખને ઈજા પહોંચી છે. વાળની લટને ગૂંચવતાં એ જે રીતે ફોન પર વાત કરે છે એ જોવા જેવું દૃશ્ય હોય છે. તારા જ જેવા કાળા રંગના ફોન સાથે એને એના ભાઈ જેટલો પ્રેમ છે. કદાચ તને પણ એ એનાં પિયરિયામાં ગણી લે અને તો તો તું અનોખી આગતાસ્વાગતા પામશે.

(૯)

કોઈ પણ વ્યક્તિ, નહીં જેવી વાતને બહેલાવીને કરતી હોય તો તારે સમજી લેવું કે એ મારી પ્રિયતમા છે. અમારી અલકાનગરીની આ તો વિશિષ્ટતા છે. રસ્તામાં તને લાલલીલાં સિગ્નલો મળશે, પણ વાતમાં તને ક્યાંય અલ્પવિરામનો આશરો નહીં મળે.

(૧૦)

આમ તો મારી પ્રિયતમાને મારે કહેવા જેવું કશું નથી. મુંબઈનો રસ્તો પણ એવો રળિયામણો નથી કે વર્ણનને જોરે તને બાંધી રાખું. પણ હે મેઘ ! મને તારી સતત ચિંતા રહ્યા કરે છે. અહીં રસ્તાઓ બારે માસ ખોદાયેલા રહે છે. એમાં ક્યાંય તારો પગ ન પડે. અહીં માણસો પણ ખોદાયેલા છે અને બોચિયા જેવા નહીં પણ ખાબોચિયાં જેવા છે. મારી લાગણીઓને તો ફ્રેક્ચર થયું છે. જોજે, તને ક્યાંક ફ્રેક્ચર ન થાય.

(૧૧)

વિરહ શું છે એનો અમને ખાસ અનુભવ નથી, કારણ કે મિલન શું છે એની અમને ખાસ ગતાગમ નથી. અમારી પથારીમાં સહરાનો તાપ છે

એટલે કદાચ તારી મૈત્રીભરી શીતળ છાયામાં અમારું દાંપત્ય મ્હોરી પણ ઊઠે.

(૧૨)

પણ હે મેઘ ! અમે પ્રથમ વર્ષાના સ્પર્શે વ્યાકુળતા કેમ નહીં અનુભવતા હોઈએ ? હે મેઘ ! હકીકતમાં તો હું કોના શાપે મારાથી છૂટો પડી ગયો છું એ જ વાત મને કેમે કરીને સમજાતી નથી. તારી પાસે મને આપવાનો - મને મારાથી સાંધવાનો - કોઈ સંદેશો છે ખરો ?

## ઍક્વેરિયમમાં □ નિરંજન ભગત

તરે છ માછલી,
ન જિંદગી સ્મરે છ પાછલી ?
અહીં પ્રકાશ,
કિંતુ સૂર્યનો નહીં, 'નિયોન' પાશ;
ને સમુદ્રનું જ જલ
પરંતુ અહીં તરંગનું ન બલ.
નેત્રરાંકડી છતાં ય પુચ્છવાંકડી,
ન જાણતી કે સૃષ્ટિ સાંકડી
અહીં કઠોર, કાંકરેટ કાચની,
નઠોર, જૂઠ, સૃષ્ટિ આ ન સાચની.
વેંતવેંતમાં જ ગાઉ ગાઉ માપવા
અને ન ક્યાં ય પ્હોંચવું,
સદા ય વેગમાં જ પંથ કાપવા,
ન થોભવું, ન શોચવું.
મનુષ્ય (કાચ પાર હું સમાં ઘણાં અહીં ફરે
ન કોઇ જેમનાં પ્રદર્શનો ભરે !)
કને જ આ કલા ભણી,
અગમ્ય શી ગણી.
તરે છ માછલી,
ન જિંદગી સ્મરે છ પાછલી !

□ ઇર્વિંગ લેટન □ નીના રામૈયા

(કિનેડિયન)
આજે ઉકળાટિયું હવામાન છે.
એવું જ છે મારા દિલનું.

કૉફી કડૂચી છે.
એવા જ છે મારા વિચારો.

સિગારેટ વાસી છે.
એવી જ છે મારી ઊર્મિઓ.

દીવાલમાં એક ગંધારું કાણું છે.
એવું જ એક છે મારા દિલમાં

વરસાદ પડવાનો છે.
મારું કંઇ ન વળે વરસાદથી.
મારી પ્રિયા ભાગી ગઇ છે બીજા પુરુષ સાથે.
અહીં પડી છે કોને ?

દરવાજે તેના ટકોરા સાંભળું છું.
તે લઇ આવે છે નકરી પીડા.

તે કહે છે હું તને ચાહું છું.
હું તેને કહું છું હું તારા ઉપર વારી જાઉં છું.

આજે ઉકળાટિયું હવામાન છે.
એવું જ છે મારા દિલનું.

□ જશવંતી દવે

(સંસ્કૃત)
નિષાદ મા તું કરજે વિષાદ
વાલ્મીકિ ક્રૌંચવધથી થયા'દ્ર
રચ્યું જ રામાયણ કાવ્ય દિવ્ય
નિમિત્ત તેમાં તું જ એકમાત્ર

Tagore.... Tagore □ સુરેશ દલાલ

આસપાસ...... ચારેકોરે......
ટાગોર... ટાગોર....
(કવિતાને કોરે મૂકી)
મચવીએ શોર....
Tagore.... Tagore...
ટાગોરના Stamps
કવિઓની કવિતા પર ટાગોરનો Stamp.
Tagore Trade Mark
ઠેર ઠેર ટાગોરના Camps.
ટાગોરના નામે હવે નીકળશે Lamp.
આવુંયે જો બની જાય
તો નવાઇ ન મને થાય !
વાપર્યું છે કદી તમે Ravibabu Hair Oil ?
સ્વર્ગમહીં
કલ્પતરુ છાંયમહીં
બેઠા બેઠા ટાગોરને ખબર જો પડે તો તો
શાંતિપ્રિય ટાગોરનું Blood થાય Boil.
Tagore.... Tagore...
તમે કદી જાણ્યું ભલા ટાગોરની દાઢી વિશે ?
કોઇ ક્યાંથી જાણે
કે અમારી આ Blade
ન્હોતી એવે ટાણે ?
એથી દાઢીને વધારી દીવી ટાગોરે ભરાઇ રીસે.

ક્ષણ ક્ષણ
રીસાઇને બેસી જવું કવિતાણું લક્ષણ.
ને ટાગોર તો કવિશ્રેષ્ઠ.......
એટલે લાંબી લાંબી દાઢી
એ તો રીસનું પ્રતીક
(ને પ્રતીક એ તો કવિ અને કવિતાનું બળ)

## એને કેમ શકો કાઢી ?

છાપામાં કે મૅગેઝિને
ફોટા એના છાપી છાપી
મનફાવ્યું લખી નાખી
ટાગોરની ઊજવી આ નાખીએ શતાબ્દીને.

શરૂ થશે વળી પાછી' નિકેતનની fashion.
ટાગોરના નામે કૈં કેટલાંયે સંમેલન.
રવીન્દ્રના સંગીતની હોહા.... હોહા....
ઘોંઘાટ-
કોલાહલ.... કકળાટ.... ચીસાચીસ...!
થાય.....
ક્યાંક થયું ખૂન !

નવું નવું પોતા વિશે રવિબાબુ જાણી શકે
એવું ક્યાંક વાંચ્યું હતું-
"Tagore was a great Librarian
And he also travelled to
Moon."
ભવિષ્યમાં-
આના વિશે સંશોધન કરી કરી
પોકળને પુરાવા (!)થી ભરી ભરી
નક્કી કોઇ થઇ જશે Ph. D. (Buffoon)

પછી ક્યાંથી સંભળાશે કવિતાની ધૂન ?

કોઇકે મને પૂછ્યું :
"ટાગોરનું આવું આવું ક્યાં લગી ચાલશે ?"
"જ્યાં લગી ટાગોર જેવો બીજો કોઇ મળે નહીં
ત્યાં લગી લોકો એના નામે હવે મ્હાલશે."

## છાપામાં □ વેણુ ગોપાલ □ અશોક શાહ
(હિન્દી)

ભારત રોજ પ્રગતિ કરી રહ્યું છે.
કેમ જાણ્યું ?
છાપામાં છપાયું છે.
હિન્દુસ્તાન રોજ ને રોજ પાછળ પડતું જાય છે.
કેમ જાણ્યું ?
છાપામાં છપાયું છે.
એમ ! બીજું શું શું છપાયું છે
છાપામાં ?
શું શું છપાયું છે ! લો, બધું જ તો
છપાય છે છાપામાં.

દાખલા તરીકે
જનતા જાગી રહી છે
સુસ્તી ભાગી રહી છે.
ઈન્દિરા ગાંધી સ્ત્રી પણ છે અને વડાપ્રધાન પણ.
અને એથી સિદ્ધ થાય છે કે ભારત
ઈંડિયા હોવા છતાંયે ભારત જ છે
સમાજવાદનો અર્થ ગાંધીવાદ પણ થાય છે અને
નક્સલવાદ પણ. (પસંદગી પોતપોતાની, ખ્યાલ પોતપોતાના)
અમુકજીએ આ પક્ષમાંથી રાજીનામું આપીને
પેલા પક્ષનું સભ્યપત્ર ભરી દીધું છે.
આપણે આ રમતમાં બહુ આગળ છીએ પણ
પેલા ખેલમાં જરા પાછળ છીએ.
એમ !

તો આટલું બધું છપાતું રહે છે છાપામાં !

તો પછી એ પણ છપાયું હશે કે મારો પાડોશી શ્યામુ
ગઈ કાલથી તાવમાં ધખી રહ્યો છે અને બિચારાની પાસે
દવા લેવાનાયે પૈના નથી.
કે અમારા મહોલ્લાના એકમાત્ર મોચીનું
પરમ દિવસે અચાનક મૃત્યુ થઈ ગયું અને
માસૂમ નિરાધાર વિધવા
ડૂસકાં ભરીભરીને રડે છે. અને -અને -

કે મેં ઘણા દિવસોથી કોઈ
કવિતા નથી લખી-

હત્ તેરી કી! આ બધું થોડું જ છપાય છે
છાપામાં! એમાં તો ખબરો છપાય છે.
દાખલા તરીકે, તમે કોઈનું ખૂન કરી નાખો કે હત્યા,
લૂંટ, બળાત્કાર-
સમજી ગયાને?

બધું સમજી ગયો. દાખલા તરીકે ઈંદિરા ગાંધી સ્ત્રી પણ છે
અને વડાપ્રધાન પણ.

અને ભારત રોજ પ્રગતિ કરી રહ્યું છે.

અને હિન્દુસ્તાન રોજ ને રોજ પાછળ પડતું જાય છે.

□ જશવંતી દવે

(સંસ્કૃત)
ઊર્ધ્વમૂલ અને શાખા વિસ્તરી જેની નીચે
સોનેરી પાંદડાં જેનાં, રૂપ ગુણ વિનાનું જે
સંસારવૃક્ષને એવા કાપે કો વિરલા જન
કિંતુ રુશ્વતતરુનો ના કાપનારો ક્યહીં દિસે.

## □ મધુકાન્ત ખાંડવાલા

આ ખુરસીની ખુશામત રે, ઝીલોજી કોઈ ઝીલોજી.
મનમાં મેલી દાનત રે, ઝીલોજી કોઈ ઝીલોજી.

આ મન કરે કે મુજરા રે, ઝીલોજી, કોઈ ઝીલોજી,
ફૂલના લોખંડી ગજરા રે, ઝીલોજી કોઈ ઝીલોજી.

ખુરસીના પાયા ઝાલ્યા રે, ઝીલોજી, કોઈ ઝીલોજી
ઢોલકી લઈને મ્હાલ્યા રે, ઝીલોજી કોઈ ઝીલોજી.

વાતવાતમાં વાહ્ વાહ્‌ના રંગફુવારા ઊડે રે
ઝીલોજી કોઈ ઝીલોજી.
છાનીછપની કાતર રાખી કોઈ કોઈને મૂંડે રે
ઝીલોજી કોઈ ઝીલોજી.
ઉપર લીલી લીલોતરી ને દાવાનળ તો ઊંડે રે,
ઝીલોજી કોઈ ઝીલોજી.
ઊગતો સૂરજ પૂજીએ, પછી મરશે હાલે ભૂંડે રે,
ઝીલોજી કોઈ ઝીલોજી.
આજે આપ્યું ઓશીકું ને કાલે ખેંચ્યો Pillowજી
ઝીલોજી કોઈ ઝીલોજી.
સોનાનો છે સંબંધ આ તો અંદરથી પિત્તળિયોજી,
દુનિયાનો આ ચીલોજી, ઝીલોજી કોઈ ઝીલોજી.

## □ સુરેશ દલાલ

એક હતી ચોટલી ને એક હતો હજામ;
હજામ કહે ચોટલીને : 'કેમ છો ? રામ, રામ !'
ચોટલી આવી પાસે
હજામે એક શ્વાસે
ચોટલીને કહી દીધું : 'રામ બોલો ભાઈ રામ !'

## આપણું 'વિવેચન' □ સુરેશ દલાલ

નરસિંહ મહેતા જ્યારે રિલ્કેને મળ્યા ત્યારે એમણે લોર્કાની કવિતામાં Colour sense વિશે વાત કરી અને મીરાંએ સાફોના સમાચાર પોતાના વ્હાલેરી શ્રીકૃષ્ણને આપ્યા ત્યારે ગોવિંદે પોલ વાલેરીની ગોઠડી માંડી અને પ્રેમાનંદે રીમ્બોને તાવ આવ્યો છે એની વાત કરી ત્યારે ઓખા અને ચિત્રલેખાને નવાઈ લાગી અને એમણે સીધો બોદલૅરને ફોન કર્યો. પાબ્લો નેરુદાની કવિતાની અસર દયારામમાં વર્તાય છે અને ભાલણે ઍઝરા પાઉન્ડ પાસે અનુવાદની તાલીમ લીધી એમ જ્યારે ગુજરાતી સાહિત્યમાં પુરવાર થયું ત્યારે કાલિદાસ પોતાની Date નક્કી કરવા માટે અલિઝાબેથ બ્રાઉનિંગ પાસે પહોંચ્યા. બ્રાઉનિંગની પાસે ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટમાં ગોવર્ધનરામ, ન્હાનાલાલ અને કાલેલકર વર્ડ્ઝવર્થની સાક્ષીએ જ્યારે નરસિંહરાવની કવિતા વાંચતા હતા ત્યારે બળવંતરાય ઠાકોર અને એલિયટ લિરિક અને એપિકનો સંબંધ ખંડકાવ્ય સાથે કેવો હોઈ શકે એ વિશે બોલ્યા વિના ચર્ચા કરતા હતા અને કરસનદાસ માણેક અને માયકોવેસ્કીની કવિતાનું સામ્ય કેવું છે એની ચર્ચા હાઇડ પાર્કમાં થતી હતી ત્યારે યમુનાના ઘાટ પર બેસી વૉલ્ટ વ્હિટમન અને ઍલન ગિન્સબર્ગ ભગવદ્‌ગીતાનો અમેરિકન અંગ્રેજીમાં અનુવાદ કરતા હતા. કિશોરલાલ મશરૂવાળા અને વિનોબા ભાવેની ભગવદ્‌ગીતા પર કેવી અસર છે એવું વર્ગમાં પ્રોફેસર પુરવાર કરતા હતા અને મેઘદૂત પર કિલાભાઈ ઘનશ્યામની અસર કેટલી પ્રબળ છે અને કાલિદાસે ટાગોરમાંથી શી પ્રેરણા લીધી છે એનો પીએચ. ડી. થીસિસ માટે તુલનાત્મક અભ્યાસ કરવો જોઈએ એવું ભાવપૂર્વક કહેવાતું હતું. યેવટુશેન્કો જ્યારે ચૌદ હજારની મેદની વચ્ચે કવિસંમેલનનું સંચાલન કરતા હતા ત્યારે પ્રારંભમાં એમણે ઉમાશંકરનાં કાવ્યોના રશિયન ભાષામાં થયેલા અનુવાદને આધારે થોડાક શબ્દફેરે કવિતાની વ્યાખ્યા આપતાં કહ્યું કે કવિતા એ મહાત્માની પિતૃભાષા છે.

□ દલપતરામ

કાયામાં જો કાંટો વાગે કાળજામાં કષ્ટ થાય,
નાક વીંધાવીને નેહે દર્પણ નિહાળે છે.

ઉમાશંકર જોષી

ગાંધીની ગુજરાત
કપરી જીરવવી...
ગુજરાત મોરી
મોરી રે...



## મગનની હઠ □ સિતાંશુ યશશ્ચંદ્ર

(૧)

એટલે હઠે ભરાયેલો મગનિયો કે કે મારે તો જીવવું છે.

ગુજરાતી સાહિત્ય તો છક થઇ ગયું.
અલ્યા, એમ કંઇ ચાલે ?
એક બાજુ જવાનીયાઓ ગાજ્યા કે અમારા એક્સ્પેરિમેન્ટલ
પિરિયોડિક્લ્સનું સુ ?
બીજી બાજુ મોટેરાઓએ ઠપકો આપ્યો કે આમ તો પછી
શતાબ્દીઓ જ ખૂટી જાય.
બધા કે કે જીવવું હોય તો પછી સાહિત્યના ઘરમાંથી નીકળી જાઓ.

મગન કે કે હા.
કહીને જયાં એક પગ ઉમરાની બાર મૂકે છે,
કે એક ચમત્કાર થયો.
ગોખલામાંથી સરસતી માતા બાર નીકળ્યાં ને રાજાને કેય
કે જ્યાં મગન ત્યાં હું.
સરસતી માતાને જોઇ પછી તો પ્રયોગદેવી, સજીવતાસુંદરી,
લયકુમાર ને બધેય કે કે અમે પણ આ ચાલ્યા, ના જ માને.

તો કયું કે ઠીક મગનિયા, પડયો રે પેલે ખૂણે.

(૨)

પણ મગનો જેનું નામ.
થોડા દા'ડા રઈને કે કે મારે તો પ્રેમ જોઇએ.
સારુ ભઇ.
તે લઇ ગયા એપોલો સ્ટ્રીટમાં,
સરસ આકારનો ચોક, તેમાં સરસ આકારનું મકાન.
મકાનમાં તાળા ને કૂંચીમાં રાખેલો એક ગુપ્ત ખંડ.
સ્ટેટ બૅન્કના સેફ્ ડિપોઝિટ વૉલ્ટમાં લઇ ગયા મગનને.
શાસ્ત્રમાં લખેલું તેમ પૂજારી સાથે આવ્યો ને મંત્ર ભણી
એક ચાવી મગનને આપી ને એક પોતે રાખી ને પછી તો
'સિયાવર રામચંદ્રકી જે' કહી ખાનું ખોલ્યું.
-- લે પ્રેમ.

મગન સાલો મવાલી છે. - કે કે આ પ્રેમ જ નથી.
પ્રેમ નથી તો સુ છે, સાલા ? હરામી !
મોટમોટા ઈનામવિજેતા ને ચંદ્રકધારીઓ પણ આ અહીંથી જ
પ્રેમ લઇ જાય છે વાર્તા ને નાટક ને કવિતા બધું લખવા.

ને તમે નીકળ્યા કેવા કે આ પ્રેમ જ નથી...
સુ છે ? સુ છે ? પ્રેમ નથી તો સુ છે આ ? સેફડિપોઝિટમાં
સા માટે મૂકે બધા ?
જોઇએ ત્યારે વાપરે ને પાછા મૂકી જાય, જૂનું જ ના થાય.
મોટમોટા પ્રોફેસરો વરસોવરસ આ જ વાપરે છે ને ઘણાયે
પચી પચી વરસથી વાપરે છે પણ નવું ને નવું.
પણ
મગનિયો હરામી તો હવે કે
કે મારે જીવવું છે ને મારે પ્રેમ જોઇએ છે.

(૩)

સારું ભઇ.
પછી તો ગાંડિયા મગનાને સાહિત્યના ઘરમાં પૂરી રાખ્યો.
એમાં પરદેશી ઢબના જાજરૂ.
બધાય સવારના ઊઠીને કાગળ જ વાપરે
બઉ કાગળ જોઇએ : પણ એ તો ટાઇમ્સોફીંડિયાના સરદારજી
મોટા મોટા ગોળ વીંટા
આપી રાખે, તે લટકાવી રાખીએ.
ને પછી બધા સાહિત્ય સમ્રાટો - જૂના ને નવા બધા-
વાપરી રહ્યા પછી કાગળની નીચે પોતાની સહી કરે એટલે
છાપાં સામયિકોમાં ને આકાશવાણી પરથી એને
વાંચે કે છાપે. ખાવામાં કંઇ આવી ગયું હોયં તો ચાલુ નવલકથા
પણ છાપી શકાય.
વરસોવરસ ને વારેતેવારે ખાસ અંકો ને એન્થોલૉજી પણ નીકળે રે
એમાંથી જ
મગનો સાલો સવારે કામ ઠીક કરે.
બ્રામ મૂરતમાં ઊઠીને કામ નિયમસર પતાવે,
સહી કરવાની ભૂલી જાય

પણ એ તો સાહિત્યરસિક તંત્રીઓ એની આસપાસ જ હોય
એટલે તરત નવી કવિતા (એણે ફેંકી દીધી હોય તોપણ)
શોધી કાઢે ને મગન મહાકવિને નામે છપાવે. કયારેક જ પોતાની
સહી કરી લે.
(આપડે ત્યાં જનરલી ગુજરાતી સાહિત્યમાં એમ પ્રમાણિકતા બહુ છે.
એમ બીજાની કવિતા બહુ તફડાવે નઈ.)
અને વરસમાં તો મગનને સરકારનું પેલું ઈનામ અને બીજા
પાંચ-છ સુવર્ણચંદ્રક મળ્યા.
પછી તો જે મેળાવડા! સમારંભની વાત જ શી? છાપે છાપે
છપાણું કે ફલાણી તારીખે ફલાણે વારે મ્હાકવિ મગન સન્માનસમારંભ
છે ને નીચેના વકતાઓ બોલશે ને પ્રમુખસ્થાને પેલા રેશે, ને મોટી
યાદી નીચે છાપેલી સન્માનસભ્યોની ખાસ વધારામાં.
બધાય બોલી રયા. શુ ફાઇન બોલ્યા છે.
કોઈ કાફકાનુ કેય તો કોઈ માલારમેતાનુ કેય તો કોઇ નરસીં
મેતાનું,
તો કોઇ ઊંટ ને ગાયના ઈશ્કની વાત કેય ને બધેય
કંઈના કંઇ કિસ્સા કેય ને આનંદ મંગળ ને આનંદ અમંગળ બધુંય
વરતાયું.
છેલ્લે કોઈને યાદાવ્યું તો કે કે પેલા મગનાને સાલાને બે મિનિટ
બોલવા
દો. પ્રમુખશ્રી તો ઘંટડી લઈને તૈયાર ને કે કે એક, દો ને તીન --
બોલો!
મગનો, બુદ્ધુનો બામ, બચાડો (દયા આવે હોં?) કેય (એનુ એ,
બીજુ સું?), તો કેય કે (નિ આયે કવિતાના ઈનામ મલ્યા પછી,
સુ?) તો
કેય કે મારે જીવવું છે. મારે પ્રેમ જોઈએ છે. મારે કવિતા લખવી છે.

## નવી મોટર □ પ્રબોધ જોશી

નવી જ મેં મોટર એક શોધી;
છે 'સેલ્ફ સ્ટાર્ટર' નિજને ચલાવવા;
નાં 'બ્રેક' તો યે અટકાવવા છે;
મેં નામ તેને અફવા દીધું છે.

# મગનને સવાલ (હિપ્પીઓ બાબે) □ સિતાંશુ યશશ્ચંદ્ર

પણ હોમોસેકસૂઅલ્સનું સું ? મગનભાઇ !
તમારી વાત ખરી છે. ભગવાન નિરગુણ છે અને તેથી તો
ખગરાસ ઘરણ વખતે સાલાં ભિખારાં નાચે છે,
ને સેટરન રૉકેટ આ ચંદ્ર પર પહોંચ્યું પણ ખરું.
ખરું. કબૂલ. વાત સાબિત, ગાય ભાંભરે
ને વાછડું દોડી આવે એવું (નહીં તો) ન થાય, કારણ એક જ છે.
ને બધી વાતો એની સાકસી છે.

પણ, ના, ના, ના, પણ - પણ મારી વાત સાંભળો
આ હોમોસેકસૂઅલ્સનું સું ?
હિપ્પીઓ દા. ત.
સાલા અમેરિકાની લ્યાનત છે. દાનત જ ખોરી એમની.
કામકા ન કાજ કા. હા, એમ જ - દુસમન્ અનાજ કા.
ભારતને જરૂર નથી સું અનાજની ? બાય આફ્રીકાને ?
પેલૂ નાઇજીરીયાવાલૂ, યાર, તમેયે છાપાં નથી વાંચતા લાગતા.

આપણે તો ટાઇમ ને લાઇફ રેગૂલરલી વાંચવાના જ
આ યૂએસઆઇએસમાં.
સું લાઇબ્રેરી છે સાલી ! ને મફત !
સું ? હા - મૂળ વાત એ હતી કે, આ બધી યોજનાઓ
બરાબર છે. પણ આ સાલા હોમોસેકસૂઅલ્સનું
સું કરીસું ? - હેં ? "દવાખાનાં" સું ? વૈદક ? સુદ્ધ આયુર્વેદ ?
ચિકિત્સા ? સ્વદેશી ? કરી ?! કાફી ?!
અરે યાર, અરે યાર, "હોમિયોપાથી" નહીં.
આ તો હું - યાર, હોમિયોપાથીની કોણે માંડી છે ? આવા ને આવા....
ઓ ભગવાન, આ તારી દુનિયામાં કૉમ્યૂનીકેસન જ સકય નથી.
યાર, લક્સ્મીદેવી હતી મૂલમાં કે
તારેયે નાભીકમલમાંથી વાલો પેલો બ્રહ્મા ? હે હે હે....
સું દુનિયા સરજી છે, યાર, મિસ્ટર પટેલ !

## મગન અને મકાનો □ સિતાંશુ યશશ્ચંદ્ર

ઓ મરણ પામેલાં મકાનો !
તમે મગનનું નિવાસસ્થાન બનવાનું સ્વીકારો.
જરા વિચારો :
ભૂખરા આકાશમાં ભૂલા પડેલા તમારા ઊંચા મૂંગા એરિયલો --
ને બીજે છેડે
મગનના રેડિયો ઝણકી ઊઠશે.
પાતાળમાં પેસી ગયેલા, કટાતા પાઇપોની ખાલી કોરિડોરોમાં
મગનમૂત્રની સિમ્ફની સળકી ઊઠશે.

કીડો મરેલી છીપોલી જેવી તમારી વાસી હથેળી વડે
અધીરા થયેલા બ્રહ્મગન્ પૂર્ણાવતાર પામેલા
સ્વયંજાત સમુદ્રની દૈવી સુગંધ ફેલાવશે.

મરણકાળે ચીમળાતાં તમારાં આંતરડાંની ગોળ સીડીઓ પર
ટ્વીસ્ટ કરે જો મગન,
તો તમને અવશ્ય મળશે પરમ મોક્ષ યા તો ટેમ્પરરી રાહત.
પસ્તાશે પાછળથી એ હવસખોર હવેલીઓ
જે મગન સાથેનો વિજાતીય વ્યવહાર નહીં સ્વીકારે.

તેથી જ,
પાઘડીની લાલચ છોડી
હાલ ને હાલ
ઓ મરણ પામેલાં મકાનો,
તમે મગનનું નિવાસસ્થાન બનવાનું સ્વીકારો.

## □ સુરેશ દલાલ

ડ્રોઇંગના સરે કહ્યું પાડો એક પાડો.
મેં તો એને જોયો નથી અરે કોઇ દહાડો
સિંહ જોયો, વાઘ જોયો,
ચાંદાનો ડાઘ જોયો,
મેં તો પછી દોરી નાખ્યાં ઝાડ અને પહાડો !

## મગન છકી ગયો છે □ સિતાંશુ યશશ્ચંદ્ર

ચાઇના સામેની લડાઇમાં પોતે વીસ વિમાનતોડી પાડયાં, એટલામાં તો
મગનભાઇ છકી ગયા. ચીન ચીન યાર, ચાઇના પણ કેવાય
ચીન પણ કેવાય. રેડ ચાઇના પણ કેવાય. પેલાં કુમીંગટાંગ પણ કેતા.
પણ સારા માણસો એમ 'ટાંગડી' જેવું નામ ના બોલે,
એટલે ચાઇના કે.

પણ એટલામાં છકી જવાનું ? સું રામચંદ્ર રાવણના
વીસ વીસ હાથ કાપીને પણ છકી ગયા હતા ? હા, હનુમાનજી
વચ્ચે જરા છકવા જેવા થયા,

ત્યાં જ ભરતનું બાણ આવ્યું.

સું આપણું ધાર્મિક સાહિત્ય છે ! જોટો ના જડે દુનિયામાં.
બાઇબલ ? કુરાન ? સુ જરઠુસ ? ના, ભાઇ, વાંચ્યાં તો નથી,
પણ ગીતા એટલે ગીતા. હેં ! સુ "કઇ ગીતા" ?

ભગવત ગીતા, ગીતાજી, બોલો.

અર્જુન છકી ગયો હતો ?
-- અરે હા હા, બહુ ચબરાકી ના બતાવતા, સમજ્યા ?
વિમાન નોતા તો સું થયું ? અગ્નાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર જેવા બ્રહ્માસ્ત્ર નોતા ?
અર્જુને નોતા વાપર્યા ? નોતા તોડી પાડયા ? બોલો,
બોલો બોલો, નોતા તોડી પાડયા બ્રાહ્મસ્ત્ર ?

કેમ, બોબડી બંધ થઇ તમારી ? મગનના મળતિયા લાગો છો !
પણ સાંભળો, આખી દુનિયા કે છે, કે બસ,
આટલામાં છકી ગયા, મગનભાઇ !
આ ચાઇના સામેની લડાઇમાં જરા જીત્યા તો મગનભાઇ છકી ગયા.

## □ દલપતરામ

અરે ન કીધાં ફૂલ કેમ આંબે,
કર્યાં વળી કંટક શા ગુલાબે,
સુલોચનાને શિર અંધ સ્વામી,
અરે વિધાતા તુજ કૃત્ય ખામી.

## પણ આ મગન છે કોણ? □ સિતાંશુ યશશ્ચંદ્ર

મગનની તો વાત જ ન પૂછતા મને
કોઈ કહે છે કે એને સાત પગ અને સત્તાવીસ અંગૂઠા છે.
તો કોઈ કહે છે કે મગનને જાંબલી ઘૂંટણ છે અને કથ્થાઈ કેડ.
મગનને મુત્રાશયનો રોગ છે કે કોઈ ભળતો જ
એ બાબતે સન્નારીઓમાં એકમતી નથી.
મગન મુન્સીપાલટી છે.
મગન મહંત છે. મગન મવલો છે. મહાત્મા મગન
મોદીનો માલ નથી મંગાવતા, પોતે જ કરિયાણાની હાટડી
ચલાવે છે.
કોઈ કોઈ તો કહે છે કે મગન માત્ર પવન પર જીવે છે.
પવનના કુલ જથાની પોલીસ તપાસ ચાલુ છે.
ના મગન માણસ સારું છે.
એને વિષે અફવાઓ પર ધ્યાન ન આપવું.
તમારું મકાન એને ભાડે આપવામાં હું તો કોઈ બાધ નથી જોતો,
કેમકે અંતે મગન સિયામનો રાજા છે.
મગન મંચૂરિયાની રાણી છે.
મગન સીલંકો છે, દુંદાળ! મારકણો, તમંચાળો કુંદાળો!
હે આજાનબાહુ મગનેશ્વર! હે તમારા ખભા પર મારી પૃથ્વી
ટકી રહી છે, હે તમારી વાણીમાં ઋત, હે તમારે હાથ
મારી બાજી છે મંત્રેશ્વર!
ભગવાન! મવલા! મારવાડી! દેવ! દાડમ! દુપટ્ટા! દોખજ! ટેબલ!
જાસૂસ!
અરે, અરે, મગન!
મગન કોણ છે એ મને ના પૂછતા.
નકર મગન કોણ છે એ હું તમને પૂછીશ.
મગનના વધેલા નખ એ જ મારા વધેલા નખ.
મગન નીતર્યા પાણીમાં દેખાય છે.
મગન નીતરતી અંજલીઓમાં કયારેય ઊંચકાતો નથી,
જાડીઓ!

# છત્ર વિનાની મધ્યમ છત્રીસી □ સુરેશ દલાલ

મધ્યમ આનંદ, મધ્યમ શોક
આ દુનિયામાં મધ્યમ લોક
મધ્યમ હસવું, મધ્યમ પોક
મધ્યમ ઈશ્વર, મધ્યમ જોક
મધ્યમ શિશ્ન, મધ્યમ યોનિ
મધ્યમ બાહુ, મધ્યમ કોણી
મધ્યમ દાઢી, મધ્યમ મૂછ
રૂમાલ મધ્યમ, આંસુ લૂછ
મધ્યમ કૃષ્ણ, મધ્યમ ગોપી
મધ્યમ માથું, મધ્યમ ટોપી
મધ્યમ તૃષ્ણા, મધ્યમ તૃપ્તિ
મધ્યમ મંદિર, મધ્યમ મૂર્તિ
મધ્યમ ઝઘડો, મધ્યમ પ્રેમ
મધ્યમ ઈર્ષા, મધ્યમ વ્હેમ
મધ્યમ વિવાહ, મધ્યમ લગ્ન
મધ્યમ રાત, મધ્યમ નગ્ન
મધ્યમ મગ્ન, મધ્યમ ભગ્ન
મધ્યમ પૂજા, મધ્યમ યજ્ઞ
મધ્યમ રૂપિયા, મધ્યમ નોટ
મધ્યમ ચુંબન, મધ્યમ હોઠ
મધ્યમ સ્ફૂર્તિ, મધ્યમ કીર્તિ
મધ્યમ રસ્તો, મધ્યમ પોઠ
મધ્યમ મકાન, મધ્યમ ઘર
મધ્યમ ભાડું, મધ્યમ કર
મધ્યમ માલિક, મધ્યમ નોકર
મધ્યમ ગતિ, મધ્યમ ઠોકર
મધ્યમ ખાવું, મધ્યમ પીવું
મધ્યમ સૂવું, મધ્યમ સપનાં
મધ્યમ મધ્યમ રમી લઈએ
છપનાં છાનાં છાનાં છપનાં
મધ્યમ હરવું, મધ્યમ ફરવું
મધ્યમ જીવવું મધ્યમ મરવું
મધ્યમ મધ્યમ મધ્યમ મધ્યમ
મધ્યમથી મધ્યમમાં સરવું
મધ્યમ આનંદ, મધ્યમ શોક
મધ્યમનો આ મધ્યમ શ્લોક.

□ અખો

સજીવાએ નજીવાને ઘડયો
ને સજીવો કહે છે કે તું મને કાંક દે.
આ અખો ભગત એમ પૂછે
તારી તે એક ફૂટી છે કે બે ?

# કવિસંમેલનનું કાર્ટૂન ▢ સુરેશ દલાલ

ચાલો, આપણે કવિસમ્મેલન કવિસમ્મેલન રમીએ. કવિસમ્મેલન કરવા માટે કોઈ મંડળ તો જોઈએ. આપણે જ એક મંડળ સ્થાપીએ. મંડળનું નામ પણ આપવું પડશે. રાખો 'વાણીવિલાસ મંડળ' – 'કવિ' નામધારીઓને વાંચવા માટે નોતરવામાં આવશે, કવિઓને પુરસ્કાર આપવામાં આવશે નહીં. એમણે કેવળ પોતાની રચના નહીં લાવવાની પણ 'સોતા'ની સાથે જેનો પ્રાસ મળે છે એવા શ્રોતાઓને લાવવાના. જે તોતાઓની જેમ તાળીઓની અપેક્ષાએ કવિ અટકે ત્યારે તાળીઓ પાડે. જેણે વાણીનો સૌથી વિશેષ વ્યભિચાર કર્યો હોય એને સંચાલક બનાવવાનો. સંચાલકે બે કવિઓ વચ્ચેની ખાલી જગા અવાજથી, અર્થથી કે અર્થહીન ઘોંઘાટથી પૂરવાની. પોતે પ્રકાશકનું બોલતું સૂચિપત્ર હોય એમ પરિચયમાં કાવ્યસંગ્રહોનાં નામ ચપ્પટ અવાજે બોલી જવાનાં. એકાદ-બે કાવ્યપંક્તિનાં પૂમડાં શ્રોતાઓના કાનમાં એવાં ખોસી દેવાનાં કે શ્રોતાને બહેરાશ એટલે શું એનો અનુભવ થાય.

તો ચાલો, કવિસમ્મેલનનો પ્રારંભ કરીએ ! પ્રારંભમાં કવિતા વિષે થોડુંક કહેવાનું, ઠસાવવાનું કે કવિતા એટલે બારાખડી નહીં. થોડી શબ્દરમત કરીને શ્રોતાઓના કાનને ગલીપચી કરવાની. કહેવાનું કે કવિતા એટલે બાર આંખડી. જો મંચ પર છ કવિઓ હોય તો એનો સ્થૂળ તાળો મેળવી આપવાનો. પછી પાછી શબ્દરમત ચલાવવાની. કહેવાનું કે કવિતા એટલે કવિએ લીધેલી શબ્દની બાધાઆખડી. મંચ પર બેઠેલા કવિઓને કહી રાખવાનું કે જ્યાં જ્યાં સહેજ ખાલી જગા લાગે ત્યાં ત્યાં થોડી થોડી વારે 'વાહ, વાહ !', 'દુબારા !', 'કમાલ કિયા', 'કૈસા યહ જાદુ કિયા' ઈત્યાદિ બોલે જેથી શ્રોતાઓની આંખમાં થોડા દિયા જલે. કવિઓ વાહ વાહ કરે ત્યારે એટલું ધ્યાન રાખે કે શ્રોતાઓ વાહ વાહ કરે એના કરતાં મંચ પરથી વાહ વાહ વધી ન જાય.

હવે કવિ અ પધારે છે. એમનો પરિચય અપાય છે. પરિચય પૂરો થાય છે. પછી કવિ ધીમેધીમે માઈક પાસે જાય છે. શ્રોતા અને માઈક બન્ને ઊંચાંનીચાં થાય છે. કવિની જીભ સુકાય છે પણ ચહેરા પર આર્દ્રતા છે. ડાયરીનાં પાનાં ખોલે છે; શીર્ષક બોલે છે; પછી કવિતા મરી જવાની છે એની આગાહીરૂપે બે મિનિટનું મૌન પાળે છે. શીર્ષક અને કાવ્યની પહેલી પંક્તિ વચ્ચે બાર પથારી થાય એટલી જગ્યા રાખે છે. પછી ડોલતા ડોલતા ગીતનો પાઠ અત્યંત ભાવવાહી રીતે કરવાનો પ્રયત્ન કરે છે :

> આવ્યાં આવ્યાં છે વરસાદનાં તેડાં રે,
> જાણે ગામડેથી આવ્યાં ગધેડાં રે !

આખું ગીત લતા ગાય તો ત્રણ મિનિટમાં પૂરું થાય પણ કવિ વાંચે છે એટલે દોઢ મિનિટમાં સમાપ્ત થાય છે. શ્રોતાઓને, મંચ પર બેઠેલા કવિઓને

અને સંચાલકને છેલ્લા શબ્દ 'રે'માં સમજ પડે છે. સંચાલકે લંબકર્ણ થવું જ પડે; એટલે એણે 'નેડાં' ને 'ગધેડાં' યાદ રાખ્યું છે. કવિ હળવે હળવે આવીને મંચની ગાદી પર ફસડાઈ પડે છે. અને તાળીઓના ગડગડાટથી થોડાક લજવાઈ જાય છે. સંચાલક શરૂ કરે છે. વાઘવરુની જેમ તૂટી પડે છે. ઊંદરનો શિકાર મોમાં રાખીને ગલીમાં ફરતી બિલ્લીની જેમ સંચાલક બધું સમજાવે છે : 'કેવા સરસ પ્રાસ છે ! નેડાં અને ગધેડાંનો પ્રાસ જ કૃતિને આધુનિક બનાવે છે. નેડાંની જોડે બેડાંનો પ્રાસ મળતો'તો છતાં પણ, ગીત તળપદું ન થઈ જાય માટે કવિએ ઉદારતાથી એ પ્રાસને જતો કર્યો છે અને કવિ ગધેડાં સુધી પહોંચ્યા છે એ નાનીસૂની સિદ્ધિ નથી.

પછી સંચાલક આગળ વધે છે. પોતે કેવળ ગુજરાતી કવિતા નથી વાંચી, પણ વિશ્વની કવિતા વાંચી છે, એ પુરવાર કરવા માટે સ્પેનિશ કવિ યિમિનેઝનો હવાલો આપે છે અને કહે છે કે એણે પણ ગધેડા વિશે કાવ્યો રચ્યાં છે. જોકે સ્પેનિશ કવિએ પ્લેટેરો એવું નામ પણ પ્રાણીને આપ્યું; પણ આપણો કવિ ગધેડાને નામ આપતો નથી. આ નામ ન આપવું, એ પણ ગુજજુ કવિની વિશેષતા છે.

પછી બીજા કવિ આવે છે. એ વળી અછાંદસ કાવ્ય લાવ્યા છે; એમાં નવાં નવાં પ્રતિરૂપો છે. કાવ્યનો પ્રારંભ કરે છે :

'વિધવા સ્ત્રીના શોકના કાળા સાડલા જેવું આકાશ', હજી આટલી પંક્તિ બોલે છે ત્યાં તો કવિઓ વાહ વાહ કરી મૂકે છે. આ પંક્તિથી શ્રોતાઓ ટ્રેજેડીના વાતાવરણમાં મુકાઈ ગયા છે અને એક શ્રોતા તો આ પંક્તિ સાંભળીને હાય હાય કરીને ઠૂઠવો મૂકે છે. વાતાવરણની ગમગીની કવિના અવાજને ઘેરો બનાવે છે. કાવ્ય ક્યારે શરૂ થાય છે અને ક્યારે પૂરું થાય છે એની ખબર બહુ પડતી નથી, પણ કાવ્યના વાતાવરણનો અભિનય કરવાની જવાબદારી પોતાને માથે હોય એમ રૂમાલ કાઢીને ચશ્માં અને આંખની વચ્ચે રૂમાલને થોડોક વિસામો આપે છે.

સંચાલક આ કાવ્યનો મર્મ સમજાવતાં વૈધવ્ય વિષેના નિબંધનાં વાક્યો બોલી જાય છે અને 'હજી તો બે કવિ આવ્યા, અને કેટલું વૈવિધ્ય લાવ્યા' એમ કહી, 'આ રચનાનું વિવેચન કરવું શક્ય નથી', પણ એય અંગ્રેજી વાક્ય ઠઠાડીને કહે છે કે it is too painful for art. આ રીતે રજૂઆત કરીને, પોતે ભાવવિભોર થઈને શબ્દોની ગલીકૂંચીમાં ભાગેડુ થઈને નાસી છૂટે છે.

ત્રીજા કવિ આવે છે. દેખાવમાં જ ઘણા મૉડર્ન લાગે છે. એ કહે છે કે મારી કવિતામાં કશું સમજવાનું નથી. જેમ રંગનો અનુભવ કરો તેમ ભાષાનો અનુભવ કરો. શરૂઆત કરે છે :

ચકર ભમ્ ચકર ભમ્
ભમ્ ભમ્ ચકર ચકર
ભમ્ ચકર ચકર ભમ્
ચકરવકર ભમ્‌ભમ્,

ટગર ટગર ગટર ગટર
ગટર ટગર રમ રમ.

સંચાલકને 'રમ' શબ્દનો શ્લેષ ગમી જાય છે અને મંચને બદલે પીઠાના આશ્લેષમાં બેઠા હોય એમ વગર પીધે એમની જીભ લથડિયાં ખાય છે. આ ચકરભમની નવી કવિતામાં જે સાઉન્ડ વૅલ્યુ છે તે સમજાવે છે અને કાવ્યમાં ધ્વનિનું અવતરણ થયું છે અને અર્થનું સહેતુક અવમૂલ્યન થયું છે અને ગુજરાતી કવિતાની ઈમારતમાં આધુનિકતાની આ ઈંટ કેટલી મહત્ત્વની છે અને આ ઈંટ પર ઊભેલા ચકરભમના કવિ આવતી કાલની કવિતાના વિઠોબા છે એ સ્થાપિત કરે છે. નવા કવિ ખુમારીથી ગાદીતકિયા પર બેસે છે. આમ તો એ બીડી પીતા હોય છે, પણ આજે મંચ પર છે એટલે ડન હિલ સિગારેટ પીએ છે. બાજુવાળા કવિ સલાહ આપે છે કે તમે તો આવતી કાલનું ભાવિ છો. અને તમે સિગારેટ પીશો તો કવિતાને કૅન્સર થશે, પણ કવિ પરદેશ જઈ આવેલા છે, એટલે કહે છે કે, હા ! બધી જાહેરખબરમાં આવે છે કે સ્મોકિંગ ઈઝ ઈન્જ્યુરિયસ ટુ હેલ્થ, પણ પોતે પરદેશમાં હતા ત્યારે એક જાહેરખબરમાં વાંચેલું કે ડોન્ટ રીડ બિફોર યુ સ્મોક, તેની વાત કરે છે.

મંચ પર છ કવિઓ છે એટલે ત્રણ કવિએ ઈન્ટરવલ પડે છે. પંદર મિનિટ પછી બધાએ મળવાનું છે, પંદર મિનિટ પૂરી થાય છે. કવિઓ મંચ પર ગોઠવાય છે. પડદો ઊઘડે છે. કોઈ કરતાં કોઈ નથી. કેવળ ખાલી ખુરશીઓ ! પણ કવિઓ કલ્પનાશીલ છે એટલે ખાલી ખુરશીઓમાં શ્રોતાઓ બેઠેલા છે એમ માનીને કાવ્યપાઠ કરતા જાય છે. છ કવિની છઠ્ઠીના લેખ પૂરા થાય છે અને 'વાણીવિલાસ મંડળ'નો કાર્યક્રમ રંગેચંગે પૂરો થાય છે.

## મુકતક □ વિપિન પરીખ

ગઈ કાલે મેં મંદિરના દેવ પાસે લૉટરી મૂકી.
ભલે એના થાકેલા દિવસોને સ્વપ્નોની પાંખ ફૂટે.
'ડ્રૉ'ને દિવસે પાછો આવીશ.
જોઈશ.
એના ચહેરા પર સ્થિતપ્રજ્ઞ હજી જીવે છે
કે પછી
એની આંખોમાં પણ સટોડિયાનો જન્મ થયો છે ?

## યાદ છે □ સુરેશ દલાલ

શ્યામ ! તમને ડિસ્કોમાં જોયાનું યાદ છે !
C. C. I., Oberoi- એમાં જે joy મળે.
યમુનાનો ઘાટ શી વિસાત છે !

રાધાનો પ્રેમ એ તો જૂનું ખરજવું :
એક એક ગોપી છે નવ્વી નક્કોર !
શાને જઈ મીરાંને ઘૂંઘટમાં મળવું :
નફ્ફ્ટ અજવાળામાં રાતે બપ્પોર.
શ્યામ તમને જીનમાં જોયાનું જરી યાદ છે !
જરીપુરાણાં થયાં મોરમુગટ-પીતાંબર :
વાંસળીનો ખુલ્લો આપઘાત છે.

ઢોલીના ઢોલમાં સૂરની આ લાશ તરે :
ઘુવડ આનંદની કરે કિકિયારી
કોયલ તો લયના કૂવામાં લપાઈ ગઈ :
માનગાનતાનની પાન-પિચકારી
શ્યામ મારો ક્લબના કદંબમાં રળિયાત છે !
શ્યામ મારો ક્લબના ક-દંભમાં રળિયાત છે !

## ભિખારી □ વિપિન પરીખ

મેં ભિખારીના હાથમાં દસ પૈસા મૂક્યા.
'દસ જ પૈસા ? તેનું આજે મૂલ્ય શું ?'
એમ જાણે ઠપકારતો એને ચ્હેરો
હજી આંખ સામે તરવરે છે.
તેણે તે દસ પૈસા રાખ્યા કે
ફેંકી દીધા
મેં પાછું ફરી જોયું નહીં.
જાતને ફિટકારતો હું આગળ ચાલી નીકળ્યો.
હું પણ શું કરું ?
મારી પાસે દસ જ પૈસા હતા -છૂટા !

## પટલાણીનું ગીત □ હરિહર જોશી

અડખે પડખે લીલોતરી ને મંઈ શેઢકડો તડકો
પટેલ ઢગલો સાંઠીકડાનો

હું ફાગણનો ભડકો
અડખે પડખે લીલોતરી ને...

પછીત પડખે પીપળ પલળે લીમડો કોરેમોરો
અડધોપડધો આંબો પલળે મહુડો પલળે પૂરો
આંખ્યું હાર્યે આંખ્યું કૈંની રમતી અડકોદડકો
ભર્યો પટારો વેરણછેરણ

મંઈ કાળજડે ફડકો
અડખે પડખે લીલોતરી ને....

ભરચોમાસે સૂરજ વરસે સીમમાં ટહૂકે મોર
ખાતર પડશે ઓણ સાલ તો જાણ કરીશું પોર
જેમ ચલમ હોય હાથ વચાળે થાય કે એવું અડકો
આંડુઅવળું હળ ફેરવતો

પટેલ નરદમ કડકો
અડખે પડખે લીલોતરી ને મંઈ શેઢકડો તડકો.

## નિશાની □ પ્રબોધ જોશી

મારા મુખે મલકાટ જે તે છે નિશાની દર્દની;
શોભા દુકાનોમાં વધે, જો હોય ધંધો ખોટમાં

## વિદેશીઓ રે દેશીઓ ! □ ડૉલરદેવ

તમે ભોટભાઈઓએ
નવરાશે બેઠાંબેઠાં
સર્ગાપુરી, અપ્સરાઓ, વિમાનોના
ગપ્પગોળા, ગબ્બારા ને ગાલપુરાણોથી પેટ ભર્યાં-

આંખો ઉઘાડીને જરા ભાળો ભાઈ !
ડૉલરિયા દેવોએ હ્યાં
હાજરાહજૂર ઇંદ્રાપુરીના કંઇ કેટલા વૈભવ ખડા કર્યા !
સ્વર્ગે જશા સુર અમે
બત્રીશ-ભોજન-થાળે
આરોગતા નિત્ય સુધા-આમિષ-મહાપ્રસાદ
રહેતા મસ્ત સુરાપાને, ગાંધર્વીય પૉપગાને :
અને ભોજનાન્તે અમે
ભારતીય, ગુજરાતી સાહિત્ય ને ભાષા ને સંસ્કૃતિનોય
પાનબીડી - મુખવાસ માણતા
ને સંગીતની, સુગમ-અગમનીય, બેક ઘૂંટ તાણતા
હા ! કશા મીઠા ઓડકાર !
આપણા સંસ્કારનું અત્તર-પૂંભડું ભરાવી કાને અમે
વિહરતા નંદનવને તો કદી સ્વર્ગંગાને તીર-

આવો આવો
ખદબદી, ગદગદી રહ્યા ભારતી ગમારો,
પછાતો ને બાપડાઓ,
અર્ધાપર્ધા વિકસિતો !
અહીં આવો
અન્નકૂટ, હીંડોળા ને ફૂલમંડલીનાં દર્શનેય
ધન્ય થતા જાઓ
દાનદયાના ય પ્રસાદના ભલા !
બેક ટુકડા ને બેક બૂકડા વાગોળતા જાઓ.

## ભલે ઊગ્યા ભાણ □ મણિલાલ હ. પટેલ

શો અર્થ છે આપણો અહીં અડાબીડ અંધારામાં
ભેજવાળી હવામાં હોવાનો- દિલ્હી કે દોલતાબાદમાં !
શો અર્થ છે નિર્જળા નદીઓ જેવી જાતનો ?
અર્થ શો છે અજવાળી રાતોનો-
ને ગુજર્યાં ગાંધીની વાતોનો ?
બૉમ્બ કે બંદૂક- શો ફેર પડે છે ?
કાયાની તો કાંકરી જ થવાની !
ચપટી માયા ને ચોસઠ ખેલ
પૂળો મેલ- જીવતરમાં,
મત જા જોગી મત જા
ભલાઈના ભાઠામાં
તરબૂચ બેઠાં દીઠાં છે કદી મીઠાં
આપણો તો રાજીપોય રેતી જેવો

માલિકની મરજી વિના પાંદડુંય હાલતું નથી
બાઈબલમાં વાંચેલો સેતાન
સમાજમાં સામે મળે એ શમણું નથી-
સાચું છે.
કેળું હજી કાચું છે એ ખરું
પણ
કીડીને કણ ચકલીને ચણ
તપેલા લોઢા પર ઘણ ઝીંકનારો !
હાથીને મણ આપનારો મારો વ્હાલો
ધણની ગોવાળી કરે-
'સાહિત્ય' ન બને એમાં શાહીનો શો વાંક
'શકિત ન હોય શસ્ત્રમાં !'
વસૂકી ગઈ છે સત્યમ્ શિવમ્ પટેલની ભેંસ ભરોસે

ન્હાયા એટલાં પુણ્ય દલભાઈની વાડીમાં

મકૃતિયા મા'દેવ ને તળાવનું પાણી
જિકર અને જખમ
અક્કરમીનો દડિયો કાણો
પરથમ ઘા ને રણના વા
પ્હેલકો પ્રેમ ને પત્ની પર વ્હેમ
કેમ, હસો છો ઝીણું મૂછમાં હો જી !
સંગ ન કરીએ સત્સંગી બગલાનો બાલમ
કૂતરો પાછલો પગ ઊંચો કરે એમાં મીનમેખ નઇ.
કોલસાની દલાલીમાં કાળા હાથ
ડાચાકૂટલવ પરનિંદા પર વાર્યાં રે
પરંવન ઝાલી હાથ રે
કૂળ ઇકોતર તાર્યાં રે.
એથી તો કૌઆ ભલા તનમન એક જ રંગ
અગ્નિભીતર અંગ મરોડે
તોડે ઝીણું દુઃખ દીવાનું !
ભણેલી પણ ભામિની ભાળ્યા કરતી પાની
અજવાળી તોય રાત એમાં ભય ભર્યા છે સાત
ડાહ્યો પણ દારૂડિયો : ત્રણે જાત-ક-જાત !
પીટીસીના પગલે પગલે ડીટીસી વર ફરતા રે
સાહ્યબો પગારનો છોડ, અમને બૅંક જવાના કોડ
સારસની જોડને જોયા કરવાની શો કેસમાં
લેસમાં મળે તો લેવાની સાડી સિલ્કની
મિલ્ક સિટીમાં માખણ લગાડનારા લાઇનમાં આવે છે,
ને ઊંચી મેડીમાં સૂના વાયરા મારુજી-
પવન પાતળો જીવ ઇવનો અકળાય છે
કોક ચૌ-રસિયો વગાડે
વાંસળી ગોવર્ધન પ્રાંગણમાં
ઊભો ઊભો માગે છે ચન્દ્રકનાં દાણ
પાસે સાભ્રમતી વેરાન
ભાન રાખ કે કોના વિરુદ્ધ ના લખાય
-કોની ગાય કોનું ખાય

□ અખો
અજ્ઞાની ને ઊંટબચકું, ઝાલ્યું મૂકે નહિ મુખ થકું.
અખા અણજાણ્યે પેઠું કાન, ચાલ્યા પંથ દર્શનને માન.
કને કિરતાર ન જાણ્યો જડે, વઢે ઢીકે ને કટારી કડ્યે.

વાળનારાંનુ નખ્ખોદ જાય- !
ધૂળ લાગે તો ધરતી ના મઢાવાય મખમલથી
આપણા પગમાં પ્હેરી લેવાની મોજલડી-
મનધડી ! એય પછી તો-
પોપટ આંબાની ડાળ પોપટ સરોવરની પાળ
ઢાળ જોઈને ઢળી ઢળી જાય કવિ કચરાજી...
બેચરાજીના ભગત છે ભઈ તો.

કાળ; કરમ ને કવિતાનાં તો કપરાં ચઢાણ
ચોળીને ચીકણું ના કરો
પરહરો પીડ પોતા તણી
નાખી દો લંગર ને
ખોડી દો વ્હાણ
ભલે ઊગ્યા ભાણ !
બાકી તમે જ કહો-
કરમસદનો 'ક' કે પોરબંદરનો 'પ' શા ખપના છે ?
શાંતિવનની સમાધિ નીચેનું અંધારુંય સલામત નથી
જળકમળની જુગલબંદી, ખટપટ
ભગુભઇ ઝટ ! ગાંધીમઠ-
સત્તામાં સાસુનો વટ મેનકાજી!
મનજણી માદળિયાં પ્હેરે ત્હોય શું ! સોનિયાજીવ !
-ધૂળમાં પાણી પડે તો ગારો થાય, ઘર નહીં
દર ને દરવાજા બેઉ મોકળાં છે
હવે તો રાજા માટે રૈયત જ ખારેક કોપરાં છે
ખવાય તેટલું ખાવાનું, વધ્યું ઘટયું તે બાવાનું
વૈષ્ણવજન તો કોને રે કહીએ ?-
સંકેલી સઘળું ને મૂંગા રહીએ !

## સલામ □ મંગેશ પાડગાંવકર □ સુરેશ દલાલ
(મરાઠી)

સલામ, સબકો સલામ,
જેના હાથમાં દંડો તેને સલામ,
લાતના ભયથી
ડાબો હાથ ફૂલા પર રાખીને
જમણે હાથે સલામ,
જોનારને સલામ,
ન જોનારને સલામ,
વેચાતું લેનારને સલામ,
વેચાતું લેવાનો ઇશારો કરનારને સલામ,
સલામ ભાઈ સબકો સલામ.

ડોળા કાઢેલી દરેક આંખને સલામ,
સિંદૂર થાપેલા દગડને સલામ,
લાખો ખર્ચીને બાંધેલા દેવળને સલામ,
દેવળના દેવની ધાકને સલામ,
દેવ અને ધર્મનો કૉન્ટ્રેક્ટ લેનારને સલામ,
ખાલી હાથમાંથી ભસ્મ કાઢનાર બુવાને સલામ,
હવામાંથી વીંટી કાઢનાર મોટા બુવાને સલામ,
શનિને સલામ,
મંગળને સલામ,
ભીતિના પ્રત્યેક કૉન્ટ્રેક્ટરને સલામ,
મા પર જિંદગીભર ઘૂરકનાર બાપને સલામ,
બાપા પર ઘૂરકતા સાહેબને સલામ,
સાહેબને ફાડનાર તેના સાહેબને સલામ,
સલામ, પ્યારે ભાઇઓ સબકો સલામ.

જેના હાથમાં અખબાર તેને સલામ,
ભાષણોનો, સભાઓનો ફોટા સાથે રિપોર્ટ કરે તેને સલામ,
અખબારના માલિકને સલામ,

તેની નાથ પકડનાર રાજ્યકર્તાઓને સલામ,
જેની સામે માઈક્રોફોન તેને સલામ,
તેમાંથી થંભ્યા વિના બોલનારને સલામ,
લાખોની ગિરદીને સલામ,
ગિરદીને ડોલાવનાર જાદુગરને સલામ,
નાકા પરના દાદાને સલામ,
હાથભઠ્ઠીવાળાને સલામ,
સ્મગલરને સલામ,
મટકાવાળાને સલામ,
તેમણે આપેલા હપ્તાને સલામ,
લોકશાહીને સલામ,
ઠોકશાહીને સલામ,
સત્તાની ટ્રક ચલાવનારને સલામ,
ટ્રક નીચે ચગદાયેલાં અળસિયાંને અને કુત્તાઓને સલામ,
જેના હાથમાં ચાકુ તેને સલામ, વિમાનમાંથી બૉમ્બ ફેંકનારને સલામ,
શસ્ત્રાસ્ત્રની પ્રચંડ વેપારીઓને સલામ,
કાળાબજારિયાઓને સલામ,
તેને ફાંસી દેવાની ઘોષણા કરનારાઓને સલામ,
ગટરના પાણીથી ઇન્જેક્શન ભરનારને સલામ,
ઠાઠડીનો સામાન વેચનારને સલામ,
ઠાઠડી ઊંચકનાર ખભાઓને સલામ,
મોત સસ્તું કરનારા સર્વેને સલામ,
સલામ પ્યારે દોસ્તો, સબકો સલામ.

દરને સલામ,
દરના ઉંદરને સલામ,
ઘરના વાંદાઓને સલામ,
ખાટલાના માંકડોને સલામ,
દરાજી ભીંતોને સલામ,
કંતાયેલી પત્નીને સલામ,
દોઢ ખોલીમાં છૈયાંછોરાંને સલામ,

ગાડીમાં ચગદાતી ગિરદીને સલામ,
સડેલા ધાનને સલામ,
કાણા પડેલા પીળા ગંજીફરાકને સલામ,
ધંધાના માલિકને સલામ,
યુનિયનના લીડરને સલામ,
હડતાળને સલામ,
ઉપવાસને સલામ,
સર્વ રંગના સર્વ ઝંડાઓને સલામ,
ચાલીચાલીના ભરાયેલા સંડાસના લીંડાઓને સલામ,
ડોક પકડનાર પ્રત્યેક હાથને સલામ,
સલામ, ભાઈઓ ઔર બહનો, સબકો સલામ.

આ મારા પરમ પવિત્ર ઇત્યાદિ દેશને સલામ,
આ દેશની સુ-ઉદાત્ત સુ-મંગળ સુ-પરંપરાને સલામ,
સર્વ ઉસ્તાદી ઘોષણાને સલામ,
જાતિભેદના ઉકરડાને સલામ,
આ ઉકરડામાંથી સત્તાનો પાક માણનારને સલામ,
ઉપનિષદો અને વેદોને સલામ,
સાકર-કારખાનાંના દાદાઓને સલામ,
તેમની સેંકડો લૉરીને સલામ,
ચૂંટણીને સલામ,
ચૂંટણીફંડને સલામ,
અદૃશ્ય મુક્કાને સલામ,
મતના આંધળા સિક્કાને સલામ,
સસલું હાથમાં હોય એવા પારધીને સલામ,
તેની તહેનાતમાં રહેલા ભાડૂતી સૈનિકને સલામ,
હરિજનો પર અત્યાચાર કરનારાઓને સલામ,
આ બાતમી વાંચનાર સર્વ ષંઢોને સલામ,
સત્તા સંપત્તિના ભડવાનો દેશ કહું
તો માથું ફોડી નાખશે,
હલકટ લાચારોનો દેશ કહું

તો રસ્તા પર ઝૂડશે,
ખરીદવામાં આવનારાઓનો દેશ કહું
તો રસ્તો રોકશે,
દેવધર્મ વિશે, નેતાઓ વિશે ખરાબ બોલું
તો નાકા પર પકડીને ઠોકશે,
શોષણ કરનારાઓનો દેશ કહું
તો નોકરી પરથી કાઢશે,
એટલે પહેલાં મારા નપુંસકત્વને સલામ,
પછી ઠોકી શકનાર પ્રત્યેક હાથને સલામ,
અને તે પછી અલબત્ત જ
આ મારા
પરમ પવિત્ર ઉદ્દાત્ત સુમંગલ દેશને સલામ,
આ દેશની મહાન પરંપરાને સલામ.
સલામ,
પ્યારે ભાઈયો ઔર બહનો સબકો સલામ.
અનેક હાથ હોત તો
અનેક હાથથી કરી હોત સલામ.
લેકિન માફ઼ કરના ભાઈઓ
હાથ તો બે જ
અને તેમાંનો ડાબો
લાતના ભયથી રાખેલો કૂલા પર
એટલે ફ્કત જમણા હાથે સલામ.
સલામ સબકો સલામ
ભાઇઓ ઔર બહનો, સબકો સલામ.

□ શેખાદમ આબુવાલા

કેવો તું કીમતી હતો સસ્તો બની ગયો
બનવું હતું નહીં ને શિરસ્તો બની ગયો
ગાંધી તને ખબર છે કે તારું થયું છે શું
ખુરસી સુધી જવાનો તું રસ્તો બની ગયો.

## રાબેતા મુજબ !

☐ **મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'**

શું ચાલે છે ? તો બોલ્યા- બસ હાઉં, રાબેતા મુજબ !
વરસ્યો શ્રાવણ, તોય દેડકો ડ્રાઉં રાબેતા મુજબ !

સાવ મફતમાં ખાય મજેથી ખીર પુરી ને ભાત મધુર !
તોય કાગડો કાગવાસિયો કાઉં રાબેતા મુજબ !

બેશક મેં જ લખાવ્યું 'ભલે પધાર્યા' ઘરના દ્વારે, પણ-
લેણદાર પધારે ને સંતાઉં રાબેતા મુજબ !

ગુપચુપ ગોરસ-દૂધ-દહીં ચપચપ ચાઉં કરી ગયું !
તોય મીંદડું બોલ્યું માઠું મ્યાઉં રાબેતા મુજબ !

રાબેતાને પાળું તોયે ટાળું સાલ્લો માણસ હું !
'બેસ' કહો તો ફડાક્ ઊભો થાઉં રાબેતા મુજબ !

નામ તેનો નાશ છે; લ્યો, 'ખ્વાબ' લખી સાબિત કરું !
શેર મકતા થઈ ગયો ! લ્યો, જાઉં રાબેતા મુજબ !

## અકારણ હોય છે ?

☐ **શેખાદમ આબુવાલા**

શું કહો છો કે બધું કેવળ અકારણ હોય છે ?
રાજ મેળવવાનું કારણ રાજકારણ હોય છે

જો મરે નેતા તો એને બાળજો ખુરસી ઉપર
એને તો ખુરસી વગર ભઈ ખૂબ અડચણ હોય છે

વોટ મેળવવાને માટે જાય છે પર્વત ચઢી
નીચે ઊતર્યા બાદ પાછું એ જ ઘડપણ હોય છે.

લોકસેવા થકવે તો બેસી જવું ખુરસી ઉપર
લોકનેતામાં હમેશાં એ તો સમજણ હોય છે

ઉન્નતિની વાત એ જ્યારે કરે છે તે સમય
એની સામે દેશ નહિ પણ એક દર્પણ હોય છે

એમ આદમ ના મળે ખુરસી કે સત્તા કેમ કે
ગાંધી સાથે તો બધાનું આંહી સગપણ હોય છે

# શ્રી જ્યોતીન્દ્ર દવે સંચાલિત એક અદ્ભુત મુશાયરો

□ બકુલ ત્રિપાઠી

વ્યવસ્થાપક : આપણા દેશને આઝાદી પ્રાપ્ત થઈ એનાં આજે વીસ વર્ષ પૂરાં થયાં એ નિમિત્તે... હેય ત્યાં પેલે છેડે ઘોંઘાટ નહીં કરો... એ નિમિત્તે આજે આપણે આ સ્થળે ભેગાં મળીને... એય પેલા થાંભલા પાસેનાઓ ઘોંઘાટ બંધ કરો, સભાની શાન જાળવો... જગ્યા નથી મળી ? જગ્યા કોઈને ક્યાં મળી છે તે તમને મળે ? ...એ તો એમ જ ચાલવાનું, ઘોંઘાટ નહીં કરો... આજે આપણે આ સ્થળે ભેગા મળીને આપણો સ્વાતંત્ર્ય દિન ઊજવવા હર્ષભેર ઉદ્યુક્ત થયા છીએ... વચ્ચે બૂમો નહીં પાડો... તે પ્રસંગે અત્રે કાવ્યગાન કરવા પધારેલા કવિઓ... (સભામાં મંચ પર ગોઠવાયેલા કવિઓ સર્વશ્રી. મોરારજીભાઈ, ચવ્હાણ, પાટિલ, જગજીવનરામ વગેરે તરફ જુએ છે, તથા કવયિત્રીઓ... સર્વશ્રી ઇન્દિરા ગાંધી, તારકેશ્વરી વગેરે તરફ હાથ લંબાવે છે) એમની વાણી સાંભળવા આપણે ઉત્સુક છીએ...

શ્રોતાઓમાંથી એક: છીએ ! છીએ!

બીજો શ્રોતા: તમે બેસી જાઓ, કાવ્યગાન થવા દો.

ત્રીજો શ્રોતા : તમે કવિતા ગાઓ બેચાર જણ: વી વૉન્ટ લોહિયાજી, વી વૉન્ટ લોહિયાજી, વી વૉન્ટ...

વ્યવસ્થાપક : ભાઈઓ, આ મુશાયરો છે, લોકસભા નથી. અહીં તો શાંતિ જાળવવાની જ હોય.

(સૌ શાંત થઈ જાય છે.)

વ્યવસ્થાપક : આ મુશાયરાનું સંચાલન...

દિનેશસિંગ : ઇન્દિરાજીને સોંપવાનો હું ઠરાવ...

રામસુભગસિંહ :.... મોરારજીભાઈને સોંપવું એવું મારું સૂચન...

વસંતરાવ નાઇક : ચવાણ એ શ્રેષ્ઠ પુરુષ...

જગજીવનરામ : જો પછાત જ્ઞાતિઓનું આ સ્વાતંત્ર દિને સન્માન કરવું હોય તો મારું સૂચન છે કે મને જ... જો કે મને પ્રમુખ નહીં બનાવો તો મને વાંધો નથી... કવિતા ગાવા દેજો... આમ છતાંય જો રાષ્ટ્રને પ્રમુખ તરીકે મારી જરૂર હોય...

ડી.પી. મિશ્રા : હું હમણાં નવરો છું.

વ્યવસ્થાપક : પ્રમુખસ્થાન મુશાયરાના સંચાલનમાં કુશળ એવા એક સાહિત્યકાર શ્રી જ્યોતીન્દ્ર દવેને...

ઉત્તર પ્રદેશના એક નેતા : કોણ છે એ ? લેખક છે ? હિન્દીમાં તો એમણે કશું લખ્યું નથી, પછી લેખક કેવી રીતે હોઈ શકે ?

વસંતરાવ નાઇક : ગુજરાતી લેખક છે ? ગુજરાતમાં લેખકો હોય છે ?

મોરારજીભાઈ : (ઊભા થઈને) શ્રી જ્યોતીન્દ્ર દવે સારા માણસ છે. પણ તેઓ ગુજરાતી હોવાને કારણે એમના પ્રમુખપદને હું ટેકો નહીં આપું, કારણ

હું સમગ્ર ભારતનો છું. (તાળીઓની રાહ જુએ છે. કોઈ તાળીઓ પાડતું નથી.) હું સંકુચિત દૃષ્ટિનો નથી. (કોક મોટેથી હસે છે. મોરારજીભાઈ આંખો કાઢે છે. પેલો ચૂપ થઈ જાય છે.) મારો આગ્રહ છે કે ગુજરાતી નહીં એવા કોઈ લેખકને પ્રમુખ બનાવવો. મારે માથે પક્ષપાતનો આરોપ આવે એ હું હરગિજ ચલાવી નહીં લઉં. એક ગુજરાતી પ્રમુખ નહીં જ થઈ શકે...

કે.કે. શાહ : જોકે મુરબ્બી મોરારજીભાઈને પ્રમુખ બનાવો તો વાંધો નથી, કારણકે તેઓ માત્ર ગુજરાતના નથી...

મોરારજીભાઈ : સમગ્ર રાષ્ટ્રનો છું !

ઇન્દિરાજી : શ્રી જ્યોતીન્દ્ર દવેને પ્રમુખ બનાવવાના સૂચનને હું ટેકો આપું છું...

(મોરારજીભાઈ ઊભા થઈ જઈને કંઈક બોલવા જાય છે).

ઇન્દિરાજી : હવે મુશાયરાનું કામકાજ શરૂ થાય છે. મુરબ્બી મોરારજીભાઈ, આપ સમગ્ર રાષ્ટ્રના છો તે જાણી અમને સૌને ઘણો આનંદ થયો. હવે આપ બેસી જશો ? ઘણો જ આભાર, અને જ્યોતીન્દ્રભાઈ, આપ પ્રમુખસ્થાને આવી જાઓ...

જ્યોતીન્દ્ર દવે : એ વાત ખરી છે કે જમાનાઓથી સ્ત્રીઓ પુરુષને ઊઠબેસ કરાવતી આવી છે...

(શ્રોતાઓમાં હાસ્ય)

જ્યોતીન્દ્ર દવે :... એટલે ઇન્દિરાજી, તમારી આજ્ઞા ઉથાપવી અઘરી છે... પણ મને લાગે છે કે તમે પ્રમુખસ્થાને કોઈ રાજકીય પુરુષને... (ઘણા બધા રાજકીય નેતાઓ ઊભા થઈ જાય છે.).

અનેક નેતાઓ : હિયર, હિતર, ધન્ય છે, ધન્ય છે...

એક બંગાળી નેતા : આ માણસ જ્યોતીન્દ્ર દવે, ગુજરાતી હોવા છતાં બુદ્ધિશાળી લાગે છે.

બીજા રાજકીય નેતા : ભારતમાં કશાનાય પ્રમુખસ્થાને રાજકીય નેતા જ હોવો જોઈએ એ નિયમનો ભંગ કરવાનું ખરેખર આજે કોઈ કારણ નથી ! આ ગુજરાતી પુરુષ સમજદાર લાગે છે.

ત્રીજો નેતા : બરાબર છે. પ્રમુખપદે રાજકીય નેતા જ હોવા જોઈએ.

ત્રીજો નેતા : હું તૈયાર છું !

ચોથો નેતા : અમે સૌ તૈયાર છીએ.

એક પ્રેક્ષક (ક્યાંકથી આવી ચડીને) રોટેશનની સિસ્ટમ રાખો, દરેક નેતા દોઢ મિનિટ માટે પ્રમુખ થાય. બે કલાકમાં એંસી નેતાને ચાન્સ મળશે !

બીજા નેતાઓ : હિયર, હિયર, મંજૂર છે. પહેલો હું, પહેલો હું...

(ધક્કામુક્કી શરૂ થાય છે)

(એક વોરાજી ઊભા થાય છે)

એક વોરાજી : ઇન્દિરાજી, ભાઈઓ તથા બહેનો, આ ખુરસી મારી છે...

નેતાઓ : અમારી છે, અમારી છે....

ઉત્તર પ્રદેશના સી.બી.ગુપ્તા : હું પણ એક જમાનામાં કહેતો હતો તારી

જેમ જ ભાઈ, કે ખુરશી મારી છે, પણ ખુરશી કોઈની થઈ નથી, થવાની નથી...

વોરાજી : પણ સાલો હું જાતે ચોરબજારમાંથી ખરીદી લાવ્યો છું પછી શું ? ખુરસીઓ ભાડે ફેરવવાનો મારો ઢંઢો છે. ટમારા આ મુસાયરા માટે મેં ખુરસીઓ ભાડે આપી છે. મારી ઈન્દિરાજીને વિનંટી છે કે મારી એ ખુરસી જરા એમ કે... જરા છે ટે... દેલીકેત છે... તેના પર જો કોઈ અડીમ ધડીમ નેતાને બેસાડસો તો ફસકાઈ પડશે. માટે મારી અરજ છે કે આ ભાઈ જોટી... જોટી આ ભાઈ હવે છે દુબલા પાતલા, તેમને જ પ્રમુખ બનાવો. એમની પાસે મારી ખુરસી સલામત રહેશે.

(લોકોમાંથી પોકારો : શાબાશ વોરાજી, ઠીક ઉકેલ આણ્યો, જ્યોતીન્દ્ર દવેને પ્રમુખ બનાવો, વોરાજી ઝિન્દાબાદ).

ઈન્દિરાજી : જ્યોતીન્દ્ર દવેને પ્રમુખસ્થાન લેવા હું વિનંતી કરું છું.

જ્યોતીન્દ્ર દવે : જોકે ખુરશીમાં બેસવા હું ખુશી નથી. કારણકે હું જાણું છું કે આપ સૌ રાજકીય નેતાઓની સભાના પ્રમુખ થવું એ સામાન્ય માણસ માટે મૂર્ખતા છે, પણ આજ પૂરતો મારી જાતને આપ સૌના વર્ગનો જ માની લઈને આ મૂર્ખતા આચરવાનું હું સ્વીકારું છું.

(સભાજનો સમજી જઈને હસે છે).

(નેતાઓ શ્રી જ્યોતીન્દ્ર દવેના વાક્યનો અર્થ સમજ્યા નથી, પણ લોકોને હસતા જોઈને હસવા માંડે છે !)

(એ જોઈને લોકો ફરીથી હસી પડે છે !)

વ્યવસ્થાપક : પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો, હવે મુશાયરાનું કામકાજ શરૂ કરવાની હું પ્રમુખશ્રીને વિનંતી કરું છું...

(જ્યોતીન્દ્રભાઈ શ્રોતાઓમાંથી એક માણસને સંજ્ઞા કરીને બોલાવે છે. એક માણસ આવીને એક લાંબો કાગળ કાઢે છે. જ્યોતીન્દ્રભાઈ એના પર સહી કરે છે. પેલો માણસ ચાલ્યો જાય છે. શ્રોતાઓના મોં પર પ્રશ્નાર્થ છે. આ કોણ હતું ?)

જ્યોતીન્દ્ર દવે : એ ભાઈ... વીમા એજન્ટ હતા ! (હાસ્ય.)

જ્યોતીન્દ્ર : હવે કવિતાઓ રજૂ થશે. સ્વાતંત્ર્ય દિન નિમિત્તેના આ મુશાયરામાં પાદપૂર્તિ માટેની પંક્તિઓ ત્રણ છે. પહેલી પંક્તિ છે "સ્વાતંત્ર્યદિનની આ ઉષા, બસ આટલું કહી જાય છે."

શ્રોતાઓ : દુબારા, દુબારા...

જ્યોતીન્દ્ર : "સ્વાતંત્ર્યદિનની આ ઉષા, બસ આટલું કહી જાય છે." એ છે પહેલી પંક્તિ, પાદપૂર્તિ માટેની બીજી એક પંક્તિ છે "થયાં છે વીસ વરસ પૂરાં, છતાં બધુંય બાકી છે."

"...થયાં છે... વીસ વરસ પૂરાં... છતાં... બધુંય... બાકી છે !" અને ત્રીજી પંક્તિ છે... (વ્યવસ્થાપકને પૂછે છે) ત્રીજી પંક્તિ શી છે ?

વ્યવસ્થાપક : ત્રીજી પંક્તિ તો.... મારી પાસે આવી નથી... પણ છે ખરી... પ્લાનિંગ કમિશનના અશોકભાઈ ક્યાં ગયા ?

અશોક મહેતા : ત્રીજી પંક્તિ કઇ રાખવી એ અંગે પ્લાનિંગ કમિશન ઉચ્ચ કક્ષાએ ચર્ચા-વિચારણા કરી રહ્યું છે.

ઇન્દિરાજી : પણ ૧૫મી ઑગસ્ટ આવી પહોંચી ને મુશાયરો શરૂ થવા આવ્યો...

અશોક મહેતા : એટલે શું થયું ? મુશાયરો ભલે ચાલે, પંક્તિ પછીથી આવી પહોંચશે, પરમ દિવસે સવાર સુધીમાં આવી જવાનો પૂરો સંભવ છે. અને તે ન બને તો ૧૯૭૦ સુધીમાં અથવા તો ૧૯૭૫ સુધીમાં તો...

જ્યોતીન્દ્ર દવે : ત્રીજી પંક્તિ એમ રાખો, 'ગમે તે કહું છું, ગમે તે કરું છું.''

શ્રોતાઓ : ફરીથી ! ફરીથી !

જ્યોતીન્દ્ર : ફરી પંક્તિઓ હું રજૂ અહીં કરું છું. ''ગમે તે કહું છું, ગમે તે કરું છું.''

ગમે તે કહું છું.
ગમે તે કરું છું.

જ્યોતીન્દ્ર : આશા રાખું છું આપ સૌને પંક્તિ સમજાઈ હશે.

એક નેતા : (સ્વાગત) નથી કંઈયે સમજ્યો. એમ કહેતાં ડરું છું !
ને સમજ્યા વિના, હા એ હા હું કરું છું !

જ્યોતીન્દ્ર : હવે શ્રીમતી ઇન્દિરા ગાંધી પોતાની કવિતા રજૂ કરશે.

ઇન્દિરાજી : સ્વાતંત્ર્ય દિનના આ મુશાયરામાં મને કાવ્ય ગાનની તક આપવા માટે આપ સૌનો આભાર માનુ છું. મેં કદી કવિતા કરી નથી...

લોહિયા : તમે કશુંય કર્યું નથી !

જ્યોતીન્દ્ર : લોહિયાજીની જેમ વચ્ચે ઘાંટા પાડવાનું તો કર્યું નથી જ !
(લોહિયાજી હસીને શાંત થઈ જાય છે.)

ઇન્દિરાજી : મેં કદી કવિતા કરી નથી, પણ આપ સૌના આગ્રહથી મેં થોડી પંક્તિઓ બનાવી છે... કવિતા આ પ્રમાણે છે....

મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો...

દિનેશસિંગ : અહાહાહા !

ઇન્દિરાજી : મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો,

બીજા બે ચાર નેતા : 'વાહ, વાહ, વાહ, વાહ ! મહેનત કરો... મહેનત કરો... શાબાશ !''

ઇન્દિરાજી : થેંક્યુ, ફરીથી બોલું ?

મહેનત કરો, મહેનત કરો
મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો.

તાળીઓના ગગડાટની રાહ જોતાં અટકે છે. કોઈ તાળીઓ પાડતું નથી

એટલે મૂંઝાઈને પ્રમુખ સામે જુએ છે.)

જ્યોતીન્દ્ર : જુઓ બહેન, મુશાયરામાં છેલ્લી કડી હોય એમાં નક્કી કરેલી જે પંકિત હોય ને તે આવવી જોઈએ. તમે લોકોને મહેનત કરવાનું કહેવા સિવાય બીજું કંઈ કર્યું છે ખરું ?

ઇન્દિરાજી : ના, પિતાજીએ મને કહેલું કે પ્રિયદર્શિની, લોકોને હંમેશાં મહેનત કરવાનું કહેવું. એટલે હું લોકોને હંમેશાં મહેનત કરવાનું કહું છું.

જ્યોતીન્દ્ર : એ બરાબર છે. પણ આગળ તો વધવું જોઈએને ? રાજ્ય ચલાવવાની બાબતમાં આપણે જરાય આગળ ન વધીએ ને એનું એ બોલ્યા કરીએ એ ચાલે, પણ મુશાયરામાં એવું ન ચાલે. મુશાયરો તો ગંભીર બાબત છે.

(ઇન્દિરાજી મૂંઝાય છે.)

અશોક મહેતા : (કાનમાં) ઇન્દિરાજી, તમે ફરીથી બોલવાનું શરૂ કરો. પહેલેથી કંઈ ખ્યાલ ન હોય તોપણ વાંધો નહીં, બોલવા માંડશો એટલે બોલતાં બોલતાં કંઇક સૂઝી જશે, એનું નામ જ પર્સ્પેક્ટિવ પ્લાનિંગ ! શરૂ કરી દો. ફરીથી....

ઇન્દિરાજી : (ખોંખારીને)

મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો,

(ફરીથી અટકે છે, ચારે બાજુ જુએ છે, મોરારજીભાઈ કંઇક કહેવા ઉત્સુક છે.)

(ઇન્દિરાજીની એમના પર નજર પડે છે. પણ તરત પોતે નજર ફેરવી લે છે. મોરારજીભાઈ ઊભા થઈને કહેવા પ્રયત્ન કરે છે)

મોરારજીભાઈ : મક્કમ બનો, મક્કમ બનો.

મક્કમ બનો, મક્કમ બનો,

ઇન્દિરાજી : પ્રમુખશ્રી, એમ એક જણ કવિતા બોલતું હોય ત્યારે વચ્ચે બીજાથી બોલાય ?

જ્યોતીન્દ્ર : બીજાથી ન બોલાય પ્રમુખથી બોલાય.

ઇન્દિરાજી : (મોરારજીભાઈ સામે જોઈને) સમજ્યા ? ધ્યાનમાં રાખજો હવે (મોરારજી શાંત થઈ જાય છે.)

જ્યોતીન્દ્ર : ઇન્દિરાજી આગળ ચલાવો.

ઇન્દિરાજી : (ખોંખારો ખાઈને ફરીથી)

મહેનત કરો, મહેનત કરો,
મક્કમ બની, 'મહેનત કરો.

હિતેન્દ્રભાઈ : કોપીરાઇટનો ભંગ, કોપી રાઇટનો ભંગ.

જ્યોતીન્દ્ર : સાહિત્યમાં શબ્દોની, અને રાજકારણમાં વિધાનસભ્યોના અપહરણની સદા છૂટ હોય છે. ઇન્દિરાજી આગળ ચલાવો... સૌ આપને સાંભળવા ઉત્સુક છે.

ઇન્દિરાજી : મહેનત કરો, મહેનત કરો,
મહેનત કરો, મહેનત કરો (અટકે છે.)

જ્યોતીન્દ્ર : સ્વાતંત્ર્ય દિનની આ ઉષા બસ આટલું કહી જાય છે.

ઇન્દિરાજી : હા, હા, એમ જ હું કહેવાની હતી.

સ્વાતંત્ર્ય દિનની આ ઉષા

બસ, આટલું કહી જાય છે.

જ્યોતીન્દ્ર : સ્વાતંત્ર્ય દિનની આ ઉષા (ઇન્દિરાજી તરફ આંગળી ચીંધીને)

આ ઉષા,

બસ, આટલું કહી જાય છે.

(તાળીઓ)

હવે આપણે કવિતાગાન માટે વિનંતી કરીશું.

મોરારજીભાઈ : હવે હું મારી કવિતા રજૂ કરું છું, જે તમારે શાંતિથી સાંભળવાની છે.

(એક બાજુ બેઠેલા ગુજરાત કૉન્ગ્રેસના નેતાઓ જોસથી તાળીઓ પાડી ઊઠે છે.)

મોરારજીભાઈ : હમણાં તાળી નથી પાડવાની. હું કહું ત્યારે. (વીલું મોં કરીને એ સૌ શાંત થઈ જાય છે.)

મોરારજીભાઈ : મુશાયરાની શાયરી, એ તો બધી છે, લ્હાયરી. (તાળીઓ માટે અટકે છે.)

(કોઈ તાળીઓ નથી પાડતું, એટલે ગુજરાત કૉંગ્રેસના વિભાગ તરફ ફરીને સંજ્ઞા કરે છે. ત્યાંથી એકદમ તાળીઓના ગડગડાટ આવે છે.)

મોરારજીભાઈ : આદાબ અર્ઝ, આદાબ અર્ઝ.

મુશાયરાની શાયરી,

એ તો બધી છે લ્હાયરી.

બસ એક શાયર છે અહીં

એની શાયરી... એ શાયરી

(એક વિભાગમાંથી બૂમ સંભળાય છે મોરારજીભાઈ ઝિંદાબાદ ! નાણાપ્રધાન ઝિંદાબાદ !)

(બીજા વિભાગમાંથી બૂમ પડે છે, શબ્દો પાછા ખેંચો).

જ્યોતીન્દ્ર : ભાઈઓ, દરેક શાયરને માત્ર પોતાને જ શાયર ગણવાનો અધિકાર છે. શાયરીમાં વાસ્તવને ભૂલી કલ્પનાનો દોર છૂટો મૂકવાની હંમેશાં છૂટ હોય છે !

(શ્રોતાઓમાંથી હાસ્ય)

જ્યોતીન્દ્ર : મુરબ્બી મોરારજીભાઈ, આપ આગળ વધો...

મોરારજીભાઈ : આગળ વધો એમ

આપ કહો છો !

આગળ વધું કેવી રીતે ?

આ લોકશાહી રાજને

ઉદ્ધારવું કેવી રીતે ?

સર્વદા હું જે કરું
તે સત્યવાણી હોય છે,
જે એટલું સમજે નહીં,
(તેને) ઉદ્ધારવા કેવી રીતે ?
(નિરાશ થઈને બેસી જાય છે.)
જ્યોતીન્દ્ર : શ્રી ચવાણ હવે પોતાની કવિતા રજૂ કરશે...
ચવાણ : ધીરજ ધરો, ધીરજ ધરો,
ધીરજ ધરો, ધીરજ ધરો...

(શ્રોતાઓમાં ઘોંઘાટ, એક જણ બૂમ પાડે છે : ગૌહત્યા બંધ કરો.)

જ્યોતીન્દ્ર : ભાઈઓ, માણસ કવિતા ગાય એથી કોઈ ગાયને હજુ સુધી કદી કશું નુકસાન પહોંચ્યું નથી ! એટલે ગૌરક્ષાની વાત અત્રે લાવવાની જરૂર નથી. માણસ કવિતા ગાય એથી અલબત્ત, માણસને નુકસાન પહોંચે છે એ ખરું છે. એક વાર નાનપણમાં મેં ગાય વિશે એક કવિતા લખેલી...

(હાસ્ય)

જ્યોતીન્દ્ર : મને થયું કે એ કવિતા હું ગાયને સંભળાવું. એક ગાય આગળ જઈને મેં કવિતા વાંચવી શરૂ કરી. પહેલાં તો ગાય શાંત રહી. પણ પછી એની આંખો ચમકી. ગાયને કવિતા ન ગમી હોય એમ લાગ્યું. એણે શિંગડાં ઉછાળ્યાં. હું કવિતા ફેંકીને ઓટલે ચડી ગયો. પરિણામે, આજે... એ કવિતા હયાત નથી ! હું છું ! જો મેં કવિતા સંભળાવવાનો આગ્રહ રાખ્યો હોત તો કવિતા અમર થઈ ગઈ હોત, હું ન હોત ! આમ કવિતાને કારણે ગાયોએ માણસને નુકસાન પહોંચાડવાની ઇચ્છા કરી છે ; માણસે ગાયને કવિતા દ્વારા કદી નુકસાન નથી પહોંચાડયું. એટલે ગૌરક્ષાની વાત અત્રે લાવવાની જરૂર નથી. ચવાણ સાહેબ, તમારું કાવ્યગાન આગળ ચલાવો...

ચવાણ : ધીરજ ધરો, ધીરજ ધરો,
ધીરજ ધરો, ધીરજ ધરો,
છે સુખનો સમય આવી રહ્યો
ધીરજ ધરો, ધીરજ ધરો.
ચવાણ : (કાવ્યગાન આગળ ચલાવે છે)
મુજ કુંડળીને જોઈ છે ?
શ્રોતાઓ : દુબારા દુબારા....
ચવાણ : મુજ કુંડળીને જોઈ છે ?
એમાં ગુરુની ભ્રમણકક્ષાને
નિહાળી જોઈ છે ?
શ્રોતાઓ : ના !
ચવાણ : આમ તો જ્યોતિષમાં હું
માનતો સહેજે નથી !
એક શ્રોતા : એમ કે ?

ચવાણ : આમ તો જ્યોતિષમાં હું
માનતો સહેજે નથી.
(પણ) છાપાં મહીં આગાહીઓ,
મેં ફાંગી આંખે જોઇ છે !
(તાળીઓ)
ચવાણ : છત્રપતિની સ્વારી ચઢતાં
થોડો વિલંબ તો થાય ને ?
ધીરજ ધરો, જોયા કરો,
ઠીક થાય છે, જે થાય છે !
સ્વાતંત્ર્યદિનની આ ઉષા.
બસ આટલું કહી જાય છે...
પાટિલ : (મોટેથી છીંક ખાય છે) હાક છીં....

(સૌ ખડખડાટ હસી પડે છે. ચવાણ આગળ બોલવા જાય છે, પણ હાસ્યના વંટોળ વચ્ચે એમના શબ્દો સંભળાય એમ લાગતું નથી. એ બેસી જાય છે.)

જ્યોતીન્દ્ર : હવે શ્રી સદોબા પાટિલ પોતાની કવિતા રજૂ કરશે. જોકે રાજકીય નિરીક્ષકો કહે છે કે સદોબાજીને પ્રધાનપદું બરાબર ન સધ્યું. કવિપદ તો સદશે જ એવી શ્રદ્ધા છે.

પાટિલ : (નાક લૂછતાં - લૂછતાં)
સ્વાતંત્ર્ય દિનની આ ઉષા
બસ એટલું કહી જાય છે.
શરદીમાં સપડાય સિંહો
(ફરીથી નાક લૂછે છે).
શરદીમાં સપડાય સિંહો,
શિયાળ ફાવી જાય છે !
વાતાવરણમાં ફેર પડવાનો
અને શરદી જશે....
ને ગર્જના કરતો ફરી જ્યાં
સિંહ ઊભો થઇ જશે.
કેશવાળીને ફુલાવીને હુંકારે....
હાક છીં...

(છીંકોની પરંપરા ચાલે છે. પાટિલ બોલવા જાય છે ને પાછી છીંકો આવે છે !)

શ્રોતાઓમાંથી : પાટિલસા'બ, દિલ્હી દૂર હૈ.

જ્યોતીન્દ્ર : કેશવાળીને હલાવીને હુંકારે... પછી આગળ ચલાવો પાટિલ સાહેબ.

શ્રોતાઓમાંથી : હાક છીં !

(પાટિલ સાહેબ નાક લૂછતાં જ્યોતીન્દ્રને સંજ્ઞા કરે છે, કે

"આગળ ચલાવો" અને પોતે બેસી જાય છે.)

જ્યોતીન્દ્ર : પાટિલ સાહેબ તો કફની ઉપાધિથી આગળ કવિતા કરી શકે એમ નથી....

ડૉ. રાધાકૃષ્ણન્ : મને રજા છે ?

જ્યોતીન્દ્ર : તમે રાધાકૃષ્ણન્જી ? ડાહ્યા માણસ થઈને આ કવિતાને ચાળે ?

ડૉ. રાધાકૃષ્ણન્ : હું એક સામાન્ય માણસ તરીકે આ મુશાયરો સાંભળવા આવ્યો છું. હું બોલવાનો નહોતો, પણ પાટિલસાહેબની છીંકો સાંભળીને થોડું સૂઝ્યું છે... બોલું ?

જ્યોતીન્દ્ર : કૃષ્ણે ક્યારેય કોઈનું કહ્યું માન્યું નથી, તો રાધાકૃષ્ણન્ને મનાઈ કર્યાનો શો અર્થ ? રાજ્યપદ અને ફિલસૂફપદ શોભાવ્યા પછી હવે રજૂ થાય છે કવિપદ - આકાંક્ષુ ડૉ. રાધાકૃષ્ણન્...

ડૉ. રાધાકૃષ્ણન્ : પાટિલસાહેબને શરદીથી છીંકો ખાતાં જોઈ મને આ કવિતા સૂઝી છે.

જ્યોતીન્દ્ર : 'છીંકો ખાતી પ્રિયાને' નામનું એક કાવ્ય મારા એક મિત્રે લખેલું. છપાવ્યું, પુરસ્કારમાંથી એક બામની શીશી પણ ખરીદાય એવું નહોતું ! એટલે કવિતા લખવાની એમણે બંધ કરી. હવે એ કવિતા નથી લખતા. હવે એ વિક્સ વેપોરબના સેલ્સમેન છે !... પણ રાધાકૃષ્ણન્જી, તમે તમારી કવિતા રજૂ કરો, ડૉ. રાધાકૃષ્ણન્...

ડૉ. રાધાકૃષ્ણન્ : પંક્તિઓ છે સ્વાતંત્ર્ય દિનની આ ઉષા બસ આટલું કહી જાય છે. મારી કવિતા પણ એ અંગે જ છે.

વાત, પિત્ત ને કફ<br>
માનવદેહમાં આવી વસ્યાં,<br>
સપ્રમાણ જો એ ત્રણે રહ્યા,<br>
તો સ્ફૂર્તિ ને આનંદ છે.<br>
પણ એક જો વધી જાય તો ?<br>
પણ એક જો વધી જાય ને<br>
બીજાનું બળ ઘટી જાય છે.<br>
તો દેહનું શું થાય<br>
તે શરદી મહીં દેખાય છે !<br>
દૃઢતા, ધૃતિ ને લોકપ્રિયતા<br>
નેતૃત્વના આ અંશ છે !<br>
(આજે) સપ્રમાણતા એની નથી,<br>
(તેથી) માંદગી વરતાય છે !<br>
(પણ) આશા એ માનવ ચિત્તનું<br>
અદ્ભુત રસાયણ છે હર્યું.<br>
આશા અને હિંમત થકી<br>
પ્રારબ્ધ પણ પલટાય છે.

સાથે મળી મહેનત કરો,
ધીરજ ધરો, હસતા રહો.
આ રાષ્ટ્રની શરદી તણા
કહો તો ! પછી શા ભાર છે ?
સ્વાતંત્ર્ય દિનની આ ઉષા,
બસ એટલું કહી જાય છે....
[તાળીઓના ગડગડાટ]

(આ સમયે અચાનક ઇલેકટ્રિક વાયરિંગની કો'ક ખામીને કારણે થોડી ક્ષણ લાઇટ બંધ થઇ ગઇ. હો હો થઇ ગઇ. "લાઇટ, લાઇટ", "કવિતા, કવિતા", "ખુરશી, ખુરશી", "ભાઇઓ શાંત રહો" વગેરે પોકારો વચ્ચે થોડી ધાંધલ થઇ ગઇ... સભા વીખેરાઇ ગઇ... દસેક મિનિટ પછી લાઇટ થઇ ત્યારે આધે કૉર્ડન કરીને જ્યોતીન્દ્ર અને રાધાકૃષ્ણન્‌ને થોડા સ્વયંસેવકો સંભાળીને બહાર લઇ જતા દેખાયા હતા. મંચ પર નેતાઓ વચ્ચે ખુરશીઓની ખેંચાખેંચી... મારામારી ચાલુ હતી.

એક વીરો પણ બૂમ પાડી રહ્યો હતો.... અરે મારી ખુરશી...

## ગાંધી ઔર ગોલિયાં

□ શૈલ ચતુર્વેદી

ઇન્દિરાજીને જૈસે સ્વર્ગમેં પ્રવેશ કિયા,
બાપુ બોલે; બેટી, મેરા દેશ કૈસા હૈ ?
ઇન્દિરાજી બોલી :
બાપુ, આપ દેશકો જિસ પ્રગતિ કે પથ
પર છોડ કે આયે થે,
વો પ્રગતિ અબ તક જારી હૈ...
આપકો તો કેવલ તીન ગોલિયાં મારી થી
મુઝ પર તો પૂરી સ્ટેનગન ઉતારી હૈ...



અમૃત ઘાયલ

ઘાયલ કી ગત ઘાયલ જાનૈ
ઔર ન જાને કોઇ
—મીરાંબાઈ

## સુરેશ દલાલ

અહી અહીથી વહી રહી છે
એક સુંવાળી નદી
એક હુંફાળી નદી



□ સુરેશ દલાલ

"ડોસીની સુવાવડ આવી ડોસો લાવ્યો સૂંઠ"
અઢાર અંગે વાંકું આવ્યું, આપણા ઘરમાં ઊંટ.
હાથીના આ ખાટલા હેઠે
ઈંટનો તાતો તાપ
ડોસીની કમ્મરના મણકે
નવા જીવનો જાપ.
ઢગલો થઈને ડોસો બેઠો, ડોસી કહે ઊઠ
ડોસીની સુવાવડ આવી ડોસો લાવ્યો સૂંઠ.
છોરાની છઠ્ઠી ઊજવવા,
પાડોશીઓ ધાંધા
કુંડળીમાં તો કુંડાળાં
ને વિધાતાને વાંધા
વાંધાવચકા આઘા મેલી લૂંટાય એટલું લૂંટ
ડોસીની સુવાવડ આવી ડોસો લાવ્યો સૂંઠ.
(પ્રથમપંક્તિ લોકગીતની છે.)

જાહેરાત

□ મધુપ પાંડેય □ રમેશ પટેલ

(હિન્દી)
આવી ગયો! આવી ગયો!
નવો રામપુરી ચપ્પુ
જો આપ નેતા કે ડાકુ હો,
તો ખરીદી લ્યો –
અને જનતા જનાર્દનના ગળા પર
સહેલાઈથી ફેરવી દો.
જનતા જનાર્દન બિચારી
કશું જ નહિ કરે –
જનતા જનાર્દન તો આપનાથી
બહુ જ ડરીને ચાલશે!

# ખાલી ખિસ્સાં, પાગલ કુત્તાઓ અને વાસી કવિતાઓ

□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિન્દી)

આવો દોસ્ત-
સળગતી બપોરે
ચોકમાં ઊભા રહીને બૂમો પાડીએ-
"લાવ્યા છીએ અમે
ખાલી ખિસ્સાં
પાગલ કુત્તાઓ
અને વાસી કવિતાઓ."

ખસની ટટ્ટીઓમાં આગ લગાડીએ,
બરફની ગાડીઓ રસ્તાઓ પર ઊંધી કરી દઈએ,
કોલ્ડડ્રીંક, આઈસક્રીમ,
રેફ્રીજરેટર, થરમસ, પંખા,
ઠંડા સુગંધિત બિસ્તરા
ભોંયરા અને બંધ ઓરડાઓમાંથી કાઢીને
ગલીઓમાં ફેંકી દઈએ,
ઈંટ પથ્થર મારીને
દરેક ગાડીવાળાને રોકીએ,
એની ગરદન પકડીને જોરથી હલાવીએ
એમની દરેક ચીસની સાથે
બુચકારીએ, જોરથી હસીએ,
એની વજનદાર પર્સ
એના ખિસ્સામાંથી કાઢીને
એના કલીન શેવ ગાલ પર મારીએ,
માથાના ચીકણા ઠંડા વાળ પકડીને
ધીમેથી માત્ર એટલું જ સમજાવીએ
કે અમે પણ ધનિક હતા :
તફાવત એટલો જ હતો

કે છળ અને કપટની
જૂઠા હિસાબકિતાબની
ઝંઝટમાં અમે પડ્યા નહોતા,
એટલે તમારી પાસે અમારાં ખિસ્સાં કપાવ્યાં હતાં,
અને હવે અમારે માટે
દરેક બાજુ દિવાળી છે,
કારણકે ખિસ્સાં ખાલી છે.
ચાંદની, તડકો
બધું અમારે માટે એક છે,
સડક પરના તપતા
આ પાટા ગીત છે.
અમે બધા જેમની ટેક છીએ,
ઝૂકેલી હાંફતી, હાથગાડીઓ ખેંચતી
આ બળતી બપોરો
અમને જ દોહરાવે છે,
અમારાં ગીતો ગાય છે,
અમારાં ફાટેલાં ખિસ્સાંનાં
ઝંડા પકડે છે,
સૂત્રો પોકારે છે,
આવો દોસ્ત!
બળતી બપોરે
ચોકમાં ઊભા રહીને બૂમો પાડીએ,
ખાલી ખિસ્સાંની કંઈક કરામત બતાવીએ.

(૨)

હોટલો, રેસ્ટોરાઁ, કલબો, સિનેમાઘરોમાં
પોતાના આ પાગલ કુત્તાઓને છોડીએ;
જેથી તેઓ
લિપસ્ટિક લગાડેલા વિકૃત ચહેરા
જોઈને ભસે-
.... લાંબા અર્ધા કાપેલા વાળ,

ખુલ્લાં શરીર, ઝડપી ચાલ,
ફૂલફટાક ઘેરા રંગવાળાં કપડાં,
ચહેરા પરથી પાવડરના ઊખડતા પોપડા,
હલકી સાતરંગી છત્રીઓ,
તડકાનાં ચશ્માં - નીચે
ફૂલોની કબરો આવતી જતી,
જોઇએ,
અને એમના પર તૂટી પડીએ;
જેથી તેઓ
ચીસાચીસ કરી મૂકે
બનાવટી છત્રીઓ, ચશ્માં
લાલી-લિપસ્ટિક, કાચવાળી હૅંડબૅગ,
બનાવટી વાળ, નેઇલ પૉલિશ,
ચુસ્ત સિલ્કી બ્રૅસિયર્સના પેડિંગ
ફેંકી ફેંકીને એમને મારીએ
અને ગલીઓમાં ઘૂસી જઇએ.

ડાબે, જમણે,
ઉપરના ભપકાનું
આ કફન ફાડીને
અન્તરના સૌન્દર્યની લાશ જોઇએ,
એના પર આંસુ વહાવીએ,
સાચા પ્રેમને સમજીએ,
ક્ષણિક, ઉત્તેજક વાસનાઓના નામ પર
માથાં પટકીએ,
હાથ ઘસીએ, પસ્તાઇએ.

આવો દોસ્ત!
ઢળતી બપોરે
ચોકમાં ઊભા રહીને બૂમો મારીએ-
પાગલ કુત્તાઓના કંઇક જાદુ બતાવીએ.

(૩)

રસ્તાના કિનારા પર પડેલા બાંકડા પર
બેસીને ગાઈએ.
એક પ્યાલા ચા પર
કલા અને સાહિત્યનો માપદંડ બદલીએ,
હસીએ, ખડખડાટ હસીએ,
માંદલી બુદ્ધિ લઈને અખાડામાં ઊતરીએ,
પેંતરા બદલીએ, ચાલ ચાલીએ,
બિલ આપીએ, હાથ ઘસીએ.
મુઠ્ઠી બંધ કરીને
બધાની તાકાત જોઈએ,
બેરરની ટિપ ઉધાર રાખીએ,
રેડિયો, છાપાં
ચોપડીઓની દુકાનમાં ડોકાઈએ,
નવા જૂના બધા લેખકોની સૂચિ
યાદ કરીએ,
જીવનને સમજીએ થોડું
વધારે સમજાવીએ,
સંઘર્ષોના દરેક હુમલાથી ભાગીએ,
સપનાંઓના કિલ્લામાં
ભાગીને છુપાઈએ,
વાસી કવિતાઓની તોપ સજ્જ કરીને
આજના સમાજ અને જીવનની વિકૃત્તિઓ સાથે
લાકડાની તલવારો લઈને લડીએ,
જેને નથી જાણતા
એને ગાળો આપીએ,
કલાના નામ પર
બજારોમાં ફરીએ,
પોતાના તૂટેલા
ગુસ્સાથી પાગલ જેવા પડછાયાને ચૂમીએ-
આવો દોસ્ત !

ઓલવાતી બપોરે ચોકમાં ઊભા રહીને ચીસો પાડીએ,
વાસી કવિતાઓના જાદુ બતાવીએ.

ખોટું ન લગાડશો,
પોતાની જેમ જ તમે અમને પણ જાણજો,
હાથની સફાઈવાળા જાદુગર
અમે નથી,
માણસ સાચા છીએ,
અમારા અને તમારામાં તફાવત એટલો જ છે,
કે જેમની મદદથી લહેરો સાથે લડી રહ્યા છીએ અમે
તે ઘડા કાચા છે.
તો પણ અમને અટલ વિશ્વાસ છે
કે ખાલી ખિસ્સાં
સોનાની તિજોરીઓ પર
કફન થઈ જશે,
પાગલ કુત્તાઓ,
પાસે નહીં આવવા દે
પોકળ સભ્યતાને
નકામી બનાવટને,
વાસી કવિતાઓ
કલાકારના જૂઠા દંભને દૂર કરશે,
દુનિયાના પ્રગતિ-પથ પર
સુકાઈ ગયેલા ઠૂંઠાથી
યુગ-નિર્માતા કવિ, કલાકાર,
માથું ઝુકાવીને, જડ થઈ જઈને,
ઈંધણ બનવાની પ્રતીક્ષામાં,
ઊભા હશે.

માણસને માણસ બનાવશું અમે,
ખાલી ખિસ્સાં, પાગલ કુત્તાઓ અને વાસી કવિતાઓ લઈને
નકશો બદલાવી દઈશું આજના જમાનાનો.

.... તમારો જ નકશો આ
તમને ચોંકાવે છે ?
દોષ આમાં ભલા કોનો
જે દંભી કુરૂપ વહેંતિયા દર્પણ ફોડી નાખે છે.
આવો દોસ્ત !
ચોકમાં ઊભા રહીને ચીસો પાડીએ-
લાવ્યા છીએ અમે
ખાલી ખિસ્સાં, પાગલ કુત્તાઓ અને વાસી કવિતાઓ.

**□ ઝુલ્ફીકાર ઘોષ □ સુરેશ દલાલ**

(બંગાળી)

કાગડાઓ તેમની ચાંચ કશાયમાં પણ ખોસી દેશે.
વિરૂપતા એમનું રક્ષણ કરે છે : બાળકોને પડી નથી
એમને પંપાળવાની અને જ્યારે તેઓ વૃક્ષ પર ઊતરે છે,
ગરુડો વિવેકપૂર્વક ચૂપકીથી ક્યાંક ચાલ્યાં જાય છે.

એ લોકો ઝરુખા પર બેસશે અને દેખાવ કરશે
પસાર થતા વાહનવ્યવહાર પર ટીકાટિપ્પણ કરવાનો.
એમનો કાળો પોશાક વાણીના ખંજરને - તેમના કોમીશસ્રને-
કદી ઢાંકી શકશે નહીં. તેઓ કર્યા કરશે વાત વાત વાત.

ઓચિંતી મોટી કાકા-થી એમને મેં સાંભળ્યા છે રાતના મૌનને ભાંગતા -
જાણે કે કોઇ ખરતા તારાથી ઉશ્કેરાઇ ગયા હોય,
અને ઝઘડી પડ્યા હોય
અને પછી તેઓ આકાશ ભણી ઊડતા હોય.

જાણે કોઇ પુરાવાની શોધમાં ન હોય, વૈજ્ઞાનિકો જેવા ખંતીલા
પણ હકીકતમાં જો તમે જુઓ તો તેમનું જીવનકાર્ય એટલે
લગભગ મીંડુ. તેઓ ઉત્કટતાથી સમર્પણ કરવા નીકળેલા
રાજકારણીઓ જેવા વધુ લાગે છે.

## માંદગીને □ રામનારાયણ પાઠક 'શેષ'

એક પ્રશસ્તિ
(ધણ રે બોલે ને એરણ સાંભળે – એ રાહ)

સાચાં રે સંબંધી તમે એક છો,
બીજા ફોકટ ફંદ;
સુખ ને સુવાણ આડી વાત છે,
તમે આદિથી અંત.... સાચાં૦
જૂઠાં રે સગાં ને જૂઠાં સાગવાં,
જૂઠાં સ્વજન સનેહી;
ઓરાં રે ઓરાં તોય અળગાં ઠર્યાં,
વ્યાપ્યાં તમે અણુ અણુ દેહી....સાચાં૦
જૂઠા રે વૈદો ને જૂઠા દાક્તરો,
જૂઠાં કરી ને નિયમ;
જૂઠાં રે નવાં ને જૂનાં શાસ્તરો,
જૂઠાં પૂરવ પચ્છંમ....સાચાં૦
ગોળ રે માંથી તો ગળપણ ગયું,
સગપણ ગયું રે સગાંય;
હૈયાના હીરા શું હૈયે જડ્યાં
તે તો મૂકી ચાલ્યાં ક્યાંય !....સાચાં૦
દેવ ને દેવી સૌ ખોટાં થયાં,
જાચ્યાં ના'વે જરૂર;
વિના રે આડી ને વિના આખડી,
તમે હાજરાહજૂર....સાચાં૦
પતીજ તમારી પૂરેપૂરી
તોય મને એક ઉચાટ;
દેહ રે છોડીને જ્યારે સોંડશું
કરશો કયમ રે સંઘાત ?....સાચાં૦

## ફૉકલૅન્ડ રોડ □ નિરંજન ભગત

વાલકેશ્વરે જે કહ્યું સ્નેહલગ્ન
એનું અહીં માત્ર સ્વરૂપ નગ્ન;
ન દેવ કોઇ, નહીં કોઇ દાનવી,
આ લોકને તો સહુ માત્ર માનવી.

□ સુરેશ દલાલ

'પોથી સો થોથી બની, પંડિત બને ન કોય,'
અક્ષર તો નિરક્ષર થઈને લખ-લખ આંખે રોય.
શબ્દ-શબ્દમાં અર્થ ભર્યો, પણ નહીં આચાર નહીં પ્રીત,
પિંજરે બેઠા પોપટ જેવો, પંડિત તો વિપરીત;
ચશ્માં ઉપર ધૂળના ઢુવા, આપું તે કંઈ હોય,
પોથી સો થોથી બની, પંડિત બને ન કોય.
લખ્યું વાંચતો વિચાર વિના, ક્યાંય કર્મનો પ્રાસ નહીં,
મડદા જેવો પડ્યો રહ્યો એ, ક્યાંય શબ્દમાં શ્વાસ નહીં;
ધાગો ઝૂરે આંગળીઓમાં, નહીં પરોવવા સોય,
પોથી સો થોથી બની, પંડિત બને ન કોય.

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

□ સુરેશ દલાલ

'પાતળી પોરી તો પટિયાં પાડે ને અંબોડામાં આંટી',
હાથની મેંદી આંખમાં આંજી, જે વ્હાલ ભરીને વાટી.
બિંદી ગાલે, હાથમાં ઝાંઝર, માંજર જેવી ચાલે રે,
સાવ એકલી તોયે જાણે મનમેળામાં મ્હાલે રે;
ઉજાગરા વિનાની આંખો ગુલાલ ભરીને છાંટી;
પાતળી પોરી તો પટિયાં પાડે ને અંબોડામાં આંટી.
કાનને કહે કે વીંટી પ્હેર ને આંગળીઓમાં બુટ્ટી,
દર્પણને તો કહ્યા કરે: મને ભર બજારે લૂંટી;
કોઈ નથી તોયે ઘૂમટો તાણી અહીંથી તહીં એ નાઠી,
પાતળી પોરી તો પટિયાં પાડે ને અંબોડામાં આંટી.

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

## હાસ્ય-લેખકનું વસિયતનામું □ રતિલાલ બોરીસાગર

કદાચ હું કાલે નહીં હોઉં -
(કાલે નહીં તો પરમ દિવસે નહીં હોઉં -
પેલે દહાડે નહીં હોઉં -
કોઈક દિવસ તો નહીં જ હોઉં!)
કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મેં ખરીદીને ભેટ આપેલાં પુસ્તકોનું
બિલ ચૂકવવું બાકી છે,
કાલે જો પવન વાય તો કહેજો કે
દિલ્હી સાહિત્ય અકાદમીની ડાળ પરથી
પારિતોષિકનું પક્વ ફળ ખેરવવું બાકી છે;
કાલે જો સાગર છલકે તો કહેજો કે
બોરીસાગરને રણજિતરામ ચંદ્રક મળવો બાકી છે;
કાલે જો ચંદ્ર ઊગે તો કહેજો કે
બિલ ન ભરવાને કારણે
કપાઈ ગયેલું વીજળીનું કનેકશન જોડવાનું બાકી છે;
કાલે જો અગ્નિ પ્રકટે તો કહેજો કે
સિલિન્ડર અને ઘાસતેલની તંગીને કારણે
બોરીસાગરને ઘેર
ચૂલો સળગવાનો બાકી છે
કદાચ હું કાલે નહીં હોઉં
(કાલે નહીં તો પરમ દિવસે નહીં હોઉં-
પેલે દહાડે નહીં હોઉં -
કોઈક દિવસ તો નહીં જ હોઉં -)
(સ્વ. સુરેશ જોશીની ક્ષમાયાચના સાથે)

## પંડિતજી □ અજ્ઞેય □ સુરેશ દલાલ

(હિન્દી)
અરે ભાઈ, પંડિતજીએ પોથી બંધ કરી દીધી છે.
પંડિતજીએ ચશ્માં ઊતારી દીધાં છે.
પંડિતજીએ આંખો મીંચી દીધી છે.
પંડિતજી ચૂપ થઈ ગયા છે.
ભાઈ, આ ક્ષણે
પંડિતજી કેવળ આદમી છે.

## આલા ખાચરનું ઊંહું □ રમેશ પારેખ

જાગીરબાગીર પેશાબવત્
ને હું - આલો ખાચર - ધૂળનો ધ.
આલ્લીલી વાડીય, કઉં છું,
ભલે ગળચી જાય હરાયાં ઢોર.
ઠૂંગાપાણી અગરાજ.
ડાયરાવેડાં બંધ.
અંત:પુરનાં છિનાળાં સ્ટોપ.
અરે, અસ્તરીની આખી જાત મર્યને નાબૂત થઇ જાય.
થોભિયાં પડે ભાડ્યમા.
તાવ નથી દેવા.
સરપંચ નથી થાવું.
બધી બાચ્છાઇ જાય ચૂલમાં.
ને આબરૂની માને પૈણે કૂતરા.
અરે, વરલી મટકુંય ન ખપે, જા....
હાળું એકનું એક, એકનું એક, કેટલી વાર ?
સૂરજદાદો ગોલકીનો મર્ય નો ઊગે,
ડેલીએ કિસનલાઇટ મર્ય નો સળગે,
બાવડાં મર્ય થઇ જાય ચીંથરું.
આંખ્યુંના ગોટા મર્ય ઢબી જાય.
નથી હાંભળવી તબેલામાં વિચારોની હેષા.
તર્કનું ભાલું ભલે લટકે એની માના છક્કામાં.
 ભાષાનાં લિંગ મર્ય ઉંદર તાણી જાય.
ભલે ઠકરાણાંની છેડતી કરે આખ્ખું ગામ.
ગધનું આ એકનું એક, કેટલી વાર ? કેટલીક વાર ?
કેટકેટલી વાર ?

પત્તર ખાંડ મા.
તાંબાકૂંડીનું પાણી ઢોળી નાખ્ય. બહુ નાહ્યા હવે.
હુક્કો ઠરતો હોય તો ઠરવા દેને ભાઇશાબ.
પકવાનની થાળી !-

અરે હૈણકું રાંધ્યું હોય તો મેલ્ય એમાં પૂળો.
એકનું એક.
એકનું એક.
એકનું એક.
ને એકનું એક કેટલીક વાર? કેટલીક વાર?
કેટલીક વાર?

આજ
નો થયેલ મર્ય થાય.
મર્ય ઉઘાડે છોગ થાય.
છે કોઇ હાજર?
સાંભળે છે કોઇ મારો સાદ?
હું છપ્પન ભાયાતુંનો શિરમોર
સૂરજવંશની શગ
બોંતેર પેઢીનું નાક
ધગધગતા લોહીનો ધણી
આલો ખાચર
કોઢિયા માણહની જેમ રગરગું છઉં
બાપલિયા.....
લઇ આવ્ય, લઇ આવ્ય,
ગમે ત્યાંથી
તાંસળી ભરીને રોણું લઇ આવ્ય.
આલા બાપુને આજ રહરહ રોવાનાં મન થિયાં છે.....

## શ્વાનવૃત્તિ, ગજવૃત્તિ

□ - હ. ભાયાણી
(સંસ્કૃત)

રોટલો બટકું જે આલતો
તે પ્રતિ
પુચ્છ પટપટાવતાં ઢળવું ચરણે
વળી ભોંય આળોટતાં
ઘામણું ડાચું ને પેટ દેખાડવાં -
આ સહજ શ્વાનવૃત્તિ
પરંતુ, કરે ધીરી દૃષ્ટિ
અને કેટલુંયે મનાવે-પટાવે
અરે! તે પછી લે જ આહાર ગજપુંગવ.

## કવિ છગનપુરાણ □ અનિલ જોશી

ભરઉનાળે છગન નીકળ્યો મકાન ખોળવા નાનું રે....
ખાંખાંખોળાં કરતાં કરતાં હાથમાં આવ્યું છાણું રે
ઓનરશિપમાં આભ મળ્યું ને લીઝ ઉપર આ દર્યો રે
સુકલકડી કાયાનો ભાડૂત કેટલા ઘરમાં ફર્યો રે
છગન કહે : મને નગદ સાચથી ઓછું કંઇ ના ચાલે રે
ભાડૂતી સાચકનાં કટપીસ સેન્ટર ખૂલશે કાલે રે
સાચની ફેરી કરતો નીકળે ઊગતી પૂનમ રાતે રે
ચંદ્રભરેલી થાળી લઇને ભટકે માનવજાતે રે
ગીતવલૂરી ટાણે છગનો કૃમિકુઠારસ પીતો રે
તાવડી ઉપર રાઇની માફક તતડે એનાં અતીતો રે
છગન-મિત્રવર્તુળ છગનને ઓબ્જેક્ટિવલી નિરખે રે
ગામ આખાનું જોણક થઇને રહ્યો છગનિયો હરખે રે
છગન કહે : હું રહ્યો ફેરિયો પગ વાળી નહીં બેસું રે
કાળમીંઢ ખડકોના વનમાં ભટકું લઇ હલેસું રે
વાટ જોઇને શબરી થાકી આંખ્યું લઇ ઉછીની રે
સહરા ઉપર ઊડતી ચકલી મૃગજળ છાંટે ભીની રે
છગન-મિત્રવર્તુળ વદે : આ કમઅક્કલ છે બગલો રે
ગામ આખાના ઉંબરા ભાંગે નહીં કોઇનો સગલો રે
ષષ્ઠીપૂર્તિના કોઇ પ્રસંગે છગન કહે : 'નહીં આવું રે'
છગન માટે વેણ નાખીને પાછળથી પસ્તાવું રે ?
છગન વિહરતો જાણે કોઇએ ઢીંચણિયું ધકેલ્યું રે
પૂંઠે પેટ્રોલ મૂકી કોણે કૂતરું છૂટું મેલ્યું રે ?
લોક કહે : 'તું એડજસ્ટ થઇ જા ! મળશે મોટાં માન રે
તારા પ્રોબ્લેમ સોલ્વ થશે આંગણિયે ઊભશે વાન રે'
સારસ્વતોની વચ્ચે છગનો બાઘા જેવો લાગે રે
કવિતા વાંચી ઊભી પૂંછડીયે લાગ જોઇને ભાગે રે
ગુણવંતી ગુજરાતે ઊતર્યાં સારસ્વતનાં ટોળાં રે
એકબીજાનો વાહો કરતાં માથે આવ્યાં ધોળાં રે
છગન કહે : 'ટાવરના કાંટે ચકલી માળો બાંધે રે

વેરણછેરણ તણખલાં કિયા સગપણથી કોઇ સાંધે રે ?'
પાર્ષદ કલ્ચર વિકસ્યું એવું મહાદેવ રખડે રેઢા રે
લૂ ઝરતી વેળાના ખેડૂત કપાસિયે જઇ બેઠા રે
કળજગ એવો બેઠો કે ના ઓળખિયાં અપમાન રે
ગામઉધારી વધી ગઇ તો કરાવિયાં સન્માન રે
છગનકથા જે ભલા ભાવથી સાંભળશે નરનાર રે
વિફળતાના ફળની સાથે ફળશે મંગળવાર રે

## ધીંગાણું □ રમેશ પારેખ

બાપુના ગઢમાં બધી જણસ છે, બે વાતની ખોટ છે
પહેલું તો કે' યુદ્ધ થાય નહીં, બીજું ફાટલો કોટ છે.
શિરોહી તલવારનું લટકવું વર્ષોજૂનું ખીંટીએ
ને ફાટ્યો છે કોટ કાળબળથી આડીઊભી લીટીએ
બાપુ કહેતા : 'નોતરાં દઇ દઉં દેમાર બારોટને
શત્રુ મારું એમ આજ બખિયા મારી દઉં કોટને'
દોરાસોતી સોયથી પલકમાં દારુણ હલ્લો કર્યો
ને બાપુએ કોટને કસબથી કાતિલ ટેભો ભર્યો
ત્યાં તો 'લોહી' એમ ચીસ સહસા પાડી ઊઠી આંગળી
ને બાપુના ટેરવે રગતની શેડ્યું ફૂટી નીકળી
'ખમ્મા, ખમ્મા બાપ....' એમ કહીને બાપુ કરે હાકલા
ખીંટીથી તલવારને લઇ કરે લોહી વડે ચાંદલા
થાતું બાપુને : બહુ શુકનવંતો આપણો કોટ છે
કિંતુ એક જ ખોટ, આજ અહીં ના એકકેય બારોટ છે.

## અષાઢના પ્રથમ દિવસે □ ઉદયન ઠક્કર

અહીં મેં પ્રથમ મેઘને વ્યથા સંભળાવી લીધી...
...અને ત્યાં પ્રિયાએ તરત તાડપત્રી લગાવી લીધી !

કોઈ બાંધી કંઠી ફરે, કો યજ્ઞોપવીતને ધરે
અમે જલસીકરમાલિકા ગળામાં સરાવી લીધી

કે વરસાદના નામ પર કૈં કૈં અડપલાં થયાં -
નદીએ વગર હક્કની જમીનો દબાવી લીધી !

હરિતવર્ણી ચોળી નીચે અચાનક ઊગી ટેકરી !
વરસ સોળની છોકરી કોણે સત્તરાવી લીધી !

બે આંખોના ગલ્લા ઉપર ધસારો થયો દૃશ્યનો
પલક-વારમાં તો જીવનભરની આવક કમાવી લીધી

નદીઓ ભયી બાવરી, અને ઘાસ બોલી પડ્યું
વછેરા સફાળા થયા, મેં કૂંપળને ચાવી લીધી

આ હેલીમાં સૃષ્ટિ સકળ રસાતાળ જાશે કે શું ?
પણ વર્ષાને પૂરેપૂરી ધરાએ પચાવી લીધી

પરોઢે કૂણા તાપને, મળ્યા આપ તો આપને
મળ્યું જે પ્રથમ તેને મેં ગઝલ સંભળાવી લીધી.

## ત્યારે અને હવે

**□ ચંદ્રકાંત ઈસઈ □ જયા મહેતા**

(મરાઠી)
તે જ ઝૂંપડી
જ્યાં વડદાદાનો જન્મ થયો...
તે જ ઝૂંપડી
જ્યાં પિતાનો જન્મ થયો...
તે જ ઝૂંપડી
જ્યાં પુત્રનો જન્મ થયો...
તે જ ઝૂંપડી
જ્યાં પૌત્રનો જન્મ થયો...
તે જ ઝૂંપડી
તે જ ગટર...
તે જ દુર્ગંધ
તે જ અંધકાર...!
'ઘોષણા' પણ તે જ છે
દેશ ગુલામીમાં હતો
આજે સ્વાતંત્ર્યમાં છે ?

## “બંધ”નાં એલાન □ નિર્મિશ ઠાકર

હાથને કહો ઉઠાવે પ્હાણ,
હવે તો “બંધ” એ જ કલ્યાણ;
ચલો, તો શરૂ કરો રમખાણ :
હાથને કહો ઉઠાવે પ્હાણ.

ખીજ્યાં, બબડ્યાં, વિષ્ટિ, વિનવણી
કીધાં નમણાં કર્મ;
આર્યસુજનતા જોક ગણી તો
“બંધ” એ જ યુગધર્મ :
સજીવન થાય પડ્યા સૌ પ્હાણ,
ચલો તો શરૂ કરો રમખાણ.

દ્રૌપદીની હજી વેણ છૂટી છે -
ટી. વી. સીરિયલ માંહ્ય,
ટી. વી. માં લપટાવ્યાં, ભૂલવી
ઉદર તણી આ લાહ્ય !
ટી. વી. માં નજર હવે ના તાણ !
હાથને કહો ઉઠાવે પ્હાણ.

મેહુલો બોલે, વાયુ હુંકારે
ત્યમ ગરજો સિંહબાળ !
ભણતર છોડો, સઘળું તોડો
ગજવો ઘર ને નિશાળ !
ડગમગ કરો ડોલતું વ્હાણ,
ચલો, તો શરૂ કરો રમખાણ.

નૃલોક જોશે, કાળ નીરખશે
કુદરતનો આ અંશ !
પૂજાતો પથ્થર ઊછળે તો...
ભલે કરે વિધ્વંસ !
ઊગે જો ! નભ રણ-યુગનો ભાણ :
હવે તો “બંધ” એ જ કલ્યાણ;
વિધિએ લખ્યાં હશે રમખાણ !
હાથને કહો ઉઠાવે પ્હાણ.

## આલા બાપુ આવ્યા છે

□ રમેશ પારેખ

આલા બાપુ આવ્યા છે, આવ્યા છે,
સાથે શું શું લાવ્યા છે ? લાવ્યા છે.
રાતી લબરક આંખ્યું લાવ્યા
આંખોમાં અડસટ્ટો લાવ્યા
અડસટ્ટામાં રણવટ લાવ્યા
શ્વાન એક પુછકટ્ટો લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે.
મૂછભરેલું મસ્તક લાવ્યા
મસ્તકમાં એક ધાડું લાવ્યા
ધાડે ધાડે રૈયત લાવ્યા
થીગડિયું રજવાડું લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે.
સૂરજવંશી લોહી લાવ્યા
માલીપા ભડભાદર લાવ્યા
પગની ઉપર પેડૂ લાવ્યા
પેડૂ નીચે ધાધર લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે.
ગબડાવેલું ગાડું લાવ્યા
એમાં ઓહો, દરસણ લાવ્યા
પાંચ હાથની ડોળી લાવ્યા
એમાં ગધનું ઘડપણ લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે.
બાકી તો બે બાહુ લાવ્યા
એમાં 'બાપો-બાપો' લાવ્યા
હચમચતો ગોકીરો લાવ્યા
લહલહ મારો-કાપો લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે.

□ અખો

અનુભવી આગળ વાદ જ વદે, ઊંટ આગળ જયમ પાળો ખદે.
ઊંટ તણાં આઘાં મેલાણ, પાળાના તો છંડે પ્રાણ.
અખા અનુભવી ઈશ્વરનું રૂપ, તો સાગર આગળ શું કૂદે કૂપ ?

# પોસ્ટર અને માણસ

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિંદી)

હું પોતાને નાનો દબાયેલો
વિશાળકાય મોટાં મોટાં પોસ્ટરોની
નીચે ઊભો ઊભો જોઈ રહ્યો છું –
જેમની તરફ
જોતું જોતું
એક ટોળું
પસાર થઈ રહ્યું છે
હસતું, ગાતું, ઊછળતું, કૂદતું –
એક તેજ ગતિ, એક ભાગમભાગ,
એક ધક્કમધક્કા, એક સ્પર્ધા
જેમની ચારે તરફ છે
પણ તેઓ ચૂપ છે :
એ બધાના મોઢા પર એક જ ભાવ છે,
એ બધાની એક જ મુદ્રાઓ છે
રંગોથી ભર્યાભર્યા ચમકદાર, ભડક,
બધાનાં આકર્ષણોનું કેન્દ્ર
તેઓ બધા એક જ જગા પર ઊભા છે –
પોસ્ટર – વિશાળકાય પોસ્ટર –
લોકો એમને જોઈને હસે છે
મોં બગાડે છે, સીટીઓ વગાડે છે,
ઉદાસ થઈ જાય છે
સ્ત્રીઓ એમને જોઈને હસે છે,
હોઠ દબાવે છે,
આંખો આંખોથી વાતો કરે છે,
છોકરાઓ ટા-ટા કરે છે,
ખુશ થઈને શોરબકોર કરે છે,
કાલી બોલીમાં બોલાવે છે :

અને હું એમની સામે
નાનો દબાયેલો ઊભો છું.
અણઓળખ્યો, અજાણ્યો,
આ પ્રતીક્ષામાં જો કદાચ
ક્યારેક કોઈ ભૂલી પડેલી દૃષ્ટિ
મારી પર ટકી રહે
કદાચ કોઈ મને બોલાવે,
કદાચ કોઈની સૂની નજર
મને જોઈને ચંચળ થઈ જાય,
કદાચ કોઈ – કદાચ કોઈ
મને ઓળખે – મને બોલાવે :
પણ હું જોઉં છું
કે આજના જમાનામાં
માણસ કરતાં વધારે, લોકો
પોસ્ટરોને ઓળખે છે,
તેઓ માણસ કરતાં મોટાં સત્ય છે.
પોસ્ટર
જે બીજાની વાત કહે છે,
જેમાં આકર્ષણ છે પણ જીવ નથી,
જે ચોકમાં ઊભા રહે છે,
બધાનો રસ્તો રોકે છે, બધાને ટોકે છે,
પણ કોઈની સાથે કોઈ નિસ્બત નથી,
જેમનામાં દિલ, દિમાગ, આત્મા, કંઈ પણ નથી,
કેવળ રંગ – ઘેરા, ભડક રંગ છે,
જેમને હૃદય નથી પણ પ્રેમનો સંદેશ આપે છે,
જે એક આકાર છે, માત્ર આકાર
જેમની કોઈ સીમા નથી –
જેમની મુદ્રાઓ,
જેમનાં હાથપગ, નાકકાન,
આંખ, મોં, દિલ, દિમાગ,
બધું બીજાનું છે;

# પોસ્ટર અને માણસ

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિંદી)

હું પોતાને નાનો દબાયેલો
વિશાળકાય મોટાં મોટાં પોસ્ટરોની
નીચે ઊભો ઊભો જોઈ રહ્યો છું –
જેમની તરફ
જોતું જોતું
એક ટોળું
પસાર થઈ રહ્યું છે
હસતું, ગાતું, ઊછળતું, કૂદતું –
એક તેજ ગતિ, એક ભાગમભાગ,
એક ધક્કમધક્કા, એક સ્પર્ધા
જેમની ચારે તરફ છે
પણ તેઓ ચૂપ છે :
એ બધાના મોઢા પર એક જ ભાવ છે,
એ બધાની એક જ મુદ્રાઓ છે
રંગોથી ભર્યાભર્યા ચમકદાર, ભડક,
બધાનાં આકર્ષણોનું કેન્દ્ર
તેઓ બધા એક જ જગા પર ઊભા છે –
પોસ્ટર – વિશાળકાય પોસ્ટર –
લોકો એમને જોઈને હસે છે
મોં બગાડે છે, સીટીઓ વગાડે છે,
ઉદાસ થઈ જાય છે
સ્ત્રીઓ એમને જોઈને હસે છે,
હોઠ દબાવે છે,
આંખો આંખોથી વાતો કરે છે,
છોકરાઓ ટા-ટા કરે છે,
ખુશ થઈને શોરબકોર કરે છે,
કાલી બોલીમાં બોલાવે છે :

# વ્યંગ્ય નહિ બોલો

□ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશ્રી દલાલ

(હિન્દી)
વ્યંગ્ય નહીં બોલો.
ડંખે છે જોડા તો શું થયું
પગમાં નહીં તો
માથા પર રાખી દો
વ્યંગ્ય નહીં બોલો.

આંધળાનો સાથ મળી જાય તો
પોતે પણ આંખ બંધ કરી દો,
જેમ બધા શોધે છે
રસ્તો તમે પણ શોધો.
વ્યંગ્ય નહીં બોલો.

શી જરૂર છે ખોદવાની,
દરેકના ચક્રવ્યૂહ છેદવાની,
સત્યને માટે
હથિયાર વગર તૂટેલું પૈડું લઈને
લડવા કરતાં વધારે સારું છે
જેવી છે દુનિયા
એની સાથે થઈ જાઓ
વ્યંગ્ય નહીં બોલો.

કંઈક શીખો કાચીંડા પાસેથી
જેવી શાખા એવો રંગ
જીવવાનો એવો જ છે સાચો ઢંગ
પોતાનો રંગ બીજાથી જુદો પડી જતો હોય તો
એને ઘસીને ધોઈ નાખો
વ્યંગ્ય નહીં બોલો.

ભીતર કોણ જુએ છે
બહારથી સરસ રહો
આ નહીં ભૂલો
આ બજાર છે
બધા આવે છે વેચવા,
રામ-રામ કહો
અને માખણ-મિસરી ઘોળો.
વ્યંગ્ય નહીં બોલો.

□ પ્રેમાનંદ

આડા ઊતરે, ખંખારા કરે, તોહે ભામિની ન ભાળયં;
આસનથી પડયા કો લડથડયા, શકે પોહોત્યા કાળયં.
બોલી ન શકિયા, ચિત્ર-લખિયા, કો નમે વારોવારયં;
સમીપ ધસિયા, મુગટ ખસિયા, પૂંઠેથી સેવક ધારયં.
કો કનક કાપે, લાંચ આપે, સાહેલીને સાધયં:
જોઈએ તો લીજે, વિખાણ કીજે, વિહિવા માહારો
બાંધય.'
લાંબી કોટ કરતા, નથી ઓસરતા, કહે 'હાર આરોપયં.'
ફરી મુગટ બંધે પ્રેમફંદે પડયા નવ હે કોપયં.
રાજાનાં ગૌર ગાત્ર તૃણમાત્ર તે તારુણી મન લેખયં;
મુખ મરડે, આંખ તરડે, અનેકને ઉવેખયં.
('નળાખ્યાન'નો એક અંશ)

## સાંભળો રે સાંભળો

□ ર.કૃ. જોશી □ જયા મહેતા

(મરાઠી)

કાલે હું મારી સંપત્તિ જાહેર કરવાનો છું
ભાંગીતૂટી
ત્રણ
ખુરશી
ઘોબા પડેલાં
ચારપાંચ
વાસણો
સનમાયકામાં
તડ પડેલું
ટેબલ
એક

બે ડિઝાઈનનાં
બે કપરકાબી
ન ચાલતું લાઈટર
લીક

□ પ્રેમાનંદ

ભીમક ભૂપને દિયે માન, આવી રહ્યા સર્વ રાજાન;
ગાનારી ગાયે ગીત-ગાથા, બાંધે તોરણ, દેવાયે હાથા.
વસ્ત્ર કેસરમાં ઝાકમઝોળ, બેઠા આસને આરોગે તંબોળ;
વર થઇ બેઠા પ્રાણી માત્ર, સમાં કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ઠનાં ખોડ, તેહને દમયંતી વર્યાના કોડ;
બાળક, જોવન ને વૃદ્ધા, તેહને દમયંતી વર્યાની શ્રદ્ધા.
કો કહે : 'મોટા કુળના કૂંઅર', કો કહે : 'આદ્ય અમારું ઘર.'
આશા-અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ને મૂક્યાં પર.
ઘરડા થયા નાહાના વર, વતાં કરાવતાં ભાંગ્યા છર;
તનમન કન્યાને અરપણ, આગળથી ટાળે નહિ દરપણ.
કેટલા કરે તિલકની રેષ, કેટલા કરે માંહોમાંહે દ્વેષ;
કેટલા કરે માંહોમાંહાં પૂછાપૂછ, 'હું કેવો છઉં' કહી મરડે મૂછ.
જેહેના મુખમાં નહિ દંત, તેહેને પરણવાનું ચંત;
કેવલ વૃદ્ધ ને ડાચાં મળિયાં, તે બેઠા ટૂંપાવી પળિયાં.
જોશીની પ્રણિપત્ય કરી દેખાડે હાથ ને જનમોતરી :
'જો દમયંતી મુને પરણે તો જોશી ! હું લાગું ચરણે.'
જેહેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ ઊંચાં કરી ગલોઢાં, ગહેલા જુએ કાચમાં મોઢાં.
પૂરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય.

('નળાખ્યાન'નો એક અંશ)

## ભાભા થઈ ગયા છે

□ અમૃત ઘાયલ

ન જાણે કેમ આભા થઇ ગયા છે
બિચારા સાવ ગાભા થઇ ગયા છે
સમયની એવી લાગી છે નજર કે
જુવાનો સાવ ભાભા થઇ ગયા છે

## પ્રીતિયજ્ઞ !

મનસુખલાલ ઝવેરી

'સહુયે કવિને માત્ર પત્ની નહિ: પ્રિયતમા
પણ હોય; મને કેમ તો પછી ન હોય એ ?
કવિ શું નથી હું ?- કહી કવિએ પ્રતિજ્ઞા લીધી,
'ગમે તેમ કરી એક પ્રિયતમા મેળવું.'

ખાદી હતી ધારી અને દાઢીયે ઉગાડી હતી,
ધીમું ધીમું બોલતાં ને ડોલતાંયે આવડયું;
ગાવાનુંયે માંડમાંડ ગળામાં બેસાડી દીધું,
કવિપદ થયું આમ સૂતરું ને સોહ્યલું.

ખોટ હતી એક માત્ર પ્રિયાની : તે પૂરવાને
કટિબદ્ધ થયા કવિરાજ; હવે વાર શી ?
કવિતા સમાન હતી કામધેનુ આંગણામાં:
આપશે પ્રિયા અવશ્ય એહ : દરકાર શી ?

પ્રિયાતણી શોધમાંહે કવિરાજ સંચર્યા એ,
મનમાં મોતીના ચોક ભાતભાત પૂરતાં;
નમણી કો નારકેરાં નેણથી વીંધાવ્યું ઉર,
વેણથકી કોકકેરાં કાળજું કપાવતા.

ચોટલો બનીને ફણા નાગતણી ડસ્યો કોક,
ચન્દ્રકલા જેવી વેણી કોકની ચળાવતી;
થળેથળ કવિરાજ પ્રિયા, પ્રિયતમાઓને
પેખતા; ને એકને નિહાળી અન્ય ભૂલતા.

પણ ખોટ મોટી કવિહૈયે સાલી એક છેક :
નયનો ન કોઈતણાં એમને નિહાળતાં !

પાડોશીની પોરી એક એવામાં ત્યાં આવી ચડી,
કહે : 'કાવ્ય આટલું આ, ભાઈ, સમજાવશો ?'
'જરૂર જરૂર ! લાવ, કયું કાવ્ય ? જોઉં' કહી
ચોપડી ઉપાડી, ત્યાં તો કાવ્ય નાનાલાલનું
'સ્નેહધામ સૂનાં સૂનાં' નીકળ્યું : ને કવિકેરું

હૈયું ફૂલ જેમ ખીલી ઊઠયું પૂર બ્હારથી.
પોરી પ્રસન્ન બની; પૂનમના ચન્દ્ર જેવા
મુખે કવિરાજે એના હર્ષને નિહાળિયો.

કાવ્યરસે મગ્ન એક પોરીમાંથી પ્રિયતમા
પ્રકટાવવાનો યજ્ઞ કવિવરે આદર્યો.
એની સાથ બેસી રોજ કાવ્ય વાંચવાનું શરૂ
દીધું કરી એમણે, ધરીને ભાવ ધર્મનો.

ન્હાનલનાં ગીત વાંચ્યાં : 'કલિકા'ય વાંચી અને
માણેકનું 'મોહબતને માંડવે'ય વાંચિયું;
નાગરિક પ્રેમ ઉમાશંકરનો જોયો વળી,
મસ્તીતણી છોળ સુન્દરમ્‌ની ઝીલી લ્હેરથી.
વચ્ચે બેચારપાંચ કાવ્ય પોતાનાંય વળી
હળવેથી કવિ રહ્યા હોંશભેર સેરવી.

પોરીની આંખ જરી ઘેનથી ઘેઘૂર બની,
આંખડી કવિની લીલા ન્હાળી રહી સ્વપ્નની.
વિજય રહ્યો ન દૂર : કવિ બની ચકચૂર
રહ્યા અજમાવી છેલ્લી યુક્તિ બેડાપારની.

હૃદયના ઊંડા ઊંડા મર્મને હલાવનારી,
દિલના જગાડનારી ગૂઢ ગૂઢ પ્રેમને,
આંસુમાં અમ્રતના સ્વાદને ચખાડનારી
કવિતાઓ શરૂ કરી કલાપીની વાંચવી.

દિન એક પોરી કહે, 'વિનતિ છે મારી એક',
કવિતણું હૈયું થયું ફાટફાટ ગર્વથી;
પોરીતણા ઉરમાં ન પ્રેરી શકે સ્નેહ તો તો
કલાપીએ કવિતા લખી તે શા જ કામની ?

ઉદ્દીપન આવું જાય વ્યર્થ કદી ? એમ ગણી
શ્રોતવ્યને સુણવાને કવિ બેઠા ધ્યાનથી.
'વિનતિ ? વિનતિ મને ? જરૂર, જરૂર, કહો,'
પોરી પેલી બેઠી ઢળી ઢળી જતી આંખથી.

શરમના શેરડાથી ગાલ બન્યા લાલ એના;
કવિજને વાંચી માંહી ગૂઢ લિપિ સ્નેહની.
લથડતી વાણી ત્યાં તો સરી મુખ મુગ્ધમાંથી
કવિતણો જીવ ગયો બેસી માંહી કાનની.
'થવાનાં છે લગ્ન મારાં વૈશાખી સાતમનાં,
કંકોતરી મોકલીશ પછી; પણ ફાંકડું
લખી મંગલાષ્ટક તમે મને આપો નહિ?'
–અને ગયા રંગ ઊડી કવિતણી આંખથી.

## પાછી આવી પળ નહિ મળે જિંદગીમાં કદીયે □ મનસુખલાલ ઝવેરી

આવો વક્તા! કવિગણ પધારો, પધારો બધાયે
જેને જેને હૃદય રમતી કામના કીર્તિકેરી;
હૈયું જેનું યશ અભિલષે યેન કેન પ્રકારે,
આવો! આંહી શત શત મળ્યાં માનવી મુગ્ધ ભાવે.

ને આંહી છે પરિષદતણા સારસર્વસ્વ જેવા
મુન્શી ને છે પ્રમુખ કવિયે રામનારાયણે આ,
ને બીજા તો ગ્રહ ઉપગ્રહો આંહી રાજે અસંખ્ય,
દીપે કોઈ નિજ દ્યુતિ થકી, પારકે તેજ કોક.

ને આંહી છે મનુજ વળી કે ભાવભીના અસંખ્ય
હોંશે જેનાં હૃદય તલસે શીઘ્ર અંજાઈ જાવા;
આવો! વેળા વિરલ વહી આ જાય જો જો! રખેને?
પાછી આવી પળ નહિ મળે જિન્દગીમાં કદી યે.

## ‘ઢ’ કવિતા □ વિજુ ગણાત્રા

ગીતા પર
હાથ મૂકી કહું છું કે
હે ઢ !
હું તને પ્રેમ કરું છું
આપણા પ્રેમના પ્રતીકરૂપ
આ ગુલાબ ગ્રહણ કર
કાલની જ વેણીનું છે
રહેવા દે
હું જ તારા બટન વગરના કોટમાં
ખોસી દઉં છું
તો હા
હું તને શું કહેતી હતી
પ્રેમ કરું છું એમ ને ?
પ્રેમ જ તો
તું જ મારો હૃદયેશ્વર, પ્રાણેશ્વર, પાતાળેશ્વર
એકોત્વમ્ દ્વિતીયોનાસ્તિ
પવન તું પાણી તું
રાણી તું ધાણી તું વેદ તું વાણી તું
જાણું છું
તારા ઢંગધડા વગરના રસ્તે
મને શિક્ષા પરીક્ષા મળવાની નથી
તારો ફોન હંમેશાં બગડેલો રહે છે
તે તો જોકે સારું જ
તારે નહીં કહેવું પડે કે
વ્હાય આર યુ લેટ અને
મારે નહીં જવાબવું પડે કે-
‘આઈ એમ એક્સ્ટ્રીમલી સૉરી, ડીયર !’
તારા ચાના કપમાં માખી પડી છે
તે કાઢી નાખ
માછલીઓ માટે જાળ આપણી પાસે નથી

□ અખો
તિલક કરતાં ત્રેપન થયાં, જપમાલાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાક્યા ચરણ, તોય ન પોહોતો હરિને શરણ.
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

મારી ચા ઠરી જાય એ પહેલાં
રકાબી પી લઉં
તારી હૅટ ચાડિયાને પહેરવા આપીશ
તો હું ના નહીં પાડું
કરોળિયો કે કાગડો માળો બાંધે તો
આપણને શું વાંધો હોઈ શકે ?
કોયલના રાગને વખાણવાની પણ તને છૂટ
બેલબૉટમ પહેરવાની પણ છૂટ
વરસાદમાં ભીંજાવાની અને તડકામાં
સુકાવાની પણ છૂટ
છૂટની છસ્સો દિશા તારી
તારી આંખોને કાન છે કે નહીં
હું સાચ્ચે જ તને....
રામાયણ પર હાથ મૂકી કહું છું કે
હું તને ચાહું છું
ઢાળ ઊતરતાં ઊતરતાં
આખી નદી ઢોળાઈ ગઈ અને
ઢીંગલીનો ઢીંચણ છોલાયો એમાં
ધજાએ લાંબી બનવાની શી જરૂર
ધજાગરાને ઢેબરાં ખવડાવશું
મજાગરાં ઢીલાં થઈ ગયાં હશે તો
મિસ્ત્રી બોલાવશું
ઈસ્ત્રી કરાવશું સળને
પળની પાઘડી ઉતરાવશું ને
બુકાની છોડાવશું
ઢ !
આપણે
ઢીંકણું, લોંકડું, પૂછડું ભલે
પણ ધુતારા તો નથીને ?
ઢાલ રાખે એ તો ઢીલા કહેવાય
ભાલ પર કાલ, લાલ, ચાલ, ચોર, મોર
ચિતરાવશું

આ તો વાયકાની વાત
કાળા લોહીએ કાળો તબૂ પીધો છે
કાપશો તો કાણા નીકળશે
મંત્રેલા ચાર દાણા નીકળશે
ઢ !
તને ઢમઢમ વાગવાની છૂટ
છમછમ નાચવાની છૂટ પણ
ઢગલા ભગલાના વેશ નઈ કાઢવાના ને
ખભે ખેસ નઈ નાખવાના
ઢબુ પૈસાના આપણેય
ઢોળ ચડાવીએ તોયે
ધૂળમાં ખોવાયેલા અને મૂળમાં મૂંઝાયેલા
આપણામાં એક ઝાડ સૂતું છે
પાણી પલાણી દોડયા કરવું ને નામ ઢેકું
ઠેબુ ઠોળ કરશે તોય
ધૂણી ધૂણીને ભુવાએ નાળિયેર
મસાણ ભણી નાખ્યું છે
ધમણે ધતૂરો ખાઈ લીધો છે
ચણ ચબુતરે ચોરી છે
કબૂતરોને કૅન્સર
ધૂ....ધૂ....સેન્સર
પેન્શનને હજુ પચાસ વરસ બાકી
સામે ઊભો તેં બાવો ખાખી
ઢ !
આપણે વાત રાખી ઢાંકી ને
રાખ રાખી રાતી
ઢ !
ચાલ રમીએ ધૂળેટી
ઉલેચી નાખીએ તળેટી
ધમાચકડી મચાવી દઈએ
પાંચ મણ પારો પચાવી દઈએ
ખોટ કાઈ ગયેલી ખારાશને
હૅન્ડલ લગાવી દઈએ કાં
હલેસું પકડાવી દઈએ
ઢચુંપચું ને ધૂતી લઈએ
ઢ !
આપણને દહીંનાં શુકન છે
ઢોળાયું ઓળંગી જઈએ
ઢ !
મૂકી દે હાથ મહાભારત પર
અને... અને....

## બે મિનિટનું મૌન □ કેદારનાથ સિંહ □ અશોક શાહ

(હિન્દી)

ભાઈઓ અને બહેનો
આ દિવસ ડૂબી રહ્યો છે
આ ડૂબતા દિવસ માટે
બે મિનિટનું મૌન.

ઊડી જતા પક્ષી માટે
અટકી ગયેલા જળ માટે
ઘેરાતી રાત માટે
બે મિનિટનું મૌન.

જે છે એને માટે
જે નથી એને માટે
જે હોઈ શકતું હતું એને માટે
બે મિનિટનું મૌન.

પડેલી છાલ માટે
તૂટેલા ઘાસ માટે
દરેક યોજના માટે
દરેક વિકાસ માટે
બે મિનિટનું મૌન.

આ મહાન શતાબ્દી માટે
મહાન શતાબ્દીના
મહાન ઈરાદાઓ માટે
મહાન શબ્દ
અને મહાન વાદ માટે
બે મિનિટનું મૌન.

ભાઈઓ અને બહેનો
આ મહાન વિશેષણ માટે
બે મિનિટનું મૌન.

## જાગૃતિ

### □ ત્રિભી ગૌડ □ રમેશ પટેલ

(હિન્દી)
એક ખરડો પસાર થયો
થોડો ઘોંઘાટ થયો.
એક નેતાએ ઊંઘમાંથી ઝબકી
બીજાને કોણી મારી પૂછ્યું –
"શું થયું ?"
જવાબ મળ્યો –
"દોસ્ત ! મને કશી જ ખબર નથી
હું તો
ખુરશી પર
ઊંઘી ગયો હતો !"

સ્થળ : બાદશાહ દુર્યોધનના "મંઝિલે ભાનુમતી" નામના મહેલનું દીવાનખાનું.
પાત્રો : અંધ ધૃતરાષ્ટ્ર, આંખે પાટા બાંધી અંધત્વનો દંભ કરતી ગાંધારી ને એ બંનેના અંધત્વનો લાભ લઈ દિવ્યચક્ષુ બનેલો સંજય.
સમય : ભાઈ ને ભાઇના વિગ્રહ લીધે થનારા જગતના પ્રલયકાળની નજીકનો સત્યયુગ.

ધૃતરાષ્ટ્ર બોલ્યા :

**મઝહબમયદાન-કુરુક્ષેત્રે, મળ્યા પાંડવ અને કૌરવ**
**જમા થઈ શું કર્યું તેણે ? બિરાદર બોલ તું સંજય !**

ઘડપણમાં પણ પ્રચંડ અવાજે ધૃતરાષ્ટ્રે લલકારેલી ગઝલ સાંભળી ગાંધારીએ વર્ષોથી આંખે બાંધેલો પાટો એકદમ છોડી નાખ્યો. "આ શું એકાએક 'એ' ગાંડા તો નથી થઈ ગયા ! ઘરડે ઘડપણ આ ઇશ્કી જુવાનની પેઠે એમને ગઝલ લલકારવાનો શોખ ક્યાંથી થઈ આવ્યો ?" પણ હજી વિચાર વાચાનું રૂપ લે તે પહેલાં તો સંજયે ધૃતરાષ્ટ્ર કરતાં પણ વધારે પ્રચંડ અવાજથી ગઝલ લલકારી એને આશ્ચર્યથી અવાક કરી મૂકી.

સંજય બોલ્યો :

**નિહાળી ચશ્મથી લશ્કર કંઈ દુશ્મનનું દુર્યોધન**
**જઈ ઉસ્તાદ પાસે લફ્ઝ કહ્યા, તે સુણ દોસ્તેમન !**

[દૃશ્યપરિવર્તન-કુરુક્ષેત્રની રણભૂમિ, લડવાને તૈયાર થઈ ઊભેલા પાંડવ તથા કૌરવના સૈનિકો, મોખરે એક રથ. તેમાં સારથિ તરીકે બેઠેલા શ્રીકૃષ્ણ ને અંદર લડવાની આનાકાની કરતો અર્જુન.]

અર્જુન બોલ્યો :

**બિરાદર, દોસ્ત ને ચાચા, ઊભા જો ! જંગમાં સામા,**
**કરીને કત્લ હું તેની, બનું કાફિર, ન એ લાજિમ.**

●

**ન ઉમ્મીદ પાદશાહતની, ન ખાહિશ છે ચમનની એ,**
**કરું શું પાદશાહતને, ચમનને ? અય રફીકે મન !**

●

**ધરી ઉમ્મીદ જે ખાતિર જીગરના પાદશાહતની,**
**ઊભાં તે જંગમાં મૌજુદ ગુમાવવા જાનદૌલતને.**

લથડતા જો કદમ મારા, બદન માંહી ન તાકત છે;
ન છૂટે તીર હાથોથી, જમીં પર જો પડે ગાંડીવ

આમ ઢીલા થયેલા અર્જુનને સંબોધતા કિંચિત્ હાસ્ય કરતા શ્રીકૃષ્ણે કોકિલ-કોમળ કંઠે ગાવા માંડ્યું :

દીવાનો તું બન્યો નાદાન, ધરે ગુમાન કાં ખોટું ?
ફના જ્યાં ના કંઈ થાતું, તહીં દિલગીરી શાને આ ?
ચલાવી દે છૂરી કાતિલ, કરે કાં ઢીલ સનમ પેઠે ?
અરે જો આ ઊભા સર્વે, ધરી ગર્દન છૂરી હેઠે.
જીગરને રાખીને મજબૂત, શરાબે જામ તું ભરની,
ચઢે તો લિજ્જતે જીન્નત, નહિ તો ગુફ્તુગુ તો છે.

અર્જુન બોલ્યો :

સુણી તુજ બંસરી ઘેલી, દીવાની નાજનીન રાધા
મીઠી કવ્વાલી પર તારી, દીવાને મર્દ હું અર્જુન.
ન કર તું ખત્મ ગાયનને, અહા બુલબુલ ! તું ગાયા કર
અરે બુલબુલ ! તું ગાયા કર, અહાહાહા ! તું ગાયા કર.

આમ કહીને અર્જુન ત્રણ ડગલે ઘેર પહોંચી ગયો. તેણે "બાગે અર્જુન"માં બેઠેલી દ્રૌપદીને બોલાવી તબલાની એક જોડ મંગાવી. તબલાની જોડી લઈ તેમાં પોતાનું મોઢું જોવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી દ્રૌપદી આવીને કિંચિત્ લજ્જાથી રક્ત થયાં છે કપોલ જેનાં એવી એ મંજુ સ્વરે બોલી, "હૃદયેશ,–પણ એક કૂદકે તબલાની જોડી ઝૂંટવી લઈ કંઈ પણ જવાબ દીધા વગર અર્જુન શ્રીકૃષ્ણ પાસે આવી પહોંચ્યો ને એ જમીન પર બેસી જઈ તબલાં વગાડવા માંડ્યો. શ્રીકૃષ્ણે ગઝલ ગાવા માંડી. દુર્યોધન ને યુધિષ્ઠિર એકેકનાં ગળાંમાં હાથ નાખી નાચતા નાચતા ગાવા લાગ્યા, "ડાલ ગલે બૈયાંમેં રોયે રોયે જાનીઆં."

નાચતા નાચતા થાકી ગયા ત્યારે બંને બેસી ગયા. દુર્યોધને યુધિષ્ઠિરને કહ્યું : "હું તો ગઝલ સાંભળીશ. મારે કંઈ રાજ્ય કરવું નથી. તું તારે રાજ્ય સમાલી લે !"

યુધિષ્ઠિરે પ્રત્યુત્તર વાળ્યો : "ના ના. મારે રાજ્ય જોઈતું નથી. હું તો કૃષ્ણની ગઝલ સાંભળતો મરી જવા માગું છું. રાજ્ય તો જનાબ આપ લીજિયે."

દુર્યોધન કહ્યું : "નહિ જનાબ આપ લીજિયે.'

આમ "જનાબ આપ લીજિયે" માં બંને રહી ગયા ને રાજ્યગાદી પર કોઈ ત્રીજો ચડી બેઠો.

('ગઝલમાં ગીતા'નો થોડો અંશ)


ઇન્દ્રલોક હવે
ઉદ્યોગ
પ્રધાન
ચંદ્રાસ્વામી
ચાલ મારા ઘોડા તબડક તબડક



લાભશંકર ઠાકર
વૈદ્ય 'પુનર્વસુ'
કાવ્યો
કાવ્યો
કાવ્યો
કાવ્ય મલમ
કાવ્ય વરખ
કાવ્ય ભસ્મ
કાવ્ય ચાટણ
કાવ્ય આસવ
બાળકો માટે બાળ કાવ્યો ગોળી
વૃદ્ધો માટે મકરધ્વજ કાવ્ય ગોળી
મોટેરા માટે કાવ્ય ગોળી
યુવાનો માટે કવિતા ગોળી
કવિતા
કવિતા
કવિતા
કાવ્ય ગોળી
કાવ્ય પડિકાં
કવિતા
બાળ કાવ્યો
કવિતા
કવિતા
કવિતા
કવિતા

# ૧૯૬૦ પછીની હિન્દી કવિતામાં વ્યંગ્ય

□ ડૉ. આલોક ગુપ્તા □ નૂતન જાની

(ધૂમિલ, રઘુવીર સહાય અને શ્રીકાંત વર્મા પર કેન્દ્રિત)

૧૯૬૦ પછીની હિન્દી કવિતાનો મૂળ સ્વર પ્રતિપક્ષનો છે. એના આક્રોશ, વિદ્રોહ અને આક્રમકતાના કેન્દ્રમાં ૧૯૬૨ની સાલ પછી ભારતીય બુદ્ધિજીવીઓને જેનો સામનો કરવો પડ્યો એ ભ્રમનિરસન છે. રાજકારણ, સ્વતંત્રતા, લોકશાહી અને તેનું બંધારણ આ સમયની કવિતાના મુખ્ય વિષયો હતા. સામાજિક વિસંગતિ પર આ પહેલાં પણ અનેક કવિઓએ કાવ્યો લખ્યાં હતાં. પરંતુ આ દિવસોમાં સ્પષ્ટપણે મનાવા લાગ્યું કે આનું મુખ્ય કારણ લોકશાહીની વ્યવસ્થામાં રહેલી નિષ્ફળતા અને એના અન્તર્વિરોધ છે. ભ્રમનિરસનના આ યુગમાં જે કવિઓની રચનાઓમાં વ્યંગ્ય, આક્રોશ અને આક્રમકતા વિશેષરૂપે દેખા દેતી હતી એમાં રઘુવીર સહાય, શ્રીકાન્ત વર્મા અને ધૂમિલ મુખ્ય છે. રઘુવીર સહાય અને શ્રીકાંત વર્માથી પણ વધુ ધૂમિલે પોતાની ઉગ્ર આક્રમકતાને કારણે મુક્તિબોધ પછીની કવિતાને વિશેષ પ્રભાવિત કરી છે. 'પટકથા'ના કાવ્યનાયકની રીસનું કારણ એ ભ્રમનિરસન છે જેણે એ સમયના પ્રત્યેક જાગૃત ભારતીયને પ્રભાવિત કર્યો હતો :

> હું મારી સંમોહિત બુદ્ધિ તળે
> એ જ લોકનાયકને
> વારંવાર ચૂંટતો રહ્યો
> જેની પાસે દરેક શંકા અને
> દરેક સવાલનો
> એક જ જવાબ હતો
> એટલે કે કોટના બટન-હૉલમાં
> મહેકતું ફૂલ
> ગુલાબનું.

ધૂમિલની આગલી પેઢીના રઘુવીર સહાય અને શ્રીકાન્ત વર્માએ રાજકારણીય વિઘટન પર વિશેષ વ્યંગ્ય કર્યો છે. શ્રીકાંત વર્માના પછીના બન્ને સંગ્રહોમાં સઘન વ્યંગ્ય અને એની પાછળ છુપાયેલી પીડા અને હતાશા એમના પક્ષપાતને સ્પષ્ટ કરી આપે છે. યુવાન કવિઓમાં ધૂમિલ જ એવા છે જેનામાં ખાસ કરીને દેશ, રાજકારણ અને સમાજની વિસંગતિઓ પ્રતિ તીવ્ર આક્રોશ અને ઉગ્ર આક્રમકતા નજરે પડે છે. આ વિદ્રોહનો સંબંધ આ પેઢીને સૌથી વધુ સહન કરવો પડ્યો એ પીડા સાથે છે. એ સાચું છે કે ધૂમિલમાં ચમત્કારી પંક્તિઓનો પ્રયોગ વધુ છે. એમનાં યૌનપ્રતીક આપણા કાવ્યસંસ્કારને આઘાત પહોંચાડે છે, આ મર્યાદાઓ હોવા છતાં રાજનૈતિક વિઘટન પર એમની પ્રતિક્રિયાઓ સૌથી વધુ પ્રભાવશાળી છે. 'આઝાદી'ની આ વ્યાખ્યા

આ પેઢીનો કવિ જ આપી શકે :

શું આઝાદી ફક્ત ત્રણ થાકેલા તરંગોના નામ છે
જેને એક પૈડું વેંઢારે છે
કે એનો કોઈ ખાસ અર્થ થાય છે ?

ધૂમિલની દૃષ્ટિ જનહિતનું સ્વપ્ન ન જોતી હોત તો એમની આક્રોશપૂર્ણ બેચેની ફક્ત અતિશયોક્તિ સાબિત થાત. પોતાની આ પ્રતિબદ્ધતાને કારણે કવિ મધ્યમવર્ગીય વ્યક્તિ અને પરિવેશની આંતરબાહ્ય વિસંગતિઓ પર ઘેરી ચોટ પહોંચાડે છે, પ્રજાના અજ્ઞાન અને જડતાને ઝીંકે છે, એની નિષ્ક્રિયતા પર વિક્ષુબ્ધ થાય છે, તો ક્યાંક મધ્યમવર્ગીય પ્રકૃતિ પર પ્રહાર કરે છે :

મારામાં પણ આગ છે. પરંતુ એ
ભભૂકીને બહાર નથી આવતી
કારણ કે એની ચારે બાજુ આંટા મારતું
એક "પૂંજીવાદી" મગજ છે
જે પરિવર્તન તો ઇચ્છે છે
પરંતુ ધીમે-ધીમે-

☆ ☆ ☆

કંઈક એ રીતે કે બગલ પણ ઢંકાયેલી રહે
અને વિરોધમાં ઉગામેલા હાથમાં
મુઠ્ઠી પણ ભિડાયેલી રહે...

મધ્યમવર્ગનાં જીવનમૂલ્યો, ભીરુતા અને દંભીપણાને આ કલ્પન કેટલી સરળતાથી વ્યંજિત કરે છે.

જોવાની વાત તો એ છે કે જ્યાં ઉગ્ર આક્રમકતા અને તીવ્ર આક્રોશ પ્રગટ થાય છે ત્યાં જ ધૂમિલની કવિતાની શક્તિ વિશેષ દેખાય છે. એમનો ચમત્કાર પૂર્ણ પંક્તિપ્રેમ અને વિચારસરણીના અંતર્વિરોધને બાદ કરીને સમગ્ર બાજુએથી વિચાર કરીએ તો ધૂમિલનો સંવેદનશીલ કવિનો ચહેરો છૂપો રહી શકતો નથી. ધૂમિલમાં વારંવાર લોકશાહી, સ્વતંત્રતા, દેશપ્રેમ, દેશસેવા વગેરે શબ્દોની પાછળ થઈ રહેલા નાટકનો પડદો ખસેડવાના સંદર્ભ આવે છે. અહીં જ એમની આક્રમકતા વધારે ઉગ્ર થાય છે, જે એમની સંવેદનશીલતાની ઘોતક છે. કવિની ખીજ અને આક્રોશને કારણે ક્યાંક ક્યાંક કાવ્યતત્ત્વને હાનિ પહોંચે છે. પરંતુ એમની કવિતામાં સંયોજનસૂત્ર સૂક્ષ્મ ભલે હોય, પણ અવશ્ય હોય છે. દૃષ્ટાંતરૂપે કવિતા 'એક કવિતા : કેટલીક સૂચનાઓ' લઈ શકાય. કવિ સૂચનાઓ આપતા જાય છે : 'સહુથી વધુ હત્યાઓ સમન્વયવાદીઓએ કરી/દર્શનિકોએ સૌથી વધુ ઝવેરાત ખરીદ્યું/....હીજડાઓએ ભાષણો આપ્યાં લિંગ-બોધ પર, વેશ્યાઓએ કાવ્યો વાંચ્યાં–આત્મશોધ પર/ પ્રેમમાં નિષ્ફળ વિદ્યાર્થિનીઓ અધ્યાપિકા બની ગઈ/અને નિવૃત્ત વૃદ્ધો સર્વોદયી... આ બધી સૂચનાઓને કવિતા બનાવનારું તત્ત્વ કવિની પીડા અને તરફડાટ છે જે આ વિસંગતિઓનું માત્ર સંયોજન

જ નથી કરતાં પરંતુ એના પર આક્રોશ કરતાં સ્વપ્નને મરવા નથી દેતાં. આને માટે કવિને અતીતમાં ડોકિયું કરવાનો વાંધો નથી :

એ કોઈ જુદો જ મહિનો હતો
જ્યારે પ્રત્યેક ડાળી પર ફૂલ ખીલતાં હતાં.

ધૂમિલના મૃત્યુ બાદ એમના બે કાવ્યસંગ્રહો : 'કલ સૂનના મુઝે' (૧૯૭૭) અને 'સુદામા પાડેનું પ્રજાતંત્ર' (૧૯૮૪) પ્રકાશિત થયા છે. જો કાવ્યોનો રચનાકાળ આપ્યો હોત તો એ જાણવું વધુ રસપ્રદ બન્યું હોત કે એમની કવિતામાં આક્રોશ અને આક્રમકતા ઉત્તરોત્તર વધી કે ઘટી. અહીં જે કવિતાઓમાં ભારતીય રાજકારણ અને રાજનૈતિક વિસંગતિઓને વિષય બનાવવામાં આવ્યાં છે, ત્યાં પણ વ્યંગ્ય એટલો જ ધારદાર છે. જોકે અહીં ધૂમિલ સંયમિત દેખાય છે :

ગોળીબાર પછી
છોકરાઓનું અદૃશ્ય થવું નવી વાત નથી
આ શાંતિનો વિષય છે
પણ ખબરોના ખડકલાની નીચે
સચ્ચાઈની જાણ ક્યારે થઈ છે ?
ગભરાવાની કોઈ વાત નથી અને
આ એટલું ખતરનાક પણ નથી
જેટલું કોઈ છોકરીની પાછળ પડવું.
(કર્ફ્યુ મેં એક ઘંટે કી છૂટ)

અહીં ગોળીબાર અને છોકરાઓના અદૃશ્ય થવાથી અધિક ખતરનાક 'કોઈ છોકરીની પાછળ પડવું' કહીને કવિએ સત્તાધીશોની સંકુચિતતા અને સંકીર્ણતાને ઉગ્ર આક્રોશ વિના ઉઘાડ આપ્યો છે. આ ઠંડા વ્યંગ્યનો દૂરગામી પ્રભાવ પડે છે. લાગે છે કે પ્રારંભનાં આક્રોશ અને આક્રમકતામાં ભ્રમનિરસનની પીડા અધિક છે. જેમ જેમ કવિ પરિસ્થિતિ વિશે ગંભીર ચિંતન કરતા ગયા છે, એ આવેશ અને આક્રમકતા ઘટતાં ગયાં છે.

ધૂમિલ પછી રઘુવીર સહાય એક એવા કવિ છે જેમણે જુદી શૈલીથી લોકશાહી પ્રણાલીની વિફળતા અને રાજકારણના ક્ષેત્રની વિસંગતિને પોતાની કવિતાનો મુખ્ય વિષય બનાવ્યો. એની પાછળ એમની માનવીય આસ્થા અને મનુષ્યના ઉત્તરોત્તર વિકાસનું લક્ષ્ય તો રહ્યું, પરંતુ ભાષા અને અભિવ્યક્તિ પ્રત્યે તેઓ વિશેષ સભાન રહ્યા. 'આત્મકથા કે વિરુદ્ધ' (૧૯૬૭) અને 'હસો હસો જલદી હસો' (૧૯૭૫)માં સંકલિત કવિતાઓમાં વ્યંગ્યાત્મક શૈલીનો વિશેષ પ્રયોગ થયો છે. બહારથી છાપાળવી લાગતી ભાષા જે તત્ત્વને કારણે સર્જનાત્મક લાગે છે એ પીડિત મનુષ્ય પ્રતિ એમની કરુણા અને વેદના છે. આ વેદના આ વિસંગતિપૂર્ણ પરિવેશમાં મનુષ્યની થઈ રહેલી ઉપેક્ષામાંથી ઉત્પન્ન થઈ છે. 'નયી હંસી' કવિતાની આ પંક્તિઓમાં નેતા અને અખબારોનું બિનજવાબદારીપણું અને સંવેદનારહિતતાને હળવી શૈલીમાં

નિરૂપવામાં આવી છે; પરંતુ આ હળવાશ કેટલા ગહન વ્યંગ્યમાં બદલાઈ જાય છે :

**વીસ મોટાં અખબારોના પ્રતિનિધિ પૂછે પચીસ વાર**
**શું થયો સમાજવાદ**
**કહે મહાસંઘપતિ પચીસ વાર અમે કરીશું વિચાર**
**આંખ મારીને પચીસ વાર હસ્યા પચીસ વાર**
**હસ્યાં વીસ અખબાર.**

અહીં 'વીસ' અને 'પચીસ' શબ્દોનું પુનરાવર્તન વ્યંગ્યને ઘેરો બનાવે છે. પત્રકારત્વના ક્ષેત્ર સાથે સંકળાયેલા હોવાને કારણે રઘુવીર સહાયમાં રાજકીય ચેતના વિશેષ છે. 'આત્મહત્યા કે વિરુદ્ધ' કવિતામાં 'સમય આવી ગયો છે' પદની આવૃત્તિ આખી કવિતાને એક વ્યાપક સંદર્ભ સાથે જોડી દે છે. ભ્રષ્ટ તંત્ર સાથે સંકળાયેલી વ્યક્તિ બેચેન છે પરંતુ વિદ્રોહ કરવાનું સાહસ ખેડી શકતી નથી. આ કવિતા જે રીતે સામૂહિક નપુંસકતાને ચિત્રિત કરે છે તે અન્યત્ર દુર્લભ છે. કવિતાના અંત ભાગમાં એના પુનરાવર્તનમાં વ્યંગ્ય ઉપરાંત ક્રોધ અને વેદના પણ ભળી જાય છે:

**સમય થઈ ગયો છે**
**દસ વરસ પછી પાછા પદારૂઢ થતાં જ,**
**નેતરામ, પદમુક્ત થતાં જ ન્યાયાધીશ**
**કહે છે : સમય થઈ ગયો છે-**
**સારો મોકો જોઈને પ્રધાનમંત્રી**
**માર ખાધેલો દળનો નેતા**
**ગાતોવગાડતો સુંદર યુવાનોને કહે છે**
**હારેલો દેશ.**

'હસો હસો જલદી હસો' સંગ્રહ વિશે શ્રી. સોમદત્તનું માનવું છે કે 'હસો હસો જલદી હસો' કહેતી વ્યકિત ભયભીત છે, આશંકિત છે અને છાનોમાનો સાંકડી ગલીમાં ભાગી જવા માગે છે. (દસ્તાવેજ ૧૩/૧૪ પૃ. ૧૨) આ સંગ્રહમાં દહેશત અને આતંકની છાયા છે. વિશેષ વાત એ છે કે અહીં વ્યંગ્યનું રૂપ બદલાઈ ગયું છે. નથી વધારે ઉબડખાબડ શબ્દાવલિ કે નથી કવિ શબ્દો સાથે વધારે રમતા :

**મોટો થઈ રહ્યો છે છોકરો**
**એ ઓજારો વગર**
**જેના વગર એ બનાવતો અને તોડતો મોટો થાય છે.**

દેશનું ભવિષ્ય મનાતી બાળપેઢી વિકાસનાં સાધનોના અભાવમાં મોટી થતી જાય છે. અહીં 'મોટી' શબ્દના સાર્થક પ્રયોગ પર ધ્યાન આપવું જોઈએ. બાળપેઢી મોટી થઈ રહી છે. 'હસો હસો જલદી હસો' કવિતામાં દહેશત અને આતંકને કારણે દિગ્મૂઢ થયેલા બુદ્ધિજીવી વર્ગની દયનીય સ્થિતિ નિરૂપાઈ છે. બીજી બાજુ રાજકારણના ક્ષેત્રની તાનાશાહીનાં આવાં દૃશ્યો અન્યત્ર દુર્લભ છે :

હસો, પોતાની જાત પર ન હસતા, કારણ એની કડવાશ
પકડાઈ જશે અને તમે માર્યા જશો
એ રીતે હસો કે બહુ આનંદિત ન દેખાઓ.

☆ ☆ ☆

હસતા હસતા કોઈને જણાવા ન દો
કે કોના પર હસો છો.

રઘુવીર સહાયના 'લોગ ભૂલ ગયે હૈં' (૧૯૮૨) સંગ્રહમાં પહેલાં જેવી વ્યંગ્યની ઉત્કટતા દેખાતી નથી. ડૉ. પરમાનંદ શ્રીવાસ્તવ આમાં કવિની ઊંડી અને વિશ્વાસપૂર્ણ સમાજ - ચિંતાને કેન્દ્રમાં રાખે છે. આને રઘુવીર સહાયની કવિતા-ધારાનો વળાંક ભલે માનવામાં આવે પરંતુ કવિએ 'સીઢિયોં પર ધૂપમેં' 'આત્મહત્યા કે વિરુદ્ધ' અને 'હસો હસો જલ્દી હસો'માં વ્યંગ્યના ક્ષેત્રની ઉપલબ્ધિનો અહીં પ્રયોગ નથી કર્યો. ક્યાંક ક્યાંક આવાં છૂટાંછવાયાં ઉદાહરણ મળી આવે છે:

હત્યાઓ યાદ રહી જાય છે લાશના ચહેરાઓ યાદ નથી
રહેતા
એમના જીવતાં તસવીરો ઓછી છપાઈ હતી
એ જ સ્વરૂપવાન ચહેરો વારંવાર દેખાય છે જે
લાશ પાસે અફસોસ કરતો ઊભો હતો.
રોજ ને રોજ જાણતા જઈએ છીએ આપણે
એ આપણો ચહેરો નથી.

રઘુવીર સહાય કરતાં જુદું જ વ્યંગ્યનું સ્વરૂપ શ્રીકાન્ત વર્મામાં મળે છે. 'માયાદર્પણ'ની અરાજક શબ્દાવલિ વાંચીને સહજ ભ્રમ પણ થાય કે આ શબ્દજાળની પાછળ કોઈ ગંભીર દૃષ્ટિ નથી પરંતુ રચનાના અંત સુધીમાં આ શબ્દજાળમાં ક્યાંક એવું તત્ત્વ આવી જાય છે જે એને કવિતા તરફ ખેંચી લાવે છે. શ્રીકાંત વર્માના અનેક શબ્દપ્રયોગો આપણી કાવ્યસૃષ્ટિને તોડે છે. પરંતુ એમની આ પ્રતિક્રિયાની પાછળ કવિની ગંભીર દૃષ્ટિ રહેલી છે. લોકશાહીની પદ્ધતિ હોવા છતાં પણ મનુષ્યની ઓળખ સમાપ્ત થતી જતી હોવાની બેચેની અને આક્રોશ આ કવિતાઓમાં પ્રગટ થયાં છે :

હું શું કરું ? શું હું જીવવાના પ્રયત્નોમાં
કોઈ અન્ય દુનિયામાં
જઈ મરું ?

★ ★ ★

હું કોઈ પક્ષને નહીં
કેવળ આ
નગ્ન પૂતળાને આપીશ મારો મત
નગરપાલિકાના ભરરસ્તે જે
હોજમાં મજાથી
પેશાબ કરી રહ્યું છે.

'માયાદર્પણ'માં આક્રોશ અને અસ્વસ્થતા અધિક છે, પરંતુ 'જલસાઘર' (૧૯૭૩)માં કવિનું ક્ષેત્ર વિસ્તૃત થયું છે. આ સંગ્રહમાં કવિની મુખ્ય ચિંતા યુદ્ધ અને યુદ્ધની ભયાનકતાથી માનવસમાજની મુક્તિની કામનામાં દેખાય છે. યુદ્ધનાયક, જલસાઘર, કલિંગ, પ્રજાપતિ, વર્ષફળ, ચૅકોસ્લૉવાકિયા જેવી કવિતાઓમાં યુદ્ધનો આતંક મૂર્ત થયો છે. કવિની સહાનુભૂતિ અને સંવેદના પ્રત્યેક દેશની એ જનતા સાથે છે જે યુદ્ધની ભયાનકતાને સહી રહી છે :

સૈન્યના અંધકારમાં લૂંટાયેલી
વીસમી શતાબ્દીનું માથું
પડે છે ચૅકોસ્લૉવાકિયા/
ધડ વિયેટનામમાં/
શેષ/ ઢાકામાં/ ચટગામમાં/
આભાર ચંગેઝખાન તું જ મળ્યો/
દરેક વળાંક પર/

('ઢાકા બેતાર કેન્દ્ર')

યુદ્ધના આતંકને મૂર્ત કરવો જ કવિનો ઉદ્દેશ નથી. એ બહુ બેચેનીથી 'યુદ્ધ કેમ ?- પ્રશ્ન પર વિચાર કરે છે અને પરોક્ષરૂપે એ માનવતા અને માનવીયમૂલ્યોની રક્ષા માટે આ પ્રશ્ન સાથે ટકરાય છે :

હું એ કહેવા માગું છું
આ દુનિયા
યાહ્યાખાનને માટે નથી બની.

એક તરફ યુદ્ધના આતંકની નીચે શ્વાસ લઈ રહેલી માનવસભ્યતા છે તો બીજી તરફ એવો માનવ-સમૂદાય છે જે પોતાના સંકીર્ણ વાતાવરણમાં પ્રસન્ન અને આત્મસંતુષ્ટ છે. આ વિસંગતિપૂર્ણ પરિવેશ અને યુદ્ધનો આતંક એમને વિચલિત સુદ્ધાં નથી કરતો. એ આત્મબદ્ધ અને આત્મમુગ્ધ બનીને પ્રસન્ન જીવન વિતાવી રહ્યો છે. કવિના વ્યંગ્યની ધાર આવાં સ્થળો પર આસાર નીકળી ગઇ છે :

નસીબદાર છે તેઓ જે ચૂપ રહીને
જોતા રહ્યા આખું દૃશ્ય
પડતાં રહ્યાં શબ
સાંભળતા રહ્યા ક્રિકેટ અને મૃત્યુના સમાચાર

શ્રીકાન્ત વર્મા કેટલાંય વર્ષો સુધી દેશના રાજકારણમાં સક્રિય ભાગ લેતા રહ્યા. આ સંદર્ભમાં સાહિત્યજગતમાં ઘણી ચર્ચા થઈ હતી. એમના રાજકીય જીવનની ઉન્નતિ અને પતનનો ઇતિહાસ આપણો વિષય નથી. પરંતુ આપણી જિજ્ઞાસા એ જાણવામાં જરૂર રહી છે કે એથી એમના સર્જક વ્યક્તિત્વ પર શો પ્રભાવ પડ્યો. આ અરસામાં લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'મગધ' અને 'ગરુડ કિસને દેખા હૈ' પ્રકાશિત થઈ ચૂક્યા છે. કવિના

વિકાસક્રમમાં આ સંગ્રહોની કવિતાઓ જોઈને નિરાશ થવું પડે છે. 'માયાદર્પણ' અને 'જલસાઘર' જેવી બેચેની અને આક્રોશ આ કવિતાઓમાં નથી. પૂર્વે લખાયેલી કવિતાઓ જેવી વ્યંગ્યની ધાર પણ એમાં નથી. પહેલાંની કવિતાઓમાં અવસ્થતા, તરફડાટ અને આક્રોશની સાથે સાથે કવિનું સાહસ અને એમની સંઘર્ષક્ષમતા સ્પષ્ટ દેખાઈ આવે છે. જ્યારે અહીં વસ્તુસ્થિતિ પર કવિ વ્યંગ્ય તો કરે છે પરંતુ એમાં હતાશા અને નિરાશા ભળેલી છે. શ્રીકાંત વર્માએ આ કવિતાઓમાં ઇતિહાસનો આધાર લઈને વર્તમાન રાજકીય પરિવેશને મૂર્ત કર્યો છે. મગધ, અવન્તી, કોસલ, કાશી, ઉજ્જયિની, મિથિલાના શાસકોના માધ્યમ દ્વારા વર્તમાન રાજકારણમાં વ્યક્તિપૂજા, નકસાનુંપણાનાં અને ભ્રષ્ટતાનાં અનેક ચિત્ર 'મગધ'માં રજૂ કર્યાં છે :

કોઈ છીંક પણ નથી ખાતું
એ ભયથી કે મગધની શાંતિમાં
ભંગ ન પડે
મગધને જાળવવું હોય તો
મગધમાં શાંતિ રાખવી જ જોઈએ.

(કાશીનો ન્યાય)

o o o

કાશીમાં
મડદાંનો હિસાબ થઈ રહ્યો છે
કોઈને
જીવતાઓ માટે ફુરસદ નથી
જેમને છે
તેઓ જીવતાઓ અને મરેલાઓને ઓળખતા નથી.

(ચિલ્લાના કપિલવસ્તુ)

આ ત્રણે કવિઓની રચનાસૃષ્ટિમાંથી પસાર થતાં એ તથ્ય પ્રકાશમાં આવે છે કે એમની સઘન વ્યંગ્યક્ષમતા ધરાવતી લગભગ બધી કવિતાઓ રાજકારણ કે રાજકીય પરિવેશને લગતી છે. નહેરુયુગના ભ્રમનિરસનથી લઈને આજ સુધીના સમયની હિન્દી કવિતાનો મુખ્ય વિષય રાજકારણ જ રહ્યો. આ સમયમાં રાજકારણે ભારતીય જીવનને સૌથી વધુ પ્રભાવિત કર્યું હતું. એ જ કારણે આ પરિવેશની વિસંગતતાઓના ચિત્રણમાં વ્યંગ્ય વધુ સઘન છે. એમ તો આક્રોશ અને વ્યંગ્યનો સ્વર પ્રત્યેક યુવાન કવિની રચનાઓમાં સંભળાય છે. પરંતુ ૧૯૬૦ પછીની હિન્દી કવિતામાં આ ત્રણ કવિઓ જ એવા મળે છે જેમની કવિતાનો મૂળ સ્વર વ્યંગ્ય અને વક્રતા છે. ધૂમિલની આક્રમકતા, રઘુવીર સહાયની શબ્દો સાથેની રમત, અને શ્રીકાન્ત વર્માની અસ્વસ્થતાની પાછળ ઘોપાયેલા મનુષ્ય પ્રત્યેની ગહન આત્મીયતા છે. આ ત્રણ કવિઓ સિવાય રાજકમલ ચૌધરી, જગદીશ ચતુર્વેદી, સૌમિત્ર મોહન જેવા કવિઓમાં આક્રોશ અને આક્રમકતા નજરે પડે છે ખરાં; પરંતુ અંતઃગહનતા

અભાવને કારણે કવિતાનો પ્રભાવ દૂરગામી નથી નીવડતો. લીલાધર જગૂડી, ચંદ્રકાંત દેવતાલે, દેવેન્દ્રકુમાર, ઋતુરાજ જેવા કવિઓમાં આક્રોશ અને વ્યંગ્યનાં અનેક ઉદાહરણો મળે છે. પરંતુ આ કવિઓની પછી 'પ્રતિબદ્ધ કવિતા'માં વિચાર અને શિલ્પગત સંયમ જોવા મળે છે. કુમાર વિકલ, વેણુગોપાલ ઉદયપ્રકાશ, અરુણ કમલની પેઢીએ મનુષ્યની પીડામાં સીધો જ રસ લઈને એમની નાનીનાની લડાઈ લડવાનું વિશેષ પસંદ કર્યું છે. તેથી પ્રતિબદ્ધ કવિતામાં વ્યંગ્યની એ ધાર નથી દેખાતી જે રઘુવીર સહાય, શ્રીકાન્ત વર્મા અને ધૂમિલમાં જોવા મળે છે.

## થૂંકદાની થઈ જશે □ કિસ્મત કુરેશી

નૉટ નોઈંગ ધૅટ આ ટ્રૅજિક કહાની થઈ જશે,
એક રિટાયર્ડ હૉર્સ જેવી જિંદગાની થઈ જશે.

તુજ વિયોગે રોઈને સર્જીશ ઓશન ઑફ ટિયર્સ,
યોર બિગ પૅલેસ એક સ્ટીમર મજાની થઈ જશે.

સ્યોર આઈ એમ ધૅટ, જો વીમો હું ઉતરાવીશ તો –
સહુની એમ્બીશન મને દફનાવવાની થઈ જશે.

નેવર હૅડ આઈ ડ્રેમ્ટ, ન્હોતી કલ્પના પણ ઉદ્‌ભવી,
સચ એ ફ્લાવરવાઝ એક દી થૂંકદાની થઈ જશે

થઈ જશે વર્ધી ટુ બી નોટેડ મારો એ દિવસ,
ફૉર એ વ્હાઈલ જો પ્રેયસીની મહેરબાની થઈ જશે.

ઓલ્ડ હૅટ તારો ભલેને થઈ ગયો ફૂલછાબડી,
ડોન્ટ થિન્ક, યોર કફની અંતે શેરવાની થઈ જશે.

લેટ ધ ગ્લાસીઝ બ્રેક, તૂટે ફ્રેમ પણ કિસ્મત, ભલે;
શૉર્ટ સાઈટે તારી દુનિયા સાવ નાની થઈ જશે.

☐ લાભશંકર ઠાકર

બધા જ નાટ્યકારો મૂરખા છે
કેમ કે તેઓ ભ્રમમાં છે
તેઓ આંધળા છે.
હસવા જેવી વાત છે :
આંધળો માણસ રૂપકો લખે !
તો ફરી કહું છું કે આ એક સ્થિતિ છે
પ્રશ્ન એનો પર્યાય છે
પ્રશ્ન એ સ્થિતિનો સળવળાટ નથી
માત્ર પર્યાય છે,
પર્યાય પણ નથી
કેમકે માણસનો પર્યાય માણસ છે.
માણસનું કોઈ ઉપમાન નથી,
તમે એને અનુપમ કહી શકો
જોકે એને એક લાભ છે
મૂરખ બનવાનો.
એ મૂરખ બની શકે છે
યુગો સુધી મૂરખ બની શકે છે.
આ લાભ માત્ર એના જ ભાગ્યમાં છે,
મૂર્ખતા એ માણસનું સદ્‌ભાગ્ય છે,
વ્યાવર્તકતા છે.
મૂર્ખતા એ બુદ્ધિનો જ અંશ છે.
વિચારી જોજો
બુદ્ધિ વગર મૂર્ખતા સંભવે નહીં.
અને બુદ્ધિ એ માણસનું સદ્‌ભાગ્ય છે
કારણ કે એથી સમય પસાર થઈ જાય છે.
બુદ્ધિને કારણે તમે
સોલંકી યુગમાં પાંગરેલી
દેવાલયોની સ્થાપત્યરચનાનું મૂળ
શોધી શકો છો,
ગુજરાતનાં બંદરોએ

☐ અખો

સસાશીંગનું વહાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું,
વંધ્યાસુત બે વા'ણે ચઢ્યા, ખ પુષ્પ વસાણાં ભર્યાં.
જેવી શેખસલીની ચાલી કથા, અખા હમણાં ને આગળ એવા હતા.
જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામસામી બેઠા ઘૂડ

આપણી પ્રજાને
દરિયાઈ સફર
તથા દરિયાઈ વેપારની તમન્ના
અને કુનેહ બક્ષી છે એનું પ્રતિપાદન કરી શકો છો,
બુદ્ધિને કારણે જ તમે
લોકશાહીનાં મૂલ્યોની દૃષ્ટિએ
સ્વરાજ્યનાં
વીસ વર્ષનું સરવૈયું કાઢવામાં
છ અઠવાડિયાં ગાળી શકો છો,
બુદ્ધિને કારણે જ તમે
ગુજરાતના
આર્થિક વિકાસની સમસ્યાઓ
ઉકેલી શકો છો,
ગુજરાતમાં
શિષ્ટ સંગીતના
ઉદ્ભવ અને વિકાસ પર પ્રકાશ ફેંકી શકો છો,
બુદ્ધિને કારણે તમે ભાષાશાસ્ત્રમાં ડોકિયું કરી શકો છો
ડૉક્ટર બની શકો છો
નોકરી કરી શકો છો
બસ પકડી શકો છો
પરદેશ જઈ શકો છો
છાપાં કાઢી શકો છો
ભાષણ કરી શકો છો
હરીફાઈ યોજી શકો છો
'બધું જ ક્ષણિક છે' એવું પ્રતિપાદન કરી શકો છો
બોલતા બંધ થઈ શકો છો
ઘાસની રોટલી કરી શકો છો
દુખાવાને હાંકી કાઢવાનો ત્વરિત ઉકેલ શોધી શકો છો,
સ્ત્રીરોગ અને પ્રસવવિદ્યા અંગેની
ખાસ ટિકિટો બહાર પાડી શકો છો,
કલાકના અઢી હજાર રૂપિયા કમાઈ શકો છો,
દુનિયાને ગાંડી કરી શકો છો.

('માણસની વાત' કાવ્યનો અંશ)

## □ જગન્નાથ રાજગુરુ

તારી નજરમાં જ્યારે હું કાયર બની ગયો,
સઘળી મમત મૂકી અને શાયર બની ગયો.

બાકસ - બીડીની શોધમાં જે નીકળ્યો હતો,
આ દેશમાં એ અંધ ઉજાગર બની ગયો.

મારું મરણ લે એમ શું રેઢું પડયું હશે?
સરકારી હૉસ્પિટલમાં હું દાકતર બની ગયો.

બીજું બધું તો ઠીક, એ કન્યાનું શું થશે?
મારી જ જાનમાં હું તો અણવર બની ગયો.

નઘરોળ છું, ડફોળ છું, ડામીસ છું છતાં,
ખુરશી - પ્રધાન દેશનો માસ્તર બની ગયો.

* સ્મરણ : શ્યામ સાધુ

## સ્વદેશાગમન □ હેમેન શાહ

બહુ ઓછા સમય માટે અમેરિકાથી આવે છે,
જગતમશહૂર છે એવું લીલું પાનું ધરાવે છે.
રહેવા ફ્લૅટ છે જુદો અને ફરવાને ટોયોટૉ,
વળી ત્યાં પાસબુક એની રકમ જાડી બનાવે છે.
ઊંચાઇ પાંચ-નવ, વય ત્રીસ, સ્વભાવ એકંદરે સારો,
મિલાવી હાથ જાણે છે, ને પાર્ટીઓમાં ફાવે છે.
અને માગાં તો ઢગલાબંધ આવે છે અહીં કિન્તુ,
પસંદ બહોળી મળે તેથી જ છાપામાં છપાવે છે.
ફલાણાં ઢીકણાં મુરબ્બીઓનાં આ છે સરનામાં,
તરત સંપર્ક સાધો એમ એ ટૂંકમાં જણાવે છે.

## અમદાવાદ : પાણી વગરની નદી □ ચંદ્રકાન્ત ટોપીવાલા

પાણી વગરની નદીને કાંઠે ઊભી
ખોબે ખોબે રેતી ઉડાડતું
કે રેતીમાં મોં ઢાંકતું
આ નગર.
કોણ બતાવે એને એનો ચહેરો ?
કોણે દીઠો એનો ચહેરો ?
રેતીમાંથી માથું ઊંચકે તો ને !
નથી ડમરી
નથી તોફાન
ને તોય
માથું રેતીમાં ખોસી રાખ્યું છે !
માથું ઊંચકે તો ને !
માથું ઊંચકે તો કદાચ એને જાગે ઇચ્છા
ચહેરો જોવાની ઇચ્છા
ચહેરાની ઇચ્છા, દર્પણની ઇચ્છા
પાણી વગરની નદીને કાંઠે ઊભી
ખોબે ખોબે રેતી ઉડાડતું
કે રેતીમાં મોં ઢાંકતું
આ નગર
દર્પણની ઇચ્છા એને ક્યારે જાગશે ?

□ **અખો**
આંધળો સસરો ને સરંગટ વહુ, એમ કથા સાંભળવા ચાલ્યું સહુ.
કહ્યું કાંઈ ને સમજ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.
ઊંડો કૂવો ને ફાટી બોક, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

## તમે ભૂતકાળને- □ રોબર્ટ ક્રોચ □ નીતા રામૈયા

(કૅનેડિયન)

તમે ભૂતકાળને કઇ રીતે ઉઘાડો છો /
તેમાં જઇને રહેવા માટે

રેશમના કીડાની ગેરહાજરી
માટી ને વાંસની ચીપ (એ જે હોય તે, છોડોને વાત)ની
ગેરહાજરી
લૉર્ડ નેલ્સનની ગેરહાજરી
રાજા ને રાણીની ગેરહાજરી
બૉટલ ઓપનર અને છવીસ અંશના ફ્લ્યુના દુષ્ટ હુમલાની
ગેરહાજરી
સાર્ત્ર અને હેડેગર બંનેની ગેરહાજરી
પિરામિડની ગેરહાજરી
સિંહની ગેરહાજરી
વીણા, વાયોલિન અને કાપ્કતરંગની ગેરહાજરી
લેથબ્રિજ હૉટેલમાં કન્ડોમ ડિસ્પેન્સરની અને એક ઘરડી
ભારાડી વેશ્યામાં ફસાઇ પડવામાં મારી ગેરહાજરી. હું
પ્રેમમાં હતો.
કૅથીડ્રલ દ ચાર્ત્રની વાત જ જવા દો, પાર્થીનનની[1] ગેરહાજરી
સાઇકાયાટ્રિસ્ટની ગેરહાજરી
સફર કરતાં જહાજની ગેરહાજરી
પુસ્તકો, સામયિકો, દૈનિક વર્તમાનપત્રો અને બીજાં એવાં
– ફ્રી પ્રેસ પ્રેયરી ફાર્મર અને ધ વેસ્ટર્ન પ્રોડ્યુસર
સિવાયનાં –અનેકની ગેરહાજરી
ફાંસીના માચડાની ગેરહાજરી (લુઇ રીએલની ક્ષમાયાચના સાથે)
સોના-ચાંદીના વેપારીની ગેરહાજરી
જો એડમન્ટન એસ્કિમો ગ્રે કપ જીતી જાય તો પૅલિસર
હૉટેલની પડશાળમાં તે મને ચૂંબન કરવા દે એવું કહેતી
છોકરીની ગેરહાજરી. કોને ખબર તે ક્યાં ચાલી ગઇ.
હેરાક્લિટ્સની[2] ગેરહાજરી

સેઇન, રાઇન, ડેન્યુબ, ટાઇબર અને ટેમ્સની ગેરહાજરી.
છટ્, એક પાનખર ઋતુમાં બૅટલ નદી સુકાઇ ગઇ.
સ્ટ્રાઉસ કુટુંબનો છોકરો એકથી બીજે છેડે સુધી
પેશાબ કરી શક્યો. અનાજના ભંડારિયાની દીવાલે અમારા
બધાથી તેની ધાર ઊંચી જઇ શકી. પ્રિન્સિપાલની
નવીનકોર કાર ફરતે તેણે દડેડાટ થવા દીધું.
બૅલે અને ઑપેરાની ગેરહાજરી
ઇનીઆસની[3] ગેરહાજરી

નોંધ :

૧. પાર્થીનન : ઍથીના પાર્થીનોસ નામની દેવીની રાહબરી હેઠળ ઇસવીસન પૂર્વે - ૪૪૭થી ૪૩૨ના ગાળામાં ઍથેન્સ નામના શહેરમાં બાંધવામાં આવેલાં અનેક મંદિરોમાંનું આ એક મુખ્ય મંદિર
૨. હેરાકિલટ્સ : સોક્રેટિસની અગાઉના આ ગ્રીક ફિલસૂફે રજવાડી ઠાઠમાઠ અને વિશેષ સ્થાન ને મોભો છોડી દઇને પરિવર્તન અને સંરચના વિષેનો સિદ્ધાંત સ્થાપ્યો. અનેકવિધ ભૌતિક પદાર્થોમાં રહેલા એકવિધ વૈશ્વિક તત્ત્વને - logos - સમજવામાં મનુષ્ય નિષ્ફળ ગયો છે એવી તેની ફરિયાદ હતી.
૩. ઇનીઆસ : ગ્રીક પુરાણકથામાં ઍન્કાઇસિસ અને એફ્રોડાઇટીનો પુત્ર. ટ્રોય નામના નગરને બચાવવા તેણે બહાદુરીભરી લડત આપી. તે દરમિયાન તેની પત્ની ગુમ થઇ ગયેલી. છેવટે એણે ઍન્કાઇસિસ સાથે ટ્રોય છોડવું પડ્યું.

## ઘર □ હરીશ આનન્દ □ અશોક શાહ
(હિન્દી)

હા ! મારા દોસ્ત !
પ્રાણીબાગની દુનિયામાં
સભ્યતાનું એક ઘર હોય છે
જે ધીરેધીરે બધાને માટે સુલભ થઈ જાય છે.
જ્યાં ઘૂરકવું એ
માનવતાનું માન માનવામાં આવે છે
અને તિરસ્કારથી રોટી ફેંકવી
પ્રેમનું સુધરેલું રૂપ
ત્યારે ઘર જોવું એ
એક મનોરંજન બની જાય છે.

# રોહિતાશ્વ

□ **શ્રીકાંત વર્મા** □ **સુશી દલાલ**

(હિંદી)

જ્યારે પણ મણિકર્ણિકા જશો
ત્યારે એક વૃદ્ધને
ખૂણામાં દબાઈને બેઠેલો જોશો.
તમને જોઈ
એની આંખોમાં
કંઈક
ચમકશે–

એ
રોહિતાશ્વ, રોહિતાશ્વ
એમ રડતાં રડતાં
તમને વળગી પડશે.

ત્યારે શું કરશો ?
એ જ ને :
"હું રોહિતાશ્વ નથી
હું સાચે જ
રોહિતાશ્વ
નથી."

પણ તમે એ વૃદ્ધને
કેવી રીતે
ખાત્રી કરાવશો
કે તમે
રોહિતાશ્વ નથી.
તમારા પર એની પકડ
વધારે મજબૂત થશે
એ ગરજશે :
"તું જ છે રોહિતાશ્વ !"

જેનો રોહિતાશ્વ
માર્યો ગયો હોય,
એને તમે
ખાત્રી કરાવી શકશો
કે તમે
રોહિતાશ્વ નથી ?

□ **અખો**
જોજો રે મોટાના બોલ, ઊજડ ખેડે બાજ્યું ઢોલ,
અંધ અંધ અંધારે મળ્યા, જયમ તલમાં કોદરા ભળ્યા;
ન થાયે ઘેંસ કે ન થાય ધાણી, કહે અખો એ વાતો અમે જાણી.

## ... બે પાંદડે ના થયા ! □ લલિત ત્રિવેદી

ઘરને તોડી અને ઇંટ ગણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !
હાથથી રોજ આકાશ ચણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

બાવડા વીંઝતી ભરજુવાનીમાં ટોપીમાં ઝુલ્ફાં ઢબૂરી રઝળતા રહ્યા....
સાવ અધકચરી મોલાત લણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

પુત્રને ઝંખતા... દેવ-દેવી અને વૈદ-જોષી અને 'માનતા' બદલતા...
ને હથેળીમાં લક્ષ્મીઓ જણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

ફીક્સમાં જાતને મૂકતાં વ્યાજપેટે મળ્યા શ્વાસ ટૂંકા સવારો સુધી...
આંકડા માંડતા રાત હણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

હાથમાં ઊપડે સ્હેજ ખંજવાળ તો દોડીને લાવતા લૉટરીની ટિકિટ...
આજલગ એક ખરજવાને ખણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

વન વહ્યા વય સમા તોય માથા ઉપરથી કદી પણ ના સૂરજ હટ્યા...
છાંયડો એકનો એક ભણતા રહ્યા, રામજીભાય બે પાંદડે ના થયા !

## સંદેશ □ રાજેન્દ્રસિંહ રાયજાદા

ભાઈ !
મારું કામ કરીશ ?
મારે એક સંદેશ પહોંચાડવો છે.
બુદ્ધ મળે તો કહેજે
કે–
રાઈ માટે ઘેર ઘેર ભટકતી ગોમતીને
આજે વહેલી સવારે
મળી આવ્યું છે એક નવજાત બાળક
ગામને ઉકરડેથી.

જીવનની સમી સાંજે જખ્મોની યાદી જોવી 'તી
બહુ ઓછાં પાનાં જોઈ શક્યો-બહુ અંગત અંગત નામ હતાં.

-'સૈફ' પાલનપુરી



## માણેકડું □ વિનોદ અધ્વર્યુ

કાળિયો કુંભાર, ઘેર ગધેડાં છે બાર,
એમાં એક છેક અડિયલ માણેકડું નામનું;
ખડ ખૂબ ખાય તો ભાર ઊંચકાય નહિ,
કાળિયાને લાગે નહીં કદી કશા કામનું.

કાળિયો બિચારો કોટિ ઉપાય વિચારે, ડીફાં
દસવીસ મારે, પણ માને જડ જાત રે ?
આખર ઉપાય મળ્યો એક અચાનક જ્યારે
ગાજર દેખીને દોડયું માણેકડું ખેતરે !

લાંબી એક લાકડીને માણેકની પીઠે બાંધી,
લટકાવી દીધાં ચાર ગાજર જ્યાં મોખરે
લાલચે લોભાઈ દોડે માણેક બિચારું હવે,
રોજ ખેંચે બોજ ! પામે ગાજર ના એક રે !

કાળિયાની જુગતિથી લોક બહુ રાજી થાય,
વિમાસું હું માણેકનું દેખી મોં દયામણું.
આપણે ન દોડી રહ્યા ગાજરની લાલચે જ ?
કો'કે લટકાવ્યું સામે સપનું સોહામણું !

## પોસ્ટમોર્ટમનો રિપોર્ટ

### □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિંદી)
ગોળી ખાઈને
એક મોઢે નીકળ્યું –
'રામ.'
બીજાના મોઢેથી નીકળ્યું –
'માઓ.'
પણ
ત્રીજાના મોઢેથી નીકળ્યું
'બટાટા.'
પોસ્ટમોર્ટમનો રિપોર્ટ છે
કે પહેલાં બેનાં પેટ
ભરેલાં હતાં.

## નવી કવિતા □ જ્યોતીન્દ્ર દવે

હરામખોર !
(શી ચકોર !)
અહો ધમાલ !
લાલ લાલ
(કાળી તે મહીં વળી ભળી)
ખૂણે ખૂણે
ઉપર ર
પ
ની ઉ
ચે ની ચે
કરો નજર -
સ્થળે સ્થળે જ
વ્યાપ્ત છે
સ્ત
રે
નાં
સ્ત
ર
સ્તરોનાં સ્તર.
આ દરાખ
તે ઉપર
માંડે આંખ
પ્રસાર્યો હાથ
બાળકે
સંવેદના ?
વેદના
ચીસ !
(ક્રોધની નિવેદના)
રીસ !
માનભંગ
સ્નાયુ તંગ (અજબ જંગ)
દરાખ
(કાળી તથા ચ લાલ)
ફીડી ય
(કાળી તેમ લાલ)
કાળીની કમાલ,
લાલની ધમાલ,
બાળ
હાલહવાલ
કૉમ્યુનિઝમ !
સામ્રાજ્યલાલસા !!
શેપ ?
ટ્રેપ.

## સારે જહાઁ સે... □ ભરત મહેતા

૧૫મી ઑગસ્ટે
આકાશે છોડેલાં
મુક્તિદૂત શાં કબૂતરો
માંહોમાંહે ધર્મયુદ્ધે ચડયાં છે !
ને
ટ
પ
કે
છે
ટપ... ટપ... ટપ... રક્તબિંદુઓ
વારેવાર, તહેવારે ને છાશવારે ને
નીચે લાગેલી લાંબી નેતાકતારે
ગણાવી દીધી છે એને ગુલાલવર્ષા
ને શરૂ કર્યું છે રાગડા તાણીતાણીને
સારે જહાઁ સે અચ્છા હિન્દોસ્તાં હમારા !

## અનૌરસ બાળકો ◻ હુલ્લડ મુરાદાબાદી ◻ ઉષા ઠક્કર
(હિન્દી)

પરેશાન પિતાએ
જનતાની હોસ્પિટલમાં ફોન કર્યો–
'ડૉક્ટરસાહેબ
મારું આખું કુટુંબ માંદું પડી ગયું છે
મોટા દીકરા આંદોલનને તાવ
પ્રદર્શનને ન્યુમોનિયા
અને
ઘેરાવને કૅન્સર થઈ ગયું છે.
સૌથી નાનો દીકરો બંધ
ત્રણ કલાકે ઊલટી કરે છે
મારો ભત્રીજો હડતાળસિંહ
હાર્ટ ઍટેકથી મરવા પડયો છે
ડૉક્ટરસાહેબ, પ્લીઝ જલદી આવો
વહાલી દીકરી સાંપ્રદાયિકતા બેહોશ પડી છે
તેને બચાવો, ડૉક્ટરે કહ્યું : 'આઈ એમ સૉરી
હું સિદ્ધાંતવાદી માણસ છું
અનૌરસ બાળકોનો ઇલાજ નથી કરતો.'

## મોટા માણસ
◻ ઋષિ ગૌડ ◻ ઉષા ઠક્કર

એમના મોટા હોવાનો
થયો ત્યારે અહેસાસ
કે
જ્યારે એમના સ્વર્ગવાસ પર
મળી અમને
બે દિવસની રજા.

## કુત્તે નહીં, આદમી હૈં ◻ રમેશ પુરોહિત

એક સદ્ગૃહસ્થ અલ્લામા ઇકબાલને મળવા આવ્યા. એ મહેમાન પૈસાદાર હતા એટલે પોતાની ગાડીમાં આવ્યા હતા અને સાથે પાળેલાં કૂતરાંઓને પણ કારની સહેલ કરાવવા લઈ આવ્યા હતા. પોતે ઇકબાલને મળવા આવ્યા અને કૂતરાંઓને ગાડીમાં મૂકીને આવ્યા હતા એટલે ઇકબાલસાહેબને એ વાતની કોઈ ખબર ન હતી. થોડો વખત વાતચીત ચાલી એટલામાં એમની નાની દીકરી મુનીરા દોડતી દોડતી આવી અને કહેવા લાગી : 'અબ્બાજાન, મોટરમેં કુત્તે આયે હૈં'. અલ્લામા ઇકબાલે મહેમાનની તરફ જોઈને કહ્યું કે 'નહીં બેટે, યે તો આદમી હૈં.'

## કક્કાજીની અ-કવિતા ! □ ચંદ્રકાન્ત શેઠ

કક્કાજીને કાજે કવિતા નથી આ.
ને બહેરી બારાખડી માટેની બોલી નથી આ.
છંદની છ હજાર વર્ષ જૂની ચાલથી
ઓગણીસો ચુમ્મોતેરને કેમ ચલાવવો ?
ગર્દભો તો હજુય ગોવર્ધનરામના ગોદામમાંથી ગદ્ય લાવીને
ગાંધી રોડ પર ફરે છે પાઘડી ને ખેસ નાખીને,
પણ તેથી ટ્રાફિક જામ થવાના ઘેરા પ્રશ્નો સર્જાયા છે
આજકાલ !
મીંચેલી આંખે
ઈસવી સન પૂર્વે જોયેલા એક સૂરજને યાદ કરી
આજના સૂર્યોદયે
કાપડની મિલનાં ભૂંગળાં
ગાયત્રીને બદલે વ્હીસલ સંભળાવે છે
તેથી બેચેન છે બાવન કુલ ભટ્ટંભટ્ટનાં.
તેઓ તો ઇચ્છે છે:
આ ભાષાને ચોળીચણિયો ને પાટલીનો ઘેર સજીને
વટસાવિત્રીનું વ્રત કરતી
ને સુકાઈ ગયેલા વડની ચોફેર દિનરાત સૂતરના આંટા મારતી જોવાને !
પણ ભાષાને ભેટી ગયો કોક અલગારી!
કંઈક એવું ઘુસાડયું બખડજંતર એના દિમાગમાં,
કે
એક સવારે
ભાષા
શુદ્ધ બ્રાહ્મણિયા રસોઈ જમવાનો આગ્રહ છોડી
ચાલવા માંડી અમારી સાથે - અમારા રોજના જીવવાના માર્ગે.
ભાષા હવે અમારી જેમ ખાય છે, પીએ છે ને હરેફરે છે.

## ખચ્ચરો □ ઓગ્ડેન નેશ □ હસમુખ દવે

ખચ્ચરોના દેશમાં
કાયદા શું કામના ?

## મૂછની ચોરી □ સુકુમાર રાય
□ નલિની માડગાંવકર

(બંગાળી)

હેડ ઑફિસના સાહેબ મોટા, શાંત અને નિશ્ચિંત
કોઈ જાણે ક્યા માનસિક રોગે પીડાતા હશે કિંચિત
ખુશમિજાજે મસ્ત બની ખુરશી પર બિરાજી
એકલા બેઠા ઝોકા ખાતા તતડી ઊઠ્યા ભાઈ
ચીસો પાડી હાથ પછાડી ગોળ ઘુમાવી આંખો
બરાડી બોલ્યા, 'ગયો ગયો કોઈ તો ધરી રાખો.
સાંભળી કોઈ વૈદ બોલાવે, કોઈ બોલાવે પોલીસ.
કોઈક કહે, "હાં, હાં બચકું ભરશે, સાવધાનીથી ધરીશ."
હાંફળાફાંફળા દોડ્યા સહુ અહીંથી તહીં ફરીફરી
સાહેબ બોલ્યા, "અરેરે, મારી મૂછની થઈ ચોરી."
મૂછ ખોવાઈ! એ શું બોલ્યા? એવું તે કાંઈ બને
બે મૂછો તો તેમની તેમ ઓછી નથી થઈ કંઈયે,
સહુ કહે સમજાવી પટાવી અરીસો ધરી સામે
હા રે હા, મૂછ તો સાચી મને એવું કેમ લાગે!
રાતાપીળા ચકમક ઝરતા ગાંગરે ગોટાળા કરી
માળા બેટાઓ બધાય જુઠ્ઠા ભરોસો નથી મને
"વાંકીચૂકી ઝાડુ જેવી ગોબરી અને મેલી
આવી મૂછો તો શ્યામબાબુના દૂધવાળાની પેલી
આ મૂછને જો મારી કહેશો તો સહુને કરીશ શિક્ષા
વાતવાતમાં દંડીશ તમને કોઈની ન માનીશ ભિક્ષા.
ધૂંવાફૂંવા થઈ જેમતેમ લખી ચીતર્યા બે-ચાર ચોપડા
કોઈને મોંએ ન ચડાવવા નહીં તો ચડી બેસે દીપડા.
ઑફિસના આ વાંદરાઓના મગજમાં ખાલી ભૂસું
બે મૂછ મારી ક્યાં ક્યારે ગઈ એ કોને જઈને પૂછું
એવું થાય છે બેટમજીની મૂછ પકડી ખૂબ નાચું
મૂર્ખાઓના માથા ઉપર પાવડો ઝીંકી નાખું
મૂછને કહે તારી-મારી, મૂછ શું કોઈની નોકર
મૂછથી તમે મૂછથી અમે સહુની રાખે ખબર.

□ જગન્નાથ રાજગુરુ

ક્યાં સુધી છોડ્યા કરીશું ઉપગ્રહો?
પૃથ્વીનું તો એક પણ છૂટ્યું નથી.

□ જગન્નાથ રાજગુરુ

ચોકડી મારી મેં જેનાં નામ પર,
ચોકડીમાં એ જ ચીતરાઈ ગયા.

□ તારક મહેતા

એક વાત સમજ,
આ કોઈ ગઝલ ફઝલ નથી
કે "આ આઆહ - વા આઆહ"
કર્યું
પછી તું તારે ઘેર, હું મારે ઘેર.
આ કાવ્ય છે કાવ્ય
આસ્વાદ લેવો છે ?
એક કામ કર,
આ પાનું ફાડ,
ફાડ્યું ?
ફાડ કહ્યું એટલે ફાડવાનું
(મારી પત્તર નહિ ફાડ
પાનું ફાડ)
હંઅઅઅ
હવે ડૂચો વાળ,
ઓરશીઆ પર એને વાટ, વાટ,
વાટ, વાટ, વાટ, વાટ, વાટ, વાટ,
લુગદી બનાવ
અને ભરી દે તારી ડૂંટીમાં
પછી જો કેવું વૃક્ષ ઊગે છે
તારી ડૂંટીમાંથી ?
અરે પછી તો તું સર્જક
તું વિષ્ણુ, તું બ્રહ્મા...
વધારે પ્રશ્નો નહિ પૂછ,
હું તારા પ્રશ્નોના જવાબ
આપું
કે મારી ડૂંટી સંભાળું
(મારી મા ક્યારની નાળ ખેંચ્યા
કરે છે)
જય બ્રહ્મે

## વિદ્યાર્થી

□ ઋષિ ગૌડ
□ ઉષા ઠક્કર

(હિંદી)

આધુનિક વિદ્યાર્થી
એકલવ્યની જેમ
અંગૂઠો કાપીને નહીં
પણ
ગુરુદક્ષિણા ચૂકવે છે
અંગૂઠો બતાવીને.

## અજગર

□ ઓગ્ડેન નેશ □ હસમુખ દવે

'અજગરને છે પાંસળી ૩૧૮ જોડી !'
આ કંઈ મારું ટાઢા પહોરનું ગપ્પું નથી !
આ તો એક વિજ્ઞાન માટે ફના થયેલા
પ્રેતાત્માની સમાધિમાંથી જન્મેલી શ્રદ્ધા છે !
એક અજગર ગળી જઈ પચાવી રહ્યો હતો
એ વૈજ્ઞાનિકને જ્યારે
ત્યારે એણે સોગંદપૂર્વક જાહેર કર્યું હતું :
"મેં ગણી હતી બધી જ પાંસળી !"

## જાગરણસ્તોત્ર □ પ્રબોધ પરીખ

(પુરાણકથાના ઢાળમાં)

જે જાગીને આવ્યો છે,
જે જાગીને આવ્યો છે, ઊડીને, ડૂબીને, કૂદીને,
વહાણનાં હલેસાં ઉલેચીને,
ફર્યો છે પોતાની પાસે
એના જાગરણનું શું ?
જે જાગીને આવ્યો છે,
ઊડીને ઊડયો છે, ડૂબીને ડૂબ્યો છે, કૂદકીને કૂદ્યો
છે,
મૂઈઈઈને મૂઅઓ છે
એના જાગરણનું શું ?
તે પુપુના અકર્મી દાદાનું
મનુષ્યનું
લાકડીને ઠપકારતા ટાઈરેસિયસનું શું ?
જે જિપ્સી ગામના બંદરે લંગારી સમજને,
ફર્યો છે પોતાની પાસે,
ચંદ્રલોકની ચદ્દી ચડાવી,
હરખના ગંજીફાક પહેરી,
કુઆઓ ખોદી,
નિકસનનું નાક ચડાવી,
દુકાનો છોડી,
ઊડયો છે કૂદ્યો છે ડૂબ્યો છે
એના જાગરણનું શું ?

નમ: જાગરણ
નમ: શાંતિ:
શાંતિ,
ૐ શાંતિ,
માતેલી, રાતેલી,
પણે ખૂણામાં ફફડતી શાંતિ.

## પેટને પૂછો

□ શણ્મુગ સુબ્બીહા
□ અશોક શાહ
(તમિળ)

તમારું માથું ખંજવાળો
જીભ કચડો
દાંત કચકચાવો
નીચા નમો
હાથ બાંધેલા રાખો
પગ જોરથી દબાવી રાખો.

'આ બધું શું છે ?'
તમે પેટને પૂછો
એ જ બધું કહેશે

ચલો સારું થયું
પાછું આવ્યાની ગૃહશાંતિ !
પણ એટલું ધ્યાનમાં રાખજો,
જે
જાગીને
આવ્યો છે
ડૂબીને ડૂબ્યો છે
કૂદીને કૂદ્યો છે
મૂઈને મૂઓ છે
ઊઠીને ઊઠ્યો છે
એના જાગરણનું શું ?

□ અનામી □ જશવંતી દવે

(સંસ્કૃત)

'ચતુર સખી ! છે ભરથાર મારો
વાંચે ન કોઈ એણે લખ્યું જે.'
'એનાથી અદકો મારો પતિ છે
વાંચી શકે ના પોતે લખ્યું એ.'

## ગલતી હમીં સે હુઈ □ રમેશ પુરોહિત

ઉર્દૂના પ્રસિદ્ધ વ્યંગ્ય-લેખક કન્હૈયાલાલ 'કપૂર' લખતી વખતે તો કોઈની પણ ખાલ ઉતારી નાખે એવો કટાક્ષ કરી શકતા પરંતુ હંમેશની વાતચીતમાં પણ કોઈની ઉડાવવામાં કે ઉતારવામાં બાકી રાખતા નહીં. આઝાદી પહેલાં તેઓ લાહોરની ડી.એ.બી. કૉલેજમાં પ્રોફેસર હતા. એ જ્યારે સ્ટાફરૂમમાં હોય ત્યારે વાતાવરણ હાસ્યથી ગૂંજી ઊઠતું. એમના કટાક્ષ અને પરિહાસથી એક પ્રોફેસર મહાશયને વાંકું પડયું અને તેઓ ગુસ્સાથી રાતાપીળા થઈને ગાળાગાળી પર ઊતરી ગયા. કન્હૈયાલાલજીએ ખૂબ જ ગંભીર થઈને કહ્યું કે પ્રોફેસરસાહેબ, અમે તો આપને શરીફ ઇન્સાન સમજતા હતા પરંતુ આપ તો ગાળાગાળી પર ઊતરી ગયા, ખૂબ જ અફસોસની વાત છે. પ્રોફેસર તો ગુસ્સામાં હતા જ એટલે કહ્યું કે હું પણ તમને શરીફ સમજતો હતો. કપૂરસાહેબે હળવું સ્મિત ફરકાવતાં કહ્યું કે 'આપ તો ઠીક હી સમઝે, ગલતી હમીં સે હુઈ.'

# નટવરલાલજીનો ગરબો □ રામનારાયણ પાઠક

નટવરલાલજી રે ચૌટે શાક લેવા ચાલ્યા.
નટવરલાલજી રે જતાં રાધા વહુને કીધું.
નટવરલાલજી રે આંધણ ખીચડીનું ઝટ મૂકો.
નટવરલાલજી રે સાંજે ખીચડી શાક જ કરજો.
પણ હજી જાઓ છો ને ત્યાં શી આંધણની ઉતાવળ.
નટવરલાલજી રે નહિ બસ વખતસર જ થવું જોયેં.
નટવરલાલજી રે ચૌટે એમ કહીને ચાલ્યા.
નટવરલાલજી રે ચૌટે કૉલેજ મિત્રો મળિયા.
છેલ્લો આજ શો છે જોવા જઈએ ચાલ સિનેમા.
નટવરલાલજી રે પણ મેં જમવા ટાઈમ દીધો છે.
ચલ ફ્હેવરાવીએ રે કોને ઘેર જવું છે જમવા ?
નટવરલાલજી રે નહિ નહિ ઘરની વાત કરું છું.
બહાનાં શું રે દિયો રે ઘરમાં ટાઈમ હતા હોશે કે ?
નટવરલાલજી રે, મંડળી એમ થિયેટર પહોંચી.
નટવરલાલજી રે ત્યાં તો બંધ થિયેટર દીઠું.
એમ શું હારીએ રે જોયા વણ નહિ પાછા જઈએ.
નટવરલાલજી રે બીજે ટિકિટ મળી નહિ જોવા.
તો શું થઈ ગયું રે કાળ નથી કૈ થિયેટરોનો.
નટવરલાલજી રે બીજે ફિલ્મ થઈ'તી અરધી.
નટવરલાલજી રે ટિકિટ લઈને અંદર બેઠા.
નટવરલાલજી રે નવ વાગે એ માંડ પૂરી થઈ.
જોવો રહી ગયો તે પહેલો ભાગ જોઈને જઈએ
ને કંઈ ખાઈએ રે, પેટ ભરીને સૌએ ખાધું.
નટવરલાલજી રે પેટ ભરેલે રસ બહુ લાગ્યો.
નટવરલાલજી રે આખી ફિલ્મ ફરીને જોઈ.
નટવરલાલજી રે રાતે બાર બજે ઘર પૂગ્યા,
નટવરલાલજી રે હળવે રહી ટકોરો માર્યો,
નથી ઉઘાડતી રે મારે કામ ન કંઈ તમારું.
નટવરલાલજી રે વહુજી ઉતાવળાં મા બોલો.

નટવરલાલજી રે વરજી બોલશું તો શું થાશે ?
નટવરલાલજી રે વહુજી છોકરાં જાગી જાશે.
નટવરલાલજી રે વરજી જાગશે તો શું થાશે ?
નટવરલાલજી રે વહુજી લડતાં દેખી જશે.
નટવરલાલજી રે વરજી દેખશે તો શું થાશે ?
નટવરલાલજી રે વહુજી પાડોશી સાંભળશે,
નટવરલાલજી રે સાંભળશે તો શું થાઈ જાશે ?
નટવરલાલજી રે વહુજી સૌ ભેગા થઈ જાશે.
નટવરલાલજી રે ભેગાં થાશે તો શું થાશે ?
નટવરલાલજી રે આપણે ઢેઢફજેતો થાશે.
નટવરલાલજી રે એયે થાશે તો શું થાશે ?
નટવરલાલજી રે વહુજી હવે ન મોડો થાઉં.
ખીચડી મુકાવી'તી તે ખાવું કબૂલો તો જ ઉઘાડું.
નટવરલાલજી રે વહુજી જે કહેશો તે કરશું.
મહીંથી દીધી નથી રે બહારની સાંકળ ઉઘાડી આવો.
નટવરલાલજી રે ખડખડ ઉઘાડીને ધસિયા.
નટવરલાલજી રે ખડખડ રાંધાવહુયે હસિયાં.
નટવરલાલજી રે જે કોઈ ગાય શીખે સાંભળશે,
નટવરલાલજી રે તેના ભવની ભાવટ ટળશે.

## નેતાજીની મગરમચ્છ સાથે વાતચીત

□ દિનકર સોનવલકર □ ઉષા ઠક્કર

(હિંદી)

"યાર મગર
થોડાં આંસુ
જો ઉધાર આપે –
તો અમે
દેશની દુર્દશા પર
વહાવી આવીએ."
કોરી આંખોથી
મગરે કહ્યું –
"તમે બહુ મોડું કર્યું સાહેબ,
બધો સ્ટોક તો
બીજી પાર્ટીવાળા
લઈ ગયા છે."

## કોઈ કહેશો ? □ રામનારાયણ પાઠક 'શેષ'

કોઈ કહેશો
યુવાન ક્યાં સિધાવતો હતો ?
વર્ષના લાંબામાં લાંબા દિવસોનો
તે વિયોગ-લાંબો મધ્યાહ્ન હતો.
લાંબા વિયોગમાં, સંયોગનાં સ્વપ્નાં પેઠમ,
પ્રખર પ્રચંડ સૂર્ય ઉપરથી,
આછાં વાદળાં આવી આવી ચાલ્યાં જતાં
ટૂંકા સંયોગ વિયોગને કરે તેમ,
આછાં વાદળાં સૂર્યતાપને
વધારે અસહ્ય કરતાં.
આંગણે અશ્વત્થનું ઝાડ,
કાલરાત્રિએ અર્ધદૃષ્ટ કો ભૂતપતિની પેઠે,
અર્થહીન અટ્ટહાસ્ય કરતું હતું.
લીલા લીમડા તેને કાજે,
કુરાજ્ય પાસે રાખેલી આશાઓની પેઠે,
કડવી લીંબોળીઓ ખેરવતા હતા.
કુકવિની કલ્પના પેઠે,
સરકારી રાજ્યમાંથી ઑર્ડિનન્સ પેઠે,
જમીનમાંથી મંકોડા ઊભરાતા હતા.
તેને, પાસે પડેલી લીંબોળીઓ સાથે,
સુકભાદરની કાંકરીઓ પેઠે કચરતો,
અહિંસક વીર, હિંસાને અવગણતો,
ધીરા પણ અધીરા પગલે
સપાટ લટપટાવતો ચાલ્યો
નિજ વાસતી જડ દીવાલો ભેદી,
બાહ્ય મુક્ત જીવનમાં રાચતી
તેની કલ્પનામિશ્ર દૃષ્ટિ,
આજે તેણે સંકેલી હતી.
ઉપર કલાકારના કલાકાર

## □ અર્જુન વાડકર □ જશવંતી દવે

(સંસ્કૃત)

મને થયું,
માટીમાંથી ધન પેદા કરતો ઈજનેર થાઉં તો કેવું !
કે પછી પાણીમાંથી લાખો કમાતો વૈદ થાઉં
મોંમાંથી હવા કાઢીને (હા, હા, ભાષણ કરીને) માલેતુજાર
મંત્રી થવું શું ખોટું ?
અથવા, બીજાની શાહીથી સંપન્ન થતા સંપાદક થવામાં શો વાંધો ?

મહારાજાના રાજરાજેશ્વર
અનંત રંગ વિસ્તારતા,
પણ તે તે જોતો નહોતો.
તદ્દૂરે તદ્વન્તિકે પેઠે,
નજીક પણ અપ્રાપ્ય,
નદીઓ ઠેકતી, પર્વતો વીંધતી,
નગર અને નગરવાસીઓને
ઉખેળી ચાલી જતી,
નિરંતર ઉષ્ણ નિ:શ્વાસ નાખતી,
અંતસ્તાપથી ભડભડતી, ચીસો નાખતી,
નિત્ય અભિસારિકા પણ નિત્ય વિજોગણ જેવી,
રેલવે દોડતી હતી,
પણ તે તે સાંભળતો નહોતો.
ખોવાયેલી વીજળીની શોધમાં,
મેઘમંડળી છોડી જતા એકલ મેઘ સમો,
મેઘશ્યામ યુવાન જતો હતો.
કોકિલકોકિલાના ટહુકાર,
બુલબુલોનો કલરવ,
પછીતે થતી પ્રાર્થનાના પડઘા,
આજે તેણે નિત્ય કરતાં,
વહેલા સાંભળ્યા છે.
કડવાં કારેલાં, કે ગડબડતા ગુવારનો,
કાંકરિયાળી કાંજી અને રેકડા રોટલાનો,
આજે તેણે વહેલો ઉત્સર્ગ કર્યો છે.
હોજના નિશનીતરેલા અને નળના તાજા,
એમ બબ્બે પાણીએ તે નાહ્યો છે.
બબ્બે વાર તેણે ગોદરેજનો સાબુ દીધો છે.
બબ્બે વાર તેણે હજામતનો હાથ ફેરવ્યો છે.
બબ્બે વાર તેણે અર્જિરોલ આંખે અંજાવ્યું છે.
બબ્બે કાંસકે તેણે વાળ ઓળ્યા છે.
અને ઓળતાં ઓળતાં,

## સલામ

□ શણમુગ સુબ્બીહા

□ અશોક શાહ

(તમિળ)

હા ! હા ! હા !
ખરેખર હું ભાગ્યવાન છું !
ઈશ્વરની કૃપાથી
મને બે બાળકો છે;
જરા વિચિત્ર કે
બંને
દીકરાઓ છે.
પછી ?
મને સંધિવા છે
પત્નીને ક્ષય છે.
મોટો દીકરો
બિચારો
માંદલો છે.
નાનો
આજ સુધી તો
સાજો સારો છે.
પણ પછી-
કોને ખબર છે ?
હું કારકુન છું.
આટલું પૂરતું છે ?
કે
તમારે
વધુ વીગતો જોઈએ છે ?

કાઠિયાવાડી કજ્જલશ્યામ કાનશિયાંમાં,
પખવાડિયે પખવાડિયે અકેક વધતો,
સાતમો સફેદ વાળ ગણ્યો છે.
દેવે દીવેલ કોઈ પ્રતિભાશાળી કવિ,
જૂના લોકસાહિત્યની શૈલીમાં
નવીન અસહકારના ભાવો ગૂંથે તેમ,
આધુનિક ચંપા અને અનામી અંગ્રેજી ફૂલો સાથે,
તેણે પ્રાચીન શિરીષોને ગૂંથ્યાં છે.
ફૂલમાળા સંતાડી, પ્રગલ્ભ પણ શરમાતો,
સુખી પણ દુઃખી, આશાભર્યો પણ નિરાશ,
તે દીન પણ ઉત્સુક પગલે ચાલે છે.
 નળને દમયંતી માટે
જે ગમગીની થઈ નથી,
દુષ્યંતને શકુંતલા માટે
જે ઉત્સુકતા થઈ નથી,
અર્જુનને દ્રૌપદી માટે
જે ચિંતા થઈ નથી,
તે ચિંતા, તે ઉત્સુકતા, તે ગમગીની,
તેની આંખમાં ભરી હતી.
આંખના ખીલ કરતાં સવિશેષ,
તેના અંતરમાં ખૂંચતી હતી.
 ગગનનો ગુંબજ ભેદી
વીજળીનો ચમકારો થાય તેમ;
તેના સહવાસીઓને પ્રશ્ન થયો,
કહેશો –કોઈ કહેશો.
યુવાન ક્યાં સિધાવતો હતો ?

□ અનામી □ જશવંતી દવે
(સંસ્કૃત)

દરિદ્રતા હે નમું છું તને હું
થયો છું સિદ્ધ તુજની કૃપાથી
જોઉં ખરે હું સઘળા જનોને
ના જોતું પણ કો મારી તરફ

## એક રાજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દુહા

☐ રામાયણ પાઠક 'શેષ'

સાંભળો છો કે શાયબા, મારી કાયા કરમાણી,
એક માખીને કારણે, મારી ઊંઘું વીખાણી.
પોઢી હતી પલંગમાં વસમા દી વૈશાખ,
વાયરો રહે ગ્યો વાલમા, મારે મોઢે બેઠી માખ !
ઉડાડું તો ઊંઘ ઊડે, ને ઓઢું તો અકળાઉં,
ધાડ પડે ધોળે દીએ હું લાખેણી લૂંટાઉં.
રે'વું ન તારા રાજમાં, મર કાળા કળેળે કાગ,
નીંદર ના'વે નેનમાં, મારે અંગે ઊઠે આગ.'
ડાબો મેલ્યો ડાયરો, ને જમણી જળની વાટ,
પરણી પિયર સંચરી, અરે દૈવે વાળ્યો દાટ !
હાલકહૂલક થૈ રહ્યું, જાણે ચૌટે પેઠો ચોર,
ગરજ્યો ગઢવી ઓટલે, જયમ ગરકે ગીરમાં મોર.
'કાળી ટીલી કનકની, ખોટ ખતરિયાં વટ્ટ,
ધિંગાણાં ધોળે દીએ, તેને ઝીંકે નહિ ઝાપટ્ટ.
ધિક્ હજો ધરણીપતિ, તું મૂછો શેની મરડ,
પરણી પોસાણી નહિ તારો ઠાલો મેલને ઠરડ'.
'વે'લો આવે વીઠલા, મારે હાથ નથી હથિયાર,
આ મે'ણાથી મુકાવવા, તું ચઢજે મારી વા'ર.'
વેગે ધાયો વીઠલો, કરતો કપરી કૂચ,
મેણિયતે માથું ધર્યું, તેની મૂંડી નાખી મૂછ !
ધન રાણી ધન ચારણા, ધન રાજા ભરથાર !
ધન વાળંદા વીઠલા, મે'ણાં ફેડણહાર !

☐ **અનામી** ☐ **જશવંતી દવે**

(સંસ્કૃત)

તણખલાથી હલકું રૂ
ને રૂથી હલકો માગણ
હવા એને હરી જતી નથી
મારી પાસે માગશે તો એવા
ડરથી જ સ્તો !

## કાયર પુરુષ

□ રવીન્દ્રનાથ ટાગોર □ નલિની માડગાંવકર

અધ્યાપિકાને નિવેદન–
તમારો પતિ સાવ બાળક નથી,
કહો એ આંકડાશાસ્ત્રીને શું જાણતા નથી,
વિધિના નિયમને જો એ કરે નિષ્ફળ.
પુરુષજાતિના મખ્ય વિજયકેતું
દાઢીમૂછને ત્યજે વિના હેતુ
ગાલ પર સહે અજ્ઞાની એવી સજા
શંકા કયાં છે! આ તો નહીં મજા
સિંહ જો પોતે કેશવાળી મુંડાવે
સિંહણ એને હસતાં હસતાં ઉડાવે.
કૃષ્ણમૃગ જો ખોટા વિચાર માપે
બે શિંગડાં પટાક કરતાં કાપે
કૃષ્ણમૃગલી એ શું સહી શકે
અરર! આ શું! કહીને દૂર ભમે
એથી ઊલટું અધ્યાપકને વિષે
દાઢીમૂછ એ સહજભાવે જો ત્યજે
સફાચટ ચહેરો જુએ જ્યારે ઘરુણી
બોલે કાં નહીં "મારગ આપ મા ધરણી."

## દૈનિક વાંચ્યા પછી

□ શણ્મુગ સુબ્બીહા

□ અશોક શાહ

(તમિળ)

પાર્લામેન્ટ હાઉસના
સૌથી ઉપલા માળે
એક મરેલો ઉંદર
ગંધાય છે, થૂ!
કોઈ નથી
એને અહીંથી ઉપાડી જઈને
દાટી દેવા દૂર દૂર ઊંડે ઊંડે?
આ દેશમાં
એટલું જ કહી શકાય
અમારા જેવા માટે
અમને વસ્તુની ગંધ આવે છે
અમારી પર શાસન કરનારાઓ
તમે મોટા માણસો
આ સંવેદવા માટે
તમને હૃદય નથી?

## એક ઉત્તર □ ગીતા પરીખ

બેઠા હતા મહેમાન એ કૈં કાળથી,
રે બાર વાગ્યા તોય તે જાતા નહીં.
પૂછયું તમે ત્યાં: 'કોણ આવ્યું? કેટલા વાગ્યે અહીં?'
મેં બેઉ પ્રશ્નોનો અચાનક એક ઉત્તર દે દીધો
કંટાળીને બે અક્ષરે અણજાણતાં: 'લા-પ' - આ ત્યહીં.

## પ્રભાતનો તપસ્વી □ ખબરદાર

‘એકદા એનો શબ્દડંકો વાગ્યો
ને નિ:શસ્ત્ર યુવક મરગાઓની
અંધ ગાડરપ્રવાહ જેવી અજ્ઞ સેના
ગુજરાતને હુમલે ચાલી.
આશ્ચર્યચકિત જગત નિરખી રહ્યું
ગુજરાતના ઇતિહાસમાં અદ્વિતીય
આ સ્વચ્છંદાચારી ને વિપથગામી
કૂકડેકૂકિયા કવિઓની કૂચ.
મોખરે હતો તે સેનાધિપતિ :
પ્રાણીઓ કે પક્ષીઓને
ન હોય વસ્ત્ર કે આભૂષણ ;
ને કુદરતના શુદ્ધ ખોળામાં બેસનારને
નગ્નાવસ્થા જ હોય છે ને સ્હોય છે;
ને ન હતાં વસ્ત્ર કે આભૂષણ
આ કુદરતના વીર કુકડાને નિહાળી
કાન્ત જેવા રસિકો પણ
ઘડીભર થયા મોહમુગ્ધ.
ગુજરાતના નવજીવનના ઉપાકાળમાં
કોઇએ તેને શુક્ર કહ્યો,
કોઇએ તેને ચન્દ્ર કહ્યો,
અને પ્રભાત તો હતું દૂર દૂર ;
છતાં એની વસ્ત્રવિહોણી કાન્તિ જોઇ,
તથા જોઈ એનું અણથાક્યું કંઠબળ
કોઇએ એને સૂર્ય પણ લેખ્યો.
પ્રભાતને ઉઘાડે તે સૂર્ય,
અને એ પણ એમ સમજતો ને મનાવતો
કે એના આ વિચિત્ર કંઠોચ્ચાર વિના
ગુજરાતનું પ્રભાત નહિ જ ઊઘડે !-
પછી તો વર્ષો વીતી ગયાં :
કંઈ કંઈ નવનવા મોહ ઊગ્યા ને આથમ્યા.’

## સુખ
□ જગન્નાથ રાજગુરુ

અરધા ભરેલા ગ્લાસનો
ખાલી ભાગ જોયા કર્યો
અને
ભરેલાનું સુખ ઢોળી નાખ્યું.

## મુર્દોકો કન્ધા □ રમેશ પુરોહિત

એક વાર મુશાયરામાં જનાબ હફીઝ જાલન્ધરી પોતાની ગઝલ સંભળાવી રહ્યા હતા. એક શેર પાસે થોડાક અટક્યા અને ત્યાં ઉપસ્થિત રહેલા આદરણીય શાયર ચિરાગ સસન ‘હસરત’ ભણી જોઈને કહ્યું કે :

‘હસરતસાહબ, મુલાહિઝા ફર્માઈએ ! મિસરા અર્જ ક્યા હે.’ હસરતસાહેબે હફીઝસાહેબનો મિસરા સાંભળતાં પહેલાં લાપરવાહીથી કહ્યું કે : ફર્માઇએ હફીઝસાહબ, શૌક સે ફર્માઇએ. અપની તો ઉમ્ર હી ગઝલોં કે મિસરે ઉઠાને ઔર મુર્દો કો કન્ધા દેનેમેં કટ ગયી હે.’

## સીતાજીનો પોપટ □ સુંદરમ્

પઢો રે પોપટ મારા બાંપલા, કોયો ભગત પઢાવે,
ખુલ્લું મૂકી પીંજરબારણું સાચા રામ જપાવે. ટેક.
મીઠી કુંજો તારા દેશની, મીઠાં નદીઓનાં પાણી,
મીઠાં મંડળ ભેરુભાઈનાં, મીઠી મેનાની વાણી. પઢો રે.
મીઠી જીવનની લ્હેર એ શું તેં પીંજરે દીઠી ?
ખાધું બીજાનું ખવાડયું જે, બોલ્યો બોલી અજીઠી. પઢો રે.
અરર, પોપટ તને પૂરવા જાતે સીતાજી આવ્યાં,
વગડાના વાસીને ઝાલવા કૈં કૈં લાલચ લાવ્યાં. પઢો રે.
લીલા વઢાવ્યા વાંસડા, ચુરમાં ઘીનાં કરાવ્યાં,
મોઢે વદી રામનામને તારાં અંગ ઝલાવ્યાં. પઢો રે.
પણ રે પોપટ તારા પાંજરે લીલા વાંસ સુકાયા,
હીરા કે રતન રહ્યું નથી થથરે તારી જ કાયા. પઢો રે.
કારમાં લાડ એ થઈ પડયાં, તારાં અંગ રુંધાયાં,
ભૂલ્યો તારી મૂળ ભોમકા, ભૂલ્યો સૌ માડીજાયાં. પઢો રે.
સૂકું પોપટ તારું પાંજરું, સૂકું મરચાંનું ખાણું,
સૂકું તારું ઉર થાય જો, લુખ્ખું થાય જો ગાણું. પઢો રે.
ઊડ રે, પોપટ, ખોલું પાંજરું, લીલા વગડે જા ઊડી.
પાંખો થાકે, ખાવા ન મળે, ભલે ભરખે ગરુડી. પઢો રે.
ભૂલી જાજે ગાવા રામને, કૌ કૌ એકલું ગાજે,
ચુરમાં ઘીનાં ભલે ના મળે, સૂકાં વનફળ ખાજે. પઢો રે.
સાત સીતાજી આવે ભલે, તો યે ફરકી ના દેજે,
માણસ જાત જુએ ત્યાંથી આઘો સો ગાઉ રહેજે. પઢો રે.
દુનિયાના રામે બાંધિયો, સીતા નારે પઢાવ્યો,
જે રે રામે તને સર્જિયો તેણે નહિ રે છોડાવ્યો. પઢો રે.
ભાઈભાંડુને ભેગાં કરી પોપટ આટલું કહેજે,
કોયો ભગત તને કરગરે શરણે કોઈને ન રહેજે. પઢો રે.

### □ શેખાદમ આબુવાલા

જરા ચેતીને આદમ ચાલજો નેતાની સંગતમાં
કે ખિસ્સામાં તો કાંટા છે અધર પર સ્મિત કળીનું છે.

□ કિશોર શાહ

કેટલીયે યાતના કેટલાંયે કષ્ટ
પછીથી પ્રગટી છે પંદર ઑગસ્ટ

છાકટા, તરકડા નેતાઓનાં ભાષણોની ભાંગ
એક પક્ષથી બીજા પક્ષે મારતા છલાંગ
શેહ નહીં, શરમ નહીં
કરમ નહીં, ધરમ નહીં
ગાંધીની દુનિયાને કરી રહ્યા ભ્રષ્ટ
કેટલીયે યાતના, કેટલાંયે કષ્ટ
પછીથી પ્રગટી છે પંદર ઑગસ્ટ.

દેશ મારો આખો જાણે ઝૂંપડપટ્ટી જેમ
તણાઈ જાય દુણાઈ જાય : નહીં કોઈને ય રહેમ
રાષ્ટ્રધ્વજ ભલે મારો ઊડી રહ્યો
પણ ભીતરથી એ તો ભયભીત ત્રસ્ત
કેટલીયે યાતના કેટલાંયે કષ્ટ
પછીથી પ્રગટી છે પંદર ઑગસ્ટ.

"જન ગણ મન" એ તો પંખીનાં પીછાં જેવાં
થઈને વિખૂટાં હવે આમતેમ ઊડી રહ્યાં
સડેલી સોપારી જેવી પ્રજા આજે પડી રહી
એક એક નેતા તો ઝેરીલી સૂડી જેવા
ધ્વજવંદન, ઉદ્‌ઘાટનો, વિધવિધ સમારંભો
આરંભે શૂરા એવા
પણ અંદરથી પૂરા એવા
કામ નહીં તોય જાણે અઢળક કામ હોય
એમ બધા રહ્યા અહીં વ્યસ્ત
રેંટિયાનો સૂર્ય :
ધીમેધીમે ધ્વજમાં થઈ રહ્યો અસ્ત
કેટલીયે યાતના કેટલાંયે કષ્ટ
પછીથી પ્રગટી છે પંદર ઑગસ્ટ.

□ જગન્નાથ રાજગુરુ

બેઠો સજાવી ઘર કાગળ ન મોકલાવ,
ઘનઘોર થઈ ઘટા, ઝાકળ ન મોકલાવ.
ઝળહળ પડાવ આ હમણાં ઊઠી જશે,
દર્પણ બની જશું, કાજળ ન મોકલાવ.

## માણસને કહી દો □ ભાનુપ્રસાદ પંડયા

હમણાં હમણાં ખાબોચિયાનગરમાં
મચી ગયો કૈં ખળભળાટ.
અંદરોઅંદર મચ્છરોની
વધી પડી દાદ-ફરિયાદ !
એટલે મળી મચ્છરોની સભા :
એક મચ્છર કહે :
હમણાં કોણ જાણે કેમ માણસને
કરડયા પછી મને ચક્કર આવે છે !
બીજો કહે : રક્તપાન કર્યા બાદ
મને ખૂબખૂબ ગણગણવાનું થાય મન,
પહેલાં હું આટલું કયાં ગણગણતો હતો ?
ત્રીજો કહે : અલ્યા, મને થાય જુદો જ અનુભવ –
કહું ? ગણગણતો જઈને કરડું છું ને...
પછી થઇ જાઉં સાવ મૂંગોમંતર –
જાણે જીભ જ ખેંચાઇ ગઇ !
સભાપતિ બોલ્યા : એ તો બધું ઠીક
પણ હમણાં આ ખાબોચિયાનગરમાં
કેટલાંક મચ્છર જૂથો ભાગલા પડાવવા
રહ્યા મથી ! શું કોઇને ખબર નથી ?
કોઇ કહે અમને પેલો ખૂણો આપો
તો કોઇ ટોળું મમત કરે કે અમને
પેલાં વચલાં મેલાં જળનો ભાગ આપો !
શું છે આ બધું ?
ત્યારે એક ઘરડો મચ્છર
ઊભો થઈને બોલ્યો : એનું ય છે કારણ,
આપણે હાલ જે ચૂસીએ લોહી
એનો જ એમાં વાંક.
માણસ કરે ફરિયાદ કે એમને
નથી મળતાં ચોખ્ખાં ઘી-દૂધ
તો આપણનેય કયાં મળે છે લોહી શુદ્ધ ?
માણસને કહી દો :
જો આપણને સુધારવા હોય,
સ્વસ્થ કરવા હોય
કરડતા અટકાવવા હોય તો
એમનાં લોહીની
કરાવે તાત્કાલિક તપાસ !
થયો ઠરાવ પાસ !
હવે ના કોઇ બડબડે
ચૂપચાપ સૌ છૂટા પડે !

## □ પ્રદીપ પંડયા

હું
જીવું છું
એમ
તમને
કોઈ કહે તો
મને ખબર આપશો !

## ગીત-૧ ☐ ભરત મહેતા

ગામ આખામાં વાત એક પેઠી
કે છોકરાની સાઇકલ પર છોકરી એક બેઠી...

સાઇકલના પૈડાની જેમ,
પછી વહેતી થઇ વાતો
કે જૂઇએ તો બાંધ્યો છે
મોગરાથી નાતો
આવડીક છોકરી ને આટલી મોટી શેખી... ગામ આખામાં...

વાતોને હોય નહીં પછી બરેક
વાતો તો ફૂટે એક પછી એક
વાતો તો પાદરથી ખેતર લગ પૂગી
ને ધ્રૂજતી થઇ એક માળબંધ મેડી... ગામ આખામાં...

લોક મેડીબંધાને કહે માણેકથંભ ખોડ
ને વાતોનો કાઢ કંઇ જલદીથી તોડ
મેડીબંધો ને લોક કાઢે છે તોડ
ત્યાં ઊડી ગઇ આખીયે માળબંધ મેડી... ગામ આખામાં...

## મુશાયરામાં ☐ ઉદયન ઠક્કર

કોઇ શાયર ગઝલ ડંખીલી ગણગણાવીને ગાઇ ગયા
સાંભળી તો થયું કાનમાં આ તો મચ્છર ભરાઇ ગયા.

ચાયવાળો ગણી ઑડિયન્સ બે ડઝન, શાયરો ત્રણ ડઝન
એકબીજાની સંખ્યા જોઇ, બેય પક્ષો ડઘાઇ ગયા-

'ચાય-વિરામ અમને હરામ' બોલી વળગી પડયા માઇકને
કૈંક ભૂખ્યા થયેલા કવિ કાફિયાને જ ખાઇ ગયા-

આ હતો કોઇ મુશાયરો, કે ટ્રેઇલર હતું વિશ્વનું ?
આવેલા હોંશમાં હોંશમાં, ને રીબાઇ-રીબાઇ ગયા...

ઉલાળો આંખનો ઉર્ફે ઇશારો એટલે લોચો
કોઈને નિજના કરવાનો ધખારો એટલે લોચો
છે રાજારાણીની આ કિવદંતી ખૂબ ફક્કડ પણ –
ઉભયને એક કમરામાં ઉતારો એટલે લોચો

□

ધખારો પ્રેમ કરવાનો ધખારો એટલે લોચો
ભળે થોડો ઘણા એમાં તપારો એટલે લોચો
સતાવે છે દિવસ ને રાત એ બેહદ સતાવે છે,
મિલનના અનવરત વાંઢા વિચારો એટલે લોચો
એ વ્યકિત હોય છોરી અથવા ડોસી કિન્તુ બસમાંથી
અમસ્તા હાથ ઝાલીને ઉતારો એટલે લોચો
મજાનો હોય માણસ હોય સાલસ હોય સીધો પણ
જરી એને તમે ટોકો ટપારો એટલે લોચો
બગીચો હોય ફરતાં હોય બે જણ આંકડા ભીડી
ભળે ભૂલેચૂકે એમાં કુવારો એટલે લોચો
કદાવર દેહ, ડોકે Chain, મોઢે મૂછનો દોરો
છતાં જો એ રહે કાચો કુંવારો એટલે લોચો.
નશામાં હોય 'ઘાયલ' ચૂર ને એને ખુદા ખાતર
તમે થોડો ઘણો આપો સહારો એટલે લોચો

□ **અમૃત ઘાયલ**

રાજકારણમાં ગણત્રી હોય છે,
હો ન હો વરસાદ છત્રી હોય છે,
સ્નાન સૂત-નો ભલે ના હો સંબંધ,
મોંઢે આખી શિક્ષા-પત્રી હોય છે.

*

રખે તું માનતો હું બહુ સુખી છું,
કે હું યે તારી જેમ જ બાપડો છું,
ફરક છે એટલો તું "ઇદ"-નો છે,
અને હું 'માનતા'નો બોકડો છું!

*

કામ હરગિજ ન નામ આવે છે,
માત્ર કલદાર કામ આવે છે.
કૃષ્ણ આવે છે યાદ કૌરવને,
યાદ 'રાવણ'ને રામ આવે છે.
રામલીલા શું દોસ્ત ભારતમાં,
ભાંડ લીલાય કામ આવે છે
ભવ જુઓ તો છે નર્કાગાર અને,
સ્વપ્નમાં મોક્ષ ધામ આવે છે
હોય મીઠા સંબંધ તંત્રીથી
તો જ છાપામાં નામ આવે છે
બીજું તો શું મુશાયરા 'ઘાયલ'
તંગ દસ્તીમાં કામ આવે છે

## સાચો પાર્ટનર □ ઉદયન ઠક્કર

સાચો પાર્ટનર તો પાડોશી, ભીડ વખતનો ભાગીદાર
જલસો હો કે જેલખાનું હો, ખડે પગે રહેતો તૈયાર.

અમેરિકન ડાયમંડનું કોણે પ્હેર્યું હતું ઘરેણું જી ?
સાસુએ વહુને માર્યું કેટલા કૅરેટનું મ્હેણું જી ?
કેટલા પગારનો રામો છે ? કયો સગો નકામો છે ?
કઇ બૅન્કમાં લૉકર મારું ? કઇ સાઇઝનો પાયજામો છે ?
બધી વાતની જાણ છે એને ઉસ્તાદોનો છે સરદાર
મારા ઘર પર દૂરબીન તાકી ખડે પગે રહેતો તૈયાર–

પૂરા નાક સુધીનો ઘુમટો ખેંચાવે ઘરવાળીને
પણ પોતે તો પાડોશમાં ફરી આવે ટુવાલ વીંટાળીને

મારા ફ્લૅટમાં, મારા ફોનને, એણે રાખ્યો ભાડે છે
મારા ખુદના ફોનને એ 'રૉંગ નંબર' કહી પછાડે છે !

સાડા છમાં ઘંટી ગજવે, આવ્યું કે મુંબઇ-સમાચાર ?
મારા ઘર પર દૂરબીન તાકી ખડે પગે રહેતો તૈયાર
સાચો પાર્ટનર તો પાડોશી...

## હું આજ દેવળમાં ન ગયો

□ ઓગ્ડેન નેશ □ હસમુખ દવે

હું આજે દેવળમાં ન ગયો
મને ઇશ્વરની સમજણ શકિતમાં વિશ્વાસ છે,
મોજાંઓ ખડક સાથે અથડાઇ ઘૂમરીઓ લે છે
અને ભૂરાં અને શ્વેત ફીણ ઉડાવે છે
ભૂલકાંઓ રેતીમાં ફેરફૂદડીઓ ફરે છે
એ જાણે છે કેટલું ટૂંકું છે મારું રોકાણ
અને કેટલો અલ્પ સમય ટકે છે આ ગ્રીષ્મનો તાપ !
એને ખબર જ છે કે જેવો અહીંથી નવરો થઇશ હું
અમને બન્નેને બસ ફુરસદ જ ફુરસદ છે

## બુદ્ધિવિહોણો □ અમૃત ઘાયલ

ગઈ કાલ સુધી જે હતો ઘરબારવિહોણો
યજમાન બની બેઠો છે એ દુષ્ટ પરોણો

છે શેખ જનમથી જ અકોણામાં અકોણો
કરશે જ નહીં એને અસર કોઈનો ટોણો
ભર પટ્ટે પ્રથમ પીધો પછી બેઠો ગળચવા
ને ગળચ્યા પછી ગ્લાસ ભર્યો વ્હિસ્કીનો પોણો

એ સખણો નહીં બેસી શકે કોઈ જગાએ
કરતો જ રહેવાનો સતત ઘોંચપરોણો

ધોળામાં પડી ધૂળ, નથી તોય સમજતો
છે કાજી મલક આખાનો પણ, બુદ્ધિવિહોણો.

## પૂછયું જ્યાં... □ ભરત મહેતા

કાળું ડિબાંગ જો હો'એ આકાશ
તો વરસશે કયાંક એ સાચું
પૂછયું જ્યાં નામ તારું; કાળઝાળ ચહેરો
તોય સરનામું આપે તું પાકું !... કાળું ડિબાંગ...
કેડી તો હોય સાવ કેડી જેવી
થોડી વાંકીચૂકી ને થોડી આઘીપાછી
એમાં લટકાળી ચાલ કયાંથી આવી ?
પૂછયું જ્યાં ચાલ વિશે, દીધી તેં ગાળ ધીરે
તો ય વળીવળીને કેમ જુએ છે વાંકું ?... કાળું ડિબાંગ...
વંટોળ હોય તો ઊડેય લટ
એને કેમ કરી મારવું તાળું ?
પૂછયું જ્યાં લટ વિશે, મારી તે CUT ધીરે
ને વળી ઉપરથી દુપટ્ટો મારે
દુપટ્ટે ઘાલ્યા તે લીલાછમ્મ વેર,
એ વેર હું કેમ કરી વાળું
હું તો માનું, માનું અને માનું... કાળું ડિબાંગ...

## લોકો વિષે વધુ □ ઓગ્ડેન નેશ □ હસમુખ દવે

લોકો જ્યારે તમને સવાલો નથી પૂછતા હોતા
ત્યારે સૂચનો આપતા હોય છે!
અને જ્યારે આ બેમાંથી કશું પણ નથી કરતાં હોતા
ત્યારે તમારાથી હેંત એક ઊંચા હોવાનો દેખાવ કરતા હોય છે.
કે તમારા પગના અંગૂઠા કચરતા હોય છે!
અને જો આ પણ તમને સંતાપવા પૂરતું ન હોય
તો તેઓ તમને જોતરે જોડી દે છે!
કોઈ એક જણ જો જરા ફુરસદમાં હોય
તો બધા જ એના પર ઘૂરકિયાં કરે છે!
એમ લાગે છે કે જે લોકો કામ કરતા હોય છે
તે અન્ય બેકાર લોકોને પજવતા જ રહે છે!
અને કહેતા ફરે છે: કામ એ તો આરોગ્ય સાચવવાનું ઔષધ છે!"
અને બિરલા, ટાટા અને અંબાણીના દાખલા ટાંકે છે!
અને શ્વાસથી એમની છાતી ભરાઈ જાય અથવા બીજું કંઈ થાય
ત્યાં સુધી ભાષણ ઝીંકયે રાખે છે!
અને પછી પણ જો તમે એમને શરણે ન જાઓ
તો તમને ભૂખે મારી નાખે અથવા કંઈ બીજું કરી નાખે!
એટલે આ બધાનો નિષ્કર્ષ:
એક દુષ્ટ વ્યંગ:
અને તે:
જો તમારે કામ ન કરવું હોય
તોપણ તમારે પૂરતાં નાણાં કમાવા માટે
તો કામ કરવું જ પડે
જેથી તમારે કામ કરવું ન પડે!

## કોમન સેન્સ □ ઓગ્ડેન નેશ □ હસમુખ દવે

જવાબદારીમાંથી બચવું જ ન હોત
પ્રભુએ ચંચળતા શા માટે આપી હોત?

# ઓગ્ડેન નેશ

ઓગ્ડેન નેશ. આ નામનો અમેરિકાની કવિતાસૃષ્ટિમાં કોઇ જુદો જ મહિમા છે. ગઇ ઓગણીસમી તારીખે મૃત્યુ પામનાર આ કવિનો જન્મ ઑગસ્ટ મહિનાની ઓગણીસમી તારીખે ૧૯૦૨માં થયો હતો. કવિતાની કક્ષાએ હળવા પદ્યને નવો અવતાર અને આકાર જો કોઇએ આપ્યો હોય તો તે ઓગ્ડેન નેશે. સરસ દેખાતી અને રસમાં તરબોળ કરતી એમની કવિતાનું અનુકરણ કરનારા ભોંઠા પડયા છે. એમણે ખૂબ લખ્યું છે. હળવાં, વિનોદી કાવ્યો એમની કલમને સહજ હતાં. એમણે બાળકો માટે કાવ્યો લખ્યાં છે અને બાળકો જેવાં નિર્દોષ નહીં પણ નાદાન એવાં મોટાં બાળકો માટે પણ એમણે કાવ્યો લખ્યાં છે. એમની કલમમાં ખબર ન પડે એવી ચપ્પુની ધાર હતી. આગિયા કે પતંગિયા જેવાં એમનાં કાવ્યોમાં આકાશને એક ક્ષણ તો વલોવી શકે એવો ગરુડની પાંખનો ફફડાટ છે.

ઉન્નતભ્રૂ કવિઓ હાસ્યાસ્પદ લાગે એટલી હદે ગંભીર રહેતા હોય છે. ઓગ્ડેનની કવિતાના હોઠ હસતાં હસતાં પહોળા થઇ જતા અને એ હાસ્યની પાછળનો ગંભીર કટાક્ષ કયારેક ગમગીન કરી મૂકે એવો વેધક હતો. નાનો બાળક રંગરંગની લખોટીથી રમતો હોય એમ શબ્દોને રમાડવાનો આ કવિને કોઇ ગજબનો શોખ હતો. પ્રાસની અને આંતરપ્રાસની આંગળી પકડીને આવતા શબ્દોનું વર્તુળ મોટું થતું જતું અને એની વચ્ચે દેખાતો સમજ વિનાનો સમાજ સાથેનો વિચિત્ર માણસ. એમના કટાક્ષમાં કોપ પણ છે અને કરુણા પણ. એમણે બધાની જ ઠઠ્ઠામશ્કરી કરી છે પણ જાતની ઠેકડી ઉડાડવાની એક પણ તકને જતી કર્યા વિના :

> At least I'm not the kind of fool who sobs,
> What kind of fool am I ?

સ્ત્રીઓ, એમનો પહેરવેશ, એમની છીછરી વાતચીતો, ડૉકટર અને દવાથી ન સુધરે પણ મોટી મોટી પાર્ટીઓથી શેર લોહી ચડે એવું વાતાવરણ, મોટાઇ, દંભ, નેતા-અભિનેતાઓની, વિશિષ્ટ વ્યકિતઓની આવનજાવન, આ બધાં પર એમણે હસી લીધું છે. 'પ્રવાસી ડાયરી' એ શીર્ષક હેઠળ એમણે કેટલાંક ઠઠ્ઠાચિત્રો કર્યાં છે. આ શબ્દચિત્રો ઉઘાડી આંખે સાંભળવા જેવાં છે. એમની પ્રતિભાને શ્લેષનો આશ્લેષ સૌથી વધુ ગમે છે. ઇકોનોમિકસ અને કૉમિકસ એવા પ્રાસમાંથી પણ આજના વાતાવરણની અને અર્થતંત્રની મજાક ઉડાડી છે. 'બોલપેન' નહીં પણ 'બુલપેન' કહીને એ જેમને લખ-વા થયો છે એમને મહેણું માર્યા વિના રહેતા નથી. રિલ્કે અને કાફકાની વાતો કરવાની હોય, એમને વાંચવાના અને પચાવવાના અભરખા હોય, મોટાં મોટાં નામો દઇ સામા માણસને આંજી નાખવાનો મરણિયો પ્રયત્ન હોય અને છતાં 'શેરલોક હોમ્સ' અને 'થ્રી મસ્કેટીયર્સ'માં ફસડાઇ પડાતું હોય, એવા ડોળઘાલુઓને એમણે છોડયા નથી. ઉપમા, રૂપક અને અન્ય અલંકારોની આતશબાજી ઉડાવનારા લેખકો જો થોડોક સંયમ રાખે તો સાહિત્યનો બેશક ઉધ્ધાર થાય.

હોમરથી ટેનિસન સુધીના કવિઓ અલંકાર વેડફતા આવ્યા છે. બીબાંઢાળ ઉપમા કવિઓને કલમવગી છે. Liliesની સરખામણી Ladies સાથે કરે ત્યારે જ આ કવિઓને જંપ વળે. અલંકારશોખીન કવિઓને ઓગ્ડેન પંપાળતા પંપાળતા ઠીક ઠીક લગાવી દે છે. કહે છે : 'આ કવિઓ પાનખરના ઝંઝાવાત પછી બરફ? જુએ તો કહે કે આ તો હિમનો શ્વેત કામળો છે. સારું ભાઇ, તમે તમારે બરફનો કામળો કહો અને એને ઓઢીને પોઢી જાઓ. હું મારે અકાવ્યમય છતાં નર્યો કામળો ઓઢીશ. આપણે જોઇએ કે કયો કામળો હૂંફ અને ઉષ્મા આપે છે !'

ઓગ્ડેન ખૂબ લોકપ્રિય કવિ હતા. જ્યાં જાય ત્યાં એમને મેદની મળી રહેતી. પણ મેદનીનો મેદ એમની પ્રતિભાને નહોતો ચડયો. આ સંસારનાં વિવિધ મનુષ્યપ્રાણીઓને પ્રાણીબાગમાં લટાર મારતાં હોય એ અદાથી એમણે જોયાં છે. માણસોનું સરઘસ કે સરકસ બેમાંથી કશું ભરોસાપાત્ર ન હોવા છતાં એમણે છેવટે તો માણસને એની બધી જ મર્યાદાઓ, વિચિત્રતાઓ, આદતો અને વિષમતાઓ વચ્ચે ચાહ્યો છે, શ્યામ વાદળાને રંગી દે એવો પ્રેમનો તડકો પણ એમની કવિતામાં છે. હાસ્યરસનો જીવ હોવા છતાં પણ એ કહે છે :

"Don't think the wisdom of the ages,  
Awaits you in the comic pages,  
There is no Proof that Plato's brain weighed less  
than that of Swift or Twain."

એમની કવિતાસૃષ્ટિમાં વૈવિધ્ય તો પાર વિનાનું છે. પરદેશીઓ સાથે ઉચ્ચારના જે છબરડા થાય છે અને એમાંથી જે રમૂજી વાતાવરણ ઊભું થાય છે તે મૂંજીના મોઢા પર પણ સ્મિત ફરકાવે છે. ઢંગધડા વિનાના આ ઉચ્ચારોને લીધે જ તેઓ કહે છે :

Abroad I am linguistically open minded.

લોકોના સ્વભાવની નાડ તો આ માણસે આબાદ પકડી છે. લોકો કેવા છે ? આંખ છે પણ જોતા નથી, કાન છે પણ સાંભળતા નથી, સાન છે પણ સમજતા નથી. માણસ પ્રશ્ન પૂછે છે પણ જવાબ સાંભળવાની એની પાસે ધીરજ કયાં છે ? કોઇ બૅન્કમાં એમના સુખની ડિપોઝિટ મુકાઇ નથી. ખાંડમાંથી રેતી વીણતા હોય એવી ઝીણવટભરી નજરે એમણે, બોલાવે ત્યારે બાડા જુએ એવી, માણસની અવળચંડાઇને પકડી પાડી છે. કોઇ માણસ આપણને પૂછે : 'વરસાદ પડે છે ?' અને જો કહીએ કે 'હા' તોપણ એ છત્રી લીધા વિના બહાર નીકળી પડે, અને પછી ભીના થાય ત્યારે ચોર કોટવાળને દંડે એમ કહે કે વરસાદ આવતો હતો એમ પહેલેથી કહેવું'તું ને !

નેશે કહ્યું'તું કે મારે મારું ખાનગી જીવન નથી અને વ્યક્તિત્વ નથી. કશા વિશે સવળી વાત ન કરનાર નેશ પોતા વિશે અવળી વાત કર્યા વિનાં કેમ રહે ? એમનું અંગત જીવન સુખી હતું. બે પુત્રીઓ અને પુત્રીનાં સંતાનોથી વીંટળાયેલો પરિવાર તથા એમની કવિતાના કેટલાયે અજાણ્યા ચાહકોનો પરિવાર. એમની કવિતાનું વ્યક્તિત્વ એવું અ-પૂર્વ છે કે કોઇ પણ કવિ એમની

ઢબે હસાવવાનો પ્રયત્ન કરે છે તો પોતે જ હાસ્યાસ્પદ પુરવાર થાય છે. પોતાની શૈલી Sophisticated છે અને આવી શૈલી પોતાનું અજ્ઞાન છુપાવવાના વાઘાની ગરજ સારે છે એમ તેઓ માને છે. માનવ સ્વભાવના પાર કવિ નાની નાની બાબતમાંથી પણ કંઇક ને કંઇક શોધી લાવે છે : હોટેલના વેઇટર આપણી પ્રતીક્ષાની કસોટી કરતા હોય છે. ઍશટ્રે માગીએ તો મેનુ લાવે છે. બધે જ નાનીમોટી અવળી પરિસ્થિતિનો મુકાબલો આપણે કરવો પડે છે. યુદ્ધમાં હારેલાઓને સાંત્વન આપતાં તેઓ કહે છે કે 'હમણાં હાર્યા તો કશો વાંધો નહીં. બીજું યુદ્ધ તૈયાર જ છે.' યુદ્ધનો મોટા પાયા પર ધંધો ચલાવતી માનવજાતને આથી વધુ ઠપકો બીજો કયો હોઇ શકે ?

પત્ની ફ્લાવરવાઝ એકઠાં કરતી હોય અને વાઝમાં ફૂલો ગોઠવતી હોય અને પતિ ઘરમાં ગોઠવાતો ન હોય એની વાત પણ હસવું ન ખાળી શકાય એ રીતે કરી છે. તો દૂરબીન લઇને પંખીનું નિરીક્ષણ કરનાર કહી ઊઠે છે :

'But the bird in the open never looks
Like it's Picture in the birdie books.'

પૂર્ણતા તરફની ગતિ એટલે પ્રગતિ એ તો ડિક્ષનરીનો અર્થ છે. જીવનમાં તો કશું ભળતું જ બનતું હોય છે. જાત અને જગતનાં બે બિંદુઓની વચ્ચે જે વાંકીચૂકી, આડીઅવળી, જાડીપાતળી રેખાઓ દોરાઇ હોય છે એને આ કવિ જુએ છે અને એની જટિલતાને હસી નાખે છે. લગ્નને જાળવી રાખવા માટે શિખામણના બે શબ્દ પતિ' દેવ'ને મળે છે :

'ખોટા હો તો કબૂલ કરો,
ને સાચા હો તો મૂગા મરો,'

માણસ વૃદ્ધ થાય છે અને ઓછું સાંભળે છે. આ ઓછું સાંભળવાનો ફાયદો વધતી ઉંમરને મળે છે. સાંભળવાના કંટાળામાંથી માણસ આપોઆપ ઊગરી જાય છે. ઓગ્ડેન નેશે મનુષ્યના સમસ્ત આયુષ્યમાં જે ભરપૂર કંટાળો છે એમાંથી નિર્દંશ આનંદની કવિતા નિપજાવી છે. અને આમ કંટાળાને હસીખુશીથી હડસેલી નાખ્યો છે.

૨૫-૫-૧૯૭૧ —સુરેશ દલાલ

## ☐ શેખાદમ આબુવાલા

દમકતો ને ચમકતો શા'જહાંનો મ્હેલ જોવા દે,
મને ધનવાન મજનૂએ કરેલો ખેલ જોવા દે,
પ્રદર્શન કાજ જેમાં પ્રેમ કેદી છે જમાનાથી
મને એ ખૂબસૂરત પથ્થરોની જેલ જોવા દે !

## ગાંધીની મુઠ્ઠી □ રઘુવીર ચૌધરી

એક દિવસ
મને એમણે કહ્યું કે
ગાંધીજી ઝભ્ભો પહેરતા હોત તો
અમે એમનું ખિસ્સું કાપત.
મેં તુરત તો કહ્યું કે એ જોઈને
અમે અમારો રસ્તો માપત.
તમારા સમ, લેશમાત્ર રંજ ન થાત,
કે અમે કોઈનેય ન કરત એની વાત.
બોલો ભાઈ, એમાં આપણે શું?
હેં ? પોતે થઈને અમે કર્યું છે કશું ?

પણ એ પછી તો થોડાક તારા ખર્યા,
ઘણા અવાજો થયા ને પેલા ભાઈઓ લડયા.
એમને જીવવું હતું પણ પેટમાં ગોળીઓ વાગી
ને ટૂંટિયું વળી એ ઊંધા મોંએ પડયા.
સૌના દેખતાં જ એ લાંબી ઊંઘમાં સર્યા.
એવામાં અમારી અડોસપડોસમાં આગ લાગી.
હાથમાં હતો એ કાગળ
એક બાજુ લોહીથી ભીંજાયેલો તો હતો જ,
બીજી બાજુથી બળવા લાગ્યો.
એવો ભય જાગ્યો કે હવે કોઈ કાગળ પર
અક્ષર પાડી શકાશે નહીં,
શબ્દોમાં કશું સાચવી કે સંતાડી શકાશે નહીં.

પેન સરી ગઈ હાથથી,
ખુરશી ધ્રૂજી ઊઠી
ને ટેબલ પડતાં પડતાં રહી ગયું ઘૂંટણ પર.

ગમે તેમ કરી હું ઊભો તો થયો

## મુકતક □ રઘુવીર ચૌધરી

પહોંચે પાસે તે પહેલાં
ગાંધીને બાંધી દીધા અમે શબ્દોમાં.
- ઇતિહાસ સાથ સાંધી દીધા.

## મુકતક

□ રઘુવીર ચૌધરી

મેં ખેતરમાં મન વાવ્યુ
ને
ઊગી આવ્યું નગર.

પણ ખિસ્સામાં હાથ નાખી ચાલવા જાઉં ત્યાં તો
બેઉ હાથ ભોંઠા પડીને બહાર આવ્યા!
સાવ ખાલી.
મિત્રો ! એ ખાલી હાથે તમારી વચ્ચે
આવીને ઊભો છું.
ઘણુંબધું લૂંટાઈ ગયું છે
ને આટલે દૂરથીય ચોખ્ખું દેખાય છે કે
ગાંધીની મુઠ્ઠી પણ ખૂલી ગઈ છે.

## શિખામણ

□ ઋષિ ગૌડ □ ઉષા ઠક્કર

ક્યાંકથી તેણે સાંભળેલું
કે જીવન
કાંટાઓથી ભરેલું હોય છે
ત્યારથી હંમેશાં તે
બીજાઓના જીવનમાં
કાંટા જ વાવે છે.

□ સુરેશ દલાલ

સિગ્નલ પાસે
નવજાત શિશુને લઈને
એક સ્રી ભીખ માગે છે.
આમાં હું કુંડળી કોની વાંચું ?
બાઈની ?
બાળકની ?
કે ભારતની ?

□ ભરત મહેતા

કોક ક્યારેક
પૂછે અમોને
નગર તમારું ક્યા સરનામે ?
માણસ જેવો માણસ થૈ માણસ બાળે-
એ સરનામે.

## નકટોંકી નિગાહમેં □ રમેશ પુરોહિત

મુહમ્મદ અમીશ 'અશ્ક' નામના શાયર કલકત્તામાં રહેતા હતા. 'અશ્ક' સાહેબનું નાક જરા બેડોળ હતું એટલે લોકો જ્યારે મોકો મળે ત્યારે એમના નાકને વિષય બનાવીને એમની મજાક ઉડાવતા રહેતા. એક વખત બધા શાયરો ભેગા થયા હતા અને એમાં મજીદ અબ્દુલ નામના કાર્ટૂનિસ્ટ પણ હાજર હતા. એમણે અશ્કના નાક ઉપર ટૂચકો સંભળાવ્યો. આ ટૂચકો સાંભળીને અશ્કે તરત જ કહ્યું કે:

નકટોંકી નિગાહોંમેં ખટકતી હી રહેગી
શેરો-સુખન કે બાપકી યહ નાક હમેશા

## ભાષાઓના કજોડાનું કાવ્ય □ તારક મહેતા

ગઝલ પર હાથ અજમાવવા મેં
ઉર્દૂ શીખવા માંડી
તો
હું ગુજરાતી જમણેથી ડાબે લખતો
થઈ ગયો,
ઉર્દૂ ડાબેથી જમણે
જમણેથી ડાબે
ડાબેથી જમણે
જમણેથી ડાબે
ડાબેથી જમણે
મગજમાં બન્ને ભાષાઓ ભટકાતી રહી
ના હું ગુજરાતીમાં રહ્યો,
ના ઉર્દૂમાં
ના હું કવિતામાં રહ્યો
ના ગઝલમાં
બે ભાષાઓના આડા સંબંધોમાંની નીપજ
કઝલ

## □ લાભશંકર ઠાકર

ઠાકરની આંખમાં ઠળિયા રે જણ જીવોજી.
હૈયાનાં ખાલીખમ ફળિયાં રે જણ જીવોજી.
તૂટ્યાં કડક સાત સળિયા રે જણ જીવોજી.
ખૂટ્યાં નાગર તારાં નળિયાં રે જણ જીવોજી.
મારગમાં મોહનજી મળિયા રે જણ જીવોજી.
રાંવાનાં હાડ સાવ ગળિયાં રે જણ જીવોજી.
ઢાળથી ઊથલજી ઢળિયાં રે જણ જીવોજી.
અધવચ પાથલજી મળિયા રે જણ જીવોજી.
ખાવું શેં પીવું શેં ? લાળિયા રે જણ જીવોજી.
હાલતા ને ચાલતા પાળિયા રે જણ જીવોજી.
ખટમાસ ઊંઘમાં ગાળિયા રે જણ જીવોજી.
ખટમાસ વેંણ સાવ વાળિયા રે જણ જીવોજી.
ભડભડ ચેહમાં બાળિયા રે જણ જીવોજી.
અમથાં અલખ અજવાળિયાં રે જણ જીવોજી.

કવિતા-સ્મિત શાશ્વતીનું, કટાક્ષ કાળનો.

કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૫
વર્ષ : ૨૫, અંક : ૧, ઑક્ટોબર, ૧૯૯૧



# કવિતા

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ    ઠઠ્ઠાચિત્રો : કાર્ટૂનિસ્ટ 'રૂપમ્'

## કક્કો □ ગીના પરીખ

અભ્યાસ કક્કા સમ જિંદગીનો
આરંભ કીધો 'અ' થકી અહો મેં,
અંતે પહોંચી 'જ્ઞ' સુધી છતાંયે
રહી ખરા જીવનથી જ 'અજ્ઞ'!


ખાસ સૂચના : કોઇ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,**
**આ અંકના છૂટક ૨૫ રૂપિયા.**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.**
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.**

☐ કિશોર શાહ

સાંજ પડે
અને તું ન હોય ત્યારે
મારી સિગારેટ હું સળગાવું છું

સાંજ પડે
અને તું ન હોય ત્યારે
મારો જામ હું જ ભરું છું

સાંજ પડે
અને તું ન હોય ત્યારે
હું જ ખાલી ખાલી થાઉં છું

સાંજ પડે
અને તું ન હોય ત્યારે
હું પણ ક્યાં હોઉં છું ?

## સ્ફુરી રે'જો* □ ભાનુપ્રસાદ પંડયા

અમોને વીંટે આ હરકદમ વે'વારની ગલી,
દિસે કોશેટાના કીટકસમ તંતુ નિજવણ્યા
(ન સુંવાળા !) બાંધે પ્રતિપલ હિયાં ગૂંચવી દઈ
રહે પાડી ઊંડા સળ, પણ હસી માત્ર સહીએ !

અમે તો બંદી આ સ્થળ - સમયના લોહસળિયે,
છતાં સ્વાતંત્ર્યોની શુક સમ લૂખી વાત કરીએ
વિપાશે ! વત્સે, ના કરતી કદી પાશોની પરવા !
વિમુક્તા, તારે ના અમ પથ કદી પાય ધરવા !

જુએ ઊંચે તું ત્યાં થતું : વિહગ આભે સરી જવા
કરે ઊંચી ગ્રીવા ? ઊઘડતું ભૂમાદ્વાર સહસા ?
કદી ના બોલે ને તદપિ મૂક સંગીત સરતું,
રહે ક્યાંનું ક્યાં એ અગતિગમને ઉર ઠરતું ?!

રહો ખુલ્લાં નેત્રો ઋજુ વિમલ પ્રાતિભ નરવાં,
સ્ફુરી રે'જો નિત્યે તુજ કવિતનાં ગાન ગરવાં !

* વિપાશા સિનાંશુ મહેતાને વાત્સલ્ય સાથે અર્પણ.

## □ મકરંદ દવે

કોઇ પંખી બોલે બોલે
અદીઠ રહી રહી સઘન ઘટામાં
પડળ પાતળાં ખોલે,
આ સુગંધના પડદા પાછળ
શો ફૂલ-રંગનો પહેરો ?
ને રંગ-ઘૂમટા પાછળ કોનો
રૂપ-અરૂપ ચહેરો ?
કઇ ડાળ પર પંખી બોલે ?
ક્યાંક પટંતર ડોલે.
લીલમલીલા ઘાસ મહીં આ
વીજ પલકમાં સળકે,
કાળી ભીષણતા પર ચાહું
કાંચન કિરણ ઉમળકે.
ઓ પંખી, તારા મધુછંદે
કૈંક મને કરકોલે.

## ગઝલ □ અમૃત ઘાયલ

હોઠ પર જ્યારે જામ આવે છે,
ઑર હૈયામાં હામ આવે છે
ઑર હૈયામાં હામ આવે છે
રામમાં જાણે રામ આવે છે

ઠરવા જેવુંય ઠામ આવે છે,
માર્ગમાં એનું ગામ આવે છે.

હોય હૈયે છતાં ઘણી વેળા
શીઘ્ર ના હોઠે નામ આવે છે

'શ્યામ'ના નામરૂપ છે જૂજવાં
'સાધુ' રૂપેય 'શ્યામ' આવે છે

ખેપિયો શું છે ખોટો સિક્કો છે!
જાય છે આમ-આમ આવે છે.

આજ માણસ ને દોસ્ત માણસ પણ,
ક્યાં વિના દામ-કામ આવે છે.

હુંય હેરાન છું કે સઘળાં આળ
મારે માથે શું કામ આવે છે!

છે હકીકતમાં એ જ લાંબા હાથ
જે દુઆઓમાં કામ આવે છે.

એમ આવે છે મંચ પર 'ઘાયલ'
કોઇ જાણે નિઝામ આવે છે.

## □ સુરેશ દલાલ

બે માળની વચ્ચે
અચાનક
અટકી ગયેલી
લિફ્ટ જેવી આ જિંદગી.

## □ આદિત્ય મુનશી

આકાશ પંખીની આંખમાં કેદ હોય છે
અને પંખીની પાંખમાં મુક્ત.

## કવિતા વિશે બે કાવ્યો □ જયન્ત પાઠક

### ૧. કુંવારી ભૂમિ

એક જ પગ રહે એટલી
કુંવારી ભૂમિ છોડીને
નીકળી પડ્યો છું પ્રવાસે.

પહાડો ને નદીઓ
વૃક્ષો, નીડ ને ભીડ
સદીઓ પર સદીઓ.....
શિરથી ચરણ સુધી
નસોમાં ઊછળતો ઈચ્છાઓનો નશો
પ્રેતની જેમ મન ભટક્યાં કરે
પૂર્વજન્મનાં સ્મરણ
ક્ષણ ક્ષણ ખટક્યા કરે.
વાટે ને ઘાટે
નીડમાં ને ભીડમાં શોધ્યા કરું છું–
જડતી નથી પેલી
કુંવારી ભૂમિ-એક પગ રહે એટલી..

### ૨. પંખીને કહેવા દો

ચાર વેદ ને અઢાર પુરાણો
ઈતિહાસ-ભૂગોળની ઊથલપાથલ
વિજ્ઞાન-ગણિત ને ગણતરીઓ
જ્ઞાનનાં ફળ-ઘણાં ચાખ્યાં, ચાવ્યાં, પચાવ્યાં
ભૂખ ને તરસ-લખલખ
વધતા જ જાય છે નખ !
બધું વ્યર્થ
શબ્દો શબ્દો શબ્દો-અનર્થ
એક જ પિંજરામાં પુરાયેલા આપણે
મિત્રો !
હવે રહેવા દઈએ;
જુઓ !
આકાશની પારથી આવે છે પેલું પંખી
એ કાંઈ કહે તો એને કહેવા દઈએ....

### રાતભર

□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

રાત-ભર
હવા ચાલતી રહી,
મન મારું
સ્મૃતિના કબજામાં
સજ્જડ બારીની જેમ
ખૂલતું, બંધ થતું રહ્યું,
સળિયા અને દીવાલની વચ્ચે
માથું પટકતું રડતું રહ્યું.

ખીંટી પર લટકેલું
એક ચિત્ર હાલતું રહ્યું,
પથારી પર કોઈ
ચાદર તાણીને સૂઈ રહ્યું.

## ગઝલ □ આદિલ મન્સૂરી

ઉદાસ હૈં બામોદર શિકસ્તા
યે હિજરતોં કે સફર શિકસ્તા

ઉઠાયે કાંધોં પે ઘર શિકસ્તા
યે કૌન હૈ દરબદર શિકસ્તા

શિકસ્તા શમ્સોકમર શિકસ્તા
હરેક ઝર્રા જિગર શિકસ્તા

ઈધર શિકસ્તા ઉધર શિકસ્તા
વુજૂદ હી સરબસર શિકસ્તા

ઝમીન ઝેરોઝબર શિકસ્તા
હૈ કિસ્સા અલમુખ્તસર શિકસ્તા

હવા કે હુમલે ચહાર જાનિબ
હૈં સાયા સાયા શજર શિકસ્તા

હકીકતેં તલ્ખ તલછટેં ભી
ખુમાર આઠોં પહર શિકસ્તા

નિગાહ અર્શે બરીં તઆકુબ
કે હાથમેં બાલો પર શિકસ્તા

યે ઐબ ખુલના હી થા કિસી દિન
છુપાતે કબ તક હુનર શિકસ્તા

બામોદર =બારીબારણાં, શમ્સોકમર = સૂરજચાંદ
ઝર્રા = અણુ, વુજૂદ = અસ્તિત્વ
ઝેરોઝબર = ઉપર તળે, અલમુખ્તસર = ટૂંકમાં
ચહાર જાનિબ = ચારે બાજુ, શજર = વૃક્ષ
તલ્ખ = કડવું, અર્શે બરીં = ઈશ્વરનું ઉચ્ચાસન
તઆકુબ = પીછો

## અંધાપો □ જયશ્રી વિનુ મરચંટ

ગાંધારીના પાટા મારી આંખે બાંધ્યા છે મેં
જેથી
તારા આપેલ સર્વ દુઃખોને જોઈ ન શકું !

## મુક્તક □ વિપિન પરીખ

### કદાચ.....

જેમની દેવ ગણીને
પ્રતિષ્ઠા કરી હોય
તેના પગ સામે જોવું નહીં !

□

### પ્રાર્થના

દીકરીના જન્મદિવસ માટે
'બર્થ-ડે' કેક ખરીદવા
પડોશી પાસે પૈસા ઉધાર લેવા પડે
એવો દિવસ પ્રભુ !
કોઇ મા-બાપને દેખાડીશ નહીં.

□

### એકસઠમેં

વરસોનો સરવાળો નહીં પ્રભુ !
ઝળહળતી બે ચાર ક્ષણોનું બસ
ગૌરવ આપો મને !

## આંખો □ વિપિન પરીખ

ગઇકાલે જોયેલા ચ્હેરાને
આજે હું બરાબર ઓળખી નથી શકતો
તમે સામે હો
અને છતાં હું પૂછી બેસું
તમે કોણ ?
તો ક્ષમા કરશો.
અતીત અને વર્તમાનનો સતત ઝઘડો
આંખોમાં લઇને ફરું છું હું,
હમણાં હમણાં........

## બે ગઝલો □ હરીન્દ્ર દવે

૧.

એક તુમ્હારા હી થા આસરા વહ ગયા
  અબ હમારા કહીં ભી ઠિકાના નહીં,
નકશે-પા હૈ, યે મેરે ભટક જાનેકા,
  રેહગુઝારો, મુઝે ભૂલ જાના નહીં.

જબ મેરી અંજુમનમેં ઉજાલા ન થા
  તબ તુમ્હારે ખયાલાત રોશન રહે,
અબ તો જુલ્મતકદેમેં અકેલા હૂં મૈં
  ખિલ્વતે ગમ કો મેરે બુઝાના નહીં.

થી બહારોં સે ગુલશન મેં રંગીનિયાં
  અબ મેરે દશ્તમેં કોઈ ગુંચે નહીં,
દરપે સબ્ઝાસા ગર કુછ નઝર આ ગયા
  રેહગુઝારો, કભી મુસ્કુરાના નહીં.

ઉનકી મેહફિલમેં સાકીસે ગલતી હુઈ
  એક કતરાને બોસા લિયા પાંવ કા,
બેતરહ દિલકી ધડકન હુઈ હૈ મગર
  રહેના સાબિતકદમ, લડખડાના નહીં.

૨.

પેશેજલ્વા મુકામ આયા હૈ,
ક્યા શિગુફતા મુકામ આયા હૈ!

લબે — ગોયા મુકામ આયા હૈ
ફિક્રોફનકા મુકામ આયા હૈ.

હમ તો આ કર ભી ફિર નહીં આયે,
રફતા રફતા મુકામ આયા હૈ

રાહ-પુરખારમેં ચલા હૂં મૈં,
ફિર મુરસ્સા મુકામ આયા હૈ'

ગુંચ-ઓ-ગુલકો આજ રુખસત હો,
કુછ ફસુર્દા મુકામ આયા હૈ.

અબ તો શમ્શીર હી મેં પાની હૈ
કરબલા કા મુકામ આયા હૈ

લજ્જતઆમેઝ ફિઝાં લગતી હૈ
ગુનગુનાતા મુકામ આયા હૈ.

હમ હમીંસે હુએ હૈ નાફર્માં
બાગીયાના મુકામ આયા હૈ.

□ સુ. દ.

અરીસા
કોઈ દિવસ
પ્રતિબિંબ માટે ઝૂરતા નથી.

□ હર્ષદ ચંદારાણા

હવા કહે : સ્હેજે હલવું નથી
વાદળ કહે : વરસવું છે કોને ?
સૂરજ-
ન વરસવા ઇચ્છતો
વાદળમાં સંતાઈ ગયો.

□

નદી કહે : વહેવું નથી
સાગર કહે :
હવે, જળ ઉછાળવા જેવું નથી
વહાણ-
કાંઠાની રેતીમાં ખૂંપેલું છે,
ને એને એમાંથી
બહાર નીકળવું નથી,
મોજાંને ય મળવું નથી

□

ડાળ કહે : ઝૂલવું નથી
ફૂલ કહે : ખીલવું નથી
પાન કહે : ખરવું નથી
પાંખ કહે : ફફડવું નથી
ટુહકો-
માળામાં પોઢી ગયો.

□

પીંછું કહે : જાગવું નથી
વાંસળી કહે : વાગવું નથી
શબ્દ
અને સૂર-
બેઉ સમાધિમાં

□

આ બધાની સાથે
હું ય
તારા જ ધ્યાનમાં મગ્ન...
હળુ હળુ
તું પાસે આવી-
હળવે હળવે બોલી-
"ઇલુ... ઇલુ...."

□

હવાનું-
વાદળનું-
સૂરજનું-
નદીનું-
સાગરનું-
વહાણનું-
ડાળનું-
ફૂલનું-
પાનનું-
પાંખનું-
ટહુકાનું-
પીંછાનું-
વાંસળીનું-
શબ્દનું-
સૂરનું-
ને મારું...
કોઇનું કાંઈ ચાલ્યું નહીં,
રહ્યું કોઈથી કોઈ ઝાલ્યું નહીં.

□ સુ. દ.

અમે મળ્યા પણ મન વિનાનું
જીવ્યા પણ જીવન વિનાનું.

□

રતિના અંગ પર આજે અનંગના રંગ બોલે છે
હૃદય - વીણાના તારેતાર થઈને તંગ બોલે છે
મઢેલું ચામડાથી આ જીવન-મૃદંગ બોલે છે ને
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

અમે માતા, અમે પત્ની, અમે ભગિની, અમે પુત્રી
અમે લક્ષ્મી, અમે શક્તિ, અમે ગીતા ને ગાયત્રી
અમે સેવા, અમે શ્રદ્ધા, અમે મમતા, અમે માયા,
અમે ભવરણ વિશે છાયા, અમે કાયાના પડછાયા
અમે પુષ્પો, અમે કળીઓ કદી તાજાં કદી વાસી
તમે પોતે બનાવો છો કદી દેવી કદી દાસી
રિઝાવ્યા કંઈક સંસારી, બનાવ્યા કંઈક સંન્યાસી
વિષય-વિષના તમે તરસ્યા, પ્રણય અમૃતની હું પ્યાસી
જ્યાં કંકુ અને કાજળ બની બેઢંગ બોલે છે
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

અમે સીતા અમે તારા અમે દુર્લભ દ્રુપદ કન્યા
પુરુષ જાતે નથી રાખી કદી અબળાની આમન્યા
હજી યે સ્વીકારતાં ડરતી ફરે છે કર્ણને કુંતી
હજીયે નળરાયની વનમાં જુએ છે વાટ દમયંતી
હજીયે ભરસભાઓમાં અમારાં ચીર ખેંચાતાં
હજીયે ભરબજારોમાં અમારા દેહ વેચાતા
કુંવારા કોડ કચરાતા નથી વૈધવ્ય પૂજાતાં
કહો છો અમને અન્નપૂર્ણા પણ આપ જ છો અન્નદાતા
અમર ઈતિહાસનાં પાનાં પ્રસંગોસંગ બોલે છે
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

પિતા માતાની છાયા ને મૂકીને સ્નેહનાં બંધન
તમારે આંગણે આવી વસાવ્યું એક વૃંદાવન
અમે અર્પ્યાં જીવન-સુમન બળ્યાં તોયે બન્યાં ચંદન
અમે યમુના અમે ગંગા પતિતોયે કર્યાં પાવન
તમે સાગર બધા ખારા, તમારાં વ્યર્થ સૌ ગર્જન
તમે તો યુદ્ધથી આજે કર્યાં વેરાન નંદનવન

અમારા વિણ જગતભરનું ન સુંદર કોઇ પણ સર્જન
અમે ચાહક અમે દાહક ત્રિલોચનનું ત્રીજું લોચન
બને છે દંગ દુનિયા જ્યાં વનિતા વ્યંગ બોલે છે
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

મને શણગારવા માટે ઘડાયા ઘાટ સોનાના
જીગરના હાર હૈયા પર મઢ્યાં માણેક ને પાનાં
કથીર કાયા કહો છો તો બનો છો કેમ દીવાના
હૃદયમાં વાત જુદી છે ભલે કહેતા કે ના..... ના.... ના....
અમે વીજળી દીવાની જેમ જીવનની જ્યોત પ્રગટાવી
તમે ખેલ્યા જીવનહોળી પ્રણયનાં પોત સળગાવી
સૌ કોઇએ રીત અજમાવી ના કોઇએ પ્રીત અજમાવી
તમારી ભોગવૃત્તિ પર ભ્રમરને પણ દયા આવી
જ્યાં પતિતાનો પાલવ થઈને તંગ બોલે છે
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

હતાં જયાં દેવ-દેવળ ત્યાં હવે ખંડેર બાકી છે
સૂનાં છે મનનાં મયખાનાં ભિખારી આજ સાકી છે
જીવનના સર્વ સરવાળા સમયની બાદબાકી છે
શરાફે તો કહી દીધું કે હૂંડી આજ પાકી છે
નથી બાકી રહી કોઈ મૂડી હવે અંતઃકરણ પાસે
તમે સાગર છતાં માગી રહ્યા ભિક્ષા ઝરણ પાસે
અરજ કરવા તમે તરસી રહ્યાં મારાં ચરણ પાસે
જીવન આવી રહ્યું જાણે બહુ ધીમે મરણ પાસે
નથી આ બોલતી નારી જીવનના જંગ બોલે છે
જગતના અર્ધનારીશ્વરનું અડધું અંગ બોલે છે.

નોંધ : પચીસેક વર્ષ પહેલાં એક મુશાયરામાં મધુ ઝવેરીએ સાંભળેલું ને ઉતારી લીધેલું આ કાવ્ય અહીં રજૂ કરીએ છીએ. આના કર્તાની માહિતી હોય તો આપવા વિનંતી.

□ રોહિત પુરોહિત

આંખ આથમે પછી
મારે માટે
ઊગતા સૂર્યનો અર્થ રહેતો નથી.

## બપોર : ૧ □ વા. રા. કાન્ત □ જયા મહેતા

લીલુંછમ તળાવ, ઝાડ લીલા ટહુકા
લીલીછમ્મ છાયા લીલા બિલોરી પાણીમાં,
આ લીલી ક્ષણમાં, આ લીલાશમાં
ફડફડે પ્રતિબિંબ શુભ્ર, નિરાલંબ :
પોતાના જ કંઠનો ચિત્કાર બનેલું
એક મૂંગું પક્ષી
નષ્ટનીડ, આકાશવંચિત,
બપોરના તડકાના પીળાછમ મનમાં.

## બપોર : ૨

શિશિરની બપોર
તળાવડી લીલી-પીળી;
જીર્ણ પાકેલાં પાન તડકામાં ખરેલાં
આકાશમાંથી, કાળીભમ્મર ભેંશ સાથે;
તેની તેલિયા તગતગતી ભીની ચામડીમાં
ચમકે છે કિરણ
મૃત્યુની ફાંગી આંખની કીકી જેવું
મૃત્યુ ? – હા, મૃત્યુ –
સાવિત્રીની દુ:ખમલિન આંખમાંની એ જીવનોત્સુક બપોરને
જિંદગીનો અર્થ પૂછનારું મૃત્યુ –
સનાતન વડ નીચે...
.... .... .... ....
આ બપોર પાણીમાંની, નિર્જન, ઉદાસ,
વાગોળે છે સ્વસ્થ, આંખો વીંચીને
ભેંશની જેમ.

□ અભિજીત દેસાઈ

આઠમનો ચંદ્ર ઊગે છે
ત્યારે જ ખ્યાલ આવે છે
કે આકાશને પણ એક જખમ હોય છે.

# નવી કવિતા લખવા માટે □ સુરેશ દલાલ

ક્ષિતિજ તણો વિસ્તાર કરો :
તમે તમારું ઢોલ બજાવી : તમે જ તમને પ્યાર કરો :
લયનો વિલય કરી દો પહેલાં
(પછીથી કાઢો ગાંડાંઘેલાં)
હવે સૂર્યને ઠાર કરી દો.
મખમલ જેવા અંધારાની દાટી દઈને વાત :
એમ કહો કે ખરજવાથી કાળું નભનું ગાત.
તારલીઓ તો ઝીણી ફોલ્લી :
કહો ચંદ્રને ગુમડુ મોટું :
સૂગ ચઢે નહીં સામાને તો
(નકી જ માનો) થયું કલમથી ખોટું.
બળખા જેવો બપોરનો આ તડકો
વ્યંઢળની શક્તિના જેવું સંધ્યાનું આ તેજ
પવનની જાંઘે પડયાં ચકામાં
સમયનો શ્વાન ચાટતો એ જ.
વાતવાતમાં લૉર્કા, રિલ્કે-
બૉદલેરને બ્હાદે મ્હાલો
વાંચ્યો છે શું યેવતુશેન્કો
વાલેરી લાગ્યો છે વ્હાલો ?
કાલિદાસને માંડી વાળો
અહીંના ઉત્તમ કવિઓને તો
છડેચોક હા દઈ દો ગાળો :
તમે બિરાદર આદર માટે મરી પડો
પણ સામાનું અપમાન કરો.
'ગ્રૂપ' નહીં પણ 'ગૅન્ગ' જમાવી
સંમેલનમાં હરોફરો,
ટેકનિકનું અવ ધ્યાન ધરો...!
સુઝાન લેંગર... સુઝાન લેંગર...
રુદ્રીપાઠ આ કરો

પછી તો કોઈ નથી રે અમને ડેન્જર
સુઝાન લૅંગર... સુઝાન લૅંગર...
યક્ષ, મેઘદૂત, જલની ધારા
ભૂલી જાવ હે ચેલા મારા;
અષાઢનું આકાશ કહો નહીં:
હું જે કહું તે એવમ્ એવમ્ રટી રટીને
અછાંદસમાં કહો એટલું;
અષાઢના આંધળા આકાશે
વેશ્યાની આંખો જેવી વીજળી
ગલીચ ઈશારા કરે છે!
(નવી કવિતા લખવા માટે
મારો આ જ ઈશારો.)

☐ વિરલ પરીખ

આપણો પ્રેમ
એક સૂનું મયખાનું છે
જેમાં જામ ખાલી છે
અને નજર તરસી.

☐ સુરેશ દલાલ

આજની સવાર મારી સારી;
કે ખૂલી એક બારી;
બારીમાંથી આવ્યાં કિરણનાં ટોળાં;
– પતંગિયાં ભોળાં.

આજની સવાર મારી સારી;
કે ખૂલી એક બારી.
બારી પાસે ખિલ્યું એક ફૂલ;
– કે ભમરો મશગુલ.

આજની સવાર મારી સારી;
કે ખૂલી એક બારી.
બારીમાંથી આવ્યો સમંદરનો સાદ
– ભૂરો ભૂરો નિનાદ.

આજની સવાર મારી સારી;
કે ખૂલી એક બારી.
બારીમાં પણ ખૂલી એક બારી
– સવાર મારી, તારી.

## ભવાન ભગતની એક ભજન પ્રસાદી □ જોસેફ મેકવાન

એજી....ઇ.... ભર્યા સરોવરની પાળે બેઠો હંસલો ને
ઉપર નવલખ મોતીભર્યું આભ,
ચિયાં ચરુ એની ગંમ નથી રામને
ચિયાં ચરુ રે એની ગંમ નથી રામને
હંસલાની ગત મુંને લાભી ના રે રામ
હંસલાની ગત મુંને લાભી ના રે રામ !

કાચી માટીના મારા કુંભલડે તેં
ચિતર્યા'તાં ચેટ-ચેટલાં નામ મારા રામ
એ...જી... માયાના અંધાપે મુંને એવો તો લજવ્યો ને (૨)
અંતકાળે એકે ના'વ્યું કામ મારા રામ. (૨)
હંસલાની ગત મુંને લાભી ના રે રામ.

કોને રે વેણે તમે વનવાસો વેઠયા રામ
કોનાં રે નેણે મૃગ માર્યો મારા રામ
કોના રે કહેણે તમે રાવણ સંહાર્યો રામ
કોના રે 'મહેણે સીતા છોડયાં' મારા રામ.
એ...જી... લાખ - લાખ લોક રામ નામે તર્યા તોય
એ...જી... લાખ - લાખ લોક તારે નામે તર્યા તોય

રામ તમે ના'વ્યા પંડયને કામ મારા રામ (૨)
હંસલાની ગત મુંને લાભી ના રે રામ.
ખોળિયાને ખાંધ લાધે, ખાંપણને ખરખરો
ખોળિયામાં રામ રમતા એથી મારા રામ.
એ...જી... જમનાં મૂરતના ઝાલી રખાણાં કોથી (૨)
રામ હો કે રામ કેરા તાત મારા રામ. (૨)
હંસલાની ગત મુંને લાભી ના રે રામ.

તાગ્યું તમે ચ્યાં તનડાનું કો'દિ' રામ
પરમારથના રંગે સદા રીઝયા મારા રામ
એ...જી... તેથી તો રામબાણ લેખે લેખાણાં રામ
તરવાનું ભાયગ પામ્યા પા'ણા મારા રામ (૨)
હંસલાની ગત મુંને લાભી ના રે રામ.

ભવાન ભગત કે' ભગતિને માયા સાથે
સારંગીના ગજ જેટલું છેટું મારા રામ
એ...જી... વાંહલો મારું તો મોટા ફાચરિયા ફાટે રામ (૨)
રંધાની ગત મુંને દીજે મારા રામ (૨)
હંસલાની ગત મુંને લાભો મારા રામ.

હલકદાર કંઠે અને ભર્યા ગળે પ્રાગડના દોર ફૂટવાની મોર મારી નવલકથા 'આંગળિયાત'ના નાભિકેન્દ્ર સમા ચરિત્ર નાયક ભવાન ભગત સારંગીના સંગે આ ગીત ગાતા ને શૈશવની ઘારણ ઘોર્યો અમારાં પોપચાં હળવાં ફૂલ થઇ જતાં – હું ઊઠતોક ને સીધો એમની સોડમાં જઇને બેસી જતો. નિમીલિતનેત્રે એ તો બસ એમના ભજનમાં જ રમમાણ હોતા ને ભગવાન સ્મરણમાં મારીયે આંખો મીંચાઇ જતી. કાનની વાટે ભીતર કશુંક ઊતરતું ને સીઝાતું જતું એવું અનુભવાતું અને પોપચાંની ભીતર ભગવાન નામનો આકાર સર્જાતો જે ભવાન ભગતનો જ હોતો.

ભવાન ભગતનો એક મરતબો હતો. એમની સારંગીનું સત ફોરી રહ્યું હોય ત્યાં લગી ફળિયામાં લોક ઘંટી - વલોણાંય ના કરતાં ! એમનાં ગીતોનો અર્થ મહિમા આમ ફોર્યો,લોકોના અંતરે ઊઘડતો. કદીયે એમને પોતાના ગાણાના અર્થ કરતા નહીં સાંભળેલા !

એ અવસ્થામાં હંસ કદી જોયેલો નહીં. પણ સેલ્લારા લેતાં છલોછલ જળથી ભરેલા સરોવરને તીરે એ જળભણી ધ્યાન ધરીને ઊભેલો કળાતો. પછી જળ નિસ્તરંગ થઇ જતાં અને એમાં આખેઆખું આભલું ચિતરાઇ જતું. એ તારાને મોતી માનીને હંસલો અવઢવમાં પડી જતો કે આમાંથી ચરવાં કિયાં ?

સાચા મોતીની પરખ હંસને જ હોય છે. એ આપણું કવિકલ્પન ભવાનદાદાના કોઠે કેમનું કોળ્યું હશે એનું બાલસુલભ આશ્ચર્ય હજીયે મારા હૈયામાં અકબંધ પડયું છે.

હંસનું હંસો ને હંસોનું સોહમ્ બહુ મોડે જાણેલું. હંસ આત્માનો પર્યાય એયતે લાંબા ચકાવે ચિત્તે ચડેલું. પણ સરોવરનાં નિર્મળ વારિ, એમાં પડતી અફાટ આકાશની આભા અને હંસને થતો મોતીનો ભ્રમ ! ચિદ્‌વિકાસ ઝંખતા આત્માની અવઢવનું આટલું ગહન વિભાવન અને એ પણ પાછું પૂર્ણ ચિત્રાત્મક એ કોઠાઘડો માણસ કયાંથી લઇ આવ્યો હશે ?

અને હંસલાની દ્વિધાત્મક દશા છતાં ભગતનું ધ્રુવપદ તો એ જ લગની લગાવ્યા કરે છે : 'હંસલાની ગત મુંને લાભી ના રે રામ !' દ્વિધામાં ફસાયેલો આખરે તો સત્ય પામે છે એ ભગતના અંતરનું અન્વેષણ હશે !

કાચી માટીનો કાયાનો કુંભ ! ઘડાનું ઘડુલો કે ઘડુલિયો તો લટકાળો લય સર્જે એ આપણે જાણીએ. પણ કુંભનું કુંભલડો રૂપ તો ભવાન ભગતનું આગવું જ. ને એની માટી કાચી.... નિભાડે પકવ્યા છતાં અગ્નિપરીક્ષામાંથી હેમખેમ બહાર આવ્યા છતાં.... ને એના પર ચિત્રાયેલાં પરમાત્માનાં કેટકેટલાં નામ..... કેટકેટલાં રૂપ ! પણ.... માયાનો અંધાપો લજવી નાખે એવા કે અંતકાળે આખા જીવતરની માળા અકારથ થઇ જાય. એમાંનું એકેય કામ જ ના લાગે ! ભગત અહીં ફોકટ ફેરાની વાત તો કરે જ છે. પણ એમને નરસૈયાનું 'જ્યાં લગી આત્મા તત્ત્વ ચિનહયો નહીં'નું જ્ઞાન છે ને એની મોટી મિરાત છે પરમકૃપા. અંતકાળ એનો જ સાર્થક થાય જેને એ પરમકૃપાનું વરદાન સાંપડયું હોય.... બાકી તો બધા ભવાટવિના આંટાફેરા !

હું અલ્પમતિ ભવાન ભગતના 'જ્ઞાન'ને પ્રીછી નથી શક્યો એ અપાત્રતાના સ્વીકાર સાથે આ ગીત ગાતાં મારું આશ્ચર્ય અટપટું થતું જાય છે એય સાક્ષી લેખે કહી દઉં : ભજનના મુખડાથી માંડી કાચી માટીની માયા સુધી ભવાન ભગત કબીર કથ્યા હંસાવધૂત ઠરી રહે છે. પણ પછી એ સીધા 'રામ' પર કેમ ઊતરી આવે છે ?

'દશરથ સૂત તિહું લોક બખાના
રામ નામકા મરમ હૈ આના !'

કબીરે પોતાને અભિપ્રેત રામ અને દશરથપુત્ર વચ્ચે આમ સ્પષ્ટ ભેદરેખા દોરી છે. પણ ભવાન ભગતનો ઉછેર સાવ અભણ ને ભોળાં માણસુડાં જે સવારે પાંચ વાગ્યે કામે પરોવાય ને રાત્રે અગિયારે આળસ ખાવા પામે એવાં પરિશ્રમીઓ વચ્ચે થયો છે. આત્માનું ઉજેત એમની આગવી અથવા 'પરમકૃપા' થકીની ઉપલબ્ધિ છે. એ ઉજેત થકી જ એમને 'જ્ઞાન' લાધ્યું છે કે નિરાકાર - નિરંજન પરમાત્મારૂપી 'રામ'ની સમજણ પેલાં ગમારલોકને ના પડે. એમનાં હૈડાં પેલા તુલસીદાસના રામને જ ભલીપેરે ઓળખે ! એટલે જ રામના માનવરૂપને એ સાર-માણસાઈની સરાણે ચડાવીને માત્ર ચાર જ પંક્તિઓમાં સમગ્ર રામાયણનો નિકષ પ્રશ્નોરૂપે રજૂ કરે છે !

કોના રે વેણે તમે વનવાસો વેઠયા રામ ?
કોનાં રે નેણે મૃગ માર્યો મારા રામ ?
કોના રે કહેણે તમે રાવણ સંહાર્યો રામ ?
કોના રે મ્હેણે સીતા છોડયાં મારા રામ ?

અહીં વેણે, નેણે, કહેણે ને મ્હેણે જેવા પ્રાસ તો લોકગીતોનાય લોકવગા શબ્દો છે જેની નવાઈ ના ઊપજે. પણ ચાર જ પંક્તિઓમાં રામાયણનો સમગ્ર સાર કહેવો અને આવાં લોકોત્તર પરાક્રમ જે કેવળ 'રામ' જ કરી શકે ને એ કરીને 'દેવતા' ઠરી શકે ને તે છતાં આવો પરમ પરાક્રમી પુરુષ પણ 'પંડયને' કામ ના આવી શકે, લાખ્ખોનો તારણહાર સિદ્ધ થવા છતાં, એ મહાન આશ્ચર્યને દૃઢાવીને, ભગવાન માનવ અવતાર ધારે તો એણે માણસ લેખેનાં આળ પણ ઓઢવાં પડે અને માણસ તરીકે જાતને હોડમાં મેલીને ખુવાર પણ થઈ જવું પડે ને તો જ દેવત્વની દુહાઈ સાંપડે એ અદ્‌ભુત રીતે આકારી આપ્યું છે.

અહીં ભગતના ભર્યા-ભાદર્યા ભરોસાની એક અનેરી પ્રતીતિ એમના હૃદિયાના રંગ થકી સાંપડે છે. સમદૃષ્ટિ અર્થે વ્યવહારના રામને એ રામ લેખે જ ઉદ્‌બોધે છે. પણ વ્યકિતરૂપે - અંગત રીતે રામ જ્યાં પણ જખમાય, વલોવાય, ઊણા ઊતરે કે પૂરા પાર પડે ત્યાં એ 'મારા રામ'નો આત્મીય નાતો છતો કરે છે : 'કોનાં રે નેણે મૃગ માર્યો મારા રામ' અને 'કોના રે મ્હેણે સીતા છોડયાં મારા રામ'માં ભગવાન અને ભકતની એકાત્મકતા કે અવિચ્છિન્ન સંબંધ જ નહીં, પણ નિજનો જણ જે દુ:સહ સ્થિતિ પામે અને એના આત્મનિમજ્જનને જે વ્યથા પહોંચે એ 'વેદના' ભગત બરાબર સ્વાનુભૂતિના અનુપાતથી ઉભારી આપે છે. કેવાં તો રઢિયાળાં 'નેણે' સીતાએ મૃગ ચીંધ્યો

હશે ને એ જ પ્રાણપ્રિય હૃદયેશ્વરીનો કેવા માણસના મહેણાના માર્યા રામ ત્યાગ કરે છે, એમાંની ભગતની પૃચ્છા ભગવાન અને માનવ એ બંને વચ્ચે ઝોલાં ખાતા રામના વિવેકને પડકારે છે, ને તોય પેલી 'મારા'માં વ્યકત થતી પ્રીતિ રામને ઝાંખા નથી થવા દેતી. ભકતની ભગવત્‌વત્સલતાનું આવું નિરૂપણ ભગત કયાંથી લઇ આવ્યા હશે ?

એક અનોખી અને આગવી વિશેષતાય આ પદે મારા હૈયામાં દૃઢ કરી છે. કાવ્ય, ગઝલ, ગીત ને લોકગીતમાંય એ પંકિતબદ્ધ પ્રકર્ષ સાધતા રહે છે. એકમેકથી ચડિયાતા ભાવ ને અર્થ રૂપે. પણ આ ભજનનો અવરોહ ગંગાવતરણ સમો છે. ચેતોવિસ્તારના ઊર્ધ્વશિખરેથી ભવાન ભગત સાર-માણસાઇના સપાટ પણ ઉર્વર પ્રદેશમાં રામને અને આપણનેય લઇ આવે છે.

મરીને જેણે ચાર જણાની કાંધે ચડવાનું છે એણે જીવતેજીવ ચાર જણને તો કાંધ દેવાનુ સામાજિક ઋણ દાખવવું જ પડે ! નહીંતર એને મર્યા પછીય ચાર જણાના ખભે ચડવાની પાત્રતા નથી મળતી ! પણ સાવ નપાવટ જણના મૃતદેહનેય લોકો કાંધ આપે છે. એ પુણ્ય કર્મ છે એ ભાવે નહીં, પણ એ જ ખોળિયામાં અને ઊંચકનારનાય ખોળિયામાં 'રામ રમી રહ્યા' છે એ ભાવે. પણ ભગત સિદ્ધ કરે છે તે તો વજ્રલેખ જેવા મૃત્યુની અટલતા છે. 'રામ' હોય કે 'રામના તાત' સૌએ એકદા મરણને શરણ થવાનું જ છે. પછી આપણી તે વળી વિસાત કઇ ? સાદાં - સીધાં ગ્રામીણોના ગળે સત્ય ઉતારવાનો આમાં કીમિયો છે.

'તનડાનું નહીં તાકતા' ને સદૈવ પરમાર્થના રંગમાં જ રીઝતા 'જણ'માં જ 'રામબાણ' લેખે લેખાય એ ભગતના જીવતરનું નીતારણ છે ! પા'ણાય તરી જવાનું મહાભાગ્ય પામે જો એમને એવા પરમાર્થીનો પાશ સાંપડે ! રામ સરીખા પરમ પુરુષનું માનવપણું ભગતની ભાવનાએ પૂર્ણરૂપે કોળી ઊઠયું છે.

કબીરની સાળ, એનો વાણો અને તાણો, એની 'જ્યોં કી ત્યોં ધર દીન્હી ચદરિયાં'નું પોત આદિ અધ્યાત્મે એવાં તો રસાઇ ગયાં છે કે કબીરના જ્ઞાનમાર્ગનાં એ પ્રતીક ઠરી ચૂકયાં છે ને કબીરના પ્રેમતત્ત્વને પણ એ સાર્થક રીતે ઉજાગર કરે છે. આપણા અખાનો વ્યવસાય અને એનાં સાધનો પણ ભૂતળના ભકિત પદારથને ઉઘાડ આપવામાં લેખે લાગ્યાં છે, ભવાન ભગત વ્યવસાયે સુથાર હતા - આ રચનામાં પોતાનાં હથિયાર વાંસલો અને રંધાને એમણે કેવાં તો પ્રયોજી જાણ્યાં છે ! વાંસલો મોટાં - મોટાં ફાચરિયાં પાડે ને રંધો સંધુય સુંવાળું કરે. સ્પર્શ - મોહ પેદા કરનારું તત્ત્વ સર્જે. 'રંધાની ગત' માગતાં ભગત જીવતરની સુંવાળપ - સમષ્ટિના હિતાર્થે વ્યકિતની - ઘસી - ઘસાઇને સુંવાળપ અર્પવાની ચરમ પરિણતિ માગે છે.

મને યાદ છે એવાં ભજનોમાં ભવાન ભગતનું આ ભજન મને શ્રેષ્ઠતમ લાગ્યું છે.

# મેઘહૃદય □ વસંત બાપટ □ સુરેશ દલાલ

[સંવેદનશીલ મનને કાયમ સંમોહિત કરી નાખવાની શક્તિ કાલિદાસના મેઘદૂતમાં છે. માંડ ૧૨૫ શ્લોકનું આ કાવ્ય દીર્ઘદીર્ઘ મહાકાવ્યો જેટલું જ હૃદયંગમ છે. 'मेघऽस्माकं गतं वयः' એવી સાનંદ કબૂલાત કરનારા રસિક માણસો ઘણા છે. મેઘદૂતપ્રેમીઓની એક અસંગઠિત ક્લબ જ છે. અલૌકિક કલ્પનાશક્તિ, ભાવનાનાં સ્પંદનો અને ચિત્રદર્શી શૈલીનો મેઘદૂતમાં ત્રિવેણીસંગમ છે. 'મેઘહૃદય' અનુવાદ નથી, સારાંશ નથી, સ્વૈર રૂપાંતર નથી, પુનર્નિર્માણ નથી, કાંઈ નથી. 'તુકા કહે થયું, થયું અણધાર્યું'. એટલું જ ખરું. મૂળ મેઘદૂતને હૈયેહૈયું મળવાથી થતા અનિર્વચનીય આનંદની કલ્પના, એમ મળવું અશક્ય છે એવા સહૃદય ભાવકોને આવી શકે, એટલી જ માફકસર આકાંક્ષા મનમાં રાખીને કરેલો આ પ્રયત્ન. તે બધાને રુચશે એવી આશા છે.

વસંત બાપટ]

૧.

એક હતો યક્ષ  
જેના ક્ષુલ્લક અપરાધને કારણે  
આપ્યો તેના સંતપ્ત માલિકે  
વર્ષભરની હદપારીનો કઠોર શાપ,  
ને આપ્યો નસીબે ભોગવવાનો પ્રિય-વિરહ,  
યક્ષ રહેવા લાગ્યો દૂર દક્ષિણમાં  
રામગિરિની ગુફાગુફામાં  
અભાગીને માટે આટલું જ આ ભાગ્ય...  
અહીં ઊમટયાં હતાં સીતારામનાં પગલાં,  
જાનકીના સ્નાન-સ્પર્શથી  
મુક્ત થયા હતા  
સ્વચ્છ શીતળ પાણીના ઝરા.

૨.

દિવસો-મહિનાઓ ગયા પ્રલંબ પગલે  
અને અચાનક  
અષાઢના પહેલા દિવસે

સામે આવી ઊભો એક પ્રચંડ મેઘ
ડુંગરધારને ધડકાવનારો
મદમસ્ત હાથી જ જાણે.
આવ, મેઘ આવ,
લે આ વગડાઉ કુટજ ફુલો
તારા અણસારે ખીલી ઊઠેલાં.
ને મારો સંદેશ દૂર અલકા સુધી પહોંચાડ
જેમતેમ ટકી રહેલી પ્રિયાને
ને ખીલવ તેની આશા પુનર્મિલનની.

૩.
હે પુષ્કરાવર્તકના કૂલભૂષણ
કામરૂપ મનોવેગ દયાધન !
અનુકૂળ પવનના અશ્વ પર
જા દૂર દૂર ઉત્તરે.
જા તારી ગતિએ, જોઈએ તો રમતોરમતો,
સૌની ઉપર સુખની વર્ષા કરતો.
રસ્તા પરનાં ગિરિશિખરો તારા વિસામા માટે.
મોરના આર્તનાદ તારા સ્વાગત માટે.
હળથી ખેડાયેલી ધરતીમાંથી
ઊઠશે સુગંધ વરાળ
તારી પ્હેલવ્હેલી ધારાના
ઉન્માદક સ્પર્શથી.

૪.
અહો ! જો જો
પાકેલી અમરાઈએ સોનલવર્ણો કરેલો
આ આમ્રકૂટ પર્વત.
તું જ્યારે ચડીશ તેના માથા પર
ત્યારે સાતમા નભની ચંદ્રશાળામાંથી
પૃથ્વી તરફ જોતા સિદ્ધગંધર્વને

□ જ્યોતિષ જાની

તું પડખું ના ફરીશ–

આકાશમાંથી ચંદ્ર
ઉગવાને હવે
થોડી જ પળો
બાકી છે !

દેખાશે તે સુગંધવતીનું લાવણ્યમય યૌવન.
આ પીતકેશરી ડુંગરનો ઢોળાવ
અને શિખર પર સ્નિગ્ધ શ્યામલ તું...
ભૂદેવીના વર્તુળાકાર ગૌર સ્તન પર
તું શોભશે
જાંબુડિયા અગ્ર જેવો,

૫.

આમ જ ચાલ્યા કર તું
આગળ, આગળ અને આગળ જ.
જા પર્વત-શિખરોને શીતળ કરતો.
આપતો જા સ્પર્શસુખ કૃશ થયેલી નદીઓને.
દે તડકાથી દાઝેલી ફૂલમાલણોને.
દૂર પ્રવાસે ગયેલા અભાગીઓની
સંગમોત્સુક સહેલીઓને
દે તારું સુખશીતળ આશ્વાસન.
આકાશમાં પવને ઉડાડેલી ડુંગરધાર જેમ
કૂદી પડજે ગ્રામકન્યાના માથા પર,
ત્યારે તેઓ ભ્રમરો પરની લટો ઊંચકીને
જોશે તારી સામે અપાર કૌતુકથી.

૬.

આ રસભર્યા વેતસવનમાંથી ઉડ્ડયન કર,
રાખ પ્રસ્થાન ઉત્તર તરફ.
ત્યાં જો ઈન્દ્રધનુષ્યનું તોરણ...
રત્નખચિત કમાન જ ઊભી કરેલી જાણે.
જા રૂઆબથી તેના રંગમાં ન્હાતો.
હે શ્યામઘન
ત્યારે તું દેખાઈશ ઘનશ્યામ જેવો.
તારા શ્યામળ દેહ પર
ખૂલશે ઈન્દ્રધનુષ્યના રંગ.

## કુંડલી

□ **વિપિન પરીખ**

વિધાતાએ મને એક ફૂલ આપ્યું
હતું
મેં એ ફૂલને ધૂળમાં ફેંકી દીધું
હવે હું જ્યોતિષીઓ પાસે
ચક્કર મારી પૂછું છું
"મારા નસીબમાં
બગીચાનું સુખ ક્યારે છે?"

ગોપવેશધારી વિષ્ણુ જ જાણે
ઝળહળતાં મોરપિચ્છથી
વધુ કાંતિમાન થયેલો.

૭.

ઉત્તરના આકર્ષણે હે મેઘમલ્હાર
જ્યારે જવા માંડીશ દ્રુત લયમાં
ત્યારે દેખાશે. તને નમદા...
વિંધ્યરાજના અંગ પર પોઢેલી.
તને યાદ આવશે ઐરાવતના અંગ પરની
અનેકાગ્ર જાયપત્રી વેલવત્તી.
આ રેખા પ્રવાહમાં ડૂબે છે રાનહાથી
ભળે છે પાણીમાં તેમની તીવ્ર મદગંધ...
અને આ પ્રવાહ થાબડનારા
જાંબુના ગૂઢ ગહન દ્વીપ.. તૂરી ગંધ દેનારા.
પી લે પેટ ભરીને આ નર્મદાનું પાણી
પછી પવનને જરા ભારે પડશે તને લઈ જવો.

૮.

મંદ મંદ પવન તને અનુકૂળ હશે,
મધમીઠું ગાનારા ચાતક તારા સંગાથ માટે.
ફરશે તારી આસપાસ ફેરા
કામોત્સુક શુભ્ર બલાકાની હાર.
અને ક્યારેય તું ચૂકે નહીં વાટ
માટે સંકેત કરશે લીલા પીળચટ્ટા
અર્ધસ્ફુટ પરાગનાં કદંબ,
જલાશય પાસેની સદ્યપ્રસૂત રાનકેળ
અને તેં જ છંટકાવ કરેલી રાનભૂમિની
મઘમઘતી સુગંધ
જોરજોરથી સૂંઘતા હાથી, આ શ્યામલ હરણ
સૂચવશે તને તારો માર્ગ.

□ પન્ના નાયક

રકાબીમાં
લાલચટ્ટક સફરજન.
બાજુમાં
સ્ટેઇનલેસ સ્ટીલનો
ધારદાર ચપ્પુ.
ઘડી પછી
અંતરંગથી છુટ્ટા
ચંદ્રની કળા જેવા
સફરજનના કટકા.

૯.

પ્રલંબ પર્ણશીલ વૃક્ષોએ સુવાસિત કરેલા
દરેક ડુંગર પર તારું આગમન થતાં જ
તારા સ્વાગત માટે ઊંચે અવાજે
મોર સાદ પાડશે.
આકાશમાંથી જોઈશ તું
તેમની ધવલ ખૂણાવાળી સજલ આંખો.
મારું ભલું કરવા માટે
તારે જવાનું છે ઉતાવળે,
ને તેમાં આ સ્વાગતના ઉત્સવો !
તો પણ મારા મિત્ર
કરીશને શક્ય હોય એટલો પ્રયત્ન
બને તેટલી ઉતાવળ કરવાનો ?

૧૦.

ઉપવનની વાડ પર ખીલે છે
હાથીદાંતી કેતકીનાં કણસલાં...
ગામને પાદરે કાકનીડમાં શોરબકોર કરે છે
માળો બાંધનારા
જંગલ નીલભૂરું થઈ જાય છે
ઠેકઠેકાણે પાકેલા જાંબુડાથી...
ત્યાં જ વિસામા માટે અઢેલે છે.
તારી સાથે આવેલી શુભ્ર હંસમાળા...
મિત્ર, આ કૃષ્ણધવલ ચિત્ર છે
દશાર્ણ દેશનું,
જેની રાજધાની છે વિખ્યાત વિદિશા.
ત્યાં અવશ્ય મળશે તને એક મીઠું ફળ-

૧૧.

-અરે અહીં જ છે તે
ચંચલ લહરભરી વેત્રવતી.

## બસ ?

□ વિપિન પરીખ

એક સાંજે
સૂરજે જતાં જતાં
'આવજો' કહ્યું નહીં
બસ આટલું જ ! ને
દરિયાના ચ્હેરા પર
ઓટ ફરી વળી !

તેના તટને સ્પર્શીને,
ખોટી રીસથી શોભતા ચ્હેરાને
મનભર ચુંબન તું કરીશ.
પછી ક્યારેક ખીલવીશ
ગુલટેકરી પરનાં કદંબ.
ક્યારેક અનુભવીશ
ગિરિગુફામાં નિસાસો નાખતા
નાગરિકોના ચૌર્યપ્રણયની ઉત્કટ સુગંધ.
રાનઝરાના કાંઠા પરની રાનજૂઈ જાળીઓ
તારા તુષારથી ખીલતી રહેશે.

૧૨.

એ તો ખરું
કે તારે જવાનું છે ઉત્તરે, તે પણ વિલંબ વિના.
તોયે જરા આડે રસ્તે થઈને
ઉજ્જયિનીની હવેલીઓ પર પ્રેમથી ઝૂલતો રહે.
લખલખતી વીજથી અંજાઈ ગયેલી
ત્યાંની સુંદરીની ઊડાઊડ કરતી આંખો
ન જોવી એટલે નકામું જ આ જીવવું !
પાસે જ ઊછળતી લહરીમયી નિર્વિન્ધ્યા...
તેની આસપાસ નાચતાં પંખીઓથી ગૂંથાયેલી મેખલા,
અને નખરાળાપણાથી દેખાડેલું નાભિનું વમળ...
તને ખબર જ છે... અસ્સલ વ્હાલભર્યા હાવભાવ
એટલે કામિનીનું પહેલું આમંત્રણ !

□ સુ. દ.

૧૩.

અહા એ વૈભવશાળી વિશાળ
અવન્તી દેશની વિખ્યાત સુંદર રાજધાની.
વૃદ્ધોએ કહેલી દંતકથાઓથી
આ નગરીનો ખૂણેખૂણો ભરેલો છે.

ઝાડનાં પાંદડાં
હવાને ઝોકે હલતાં નથી
એટલે મેં
બાજુમાં
ફૅન મૂકવાનો
વિચાર કર્યો છે.

જાણે કે-
પુણ્યક્ષયી સ્વર્ગસ્થોએ
ફરી પૃથ્વી પર જન્મ લેતી વખતે આણ્યો
એક સ્વર્ગખંડ જ ઊંચકીને.
એના બજારમાં દેખાશે
દુનિયાનાં અગણિત રત્નમોતી.
સમુદ્ર રહ્યા છે કેવળ જલનિધિ...
હવે શાના તે રત્નાકર!

૧૪.

સાનંદ સારસનાં અર્ધસ્ફૂટ કૂજનને
પ્રલંબ કરનાર આ શિપ્રા પરનો પવન...
સવારસવારમાં પ્રફુલ્લ કમળોના સ્પર્શથી
સુવાસિત થતો આ શિપ્રા પરનો પવન...
રતિક્રીડા પછી રમણીનાં થાકેલાં અંગ દબાવનાર
મીઠુંમીઠું બોલવામાં ચતુર આ શિપ્રા પરનો પવન...
વળી, રમણીના વાળ સુગંધિત કરીને
ચોરની જેમ જાળીદાર ગવાક્ષમાંથી સરકી જનારી
આ ધૂપની સેર...
આ મંદમધુર ફૂલોની સુગંધ...
અને ઉન્મત્ત થઈને નાચતા આ ગૃહમયૂર...
લે આ નજરાણું, ને ભૂલી જા તારો થાક.

૧૫.

સૂર્ય આથમણી ધારે ઢળ્યા પછી જ
ગંધવતીના તીરે. આરંભ કર
મહાકાળની સંધ્યાપૂજાનો
ગંભીર ગર્જનાના મૃદંગ વગાડતા-
શિવશંકરની સાંધ્યપૂજા માટે ગર્જીને આરતી કરીને
વગાડ વગાડ વગાડ મેઘ વગાડ ગંભીર ભેરી
નથી તે મંદિરે, વિશ્વને વ્યાપીને ઊભો તે ત્રિભુવન-આંગણે

ઊંચાં ઊંચાં તરુ એ જ તેના ભુજ, એ રૂપ જોયું છે કોણે ?
પ્રલંબ બાહુ પર ગજચર્મની જેમ ધરશે રુદ્ર તને.
સંધ્યાના તેજથી શરમાઈ જશે સતેજ જાસૂદફૂલો
જ્યારે પશુપતિ થૈ થૈ નાચશે ધરીને ચર્મ આ ભીનું
ત્યારે તારી સામે જોશે ભવાની માંડીને પ્રશાંત આંખ.

૧૬.

જ્યારે પાછો આવીશ મંદિરેથી નગરી તરફ
ત્યારે થઈ હશે રાત
તારા આગમનને લીધે વધુ અંધારેલી.
નીકળી હશે અભિસારિકાઓ
પ્રિયતમને મળવા માટે અંધારેલા રાજમાર્ગ પર.
કસોટીના પથ્થર પરની સુવર્ણરેખા જેટલી
વીજ ઝબકવા દેજે, કેવળ તેમને રસ્તો દેખાય એટલા પૂરતી.
કરતો નહીં ગર્જના, અટકાવજે તારી વૃષ્ટિ...
ભયભીત જ હોય છે એ નિર્ભય કામિનીઓ
શાંત રાત્રિના પ્રહરે તું પણ લેજે વિસામો
દીર્ઘકાળ વિલાસથી થાકેલ
તારી વીજળીના સંગાથમાં.

૧૭.

હળવેથી જગાડશે તને ભીના સૂર્યનાં કિરણો
તું નીકળી પડજે મેં સોંપેલી જવાબદારીનું ભાન રાખીને.
વંચિત રમણીનાં આંસુ
હળવા હાથે લૂછવાની ક્ષણ એ...
સૂર્યને પણ લૂછવી હશે
કમલિનીની ઝાકળભરી આંખો,
આવે સમયે તેના હાથ રોકીશ તો
ખૂબ જ ગુસ્સે થશે તે !
રસ્તા પર ગંભીરતાના પ્રસન્ન પાણીમાં

તારું પ્રતિબિંબ કેવું હળવેથી ઊતરશે.
શુભ્ર કમળની તેની આંખો... તેના નેત્રકટાક્ષની
માછલીઓ ઊડાઊડ કરે તો દુર્લક્ષ નહીં કરતો.

૧૮.

તેના પાણીનું પારદર્શક નીલવસ્ત્ર
તેના કટિતટ પરથી સરકેલું...
જેમતેમ સંભાળીને પકડેલું તેણે
પોતાની ડાળ-પાતળી ચંચળ આંગળીઓથી,
તે ઉતારેલું હળવેકથી
તું શાનો ખસે પછી ત્યાંથી!
હું સમજી શકું છું
તારી આવા સમયની મુશ્કેલીઓ...
એવા સુખનો જેને એક વાર ઝટકો લાગ્યો હોય
તે ભાગ્યશાળી વ્યસનશીલ
આવો સહજ અનાવૃત્ત લાભ
કોઈક વાર પણ છોડીને જઈ શકે ખરો?

૧૯

જલધારાના સ્પર્શથી વરાળિત માટીની ગંધ
પવન મનભર નમીને લેશે
અને સૂંઢથી ફુર્રર ફુર્રર કરતો
હાથી પી લેશે તે પવનને.
જંગલના ઉંબરાંને પકવનારો તે પવન
દેવગિરિ પાસે શીતળ લહર થઈને વહેશે.
તું પણ પૂજા કર
દેવગિરિ પરના શિવપુત્ર કુમારની.
વરસાવ તેની પર ફૂલો
આકાશગંગાના પાણીથી ભીંજવેલાં.
દેવસેનાના સંરક્ષણ માટે અમૂર્ત થયેલા
શશિધરનું પ્રખર તેજ તે!

દેવગિરિની ગુફામાં ગાજતાં ગર્જનોથી
તું નચાવ કાર્તિકેયના મોરને.
શિવના મસ્તક પરની ચંદ્રકોરના પ્રકાશથી
વધુ ધવલ થયા છે તેના નેત્રના ખૂણા.
તેજોરેષાનાં વર્તુળોવાળું તેનું પીંછું,
પોતાના લાડકા બાળક પરના પ્રેમને લીધે,
સાક્ષાત્ ભવાની ધારણ કરે છે
કર્ણફૂલ તરીકે !
કાર્તિકેયનું પૂજન થયા પછી
ઝડપથી માર્ગે આક્રમતો
તું જઈશ ચંબલને ભેટવા
ને ફરતો રહીશ તેની પાસે...

---

'મેઘહૃદય'નો અંશ

## યુધિષ્ઠિર □ વિપિન પરીખ

દ્યુત રમતાં હું હારી ગયો
તેનો મને અફસોસ નથી / આખરે બાજી છે
પણ
દ્રૌપદીની આંખ સામે
હું આંખ મેળવી શકતો નથી
અને
ભાઈઓ હજુ મને "મોટાભાઈ !" કરી સંબોધે છે
એ સંબોધન તીર થઈ
મને આરપાર વીંધે છે.

## ગામની ગલીએ

□ મોહન મઢીકર 'આનંદ'

ગામની ગલીએ મારવા નીકળ્યો
અમથો અમથો આંટો,
ક્યાંકથી ઊડી આંખમાં વાગ્યો
બાળપણાનો કાંટો !
ધૂળમાં ચાલતાં પગને અડી
નિજની પગલી રૂડી,
ગજવે ઘાલવા જાઉં રે મારી
એક સમયની મૂડી !
ચાલતાં ચોકમાં ઠેસ વાગી રે
કોકની નજરું કેરી !
રહીને ઊભો જોઉં તો સામે
એક 'દેવી'ની દેરી !
ક્યાંકથી કોરે કાળજે લાગ્યો
પ્રીતનો રંગ અદીઠો,
રમતાં રમતાં સાંભળ્યો અરે !
માવડીનો સાદ મીઠો !
ગામની ગલીએ મારવા નીકળ્યો
અમથો અમથો આંટો,
ક્યાંકથી ઊડી ઉરને લાગ્યો
ગત સમયનો છાંટો !

## કાં વરસો અહીં ?

□ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

મેઘવૃંદ ! વિરમો –
કાં વરસો અહીં તમે નિરર્થક ?
ગમતી કો બીજી દિશે સંચરો :
અહીં તો નથી બચ્યું એવું વનસ્થળ,
ના કોઈ કેડો, કોઈ શિલાતળ
જે તરબોળ ન, જ્યાં વરસ્યાં નવ
આ તન્વીનાં નયનજળ.

# નીરેન્દ્રનાથ ચક્રવર્તીની કવિતા

☐ અનુ. નલિની માડગાંવકર

સુરેશ દલાલે ગુજરાત સાહિત્ય અકાદમીને ઉપક્રમે ત્રણેક વર્ષમાં જ જે પુસ્તકો પ્રગટ કર્યાં તે સંખ્યાવૈપુલ્ય અને ગુણસમૃદ્ધિથી વિદ્વાનો અને સાહિત્યરસિકો સૌનું ધ્યાન ખેંચે છે ને સંતર્પે છે. મૌલિક અને અનુવાદિત-સંપાદિત પુસ્તકોમાં મરાઠી, હિન્દી, બંગાળી, પંજાબી, મલયાલમ લબ્ધપ્રતિષ્ઠ લેખકોની કૃતિઓ પણ છે, એટલે જાણે ગુજરાતીની સાથે જ ભગિની-ભાષાઓના આંગણે પણ લટાર મારી આવ્યાનો આનંદ મળે છે.

બંગાળી કવિ નીરેન્દ્રનાથનાં કાવ્યોનો આ સંગ્રહ છે. અનુવાદ નલિની માડગાંવકરે કર્યા છે. એ બંગાળી કેટલું સારું જાણે છે એ તો સીધા બંગાળીમાંથી જ કરેલા આ અનુવાદ વાંચતાં તરત ખ્યાલમાં આવે છે.

આ કાવ્યો વાંચતાં પ્રતીતિ થાય છે કે કવિ માનવપ્રેમી છે, જીવનપ્રેમી છે; ને એટલે જ આજના વિશ્વની અધોગતિ જોઈને દ્રવી ઊઠતું એમનું સંવેદનશીલ હૃદય આક્રોશ કરતું હશે, તેથી તે ક્યાંક કટાક્ષરૂપે અભિવ્યક્ત થાય છે, પણ એમનો આશાવાદ પણ એટલો જ પ્રબળ હશે, તે ઘણી કૃતિઓમાં પ્રગટ થયા વગર રહ્યો નથી.

સાવ સાદી સીધી અમસ્તી વાત કરતા હોય એમ, એમાં લખાઈને એમનો કટાક્ષ પ્રગટે છે :

"પરંતુ એ બધાં રોગનાં લક્ષણ છે કે દવાનાં
એ જ બરોબર પકડાતું નથી."

☐

"ધોળું બજાર હવે કાળા બજાર કરતાં બરોબર
દોઢ રૂપિયે જ પાછળ રહ્યું છે."

☐

"બકુલ, અરે એ એકાકી બકુલ, આપણે બંને
ભૂમિ પર ખરી રહ્યાં છીએ
આ કાર્યરત સ્મશાનમાં."

કટાક્ષ તાર સ્વરે પ્રગટતો નથી, પણ આશાવાદ મુખરિત છે;

"આ બધું એક દિવસ થશે તેથી જ હજી પણ

સૂર્ય ઊગે છે, વૃષ્ટિ થાય છે અને કવિતા લખાય છે.''

□

''તડકો નથી, હવે છાંયડામાં
એના સફેદ વાળમાં ગેલ કરી રહી છે સાંજની હવા.''

આ કવિ પ્રકૃતિની ભાષામાં વાત કરે છે, ક્યારેક પ્રકૃતિ સાથે વાત કરે છે. એમની આ સૃષ્ટિમાં ફૂલો, પ્રાણીઓ, તડકો-છાંયડો, કવિની જ પંક્તિમાં જરા ફેરફાર કરીને કહું તો ''સમગ્ર પૃથ્વી આજે આવીને ઊભી રહી છે 'આ કાવ્યોની' બારીમાં''.... કારણ અહીં આ બાહ્ય સુંદર વિશ્વની ઓથે ધબકતાં માનવહૃદયનાં અનેક સ્પંદનો સરસતાથી ઝિલાયાં છે. ને ગુજરાતીમાં ઉપલબ્ધ કરી આપવા બદલ નલિની માડગાંવકરને અભિનંદન.

– જયા મહેતા

**(કાવ્યવિશ્વ-શ્રેણી : નીરેન્દ્રનાથ ચક્રવર્તી; અનુ. નલિની માડગાંવકર, પૃ. ૫૬, મૂ. રૂ. ૧૦.)**

□ અરવિંદ મુનશી

તું મારી ખૂબ નિકટ ન આવ
મને ઉઝરડાની બીક લાગે છે.

## સહજ મિલે સો

**□ મોહન મઢીકર 'આનંદ'**

સહજ મિલે સો સોના
મનવા! સહજ મિલે સો સોના!

મૈંને પાયા સો સબ તેરા,
તેરા હૈ જો વો સબ મેરા!
ફિર ક્યોં હઁસના રોના?
મનવા! સહજ મિલે સો સોના!

બાહર પાયા, ભીતર ખોયા,
ભીતર દેખા સબ કુછ પાયા!
ક્યા પાના ક્યા ખોના?
મનવા! સહજ મિલે સો સોના!

## ઈસવી વધસ્તંભ ! □ ભાનુપ્રસાદ પંડયા

વિદાયનો હરપ્રસંગ
એટલે જાણે ઈસવી વધસ્તંભ !
ઊભો કરાયો જે
જિંદગીના ગોલગોથા પર અકંપ !
જ્યાં અતીત અને અનાગતના
બે નામચીન ચોરટા
(ચોરટા ? હા, એક ગયો ચોરી
ધન્ય ક્ષણો ને અન્ય સાંપ્રતમાં
વિચરતા ચિત્તને જાય ચોરી જે)ની
વચ્ચે લટકવાનું થયું કેવું નિયત !
ભોંકાય સ્મરણોના ખીલા
અને દદડે સ્થળ સમયના મમત્વના
રાતાચોળ રેલા !
મન એ જ સ્થાને પડયું રહેવા તલસે
તો દેહ બીજે જવા ધસે !
થાય બેયનો વિચ્છેદ,
નથી એનો ખેદ,
પણ...
જેમનાથી વીંધાયા હોઈએ
તેમના સારુ જ ઉચ્ચારવા પડે
સ્તુતિબોલ ને લળીને ક્ષમાનાં વેણ !
ને ઝર્યાં કરે ત્રોફેલ દિલ
છાનું અતિ વણથંભ !
ઈસુનો હતો બસ, એક પણ આ
હર વિદાય પ્રસંગ
ઈસવી વધસ્તંભ !

□ સુ. દ.

મારું ખોવાઈ ગયેલું સૉનેટ
હું પંદરમી પંક્તિમાં શોધું છું

□ પેનકેમ્પ

□ શીરીન કુડચેડકરે

તારે માટે
દૂર
પ્રકાશવું
તારી કામના
મારી

નિકટ
પ્રકાશવું
તું છે આરીસ
આમીન
મેષ
પ્રથમ અગ્નિ
વીજળી
તુ પ્રેરે છે
મને સાથે લઈ જાય છે.
નાડ
તું માંડ પારખે છે.
આપણે દૂર જઈએ છીએ પણ
હવે
ક્યાં
છે
બીજું સ્થળ ?
અટકી જવું
જુલમ

આઅરીસ : ગ્રીક યુદ્ધદેવતા, પહેલી રાશિ.
આમીન : તથાસ્તુ
મેષ : ઘેટો, પહેલી રાશિ

## એક વિકલ્પ, એક વિષાદ

□ ફિલિપ ક્લાર્ક

સૂરજ
પોતાનો પરિચય
આપે છે
પ્રકાશ ફેલાવીને...
ફૂલ
ફોરમ ફેલાવીને
કોયલ
ટહુકો કરીને...
દરિયો
ઘુઘવાટ કરીને...
ને
માણસ પોતાનો
પરિચય આપવા
શોધે છે,
બીજા માણસને

આપણે જ છીએ
આપણા
દુશ્મનો
ધરતી ઉપર ક્યાંય
હિન્દુસ્તાન કે
પાકિસ્તાન,
લખેલું નથી.

## ગુજરાતીમાં મહાન કવિતા કેમ લખાતી નથી ?

**આ**જથી લગભગ સાડાત્રણ દાયકા પહેલાં કેટલાક વિવેચકોને ચિંતા થયેલી કે ગુજરાતી નવલકથા મરવા પડી છે. ત્યારે ચર્ચા પણ થયેલી કે ગુજરાતી નવલકથાનો નાભિશ્વાસ લેવાય છે. ત્યાર પછી ગુજરાતી નવલકથા જીવી કે મરી, અથવા મરવા વાંકે જીવી, એ વાત આપણે અભ્યાસુઓ ઉપર છોડીએ, તોપણ એટલું તો જરૂર કહી શકાય, કે છેલ્લા ચાર દાયકાના ગુજરાતી સાહિત્યમાં, **માનવીની ભવાઇની** કક્ષાની એક પણ નવલકથા, આપણને સમ ખાવા પૂરતી પણ મળી નથી.

ગુજરાતી નવલકથાના મોતની જે ગંધ પારખુ વિવેચકોને આજથી પાંત્રીસ વર્ષ પહેલાં આવેલી, તેવી જ બદબૂ મને આજે ગુજરાતી કવિતા માટે આવી રહી છે. વધુમાં મારી દુ:ખદ અને નિરાશાજનક માન્યતા એવી છે કે, ગુજરાતીમાં મહાન કવિતા લખાય એ સંભવિત નથી. ગુજરાતી ભાષા અને પ્રજા, સમાજ અને સંસ્કૃતિ અત્યારે તો શિષ્ટ સાહિત્ય માટે મરુભૂમિ સમાન છે.

મહાન સાહિત્યસર્જન કંઇ આપોઆપ થઇ જતું નથી. એને માટે સામાજિક અને સાંસ્કૃતિક પૂર્વભૂમિકા તેમ જ વ્યકિતગત પૂર્વતૈયારી અનિવાર્ય છે. સહરાની વેરાન રણભૂમિમાં આપણને રેઇન ફોરેસ્ટની ઘટ્ટ વનસ્પતિ મળતી નથી કારણકે એ વનસ્પતિના ઉદ્‌ભવ, સંવર્ધન અને સંરક્ષણ માટે જે વરસાદ અને અન્ય ભૌગોલિક લાક્ષણિકતાઓ જરૂરી છે તે સહરાના રણમાં નથી. એવી જ રીતે મહાન સાહિત્યસર્જન માટે જે સામાજિક, સાંસ્કૃતિક અને વ્યકિતગત લાક્ષણિકતાઓ જરૂરી છે તેનો આપણે ત્યાં બહુધા અભાવ છે. આ લેખમાં મહાન કવિતાના સર્જન માટે શું જરૂરી છે અને તેનો આપણે ત્યાં કેમ અભાવ છે, એ વિષે થોડા અંગત વિચારો રજૂ કરવાનો આશય છે.

સંહૃદયી વાચકને સહેજે પ્રશ્ન થાય કે મહાન કવિતાની વ્યાખ્યા શી છે ? કોને મહાન કવિ ગણવા ? કોઇ એક વ્યકિતની વ્યાખ્યાથી નથી કોઇ કવિતા મહાન થઇ જતી. તેવી જ રીતે એક ત્રાજવે તોળવાથી નથી કોઇ કવિ મહાન થઇ જતા. છતાં માત્ર દૃષ્ટાંત આપવાની દૃષ્ટિએ આ સદીના મહાન કવિઓમાં આપણે સરળતાથી, ટી. એસ. એલિયેટ અને વોલેસ સ્ટીવન્સની ગણતરી કરી શકીએ. અને કોઇને એમ થાય કે હજી પણ આપણે ભોળાભાવે પશ્ચિમથી જ મહાનતાનો આંકડો માંડીએ છીએ, તો ઘરઆંગણેથી રવીન્દ્રનાથ ટાગોરનો પણ દાખલો લઇ શકાય. આ બાબતમાં આપણે કોઇ એકનો જ કક્કો સાચો નથી ઠરાવવો. કારણકે એક વાર વિલિયમ કારલોસ વિલિયમ્સે એલિયેટને સાવ નકામા કવિ કહેલા અને ગ્લાડીમેવ નોબોકોવે ટાગોરનો કાંકરો કાઢી નાખેલો. એટલે ટૂંકમાં આપણો મુદ્દો એ છે કે ગુજરાતીમાં એલિયેટ કે ટાગોરની કક્ષાનો કવિસર્જક હજી સુધી આપણને મળ્યો નથી,

અને વર્તમાન સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિ તપાસતાં એમ લાગે છે કે આવો મહાન કવિ મળવો અસંભવ છે.

**રસજ્ઞ વાચકવર્ગ નથી**

અમેરિકન કવિ વૉલ્ટ વ્હિટમેને એક વાર કહેલું કે "To have great poets, there must be great audiences too." મહાન કે રસજ્ઞ વાચક વર્ગની વાત બાજુમાં રહી, આપણી કફોડી દશા તો એવી છે કે આપણે ત્યાં શિષ્ટ સાહિત્યનો કોઇ ગણતરીપાત્ર વાચક વર્ગ જ નથી. આપણે ગુજરાતીઓ બહુધા શિષ્ટ સાહિત્ય વાંચતા નથી. કૉલેજમાં કે સ્કૂલમાં જે વાંચવું પડ્યું તે વાંચ્યું, પછી રામરામ. આપણું વાંચન મુખ્યત્વે છાપાં પૂરતું મર્યાદિત છે, બાકી થોડુંઘણું ધંધાકીય જરૂરિયાતોને કારણે થાય તે થાય.

અભણ ગુજરાતીઓ ન વાંચે તે સમજી શકાય છે, પરંતુ ભણેલાગણેલા, ઠેઠ કૉલેજો અને યુનિવર્સિટીઓ સુધી પહોંચેલા પણ નથી વાંચતા. એવું પણ ન કહી શકાય કે આપણે ગુજરાતીઓ સરખામણીમાં બહુ ગરીબ પ્રજા છીએ. છોકરાઓ માટે દૂધ લાવવું કે નવો કવિતા સંગ્રહ ખરીદવો એવી આર્થિક પરિસ્થિતિમાં આપણી બહુમતી શિક્ષિત પ્રજા સબડતી નથી. છતાં સંપન્ન અને શિક્ષિત ગુજરાતી ઘરોમાં પણ ભાગ્યે જ આપણને શિષ્ટ સાહિત્યની નાનકડી લાયબ્રેરી જોવાં મળે. જો કે આ જ ઘરોમાં રેડિયો ટીવી કે વિડિયો હોવા આવશ્યક છે. આપણને એવી સમજ જ નથી કે અભિરુચિપૂર્ણ સંસ્કારી જીવનનું સાહિત્ય એ એક અવિભાજ્ય અને અનિવાર્ય અંગ છે.

ગુજરાતીભાષીઓની સંખ્યા અત્યારે લગભગ ચારેક કરોડની ગણાય છે. એમાં ૪૪ ટકા શિક્ષિત ગણાય છે. આ શિક્ષિત પ્રજાનો એક હજારમો ભાગ પણ કવિતા વાંચતો નથી. અને જો દર દસ હજાર ગુજરાતીએ એક ગુજરાતી બંદો પણ કોઇ નવો કાવ્યસંગ્રહ ખરીદે તો એ મોટી વાત છે. જે દશા કાવ્યસંગ્રહની, એ જ દશા શિષ્ટ સાહિત્યનાં સામયિકોની. એક જમાનામાં ગુજરાતીમાં **કૌમુદી**, **વસંત**, **ક્ષિતિજ**, **પ્રસ્થાન**, **નાગરિક**, **નચિકેતા**, **રુચિ**, **સંસ્કૃતિ**, **ગ્રંથ**, **સાહિત્ય** જેવાં શિષ્ટ સાહિત્યનાં અનેક સામયિકો પ્રગટ થતાં. આજે આમાંનું એક પણ સામયિક જીવતું નથી, અને જે કાંઇ રડ્યાખડ્યા ચાલે છે, તેમાંથી કોઇ પણ **સંસ્કૃતિ**ની તોલે ન આવે. આપણી વિશાળ શિક્ષિત પ્રજા શિષ્ટ સાહિત્યનાં દસ બાર સામયિકો પણ ન નભાવી શકે એમાં આપણી એક પ્રજા તરીકેની સાંસ્કૃતિક કંગાલિયતની પ્રતીતિ થાય છે.

આર્થિક રીતે સદ્ધર એવી આપણી શિક્ષિત પ્રજાનો શિષ્ટ સાહિત્ય સાથે બારમો ચંદ્રમાં કેમ થયો છે એ તો સમાજશાસ્ત્રીઓએ ઉકેલવા જેવો એક મોટો કોયડો છે. પરંતુ એ બાબતનો ઉપરછલ્લો વિચાર કરતાં પણ એટલું જરૂર સ્પષ્ટ થાય છે કે આપણે ગુજરાતીઓ મુખ્યત્વે વાણિજ્યની પ્રજા છીએ. આપણા સમાજમાં સાહિત્ય સહજ નથી, વાણિજ્ય છે. એટલે જ તો દેશપરદેશમાં, જ્યાં જ્યાં આપણે ગયા છીએ, ત્યાં નાનામોટા અનેક

ઉદ્યોગધંધામાં કુશળતાથી, તરત ગોઠવાઈને આર્થિક રીતે સમૃદ્ધ થયા છીએ.

જે ગુજરાતીઓ ધંધામાં નથી પડતા એ બધા એકાઉન્ટિંગથી માંડીને ઝુઓલોજી સુધીના અનેક પ્રોફેશનલ ક્ષેત્રોમાં બહુ સારી આર્થિક પ્રગતિ કરે છે. આપણું ઉચ્ચ શિક્ષણ મુખ્યત્વે સાહિત્ય અને માનવવિદ્યાઓ કરતાં મેડિસીન, ફાર્મસી, ડેન્ટીસ્ટ્રી, કેમિસ્ટ્રી, એન્જિનીયરિંગ વગેરે વૈજ્ઞાનિક અને પ્રોફેશનલ ક્ષેત્રોમાં વધુ થાય છે. આપણે ઉચ્ચ શિક્ષણની જરૂરિયાત અને ઉપયોગિતા સારી નોકરી મેળવવામાં અને આર્થિક દૃષ્ટિએ જોઈએ છીએ. આપણા તેજસ્વી વિદ્યાર્થીઓ મેડિસીન અને એન્જિનીયરિંગમાં જવા પડાપડી કરે છે. જેનો ક્યાંય પત્તો ન ખાય, અથવા તો જેમને ધીકતું કમાવાનું કે વ્યવસ્થિત કારકિર્દી બનાવવાનું જરૂરી નથી, તે બધા આર્ટ્સ કૉલિજોમાં દાખલ થાય છે. બહુ જ ઓછા ભાષા - સાહિત્યનો અભ્યાસ કરવા ધારે છે, અને તે પણ ન છૂટકે.

**કવિ આદરણીય નથી**

આપણું ઉત્તમ યૌવનધન સાહિત્યક્ષેત્ર તરફ વળતું નથી કારણકે આપણા વ્યાપારી અને વ્યવહારુ સમાજમાં સાહિત્યસર્જક બહુધા આદરણીય કે અનુકરણીય વ્યક્તિ નથી. આપણે સહજ સમ્માન કરીએ છીએ મૂડીદારો અને સત્તાવાળાઓનું. આ વાત આપણી ઉગતી પેઢીની આંખ બહાર જતી નથી, એને ખબર છે કે પાંચમાં કોણ પુછાય છે.

આપણી વિચિત્ર દશા તો એવી છે કે સાહિત્યસમારંભોમાં પણ મૂડીદારો અને પ્રધાનો પહોળાં થઈને મંચ પર બેસે છે, અને સાહિત્યકારો એમને હારતોરા પહેરાવે છે! જે રીતે ફ્રાંસમાં સાર્ત્ર કે માલરોનું એક સાહિત્યકાર તરીકેનું સમ્માન થતું તેવું આપણે ત્યાં ભાગ્યે જ કોઈ સાહિત્યકારનું સમ્માન થાય છે. અને જ્યારે કનૈયાલાલ મુનશી જેવાનું બહુમાન થયું હોય છે, ત્યારે તે તેમની અન્ય ક્ષેત્રોમાં પ્રાપ્ત થયેલી સિદ્ધિઓનું પરિણામ હોય છે. અન્ય દેશોની વાત બાજુએ મૂકીને પડોશમાં નજર કરીએ તોપણ સમજાય, કે જે રીતે મરાઠીઓ આદર અને મમતાથી એમના સાહિત્યકારોને ઓળખે છે, તે રીતે આપણે આપણા લેખકગણને ઓળખતા નથી જ નથી. તો પછી આપણે એવી અપેક્ષા કેમ રાખીએ કે આપણી ઊગતી પેઢી સાહિત્યકાર થવાનાં, કવિ થવાનાં સ્વપ્નાં સેવે ?

જે સમાજ કવિની અવગણના કરે છે, જે સમાજમાં શિક્ષિત પ્રજા બહુધા કવિતા વાંચતી નથી, તે સમાજ સાંસ્કૃતિક આત્મહત્યા કરે છે. કારણકે જોસેફ બ્રોડ્સ્કીએ તાજેતરમાં કહ્યું તેમ, “Poetry is the supreme form of human locution in any culture. By failing to read or listen to poets, a society dooms itself to inferior modes of articulation – of the politician, or the salesman, or the charlatan– in short, to its own, lt forfeits, in otherwords, its own evolutionary potential, for what distinguishes us from the rest of the animal kingdom is precisely the gift of speech.”

આવી જ ચેતવણી આપણા શાસ્ત્રકારોએ આપણને ક્યારનીય આપી છે :
साहित्य, संगीत, कला विहीन। साक्षात् पशु पुच्छ विशाणहीन ।।

**મહાન કવિ નથી**

મહાન કવિતા માટે રસજ્ઞ વાચકવર્ગ અનિવાર્ય છે એવી વ્હિટમેનની વાતનો પ્રત્યુત્તર આપતાં રેન્ડલ જેરલે કહેલું કે : To have great poetry it is necessary to have great poets. મહાન કવિ સમગ્ર રાષ્ટ્રીય ચેતનાનું અને સંવેદનાનું કેન્દ્ર બની રહે છે. અંગ્રેજી સાહિત્યમાં શેકસપિયરનું સ્થાન આવું મહત્ત્વનું હતું અને હજી છે. એની પ્રતિભાથી અંજાઈને જહોન ડ્રાયડને કહેલું કે બધા જ કવિઓમાં શેકસપિયર વિરલ છે કારણકે એની પાસે Largest and most comprehensive soul હતો. એમરસને કહેલું કે શેકસપિયર Inconceivably wise હોવો જોઈએ. અંગ્રેજ પ્રજા આજે પણ જીવનના અનેક પ્રશ્નોની ચર્ચા કરતાં, બાઇબલની જેમ જ, એને ટાંકે છે. બંગાળના સાંસ્કૃતિક જીવનમાં રવીન્દ્રનાથનું સ્થાન કંઈક આવું જ છે.

ગુજરાતી ભાષામાં હજી આપણને આવા કોઈ મહાન કવિ મળ્યા નથી. અને જે મળ્યા છે તેમાંથી ઘણાને, કવિ એ સંસ્કૃતિનો અધિનાયક છે અને પ્રજાનો સાંસ્કૃતિક આત્મા છે, તે જવાબદારીનું ભાન નથી. સંસ્કૃત સાહિત્યમાં કવિની કલ્પના આર્ષદૃષ્ટાની છે. ડેલમોર શ્વાર્ટ્ઝ કવિની કલ્પના "as a kind of priest" કરે છે. આ બધામાં કવિકર્મની મહાનતાનું, એની આધ્યાત્મિકતાનું ભાન થાય છે. આ મહાન કવિકર્મ કરવા માટે મૂળમાં કવિ પોતે જ મોટા ગજાનો હોવો જોઈએ, જે પોતાની મહાન જવાબદારી સમજે અને અદા કરી શકે.

આપણા કવિને આ જવાબદારીનું જ ભાન નથી. આ બાબતના એકાદ બે દાખલા જોઈએ. થોડા સમય પહેલાં મુંબઈમાં મોરારીબાપુ સાથે પ્રશ્નોત્તરીનો એક કાર્યક્રમ યોજાયેલ જેના સંચાલન અને પ્રશ્નોત્તરી માટે આપણા અત્યારના બે અગ્રગણ્ય કવિઓ નિરંજન ભગત અને હરીન્દ્ર દવે - જવાબદાર હતા. આ પ્રસંગે મોરારીબાપુ કોઈ રેનેસાં મેન (Renaissance man) હોય એમ એમને જીવનના જટિલ કોયડાઓના ઉકેલ માટે એક પછી એક પ્રશ્ન આપણા કવિઓ પૂછે અને બાપુ એ પ્રશ્નોનો તુલસીકૃત રામાયણની ચોપાઈઓ સંભળાવી જવાબ આપે. મૂળમાં આ પ્રશ્નો દેશના વિચક્ષણ વિદ્વાનો, ધારાશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, શિક્ષણકારો, મનોવૈજ્ઞાનિકોએ તૈયાર કરેલા. આપણા કવિઓનું કામ તો પોપટ થઈને માત્ર વાંચવાનું જ હતું.

આ પ્રસંગ મારી દૃષ્ટિએ આપણી મહાન બૌદ્ધિક અને સાહિત્યિક પડતીના પ્રતીક સમો છે. મોરારીબાપુ પાસે, અથવા તો તુલસીદાસજી પાસે, વર્તમાન જીવનના મહાન જટિલ પ્રશ્નોના જવાબ હોય એવું માનવું એમાં જ આપણી સામૂહિક બુદ્ધિનું દેવાળું છે. વળી પાછું એ પ્રશ્નો પૂછનારાઓ પોતાના ક્ષેત્રમાં અગ્રગણ્ય વિદ્વાનો હતા અને આ તમાશાપ્રવૃત્તિમાં આપણા બે અગ્રગણ્ય કવિ સંડોવાયા હતા એ તો ઘા ઉપર મીઠું ભભરાવવા જેવી વાત

થઇ. અને છતાં આ પ્રસંગ ભારે ધામધૂમથી મુંબઇના વિખ્યાત બ્રેબોર્ન સ્ટેડિયમમાં યોજાયો અને એનું પુસ્તક પણ પ્રકાશિત થયું ! આપણા કવિને આમાં કશી ગૌરવહાનિ દેખાતી નથી એ એક અત્યંત ચિંતાનો વિષય છે.

જેવું મંચ પર બેસવાનું તેવું જ વિદેશયાત્રાનું. આપણો કવિ હરખપદુડો થઇને રશિયા, ચીન વગેરે સામ્યવાદી દેશોમાં જઇને હોંશે હોંશે કવિતા વાંચી આવે છે. એને વિચાર પણ નથી આવતો કે પોતે જ્યારે એ દુષ્ટ અને દંભી સરકારોની મહેમાનગતી માણતો હોય છે ત્યારે એ દેશોના કવિઓ જેલમાં સબડતા હોય છે. જે રીતે જ્યાં પોલ સાર્ત્ર, પોતે વિયેટનામના યુદ્ધનો વિરોધ કરે છે એટલે, અનેક આમંત્રણો પછી પણ અમેરિકામાં પગ ન મૂકે, અથવા સૈદ્ધાંતિક મતભેદને કારણે, નોબેલ પ્રાઇઝ સ્વીકારવાની ના પાડે એવી ખુમારીની આપણા કવિ પાસેથી તો અપેક્ષા પણ ન રખાય. દુ:ખની વાત તો એ છે કે આપણો કવિ એક વ્યકિત તરીકે એટલો તો વામણો છે કે એ સંસ્કૃતિવીર ન થઇ શકે. અને જ્યાં સુધી એને એની મહાન સાંસ્કૃતિક જવાબદારીનું ભાન ન આવે ત્યાં સુધી એ મહાન કવિ પણ ન બની શકે.

## ઉચ્ચ ધોરણો નથી

મહાન કવિકર્મ માટે મહત્ત્વાકાંક્ષા અને ઉચ્ચ ધોરણો અનિવાર્ય છે. આપણી દુર્દશા એવી છે કે આપણા સાહિત્યમાં સર્જન કે વિવેચનનાં ઉચ્ચ ધોરણો નથી. આગલી પેઢીના સાહિત્યકારો માટે એટલું તો જરૂર કહી શકાય કે એમાંના ઘણા મહાન સાહિત્યના અભ્યાસી અને મહત્ત્વાકાંક્ષી હતા. એમાં ઉમાશંકર જોશીએ તો જાણે પૂર્વ અને પશ્ચિમના ઉત્તમ સાહિત્યના અભ્યાસનો મહાન યજ્ઞ આદર્યો હતો. એમણે **શાકુંતલ** અને **ઉત્તરરામચરિતના** અભ્યાસપૂર્ણ અનુવાદ આપ્યા. સુરેશ જોષીએ રવીન્દ્રનાથ અને રિલ્કેને જાણે આત્મસાત કર્યા હતા. સ્વાધ્યાયની આ પ્રવૃત્તિ કવિને સજ્જ કરે છે.

બધા જ મહત્ત્વાકાંક્ષી કવિઓ મુખ્યત્વે કોઇ મહાન પૂર્વજને આદર્શરૂપ ગણી તેનો અભ્યાસ કરે છે. રેન્ડલ જેરલ માટે વોલસ સ્ટીવન્સ એક મહાન સંસ્કૃતવીર હતા. ડેલમોર શ્વાર્ટ્ઝ માટે એલિયેટ એવા જ આદરણીય કવિ હતા, અને ખુદ એલિયેટે યેટ્સને શ્રેષ્ઠ સમ્માનનું સ્થાન આપેલું. અત્યારનો કોઇ ગુજરાતી કવિ જો એકાદ મહાન કવિનો આ રીતે અભ્યાસ કરતો હોય તો તે જરૂર અપવાદરૂપ જ હશે. આવા સ્વાધ્યાયમાં કવિની મહત્ત્વાકાંક્ષા તો સ્પષ્ટ થાય છે, પણ સાથેસાથે કવિ પોતાની જાતને નીચું નિશાન નહીં તાકવાની ચેતવણી આપે છે.

આપણો કવિ સામાન્યત : નીચું નિશાન તાકે છે તેનું એક કારણ આપણું કથળતું વિવેચન છે. સાહિત્યસમીક્ષા અને વિવેચનનું 'ગ્રંથ' જેવું સામયિક ન હોવાથી હવે આપણને નિયમિત કાવ્ય વિવેચન મળવું મુશ્કેલ છે. આનું એક ખરાબ પરિણામ એ આવ્યું કે આપણે ત્યાં હવે પ્રસ્તાવનાનો રાફડો ફાટ્યો છે. પોતોના કાવ્યસંગ્રહનું કયાંય વિવેચન થતું નથી, એટલે કવિઓ સામે ચાલીને વિવેચકો આગળ પ્રસ્તાવના લખાવે છે અને આપણા

સૌજન્યશીલ વિવેચકો ગરીબગુરબાની દયા ખાતા હોય એમ આશીર્વચન લખી આપે છે. કવિ સામેથી પ્રોત્સાહન માગે છે એટલે એની વાજબી પણ ટીકા કરીને એને નિરાશ કેમ કરાય, એ ન્યાયે "નરો વા કુંજરો વા" જેવું કશુંક ગોળગોળ લખી અપાય છે જે આજે વિવેચનમાં ખપે છે.

આવી ડોળઘાલુ અને દંભી પ્રવૃત્તિમાં વિવેચનને હાનિ થાય છે અને સાથેસાથે કવિને, ખાસ કરીને ઊગતા કવિને, અન્યાય થાય છે. ભવિષ્યમાં જે કોઈ વિકાસની શક્યતા હોય છે તે પણ રૂંધાય છે.

ઊગતો કવિ પ્રોત્સાહનના થોડા શબ્દો શોધે તે તો હજી સમજી શકાય એવી વાત છે, પરંતુ પીઢ અને નીવડી ચૂકેલા કવિઓ પણ જ્યારે પ્રસ્તાવના લખાવે ત્યારે એમને પોતાને જ પોતાની કવિતામાં શ્રદ્ધા નથી એવો શક ઊપજે છે. જો કે આ પ્રસ્તાવનાની લેવડદેવડમાં એક બીજાની પીઠ થાબડવાની આપણી વ્યવહારુતા તો છતી થાય છે, પરંતુ આખરી હાનિ તો કવિને જ થવાની છે.

કદાચ એવું પણ બન્યું હોય કે આપણા સમગ્ર જીવનમાં ઉચ્ચ ધોરણોની શિથિલતા વિસ્તરી છે, અને તેમાંથી કાવ્ય - સર્જન અને વિવેચન બાકી રહી શકયાં નથી. દાખલા તરીકે જે કામ માત્ર ચોક્કસાઈથી જ સારી રીતે પાર પાડી શકાતું હોય છે, ત્યાં પણ આપણે જેવુંતેવું, કાચું-કોરું ચલાવી લઈએ છીએ. ઉત્તમ કવિતા લખવી તેમાં મહાન સર્જક શક્તિઓ અનિવાર્ય છે, પરંતુ એ કવિતા છાપભૂલો વગર છાપવી તેમાં તો માત્ર ચોકસાઈની જ જરૂર છે. છતાં આજે મુદ્રણશુદ્ધ કવિતા ઉત્તમ કવિતા જેટલી જ વિરલ બની ગઈ છે, એમાં મને આપણું એક પ્રજા તરીકેનું રેઢિયાળપણું જ દેખાય છે. ટૂંકમાં, જે પ્રજા મુદ્રણશુદ્ધ સાહિત્ય છાપી શકતી નથી, તેનો કવિ મહાન કવિતા રચી શકતો નથી.

આપણે જે બેદરકારીથી છાપભૂલો ચલાવી લઈએ છીએ, તે જ રીતે જેવીતેવી કવિતાઓ ચલાવી લઈએ છીએ. સદા નીચે ઊતરતાં ધોરણોને કારણે આજે કોઈને પણ એમ થઈ ગયું છે કે "અમે પણ કવિતા લખી શકીએ છીએ." પરિણામે આજે ગુજરાતીમાં કવિ અને કવિતાનો રાફડો ફાટયો છે, અને અંતમાં ગ્રેશામના નિયમ પ્રમાણે "Bad coinage drives out good."

ગુજરાતી કવિતાની આ મહાન પડતી માટે હું ગુજરાતી વિવેચકને જવાબદાર ગણું છું. એણે જેવાતેવાં કવિ અને કવિતાને નભાવ્યાં છે. દાખલા તરીકે સાહિત્ય અકાદમી તરફથી પ્રસિદ્ધ થયેલા અને આપણા એક અગ્રગણ્ય વિવેચક અને ગુજરાતી ભાષાસાહિત્યના પ્રાધ્યાપકે લખેલા ગુજરાતી સાહિત્યના અધિકૃત ઈતિહાસમાં સામેલ થવામાં કવિએ માત્ર જન્મ લેવાની જ જરૂર હતી. જીવનભરના અધ્યયન અને અભ્યાસ પછી લખાયેલા, મનસુખલાલ ઝવેરીકૃત આ ઈતિહાસમાં નથી કવિઓના પ્રદાનનું મૂલ્યાંકન કરવાની હિંમત, કે નથી અગત્ય - બિન અગત્યનો વિવેક. આ રેઢિયાળ ઈતિહાસ આપણા વિવેચનના દારિદ્ર્યનો એક આબાદ નમૂનો છે.

આપણા સાહિત્યમાં અત્યારે જરૂર છે મૂર્તિભંજક વિવેચકની જેની

પાસે ઉચ્ચ ધોરણનાં વેધક હથિયાર હોય, અને જે સ્પષ્ટવકતા હોય. આવો વિવેચક ઊતરતી કક્ષાનું કશું જ ચલાવી લેતો નથી કારણકે La Bruyereની જેમ એ પણ માને છે કે : There are certain things in which mediocrity is intolerable : poetry, music, painting, public eloquence."

**માતૃભાષાનું મહત્ત્વ નથી**

એવું કદાચ બને કે સંસ્કૃતિ અને સાહિત્યના ચડતી - પડતીના વારાફરતી યુગો આવે છે, તેમાં ગુજરાતી સાહિત્યનો વર્તમાન યુગ પડતીનો છે અને વહેલોમોડો પણ ચડતીનો યુગ આવશે. છતાં એટલું નોંધવું જરૂરી છે કે આ સદીમાં ગુજરાતી સાહિત્યમાં પંડિતયુગ અને ગાંધીયુગ એવા બે મોટા જુવાળ આવ્યા તેમાંથી હજી કોઇ શેકસપિયર કે રવીન્દ્રનાથનીકક્ષાનોમહાકવિ મળ્યો નથી એ જ અરસામાં રાજકારણમાં આપણને ગાંધીજી અને સરદાર પટેલ જેવા મહાપુરુષો જરૂર મળ્યા છે.

ગુજરાતીઓની શિષ્ટ સાહિત્ય પ્રત્યેની અભિરુચિનો અભાવ હવે એમની માતૃભાષાની અવગણનામાં પણ વ્યકત થાય છે. ગુજરાતનાં મોટાં શહેરોમાં ઊછરતી પેઢી આજે, અંગ્રેજી માધ્યમની ઘેલછાને કારણે, માતૃભાષામાં બહુધા નિરક્ષર છે. આ કલંકિત ઘટના વિષે કોઇ મોટો ઊહાપોહ થયો નથી, એ પણ સાંસ્કૃતિક મૂર્છાનુ જ પરિણામ છે. કોઇ પણ જાગૃત પ્રજા માતૃભાષાની આવી અવગણના ન કરે. આવી પ્રજા વચ્ચે જો કોઇ વિરલ વ્યકિત મહાકવિ થવાના સ્વપ્ન સેવતી હોય તો એને જરૂર ચેતવણી આપવી જોઇએ.

**कुले तस्मित्त प्रजातोऽसि गजो यत्र न हन्यते ।**

પ્રજાની સાંસ્કૃતિક પૂર્વભૂમિકા અને પૂર્વતૈયારી વગર મહાન સાહિત્ય અને ખાસ કરીને મહાન કવિતા સંભવ નથી. પ્રજાની સાહિત્ય પ્રત્યેની અભિરુચિ, રસજ્ઞ વાચકવર્ગ, ઉચ્ચ કક્ષાના શિષ્ટ સાહિત્યનો આગ્રહ કરતાં આકરાં ધોરણો, જાહેર જીવનમાં સાહિત્યકારનું સમ્માનીય સ્થાન... આ બધું મહાન કવિના ઉત્થાન માટે, મહાન કવિતાના સર્જન માટે અનિવાર્ય છે, તેનો આપણે ત્યાં મુખ્યત્વે અભાવ છે અને તેથી જ તો ગુજરાતીમાં અત્યારે મહાન કવિતા લખાતી નથી અને જયાં સુધી આ કરુણ સાંસ્કૃતિક પરિસ્થિતિમાં પરિવર્તન નહિ થાય, ત્યાં સુધી ગુજરાતીમાં મહાન કવિતા સંભવ નથી.

સંદર્ભ સૂચિ


BRODSKY, JOSEPH, **"An Immodest Proposal"**, in The New Republic, November 11, 1991, PP. 31-36.
CLAUSEN, CHRISTOPHER, **THE PLACE OF POETRY,** The University Press of Kentucky, 1982.
EISTELN, JOSEPH, "Who killed Poetry?" **COMMENTARY,** August 1981. p.p.13-20
**GOIA, DANA, "CAN POETRY MASTER", THE ATLANTIC MONTHLY,** MAY 1991, p.p. 94-106.
JARRELL, R. G. DALL, "THE OBSCURITY OF THE POET," **PARTISAN REVIEW**. JAN-FEB, 1951, PP 66-81.

JHAVERI, MANSUKHLAL, **HISTORY OF GUJARATI LITERATURE,** (NEW DELHI, SAHITYA AKADEMI, 1978)
SCHWARTZ DELMORE, "THE ISOLATION OF MODERN POETRY", **THE KENYON REVIEW,** SPRING 1941, p.p. 208-220.

## ગઝલ ☐ મનોહર ત્રિવેદી

સ્વિચ ઑફ તેં કીધી મિતવા
ઝળહળ પ્યાલી પીધી મિતવા
હતી સોંસરી- સીધી મિતવા
નજર મને ગઈ વીંધી મિતવા
છોડી મેં એ ત્રણે રિયાસત
એક ગલી જ્યાં દીધી મિતવા
કોઈ પાંદડી તૂટે એવી
તમે જુદાઈ લીધી મિતવા
સતત ભટકતા રહે ચરણ આ
કઈ દિશા તેં ચીંધી મિતવા ?

## પાંદડાં અને ફૂલ

(બંગાળી)

☐ શક્તિ ચટ્ટોપાધ્યાય

☐ નલિની માડગાંવકર

એક ઝાડ પાસે ઊભો છું.
પાંદડાં અને ફૂલની ગણતરી, મારું કામ,
એક વાર દૂરથી જોતાં એવું લાગ્યું કે એનાં
ફૂલ કરતાં પાંદડાં વધારે છે.
પાસે આવતાં લાગ્યું કે ફૂલોનું પલ્લું જ ભારે છે.
હું પહેલાં એનાં પાંદડાં ગણીશ
પાંદડાં પછી ફૂલ
પાંદડાંઓ ઝડપથી ફૂલ બનવા માંડયાં.
મારા હિસાબમાં ગોટાળો ઊભો થયો.
આખરે પાંદડાંનું ફૂલ બનવું વધી ગયું.
અને કારકુનિયા હિસાબમાં હું હારી ગયો.

# THREE POEMS BY SARUP DHRUV

## □ Tr. NITA RAMAIYA

1.

THROUGH THE FLAPDOOR OF THE FAMILY-ROOM

I can't find words
For what I have to tell you.
These damned words have turned into the flapdoor of the family-room.
And I am nauseated
At the sight of the rabbit's feet peeping under the fence.
When I hear the sound of a tender carrot
Being crunched by sharp nails and tiny teeth
Something awful happens to me below my navel.
And I can't stop what's happening.
You know quite well that the thousand-armed one
Finds the luscious sugar-cane glimmering in front of his eyes.
When he provides clothes for all the nine hundred and ninety people.
Although he knew all about this
He could see that
A half-length sari and an anklet
—all mixed up in the midst of the sugar-canes—
Were lying
Between the water-marks of the glasses being laid and lifted
By the waiter who came to clean the table this morning.
Tell me now!
If I were to tell you this, is there any way I could?

2.

THE BRAND-NEW OPERA OF THE DIALOGUE

The moon-cake the moon–cake
Dipped in a butter–plate
Distribute among children–half of the moon–cake.
I used to keep a gold plate
Filled with water in the terrace;
But all that's left to me today
Is to lick my hands at random
With my gloves taken off,
Read the menu rubbed out and re-written daily
Outside the A, B, C – Grade Restaurants.
And then

Stand at the final end of the eighty four-hundred thousand mile long queue
Slirp the ice–cream cone layer by layer
Scratch my back just for nothing
Pine for the great mumbo–jumbo drama.
And just as always, when I put money on the ticket-counter
The window bangs shut.
I look at it with a false smile
And twitch my left eye in a wink
And step out for a petal if not a flower
And roam about behind a tent
Which is spread out in an overcrowded camp.
And as the green-room curtain furls and swirls in the breeze
And blinks and flickers a little
There's the spotlight
On the gorgeous lace of the heroine's petticoat
Gleaming beneath her sari
As the flash-guns are shot one after another.
And then the right eye rather than the left one...
...(But that's 'for personal use only'!)

But like this
And like that
And like this day in and day out
And again how–
And how's that!
Come on, if you tell me I will
Blurt out instantly
The high prices of omlettes, cutlets, pattice, sandwiches,
Mughlai biryani and inter–continental rice,
And if you are not convinced shall I tell you–
In which scene the heroine got nervous, totally nervous?!
Here's the brand–new opera of the dialogue!

3.

## IN THE MIDST OF THE AIR

The pen lifts itself endlessly without expectations.
All the subjectivity is being scratched off.
A dot of ink spreads itself on the paper
In the midst of the lush-green air.

No regrets of any sort now.

Solitude. The mist is thickened
In the midst of the air. All of a sudden.
In a moment. In limitless particles: here-there.

The mysterious sky keeps on falling,
Constantly. In the midst of the air now
Like a lake filled to its brim
The breath overflows: in a moment: again and again.

Let all the paths stop
In the midst of the air constantly blowing.
Finally all the slopes get even, much even,
Unattached–everything detached : again and again.

## થોડાક પ્રસ્તાવો

□ **નીકાનોર પારા** □ **મેઘનાદ હ. ભટ્ટ**

ખૂબ ઉદાસ છું હું–કશુંય ખાવા માટે નથી
દુનિયામાં કોને દરકાર છે મારી ?
વર્ષોથી હું ભારપૂર્વક કહેતો આવ્યો છું
કે
બધાજ ભિખારીઓને નિર્મૂળ કરી નાખવા જોઈએ.
હું તો એમ પણ સૂચન કરીશ
કે
પતંગિયાઓને બદલે આપણે આપણા બાગોમાં કરચલાં ઉછેરવાં જોઇએ
–એ કદાચ વધુ સારો વિકલ્પ હોય–
ભિખારી વિનાની દુનિયાની કલ્પના કરી શકો છો, તમે ?
હું એમ પણ સૂચવીશ કે આપણે
સાચા ખ્રિસ્તી યા સંવેદનશીલ સામ્યવાદીઓ થઈએ
–યા તો તમે કહો તે "કશુંક" પણ થઈએ
પ્રશ્ન માત્ર દુનિયાને અદલ-બદલ કરવાનો છે
હું તો એમ પણસૂચવીશ કે આપણે પાણીનું ય શુદ્ધીકરણ કરી નાખીએ
ભિખારીઓના ગણદેવતા તરીકે
હું એવો પ્રસ્તાવ મૂકું છું કે વડા ધર્મગુરુ હવે મૂછ ઉગાડે
હું ભૂખથી ભાંગી પડ્યો છું
હું નિર્દેશ કરું છું કે મને કોઈ થોડી સૅન્ડવીચ આપે
અને પછી રોજિંદી ઘટમાળની નિરુત્સાહી ઘટમાળમાંથી મુકત થવા
હું તો એવો પણ પ્રસ્તાવ કરીશ
કે, સૂર્ય પશ્ચિમમાં ઊગે.

□ કિશોર શાહ

કંઠમાં સળગે રોજ તરસ
તે ભૂખના દાવાનળ
હવાના કેમ બાચકાં ભરું
ને કેમ પીઉં મૃગજળ ?

પગ વિના કેમ પંથને કાપું
પાંખ વિના કેમ આભ ?
જનમ પહેલાં ઓગળ્યો નહીં
કેમ રે મારો ગાભ ?
એમ હું જાણે જીવી રહ્યો
જાણે હોય ખુદાનું છળ.

મનની મરેલ ઈચ્છાઓને
સાપનું ચઢ્યું ઝેર
હું જ જાણે તલવાર તાણીને
લઉં છું મારું વેર
રેતીમાં પણ પગ ખૂંચે
જેમ જળમાં હોય વમળ.

## સમર્પણ

□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

ઘાસના એક પાંદડાની સામે
હું ઝૂકી ગયો
અને મેં જોયું કે
હું આકાશને સ્પર્શી રહ્યો છું.

## ગઝલ □ મનીષ પરમાર

હું અધૂરા પત્ર જેવી રાત લખતો હોઉં છું,
કોઈ સરનામા વગરની જાત લખતો હોઉં છું.
શબ્દ એકાદો મળ્યો સુગંધમાંથી શ્વાસને,
પાનખરના કારમા આઘાત લખતો હોઉં છું.
શ્હેરની જાહોજલાલી એક રસ્તો એક તું,
ક્યાં ગલી થૈ અટકી પડયા'ની વાત લખતો હોઉં છું ?
તોય ક્ષણના રંગ ઝાંખા યાદ આવ્યા હોય છે,
કોઈને ભૂલી ગયેલ અર્થાત્ લખતો હોઉં છું.

□ કિશોર શાહ

સુખની વાતો પાન કરે
ને થડને હૈયે ઘાવ
કોઈક ડાળીએ બોલતી કોયલ
ને વૃક્ષ તો મૂગું સાવ.

ઝીણી આંખે બખોલ જુએ
કોઈક અદીઠ કુહાડો;
પાનને કશી જાણ નથી
ને ગુંજતાં રાત ને દહાડો.
પાન અચાનક ડૂબશે ત્યારે
કોઈ હશે નહીં નાવ.

એક પછી એક ઝાડ ઢળ્યાં
ને જંગલ જેવું દુ:ખ.
જળનું કયાંયે નામ નહીં
ને આભની કોરી કૂખ.
દુ:ખનો સદા સુખની સાથે
હોય છે અણબનાવ.

## પ્રેમ એક છત્રી

□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

વિપત્તિઓ આવે છે
ખૂલીને તંગ થાય છે
ખસતાં જ
ચૂપચાપ સંકોચાઈને ઢીલી થાય છે;
વરસાદથી બચીને
ખૂણામાં ક્યાંક લટકાવી દો,
પ્રેમ એક છત્રી છે
આશ્રય આપે છે, ભીંજાય છે.

## ગતિ □ સર્વેશ્વરદયાલ સકસેના

□ સુશી દલાલ

આ એકાંત તળાવના
નીલા શાંત જળ પર,
એક એકલી છાયા ડોલે છે
(વ્યાકુળ ચકરાતા પક્ષીની)
બાકીની બધી છાયાઓ સ્થિર છે-
(તાડની, ઝાડની, ઝાડીની, ભૂરા આકાશના
કિનારા પર ચરતા ઘોડાની)
કદાચ એથી જ એ
સૌંદર્યનો એક નવો વિસ્તાર ખોલે.

# એક ગઝલ

ભીડનું એકાંત સ્પર્શે છે મને,
જાણે જોઇ કોઈ અડકે છે મને.

રોજ કોઈ આવીને મારા ઘરે,
તારું એ સરનામું પૂછે છે મને.

વૃક્ષ જેવો એકલો ઊભો છું હું,
વેલ જેવું કોણ વળગે છે મને.

તું નથી તો કોણ છે મારી કને,
શ્વાસ જેવું કેમ લાગે છે મને.

'જાલુ', મારામાંય કૂંપળ ફૂટશે,
એ હવે આંખોમાં રોપે છે મને.

## ઓછા કર્યા □ શિવજી રૂખડા 'દર્દ'

કાચના ઘરમાં રહી પથ્થર તણા સોદા કર્યા
એમ હાથેથી પછી એકે'ક ઘર ઓછા કર્યા.

નખ વધારી હાથની ત્વચાને ચીરી છે અમે
અંગ પરથી અંગનાં અંગો બધાં નોખાં કર્યાં.

આ અડાયાં પણ હવે પોતાપણું ભૂલી ગયાં
તાપનારે ખુદના હિસાબ સૌ ખોટા કર્યા.

ક્રોસ માથે લઈ ફરે છે જાતને ટીંગાડવા
તોય પાછા માપ કરતા હાથને મોટા કર્યા.

પગ તળે ખટકે કપાસી 'દર્દ'ના અસ્તિત્વની
એ કપાસી કાઢવા તળિયાં હવે પોચાં કર્યાં.

## ઉદાસીનતા જેવી વ્યાધિ

□ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

ઉદાસીનતા જેવી વ્યાધિ પૃથ્વી પર બીજી એકેય નથી.
સમાજના સંપર્કમાં આવીને આ હું બરોબર જાણી ગયો છું.
ઉદાસીન અગ્નિએ આવીને બધું બાળીઝાળી નાખ્યું છે,
ઉદાસીન નદી એની બાજુમાંથી ધીરગંભીર વહી જાય છે.

આજે ઉદાસી નથી, વ્યાધિમુક્ત, બંને હાથમાં મળ્યો છે
સંસારના ખાટાકડવા તૂરા રસથી છલોછલ કટોરો.
મનોગત જ બદલાઈ ગયું છે, સર્વાંશે જોઈએ છે –
સામાજિક સંપર્કના પૂર્ણ-અપૂર્ણ બે બાહુ.

કવિતા - શબ્દમાંથી અશબ્દ ગતિ
કવિતા : તંત્રી સુરેશ દલાલ
સળંગ અંક : ૧૪૬
વર્ષ : ૨૫, અંક ૨, ડિસેમ્બર ૧૯૯૧
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ











ખાસ સૂચના : કોઇ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મ
નહિ. અપ્રગટ કાવ્ય જ મોકલવું.

*પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.*

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુ વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિ સાથે કરવો.

*લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૨૦/-, ઍરમેલ રૂા. ૨૦૦*
*આ અંકના છૂટક ૧૨ રૂપિયા.*

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિ
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.

